# પ્રમાદધનની પ્રભુતા

અથવા

## સરસ્વતીચંદ્રનો ઉપસંહાર


કર્ત્તા,

દેસાઈ ધીરજલાલ નરભેરામ વકીલ

પાણીપતનું યુદ્ધ, બાજીરાવ બલ્લાળ પેશ્વા, નાના ફડણવીસ
તથા તરંગમાળા વગેરેના લેખક ભરૂચ



પ્રકાશક,

વ્રજલાલ જાદવજી ઠક્કર

માંડવીની પોળ, અમદાવાદ





દ્વિતીયાવૃત્તિ
પ્રત ૨૫૦૦

મૂલ્ય રૂ. ૪-૮-૦

વિક્રમાબ્દ ૧૯૭૮
ખ્રિસ્તાબ્દ ૧૯૨૨

અમદાવાદ, સલાપોસરોડ ઉપર આવેલા ધી "ડાયમંડ જ્યુબિલી"
પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અનુક્રમણિકા

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

**"પ્રમાદધનની પ્રભુતા"** પ્રજા સમક્ષ મૂકતાં તેમાં સમાયલા રહસ્યનો ઉલ્લેખ કરવો એ અવશ્યનું છે. પરમ સ્નેહી પૂજ્ય સ્વ. આ. ગોવર્ધનભાઇની લેખિનીથી મહત્તાને પામેલા સરસ્વતીચંદ્રના લેખ પ્રતિ પ્રજાના બેમત નથી. એમની નવલકથાના અંતમાં કુમુદની થયેલી સ્થિતિ મ્હને રૂચી નહિ અને તે સંબંધી રા. રા. ગોવર્ધનભાઇ સાથે વાત કરતાં મ્હેં તેમને મ્હારી આ નવલકથાનું પ્લૉટ સૂચવ્યું અને એ પ્લૉટ ઉપર એક નૉવેલ લખવા મ્હેં તેમને આગ્રહ કર્યો, ત્યારે તેઓશ્રીએ કહ્યું હતું કે: 'હવે મ્હારી ઇચ્છા નવલકથા લખવા તરફ નથી. ઉપનિષદોનું અધ્યયન કરૂં છું તે ઉપર લખીશ. તમે પ્લૉટ ઉપજાવ્યું છે તો તમે લખો.' તેઓ સાથેની આ વાતચિત પછી મ્હેં આ નવલકથાનો થોડોક લેખ લખી તેમને વંચાવ્યો. તે તેમને પસંદ પડયો. પરંતુ તે પછીનો બધો ભાગ, ધી ભરૂચ ઇન્ડસ્ટ્રીઅલ કૉટન સ્પિનિંગ એન્ડ વિવિંગ કંપની લીમીટેડની મિલ કરવાથી અને તેના ઉદ્યોગમાં પડવાથી પડી રહ્યો અને આખરે કેટલાક સ્નેહીઓની પ્રેરણાથી આ ગ્રંથ ઘણો કાળ વ્યતીત થયા પછી જાહેરમાં આવે છે. 'પ્રમાદધનની પ્રભુતા'માં મુખ્ય ઉદ્દેશ એ સમાવેલો છે કે, જે જે વિષયો ઉપર રા. રા. ગોવર્ધનભાઇથી ઓછું લક્ષ અપાયું છે યાને જે જે પાત્રોની ગતિ આગળ વધારવાને બદલે તેમને તે કાર્યમાંથી બાતલ રાખેલાં છે તે તે પાત્રોને–વિષયોને–વધારે પ્રાધાન્યત્વ આપ્યું છે તે વાંચનારને વાંચતાં વાંચતાં સમજાશે.

નવલકથાની વિષયશૈલી નવીન રીતે રચેલી છે. નાયક અને નાયિકા તથા ઉપનાયક અને ઉપનાયિકાનાં ચરિત્રો દર્શાવવા સાથે રસશૈલી જૂદી જ પાડેલી છે.

આ ગ્રંથની નાયિકા કુમુદ છે અને નાયક પ્રમાદધન છે. ઉપનાયિકા કુસુમ છે અને ઉપનાયક સરસ્વતીચંદ્ર છે. ગ્રંથની શરૂઆત ઉપનાયિકા કુસુમથી થાય છે. તે મુગ્ધા વયમાંથી શૃંગારમાં રંગાતી પ્રેમ જીવનમાં પ્રવેશ કરે છે. પ્રથમ મીરાં થવાની હઠ ધારતી હતી, તે મીરાં મટી ગૃહિણી થાય છે અને ગૃહિણીમાંથી ઉત્તરોત્તર ચઢતાં તુલસી, સીતા અને રાધાના ઉત્તમ પ્રેમપ્રસાદની પ્રભુતા દર્શાવી પતિને આનંદ આપી સંસારને ચકિત કરે છે. આખરે તેને સગર્ભા સ્થિતિમાં

છોડી છે; જે ભવિષ્યની લેખિનીને લલચાવનારૂં સાધન છે. ઉપનાયક સરસ્વતીચંદ્રને તસ્દી આપી નથી, મહાન્ શ્રમ નાયક પાસે કરાવ્યો છે.

આ ગ્રંથના નાયક પ્રમાદધનનો કથા ભાગ, સરસ્વતીચંદ્રના ત્રીજા ભાગમાં પ્રમાદધન નદીમાં તણાયો, કૂવામાં પડ્યો કે સમુદ્રમાં પડયો તે સંશયાત્મક વર્ણવ્યું છે. આ ગ્રંથમાં સમુદ્રમાં તણાઇ આવવાની સંકલના કરી અને પ્લૉટ તદ્દન નવીન કલ્પેલું છે. સમુદ્રમાંથી સ્ટીમરના કૅપ્ટને તેને બચાવી લેવાથી સમુદ્રમાં પ્રયાણ કરી તેણે ઇગ્લેન્ડમાં મહા પુરુષાર્થ પ્રકટાવ્યો છે. ઇગ્લેન્ડમાં સત્સંગતિના પ્રતાપથી કુનેહ, બુદ્ધિ ને યોગાનયોગના સંયોગથી તે પરમ મહત્તાને પામ્યો. વ્યાપારતંત્રમાં લક્ષ આપી પરમ સિદ્ધિને પામવા સાથે રાજ્યદ્વારી પારિતોષિકો પામી જનમંડળની અગ્રદ્રષ્ટિ ઉપર આવ્યો. યુરોપ અમેરિકા, આફ્રિકા તથા એશિયામાં વ્યાપારથી મહાન્ નામના પ્રાપ્ત કરી. ઇંગ્લેન્ડમાં ઇલ્કાબોથી ઊંચી પંક્તિમાં આવવાથી ઊંચા જનમંડળમાં ભેળાવાને ધર્મપત્નીની આવશ્યકતા છે એ પ્રશ્ને ગંભીર રૂપ પકડયું અને તેમાં પ્રિયાની આવશ્યકતા જણાઇ. પ્રિયા સારૂ પ્રિયતમે પ્રયાસ આરંભ્યો. એ મનોવેધક પ્રેમયાતનાનો ભાવ આખા ગ્રંથમાં દ્રવિત થયેલો છે. ઘણી નવલકથાઓ રચાઇ છે તેમાં નાયિકાઓએ પોતાની ચતુરાઈથી પતિને મેળવ્યો છે ત્યારે આ નવલકથામાં પ્રિયતમે પ્રેમયાતના કરતાં કરતાં અવ્યવસ્થિત સ્થિતિમાં રહેતાં, દૈવી કૃપાપ્રસાદથી–પતિએ–પત્ની મેળવી છે. સત્ય તપાચરણના પ્રતાપથી દૈવી કૃપા, ક્લેશમય જીવનનો અંત આણી વિભૂતિપ્રસાદ ખીલાવે છે તેનું આ તાદૃશ્ય ચિત્ર છે અને તે તરૂણાવસ્થામાં સંસાર યાત્રાએ નીકળનાર દંપતિઓને માર્ગ ઉપર દોરવાને આકર્ષણ કરનાર મહા શિક્ષણ છે. રીતિ, નીતિ, અને યોગ વિભૂતિના મહાપ્રસાદની છાયા પાડતાં, જગત્ માત્રમાં ભ્રાતૃભાવ વધારવાની મહત્તા બોધતાં, યોગવિદ્યાના પ્રભાવથી નક્ષત્રમંડળ સાથે જનમંડળનો યોગ કરી મહાન્ વિભૂતિઓ ઉત્પન્ન કરી સકળ જગતમાં શાંતિ પ્રસરે એવો ઉદ્યોગ કરવાની પ્રેરણાનું અંકુર ફોડયું છે તથા જનમંડળમાં આગેવાન ગણાતા પુરુષોને હુન્નર ઉદ્યોગનાં સાધનો વધારી તે દ્વારા જ ગુર્જર પ્રજાની સારી સેવા બજાવવાની ટકોર કરી છે. આગેવાન પુરૂષો અન્ય કાર્યોમાં ઝોકાયાં કરે છે તેને બદલે આ દેશના પ્રાચીન અર્વાચીન

ઉદ્યોગ હુન્નર સતેજ કરવા મહેનત કરે તો દરિદ્ર ગુજરાતમાંથી રાત મટીને કંઇક દિવસ થાય એમ આ લેખકનું માનવું છે. બીજી ચળવળો કરતાં એજ ચળવળ હિતકારી છે એ ઊંડો વિચાર કરતાં સમજાશે જ. છેવટે કુમુદને સંસારના દ્વારમાં પ્રવેશ કરાવી નવીન લેખિની માટે વિસ્તીર્ણ ક્ષેત્ર ઉભું રાખતાં નવલકથાનો અંત આણેલો છે. વિયોગીનો સંયોગ કરાવ્યો છે, પ્રમાદીને ઉદ્યોગપ્રિય બનાવ્યો છે. શોકને બદલે હર્ષ દર્શાવ્યો છે. અનીતિ જણાતી ત્યાં સુનીતિ રચી છે અને અપવિત્રતાને બદલે પવિત્રતાનો વિસ્તાર વધાર્યો છે એ આ નવલકથા વાંચતાં જ જણાઇ આવ્યા વગર રહેશે નહિ.

દરેક પ્રકરણમાં, નવીન રસશૈલીનો પ્રભાવ પ્રસરાવતાં અવનવા રસોને પ્રાધાન્યત્વ આપેલું છે; તે દરેક પ્રકરણમાં પ્રવેશ કરતાં વાંચકને જણાશે. સમાવેલા વિષયમાં કેટલાંક વિવેચનો અનુભવી જીવનનું દર્શન દેતાં હોવાથી ઘણાકને અમુક વ્યક્તિ ઉપક ટીકા કર્યાનું ભાન થશે; પરંતુ લેખકની એવી જરા પણ ઇચ્છા નથી અને મલિન વૃત્તિથી કોઇના અંતઃકરણને ક્ષોભ થાય એવું કરવાનો સ્વપ્ને પણ વિચાર નથી. તેમ છતાં કોઈ વ્યક્તિને એવું લાગે તો ક્ષમા ચાહું છું. નવલકથાનું સૂત્ર ઘણું ટૂંકું છે અને ગ્રંથનો વિસ્તાર મ્હોટો છે. તેમ થવામાં રસદોષ, જોડણીદોષ કે વાક્યદોષ થયા હોય તો તે દોષોની ક્ષમા આપી હંસ ક્ષીર ન્યાયે સાર ગ્રહી કૃતાર્થ કરશો.

ભવિષ્યની લેખિનીને, યોગદ્વારા ગગનમંડળમાં જનમંડળને નિમંત્રણ કરેલું છે. અધ્યાત્મ વિદ્યાની મહત્તાનું અંકુર ફોડયું છે. સ્થૂળ સૂક્ષ્મ વિદ્યાનો સંયોગ કરી, અપૂર્વ બળ પેદા કરી, પરમ કલ્યાણની શ્રેણી તરફ ઉછરતી પ્રજાને દોરવવા લલચાવી છે. પ્રભુ, ભવિષ્યની પ્રજાને જનલોક ઉપરાંતની વિભૂતિઓ પ્રાપ્ત કરી લેખિનીનો આદેશ સાર્થક્ય કરે એવી પ્રાર્થના છે અને જે કાળે તેમ થશે તે કાળે લેખિની કૃતાર્થ થઈ છે એમ સમજાશે. પ્રભુ તેમ જ કરો. તથાસ્તુઃ

ભરૂચ
તા. ૪-૪-૧૩ } ધીરજલાલ નરભેરામ

# દ્વિતીયાવૃત્તિના પ્રકાશકના બે બોલ

'પ્રમાદધનની પ્રભુતાની' પ્રથમાવૃત્તિ સંવત ૧૯૬૯ માં પ્રસિદ્ધ થયેલી હોઇ તેની ૨૬૦૦ પ્રત છાપવામાં આવી હતી. એ પ્રતો ઘણી ઝડપથી વેચાઇ જવાથી અને બીજી આવૃત્તિ માટે નવલકથાપ્રિય સજ્જનોની ઉપરા ઉપરી માગણી થતી હોવાથી અમે આ આવૃત્તિ છપાવવાનો અમારો વિચાર શ્રીયુત ધીરજલાલભાઇને નિવેદન કર્યો. તેઓશ્રી પણ પોતાના પુસ્તકની સચિત્ર દ્વિતીયાવૃત્તિ થયેલી જોવાની આંતરિક અભિલાષા રાખતા હોવાથી યોગ્ય શરતો સાથે તેમણે અમને આ આવૃત્તિ છાપવાની રજા આપી અને અમે આજે આ લોકપ્રિય નવલકથાને ગુર્જર સાહિત્યવિલાસી સજ્જનોની સેવામાં સમર્પણ કરી શકીએ છીએ એ માટે પરમકૃપાળુ પરમાત્માનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

આ આવૃત્તિમાં મુખ્યત્વે કરીને કાંઇ વિશેષ સુધારો વધારો કરવામાં આવ્યો નથી. પ્રૂફ પણ પ્રથમાવૃત્તિ પ્રમાણે જ તપાસાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી તેથી જો કદાચ પ્રથમાવૃત્તિના દોષો આ આવૃત્તિમાં રહી ગયા હોય તો તે માટે લેખક અને પ્રકાશક ક્ષમા યાચે છે.

પાશ્ચાત્ય યાદવાસ્થળીનો અંત આવી ગયા પછી પણ કાગળો, છપામણી, બંધામણી વગેરેના ભાવોમાં ઘટાડો થયો નથી. ઉલટું યાદવાસ્થળી ચાલૂ હતી એ વખત કરતાં અત્યારે છપામણીના ભાવમાં ત્રણગણો વધારો થયેલો છે. વળી મોંઘવારીની દરકાર નહિ કરતાં આ આવૃત્તિમાં સુંદર ચિત્રો મૂકવાની વ્યવસ્થા ઘણા મ્હોટા ખર્ચે કરી છે. કાગળો પણ સારા ખરીદી અમદાવાદના અત્યંત લોકપ્રિય તેમ જ સૌરું કામ કરવા માટે વિખ્યાત થયેલા મુદ્રાલયમાં આ નવલકથા મુદ્રિત કરાવી છે. આ સઘળો વિચાર કરતાં તથા બીજા ગ્રંથપ્રકાશકો તરફથી હાલમાં જે પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તેના મૂલ્ય સાથે તુલના કરતાં આ આવૃત્તિનું જે મૂલ્ય રાખવામાં આવ્યું છે તે સર્વને ઉચિત જણાશે એવી આશા રાખવામાં આવે છે.

માંડવીની પોળમાં, પડી પોળ. }
અમદાવાદ તા. ૧–૭–૨૨ }

સાહિત્યસેવક,
**વ્રજલાલ જાદવજી ઠક્કર**




કુસુમ : " આજે આટલી બધી ત્વરા કેમ છે ? "

પૃષ્ઠ ૧૫

Luhana Mitra Press. BARODA.

# પ્રમાદધનની પ્રભુતા

## પ્રકરણ ૧ લું

### કુસુમમાં પ્રીતિનો ઉદ્ભવ

न कठोरं नवातीक्ष्णं मायुधं पुष्प धन्वनः
तथापि जितमेवाऽसी दमुना भुवनत्रयं
एकं वस्तु द्विधाकर्तुं बहव: सन्ति धन्विनः
धन्वी समार एवैको द्वयोरैक्यं करोतियः

"પુષ્પના ધનુષ્યવાળા (કામદેવ)નું આયુધ કઠોર નથી અને તીક્ષ્ણ નથી તો પણ તે વડેજ આ ત્રણે ભુવન જીતાયાં છે. એક વસ્તુની બે કરી નાંખનાર ઘણા ધનુષ્યધારિયો છે, પરંતુ બેનાં એક કરી નાંખનાર તો ફક્ત તે એક જ પુષ્પધનુષ્યવાળો (કામદેવ) છે."

" In loving thou dost well, in passion not;
Wherein true love consists not,
Love refines the thoughts and heart enlarges;
has its seat in reason, and is judicious, is the
Scale. By which to heavenly love
thou mayst ascend." *Milton.*

"પ્રેમ કરવામાં તું સારું કરે છે, પરંતુ મનોવિકારમાં સારું નથી; ખરો પ્રેમ તેમાં નથી. પ્રેમ વિચારને સુધારે છે અને હૃદયને વિકસિત કરે છે. તેનું આસન બુદ્ધિમાં છે અને તે વિવેકી છે. પ્રેમ છે એ નિસરણી છે જેના સાધનથી સ્વર્ગીય પ્રેમે તું ચઢી શકશે."

"પ્રીતડીની રીત અતિ અટપટી ઓધવજી,
થવાનો ઉપાય પણ જવાનો જડે નહિ;
\+ \+ \+ \+
"સુણો ઓધવજી પ્રેમતણો પંથ અગમ તમો શું જાણો,
સ્નેહસાગરનું નથી પીધું પય ત્યાં લગી જોગ વખાણો."

દયારામ.

કુસુમને મુંબાઇ આવ્યે એક વર્ષ વીતી ગયું હતું. મનોહર મુંબાઇની આધિ, વ્યાધિ અને ઉપાધિના ગુણદોષથી તે પરિચિત થઇ ગઈ હતી. નવા જીવનનું તારતમ્ય તેના આગળ ઉન્નત થતું સૃષ્ટિક્રમમાં ધસવા વેગપૂર્વક તત્પર થયું હતું. અણસુંઘ્યું ફુલ, નખ-વડે પણ અણચુંટી કળી, અણવિંધ્યું મોતી, અણચાખ્યું નવું મધ ને ખંડિત થવા ન માંડેલા પુણ્યના ફળ જેવી કુસુમના શુદ્ધ અંતઃ-કરણમાં, કુસુમશરધારીએ સત્તા મેળવવા માંડી હતી. વાંચનાર, કુસુ-મનો વાંક કહાડતા નહિ. ત્રિગુણાત્મક સૃષ્ટિના ક્રમનો એ એક ચમ-ત્કાર છે. તેની સત્તા સકળ ઉપર થોડી કે ઘણી સમયપરત્વે મહત્તા સ્થાપે છે. જીવનસૃષ્ટિમાં સત્ત્વ, રજ અને તમ એ દ્રઢ બંધન છે. સત્ત્વગુણ વધે છે ત્યારે જ્ઞાનની પ્રાપ્તિ થઇ પરમપદમાં જવાય છે. રજોગુણ વધે છે ત્યારે સ્વકાર્યમાં ઉત્સાહ અને પ્રવૃત્તિ વધે છે અને તેથી પ્રેમ, પ્રીતિ, પ્રિયતા, પ્રણય, સ્નેહ, ભક્તિ એ જુદા જુદા રૂપમાં ગણાતા રજોગુણના પરમાણુઓ સ્ફુરી રહે છે. તમોગુણ વધે છે ત્યારે દ્વેષ, વૈર, તિરસ્કાર, વિરોધ આદિ વિનાશક પરમાણુઓ પ્રબળતા દર્શાવે છે.

સત્ત્વગુણ પ્રાપ્ત થતા પહેલાં તમ અને રજને જીતવા પડે છે. તેમાં નીચ કોટીનો તમોગુણ કેવળ દુઃખથી ભરેલો છે. તે સકળના નાશનું કારણ છે. તેને તરવાને અતિ યત્ન કરવો પડે છે. રજોગુણ એ સત્ત્વ અને તેમની વચ્ચેનો પ્રદેશ છે. રજોગુણી પ્રકૃતિ તમમાં પણ જઇ શકે છે. રજોગુણના પ્રદેશમાં રહી પ્રેમને ઉત્તરોત્તર ઉચ્ચ પ્રદેશમાં આણે તો પ્રેમ લક્ષણામાંથી પરાભક્તિમાં જઇ પરમપદને પામે છે અને જો પ્રેમને દ્વેષનું કારણ કરી તમોગુણમાં પ્રવેશ કરે તો નીચગામી થઈ અધમ દશામાં આવી પડે છે. રજોગુણના પ્રેમ-પ્રદેશમાં ઉચ્ચગામી હોય છે તે મનુષ્યો સુખપ્રદેશમાં જઈ શુદ્ધ પ્રેમામૃત પી અમર થાય છે. રજોગુણના પ્રદેશમાં સુખ દુઃખ મિશ્ર અનેક વનો આવે છે અને તેમને ભેદી સત્ત્વગુણના પ્રદેશમાં જતાં દામ્પત્યપ્રેમ, મિત્રપ્રેમ, પ્રજાપ્રેમ, માતાપિતા પ્રેમ, કુટુંબપ્રેમ, સ્વદે-શપ્રેમ, વિશ્વપ્રેમ ઇત્યાદિ પ્રદેશને ભેદતાં ભેદતાં અંતે પ્રભુપ્રેમના પ્રદેશમાં મહાપદને પામવા જવાય છે. એ રીતે સંસારસાગર અને ભવસાગર તરવાને પ્રેમરૂપી નૌકામાં બેસી, પ્રેમ ભૂમિકાના પ્રદેશમાં થઇને જવાની, જીવનસૃષ્ટિના સર્વ મનુષ્યને આવશ્યકતા થાય છે.

તે પ્રેમદેશના જીવનના ચમકારા કુસુમને થવા માંડયા હતા. વિચાયલી પ્રેમકળીમાં સરસ્વતીચંદ્રનાં પ્રેમકિરણોએ પ્રવેશ કરી તેને વિકસાવવા માંડી હતી. તે વિકાસ પામતાં પામતાં આજે એકાએક પૂર્ણ વિકાસને પામી છે. અણધારેલા નવા મદે તેને મદોન્મત્ત બનાવી છે. સ્વતંત્ર મદમાં મદોન્મત્ત હસ્તિનીના પેઠે વિચરનારીને, પ્રેમબંધને નમ્ર અને મર્યાદશીલ બનાવી છે. લજ્જા વિવેકે મુખમુદ્રા ઉપર લાલી પસરાવી છે અને હૃદયમાં થતા વિકારે નરમ ઘેંષ જેવી બનાવી આધીનતા સ્વીકારાવી છે. અત્યાર સુધી સર્વેને નહિ પત કરનારી કુસુમ, હૃદયના અધિશ્વરને સહસા આધીન થવા લાગી છે.

સરસ્વતીચંદ્રે, કુસુમની વૃત્તિને અનુલક્ષી વૈભવ ઉન્નતિમાં લાવવા અને સંસારસાગરમાં નાંખવા ઉતાવળ કરી નહોતી. પ્રિયા રસિક બને અને રસિકતાને સમજતી થાય તેવી અનુકૂળતા કરી આપી, દ્રઢતા રાખી, પ્રેમામૃત સાગરમાં પાડવાની યોજના ઘડી હતી.

તેને અનુસરી વિહારનાં સ્થાનો અને અંગ્રેજી તથા પ્રાચીન વિદ્યાને અનુસરી રસિકતાની વૃદ્ધિ સાથે બુદ્ધિ પરિપક્વ થવા જેવા ગ્રંથો આદિની સામગ્રી પુરી પાડેલી હતી; વિહારનાં સ્થાનો રમણીય અને ચક્ષુને ઠારે એવાં હતાં. અવર સ્થળ કરતાં મુંબઇના વિલાસની પરિસીમા આજે વધારે લક્ષ ખેંચનારી છે. તેમાં સરસ્વતીચંદ્રનાં વિહારાશ્રમો અતિ ઉત્તમ હતાં. દરેક વિહારાશ્રમમાં ઋતુ ઋતુને અનુકૂળ થઇ પડે એવા વૈભવની ગોઠવણ રાખી હતી. એટલું જ નહિ પરંતુ જે જે સમયે જે જે ઋતુનાં સુખની ઇચ્છા થાય તેવાં સુખને અનુભવાવે એવાં વિહારાશ્રમો તૈયાર કરેલાં હતાં. ગ્રીષ્મ, વર્ષા, હેમંત આદિ ષડ્ ઋતુઓ, પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, અને સાયંકાળના સુખને યથાયોગ્ય પ્રાપ્ત કરાવે એવા મંડપો, રાત્રિના પ્રથમ પ્રહરથી તે ચારે પ્રહર સુધીને માટે અનુકૂળ થાય એવાં શયનગૃહો, ચંદ્રિકા સમયે અનુભવવાની ગચ્છીઓ અને તેમાં શીતાદિના દોષો પ્રવેશ ન કરે તે માટે બિલોરી કાચથી આચ્છાદિત કરેલા ઘુમટ જેવા આકારનાં ઉત્તમ પ્રકારનાં આચ્છાદનો બનાવી ચાંદનીની અપૂર્વ મનોહરતામાં અસીમતા દર્શાવવા અનહદ યત્ન કીધો હતો. વસંતની મનોહરતાનો અનુભવ કરવા અને તેમાં કોયલના ટૌકાનો મધુર ધ્વનિ ગર્જાવવા કૃત્રિમ પણ નૈસર્ગિક આનંદ આપતી યુક્તિઓ રચવામાં કચ્ચાશ રાખી નહોતી, અને ન્હાના ન્હાના બેસવા ઉઠવાને કરેલાં વિનોદવિહારને

અનુકૂળતા આપે એવાં સ્થાનોની મણા નહોતી રાખી. મુખ્યત્વે કરીને કુસુમ જેવી સ્વતંત્ર વિચારપ્રવાહમાં વહેતી બાલિકાને, સૃષ્ટિનો ચમત્કાર ધીમે ધીમે સંસાર–વાહિની બનાવે એવી રચના રચવામાં વધારે લક્ષ અપાયું હતું, અને અવકાશ સમયે બેસતાં ઉઠતાં, સહસા દ્રષ્ટિપાત કરતાં, પણ નવિન ચમત્કાર લાગી કુસુમના હૃદયની ઝીણી ઝીણી ગુંચવણો, સુતરની ગુંચવાયલી ગાંઠોની પેઠે ઉકલી જાય એવી જોગવાઈ કરવામાં આવી હતી. નાના પ્રકારના ફુવારા, કૃત્રિમ હોજો અને કેટલેક સ્થળે હોજ છતાં ભૂમિનું ભાન કરાવતાં સ્થાનો અને કેટલેક સ્થળે ભૂમિ છતાં હોજનું ભાન કરાવતાં સ્થાનો રચેલાં હતાં. તેમજ સકળ સ્થળ, ઈરાની ગાલીચા, સેતરંજીઓ, તથા જાજમોથી યોગ્યતા પ્રમાણે આચ્છાદિત કર્યાં હતાં. દરેક ખંડના વિભાગ પાડી તેમાં તેને અનુસરતાં અમેરિકન, ઈટાલિયન તથા રવિવર્માને હાથે ચિત્રેલાં ચિત્રો ગોઠવેલાં હતાં. નાના પ્રકારના ધૂપોથી સુવાસિત કરવાની યોજનામાં ખામી નહોતી; તેમજ જ્યારે અને જ્યાં જોઈએ ત્યાં હાથ લાગે એમ અત્તર, સેંટ, લવેન્ડરવૉટર ગોઠવ્યાં હતાં. મેવા મીઠાઈની પણ સારી અનુકૂળતા રાખી હતી. ગાન તાનની ઈચ્છાને સંતોષવા માટે હારમોનિયમ, કળથી વાગતાં ફોનોગ્રાફ વાજાં તથા નૃત્ય કરતી પુતળીઓ સ્થળે સ્થળે ગોઠવી હતી. નવીન નવીન કૌતકો જોવાની મનોવૃત્તિને શાંત પાડવા માટે ઇલેક્ટ્રિસિટીથી થતાં ચમત્કારોનાં યંત્રો વગસર ગોઠવવામાં આવ્યાં હતાં. ગુલાબ, મોગરો, જુઈ, મન્દાર તથા બકુલનાં પુષ્પોની માળાઓ, ખીંટીઓ, વિરામાસન તથા શયનાસન ઉપર લટકી રહી, મંદ મંદ પવન આવતાં મગજને તૃપ્ત કરવાને નિત્ય નિયમિત ગોઠવાતી હતી.

આજે આ દરેક સ્થળે કુસુમ ફેરા ઉપર ફેરા મારી થાકી હતી. તેના જીવને જરાપણ કરાર જણાતો નહોતો. મુખ ઉપર લાલી પ્રસરી રહી હતી. આંખમાં લજ્જા આવતી હતી. નાકના ટેરવા ઉપરની નસ જરા જરા ઉન્નત થતી, નવિન કૌતક કરતી અને તેથી હૃદય ઉપર નવીન તત્વની સત્તાપ્રસરતી હોય એમ કલ્પી શકાતું હતું. જેણે મીરાંબાઈ થવા દૃઢ આગ્રહ કર્યો હતો, જે મદનના નામને પણ ધિક્કારતી હતી, મદનને શોધવાને જેણે જરા પણ પ્રયત્ન કર્યો ન હતો, જેને તે ઓળખતી પણ નહોતી, તેની કળા શાને કહેવી તેની જેને ભ્રાંતિ પણ નહોતી, કૌમાર્યાવસ્થામાં ઉચ્છૃંખલ, સ્વતંત્ર રહી જેના બળને સર્વદા

નિર્માલ્ય ગણતી હતી, સર્વકાળ કૌમાર્યતા નિભાવવાને જે બાલ્યાવસ્થાથી જ આગ્રહી હતી, અને તેથી જ તે શ્રૃંગારના કાવ્યને પણ દૂર પટકી દેતી હતી, મદનની વાસનાયુક્ત વાતોને તોડી પાડતી હતી, તેના ઉપર અખાડા કરતી હતી, પરણવાની વાતો કરનારને ધક્કા મારતી હતી તેજ કુસુમના શરીરમાં ગુપ્તપણે, લક્ષ્યમાં ન આવી શકે એવી રીતે, અણદીઠે અને અણસ્પર્શે મદને નાડીએ નાડીએ અને રૂંવે રૂંવે તનમનાટ મચાવી મુકયો હતો. મુગ્ધા કુસુમના હૃદયનાં પડે પડે શ્રૃંગારનો રંગ રંગાઇ ગયો હતો. જેવું જ્ઞાન ઉચ્ચ તેવો અભિલાષે ઉચ્ચ, તેનું સ્વાતંત્ર્યે ઉચ્ચ અને તેના મદનનો તનમનાટ સાધારણ આદમીથી ન કળાય એવો હોય છે. ચકોર કુસુમના કુમળા શરીર ઉપર મદનદૈવત ચમકારા મારી તેને ચમકાવી રહ્યું હતું. તેના લાવણ્યમાં આજે વિલક્ષણ ફેરફાર થયો હતો. યુવાવસ્થાને પ્રથમ પગથીએ ચઢેલી કુસુમ પ્રથમ સ્વચ્છંદે જે કંઇ કરતી તે કરવાની હિમ્મત હમણાં મદને હરી લીધી હતી. લાવણ્ય અને મર્યાદાએ તેને લજ્જાશીલ બનાવી હતી, તેને શરીર સંકોચવાની અને ઓઢિયું વાળવાની એકાંતમાં પણ જરૂર પડી જતી હતી. મણીરાજનો સત્કાર કરવા ધસેલી, ભૂરૂં રેશમી ઓઢણું તથા કસુંબલ ચણીઓ પહેરી, ગારવર્ણથી નિખાલસ જણાતી કુસુમ, આજે તે જ વર્ણ અને તે જ સૌંદર્યયુકત હોવા છતાં વય વધવાથી તેનામાં ન્યૂનતાજ જણાતી હતી, કેમ કે અદૃશ્ય મદને એને બાહુપાશમાં પકડી હતી. મદનને એણે બહુએ તરછોડયો, બહુએ વેગળો રાખ્યો, પણ [1]કાઠીનાં વેણ સત્ય થવા જેવું થવા માંડયું. અણદીઠે, અણઇચ્છાએ મદને તેને વયને હીંચકે ચઢાવી હીંચકા ખવડાવવા માંડયાં, હૃદયમાં ઉલ્કાપાત કીધો, હૃદયમાં થઇ વહેતા શોણિતના સમુદ્રને મસ્તીએ ચઢાવ્યો, ઉષ્ણ શોણિતના રેલા નસેનસમાં ઉછળવા લાગ્યા. મદનના વાયુએ બે નાસિકામાંથી જોસભેર વહેવા માંડયું, મગજના ચાકને ભમાવી નાંખ્યું, મદન વંટોળીએ ચઢેલા દેહને વિભ્રાંત બનાવી દીધો, એના ચિત્તને હરી લીધું, ચગડોળે ચઢાવી દીધું. એવી વિભ્રાંત સ્થિતિ અનુભવતી સુકોમળ બાળા કૌમાર્યવ્રતમાં મહાન્ ઉલ્કાપાત થવા માંડયો. એના સુગોળ બાહુ, સુગોળ મણીકંકણથી મદન ગર્જના દર્શાવતા છુપતા નહોતા. શુક જેવી મનોહર નાસિકા મદનરંગથી પતાકા ઉડાવતી હોય તેમ નીચી ઊંચી

---

૧ સુંદરગૌરી.

થતી જોનારને એના હૃદયભાવનો ભાસ આપતી હતી. ગૌર ગાલમાં તકતકતો ગુલાબી રંગ જોનારની આંખમાં એના હૃદયની છાયાના ચિત્રને ખડું કરતો હતો. ગોળ પયોધરને સુંદર ઝીણી મલમલની ઝુલવાળી ચોળીથી આચ્છાદિત કર્યા છતાં તે અંદર સમાવા ન માગતાં હોય તેમ શ્વાસોચ્છવાસથી ઉછળતાં તે ઉપર આવી રહેલી ગોળ મોતીની ગોળ માળાને ગોળ પયોધર ઉછાળી રહ્યાં હતાં. કુસુમ વારે વારે કેશ-પ્રદેશ ઉપર હાથ ફેરવી તેને વ્યવસ્થિત કરવાને યત્ન કરતી, તેથી જાણે તે મદનપતાકાને સમેટવા મથતી હોય તેમ વગર વિચાર્યે અને વગર ધાર્યે તેનાથી આપોઆપ હાવભાવ થઇ જતા હતા. શરીર ઉપર ધારણ કરેલો કેસરી રંગનો ઝીણો રૂપેરી પટીવાલો સાળુ, શરીરને આચ્છાદન કરવાનું ભૂલી જઇ, વારે વારે અવયવોથી અવ્યવસ્થિત થતો સ્વચ્છંદી જણાતો હતો. તેમાં મર્યાદાને સાચવવાનું કાર્ય લઇ બેઠેલા બન્ને હાથ મર્યાદા સાચવવાનું કામ કરવા જતાં જતાં જાણે મદનને આધીન થયા હોય તેમ મદનના તનમનાટને વધારે ઉચ્છૃંખલ થવાનું સાધન આપતા જણાતા હતા જે સર્વને બોલ બોલતાં બાંધતી તે આજે મદનથી કોણ જાણે કેમ બંધાઇ ગઇ હતી! બંધાનારીને તેની કશી ખબર નહોતી. આજે એ ઘટિકામાં તો તેણે તેના મગજને અને તેના હૃદયને ડોહોળી નાંખ્યું હતું. હમણાં એને કોઇ જોનાર નહોતું, તેમ તેનાથી કોઇને કંઇ કહેવાય એવું નહોતું, તેમ કોઇને કહેવાની તેની હિમ્મત ચાલે તેમ પણ નહોતું. મદન જેમ જેમ તેને દોરી લઇ ગયો તેમ તેમ તે મુંગી મુંગી ગઇ અને આખરે થાકી નિશ્વાસ મુકતી મુકતી રંગભુવનના એક સોફા ઉપર પડી અને તેણે ઊંડો નિશ્વાસ મુકયો. નિશ્વાસ મુકનારીને તે શાથી નિશ્વાસ મુકતી હતી તેનું ભાન નહોતું. તેણે તો છાનામાના સોફા ઉપર પડી શયનગૃહને જોયાજ કર્યું. આંખમાં આંસુની છાલકો ભરાઇ આવી. શાથી આંસુ આવ્યાં તેની તેને કશી પણ ભ્રાન્તિ નહોતી પણ એટલામાં સહસા રંગમહેલની ભીંત ઉપર દ્રષ્ટિ પડી. સરસ્વતીચંદ્રની સર્વાંગ ચિત્રેલી મનોહર છબી દ્રષ્ટિએ પડી. તે જોઇ છેક લજ્જાયમાન થઈ ગઇ અને ચક્ષુમાં કંઇ ઓરજ ચમત્કાર થવા માંડયો. કેટલીક વાર સુધી તો તે છબીને તાકી તાકીને જોઇ રહી. વળી નિશ્વાસ મુકયો અને તેણે મનને પ્રશ્ન પૂછયોઃ "મ્હારા આવા હાલ શાથી થયા છે? હાય, હાય હું આવી ઘેલી કેમ બની છું? અરે, મ્હને ઘેલી કુસુમ કહી જે મંત્ર,

મંત્ર મુકનારીએ મુકયો છે ત્યારથી જ ઘેલી લઇછું. અરે, એ મંત્ર મુકનારીએ મ્હારા ટેકને તજાવ્યો છે એને હું શું કહું? અરે! સ્વતંત્ર સ્વચ્છંદી મીરાંબાઇને તેંજ પાંજરામાં પુરી છે. હવે એને મ્હારાથી શું કહેવાશે? એને કહેવામાં મ્હારી ફજેતી થશે. એ મ્હને હસશે. અરે કુસુદબ્હેન, તેં મ્હને મીરાં થતાં અટકાવી. હું બંધાતી નહોતી, એણે મ્હને બાંધી. એ મ્હને કહેતી કે, 'ત્હારા ઉપર હું બળ કરતી નથી.' પણ એણે મ્હને એવા ખાડામાં નાંખી કે, મ્હારા ઉપર કોણ બળ કરે છે તે પણ કળાતું નથી. વળી એ ડાહી ડમરીએ મ્હારી પરીક્ષા કરી અને ન્યાય આપ્યો કે હેતુ વિનાનો પક્ષપાત તે જ સ્નેહ. હા, બ્હેન હા, ત્હારી એ પરીક્ષા ખરી પડી. હું જુઠી થઇ. આ છબી તેથી જ મ્હારા ઉપર સત્તા ચલાવે છે. કુસુદ, વ્હાલી કુસુદ, આજે હું ત્હને નહિ મળું. ગુમાનબાને મુખ નહિ બતાવું. લે કુસુદ, તું મ્હને હસશે તે મ્હારાથી જરા પણ ખમાશે નહિ. હું કૌમાર્ય અવસ્થામાં જેવી ઉચ્છૃંખલ હતી તેવી થઇ તને ધક્કો મારીશ. હા, બાપુ હા, હવે તુંયે મ્હારી મજાક કરવાની! કહે, તેં મ્હને ઘેલી કુસુમ કેમ કહી?

"પ્રાણી માત્રના જીવનમાં પળે પળે નવી નવીનતા આવે છે. એ ત્હારો ઉપદેશ ખોટો ન પડયો. કાકી, માયા અને કાયા એનો ભય કહેતી, અને એકલાં કૌમાર્યવ્રત પાળવાથી હાની છે તથા જીવન નષ્ટ ભ્રષ્ટ થવાનો સંભવ છે એવું કુસુદ તું સમજાવતી તે પણ આજે ખરું દેખાવા લાગ્યું. ત્યારે શું મ્હારા સ્વતંત્રતાના વિચાર ખોટા હતા? તે શી રીતે ખોટા પડયા તે જરા પણ સમજાતું નથી. હા, બ્હેન કુસુદ, તું જીતી. તેં મ્હને થકવી. મ્હને કળથી વાળી પણ હવે આજે તો મ્હને જરા પણ કળ વળતી નથી. એ સર્વ દુ:ખ–મનોપાધિના બીજને તું જ રોપનાર છે. એની જ દોષિત છે." એમ કહેતાં કહેતાં આંખને વિકસાવી જરા તેજસ્વી કરી ઠપકો આપવા જેવું ચિહ્ન કર્યું પણ એનો ઠપકો સાંભળનાર કોઇ નહોતું. એટલામાં સોફાની બીજી બાજુએ દ્રષ્ટિ કરી, ત્યાં કુસુદની છબી દ્રષ્ટિએ પડી. કુસુમ શરમાઇ ગઈ. જાણે મ્હોટી બ્હેન પોતાની સન્મુખ હોય તેમ લાજ લાગી અને તે લજ્જાની મારી મ્હોં ઉપર ઘુમટો તાણી દઇ, શરમની મારી મુખને સંતાડી દઇ, સોફા ઉપર ઊંધું નાંખી સુઇ ગઇ. કેટલીક વાર સુધી ઊંચું મુખ કરવાની ભ્રાન્તિ રહી નહિ.

સ્થૂળ કામવાસનાથી દૂર રહેવાનો આગ્રહ ધરનારીના હૃદય-

પટ ઉપર આજે સૂક્ષ્મ કામે પૂર્ણ સત્તા ચલાવી. સંસારિણી છતાં કૌમાર્યવ્રત પાળવા ઇચ્છનારીને નવીન સત્તા હેઠળ દબાવી તે ધીમે ધીમે સોફા ઉપર બેઠી. કુમુદની છબીથી લજ્જાશીલ થયેલી બાળા સરસ્વતીચંદ્રની છબી નીચે એક સુંદર બીલોરનો આયનો હતો તેમાં પોતાનું બ્હાવરું મુખ અને કેશપાશમાંથી છુટા પડી આગળ આવેલા પવનથી જરા જરા ઉડતા વાળોને જોઇ તેને સમારતી પાછી લજ્જાને આધીન થઇ ગઇ. તે મનમાં ને મનમાં બોલી: "બળ્યું, આમ બેસી રહેવાથી ઉલટી બેચેની વધશે. મન માંકડું છે, એને તો પાંજરામાં પુરેલું જ કામનું." એમ કહેતાં કહેતાં સોફા ઉપરથી ઉઠી પુસ્તકો તરફ ધસી. પુસ્તકો હાથમાં લેવા માંડયાં. પુસ્તકોનો મ્હોટો ભાગ એણે વાંચી નાખ્યો હતો, તેથી તેમાં નવીન પુસ્તકો જોવા લાગી. પ્રથમ જે પુસ્તકોમાં સાર નહિ જણાયલો તે જ પુસ્તકોને ફેંદવા લાગી. એક ગ્રંથ ખોલતાં નીચેનું પદ દ્રષ્ટિએ પડયું:

વસંતતિલકાવૃત્ત.

આ કામનો સચિવ ચંદ્ર શૂરો બનીને,
તારાગણો રૂપિ સિપાઇ જમા કરીને;
જેઓ પ્રિયા મુકી પ્રવાસિ પણે રહે છે,
તે લોકને અતિ સજા કરવા ચઢે છે. ૧

વાંચતાં વાંચતાં કુસુમ વિચારમાં પડી: "આ તો ઉલટું નીકળ્યું. આજે તો મ્હને સજા થાય છે, ત્યારે શું એમને પણ આમ હશે?" વિચાર કરતાં કરતાં શરમાઇ ગઇ. વળી જરા આગળ વાંચ્યું:

વંશસ્થવૃત્ત.

વિયોગિને મોસમ આ અનંગની,
અતી સતાવે કિરણોથી ચંદની;
પ્રિયા તણો જે સ્થળમાં નિવાસ છે,
ન હોય ત્યાં આ રૂતુ તો જ ઠીક છે. ૨

"શું પુરુષો આટલી બધી દયાના અધિદેવ હશે?" પતિ ઉપર પ્રેમવાત્સલ્ય તરી આવ્યું. પતિની મુખમુદ્રાને પાછી છબીમાં નિહાળી વિચારમાં પડી. પાસેના ગોળ ટેબલ ઉપર આખા કુટુંબની છબીઓનું એક આલ્બમ પડયું હતું. તેના ઉપર સરસ્વતીચંદ્રની છેલ્લી અને તાજી છબી સુંદર ફ્રેમમાં મઢી મુકી હતી. તે હાથમાં લઇ છાતી

૧-૨ રંભા રતિલાલ ત્રોટક.

સાથે ચાંપવા લાગી, ધીમે ધીમે નિહાળવા લાગી. એટલામાં ખૂણે કેસમાં સ્વ૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ પ્રગટ કરેલું બૃહત્ કાવ્ય-દોહન હતું તે હાથમાં લીધું ને પાનું ખોલતાં જ દ્રષ્ટિ પડી:

કન્યા કહે અવયવ પ્રભુના, આ પુરૂષ કોઇ વૃદ્ધ,
ચિત્રલેખાએ લખીને દેખાડયો, કાગળમાં અનીરૂદ્ધ,
કાગળમાં.

મુગટ ભમર પર વદન સુધાકર, નેત્ર બે અંબૂજ,
ઘેલી ઓખા ધાઇને ભેટી, કાગળને ભરી ભૂજ.
કાગળમાં.

ધન્ય ધન્ય નાથજી, હાથ ગ્રહીને, ન મૂકીએ તે ખોડી સારૂ;
હૃદય અબળાનું હોય કાચું, કોણુ ગજું છે મ્હારૂ.
કાગળમાં.

ના, ના, બોલો મારા સમ છે, લાજો છો શા માટે,
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે.
કાગળમાં.

" વળગ્યામાં કાગળ ફાટે ! વળગ્યા......માં...કાગળ ફાટે ! હા, હા, વળગ્યામાં કાગળ ફાટે. પ્રેમાનંદ ભટ, " તેં પણ મ્હારી મશ્કરી કરી ! " છાતી સાથે ચાંપેલી છબી સાથે એ પદ વળી પાછું પાંચ છ વખત રટન કરતાં કરતાં છબીને ચક્ષુ સામી ધરી. વળી હેત આવવાથી અધર સુધી લઇ ગઇ. છબી બગડશે એ ભ્રાંતિએ જરા થોભી. વળી પુસ્તકમાં નજર ગઇ:

વલણ.

કાગળ ફાટે કામની, ચિત્રલેહા બોલી વાણીરે;
ઓખા કહે તું દ્વારિકાંથી, આપ પ્રભુને આણીરે;

" મ્હારે તો સખીએ નથી. અહા, ચિત્રલેહા જેવી સખી કેવી હશે ? અહા, સંસારમાં વળી સખીનુંયે કામ ? સખી શું અંતરની ગાંઠોને ધીમે ધીમે ઉકેલતી હશે ? શું પ્રેમાનંદે ગપ્પાં તો નથી માર્યાં ? ગમે તેમ હોય, પણ " વળગ્યામાં કાગળ ફાટે. " એ વાક્યે તો મ્હને આબેહુબ મહાત કરી છે. પ્રેમાનંદ તુંયે ખરો, આજે તેં મ્હને ચમકાવી. જે બધાને થરથરાવતી હતી, 'તેને જરા વારમાં તેં મહાત કરી." તેણે વળી સ્નેહમુદ્રાને ખોલી દ્રષ્ટિ નાંખી. તે વાંચતાં બમણી ચકિત થઇ. કુસુમ થરથર કંપવા લાગી:

નથી ગમતું–ગમતું નથી ગમતુંરે,
પ્રિય પ્રાણ ! તું વણ નથી ગમતુંરે. નથી.
શું કરવું તે સુઝતું નથી, ને મન;
વ્હાવરૂ વ્હાવરૂ ભમતુંરે. નથી.

સ્નેહમુદ્રાને હાથમાં લઇ, દૂર નાંખી દઇ, જાણે તેના ઉપર ગુસ્સો કરતી હોય તેમ ગણગણી:

" મ્હારા હૃદયની તું શું મશ્કરી કરે છે ! તને રાંક કુસુમ જ જડી ? " સ્નેહમુદ્રા બિચારી વિખરાયેલી દૂર પડી જ રહી.

કુસુમનું ચિત્ત વ્યગ્ર થયું હતું. તે શાંતિ શોધતી હતી. પુસ્તકો એનાં મિત્ર હતાં, તે પુસ્તકો સાથે આજે રીસાતી અને મનાતી હતી. તેણે દયારામ કાવ્ય લીધું. એક હાથમાં દયારામ કાવ્ય છે અને બીજા હાથને ટેબલ ઉપર ટેકવી પગને અર્ધલંગડ આકૃતિએ રાખી, દ્રષ્ટિને સરસ્વતીચંદ્રની છબીમાં પરોવી. છબી જોતાં જોતાં કાવ્યમાં જોયું: કાવ્યમાં ચમત્કાર જણાયો:

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળું ભાખમાંરે, કામણ દીસે છે અલબેલા. ટેક.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે. ઝિણું ઝાંખમાંરે. ભોળું.
નખશિખ રૂપ ઘણું રઢીયાળું, લટકયું સઘળું કામણગારૂં;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે. ભોળું.

છબી જોતાં જોતાં બાળા છબીમાં તદાકાર થવા લાગી અને ગણગણવા લાગી. વળી છબી સામા ચાળા કરવા લાગી અને ચક્ષુને પતિમાં તદાકાર કરી બોલવા લાગી:

નખશિખ રૂપ ઘણું રઢીઆળું, લટકયું સઘળું કામણગારૂં;
હા, હા, રઢીયાળુ રૂપ ઘણું કામણગારૂં કામણગારૂં...કામણગારૂં.
વ્હાલ ભરી રસવરણી વાણી, તારૂણીનું મન લે છે તાણી;
ભ્રગુટીમાં ભટકાઇ ભુરખી નાંખમાંરે. ભોળું.

પતિની મૂર્તિમાં તદાકાર થયેલી બાળા બેબાકળી બની હાથમાં કાવ્ય લઇ મરજી મુજબ ગાવા લાગી. કંઇક કાવ્યમાંનું અને કંઇ મોઢાનું હોવાથી તેમાં હેરફેર થવા લાગ્યો:

**" ઘેલી કીધી છે ઘેલી કીધી, વ્હાલા ચંદ્ર તેં તો ઘેલી કરીરે.**
**સુક્ષ્મ પ્રેમતંત્રના જાણકાર, તેં તો ઘેલી કરીરે. ટેક.**

१००८२



કોણ જાણે કે તુંમાં કામણ છે કે, ત્હારી છબી છે કામણ ભરીરે;
સ્હામાને શિક્ષા દેતી શાણી, સ્વાધીન રહેતી કુળ લાજ ધરીરે.
તેં મ્હને પરવશ પાડી પાતળીયા, મ્હારી શુદ્ધ બુદ્ધ સર્વે હરીરે;
અમૃત સરખી ત્હારી સહુ કહે છે,વાણી સુણીએ તો જવાય મરીરે.
મંદ હંસણી વાંકી ચિંતવણીમાં, તેં વાલમ છાની દીધી છે છરીરે;
કોણ ચોઘડીએ તુંમાં ચિત્ત ચ્હોંટયું, તે મ્હારી પાસે ન આવ્યું ફરીરે."

છેલ્લા પદ ઉપર અતિશય ભાર દઇ પ્રેમ રોપ કરતાં, ક્રોધ અને પ્રેમને દર્શાવતાં, છબી સામું જોતાં જોતાં કાળજા ઉપર હાથ રાખી દીનતા દર્શાવતી બોલીઃ ખરેખર, કોણ ચોઘડીએ તુંમાં ચિત્ત ચ્હોટયું તે મ્હારી પાસે ન આવ્યું ફરી. ન આવ્યું ફરી. ન જ આવ્યું. હા, તમે જ ચોરી રાખ્યું છે." એમ કહી સરસ્વતીચંદ્રની છબી સામો લાંબો હાથ કર્યો "હા, તમે ચોર્યું છે. મ્હારું ચોરાયું છે. તમારી પાસે છે પણ મ્હારો અનમી ટેક સ્વચ્છંદીપણાની શૃંખલાને કયાં છોડે છે ? તમે પણ ડાહ્યા ડમરા થઇ મ્હારું ચિત્ત ચોરીને મ્હને ચકડોળે ચડાવો છો. હું ચકડોળે ચડું છું તેને તમે કેમ વારતા નથી ? ના, મ્હારા વ્હાલા, તમને કેમ ઠપકો દઉં ? કુસુદે કરાર કર્યો છે. કળથી થશે, બળથી નહિ વળાય. હાય, આવી રીતે કળ હોતી હશે ! જ્ઞાનીઓનું જ્ઞાન, યોગીઓનો યોગ, અને અનમીઓનો ટેક તજાતો હશે તે શું આવી કળોથી જ ?" છબી સામું જોઇ પ્રેમ આર્જવતાથી બોલીઃ "મ્હારા વ્હાલા, આવી કળ તે તમારી પાસે શી છે ? હવે તો હું બહુ ગભરાઉં છું. આવો, તમારી કળને અજમાવો અને મ્હને શાંત પાડો." કાવ્યનાં થોડાં પાનાં ઉલટાવ્યાં. કંઇ કાવ્યમાંનું ને કંઇ મ્હોંનું સેળભેળ ગાવા માંડયું:

"છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી તેં નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ છે મીઠો.
જોગ તો તને જોઇએ રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ મ્હારું રે, ચિત્ત પ્રિતમાં રમે.
જેનું મન માનેરે, જોગ સુખેથી ગ્રહો;
હું તો એહ માગુંરે, સરસ્વતિચંદ્રસુ પ્રિત રહો.
તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, હું તો રીઝું ચંદ્ર મળે."

છેલ્લા પદને બે ત્રણ ચાર ફેરી લંબાવ્યું. છબી સામું જોઇ

પ્રેમકુતૂહલ કર્યું. દીનતાથી આર્જવતા ભરેલે મુખે દયામણી થઇ છબી સામું જોઇ ઉભી રહી. દેવવિનંદિત પતિની પ્રતિમાને નિહાળી રહી. તેના સામું કોમળ હાથની બે હથેળીને એકત્ર કરી હૃદય સાથે અડકાડી, હાથ જોડીને નમન કરતી, આધીનતા સ્વીકારતી, મદન-વિષની લહરોને અનુભવતી હોય તેમ તેવા ભાવ કરતાં બોલીઃ

" સુખ થશે પ્રીતમજીરે, જ્યારે ગ્રહશો હાથ;
દાસી ભણી દયા કરજો, પ્રભુ દીનાનાથ.
તમ સમોવડ હું નથીરે, મ્હારા અંતર જામી;
જેવી તેવી પણ શરણ, આવી છું હું સ્વામી.
( રૂક્ષ્મિણી વિવાહ. )

જાણે આ અરજ સ્વીકારવામાં આવી હોય અને તેના શ્રવણથી માગણી કબૂલ થઈ હોય તેવો યોગાયોગ આવી મળ્યો. સરસ્વતીચંદ્ર, કુસુમ હતી તે તરફ આવતો જણાયો. તેને જોઇ કુસુમ કંઇક પ્રેમ અને કંઇક લજ્જા તથા આનંદની પરિસીમાને અનુભવવા લાગી. પ્રિય મૂર્તિ દ્રષ્ટિ નજીક આવવા લાગી તેમ તેમ લજ્જાએ કૌતુક કરાવવા માંડયું. ત્હાડ વાલી હોય તેમ રોમાંચ થયો. હૃદયે જોસબંધ ધબકવા માંડયું. અંગમાં અનંગ જ્વરનો ચમકારો ચમકી રહ્યો છતાં ચેતનને અચેતન રૂપે રાખી, પતિને અર્ધ આંખે જોવાય, પણ પતિ અચેતન જાણે એવી રીતે આંખો વિંચાયેલી રાખી, પતિની દ્રષ્ટિ આકર્ષવાનો મુગ્ધાએ પ્રયોગ આરંભ્યો. દ્રષ્ટિથી પતિની ઝાંખી કરવાને, પતિના હૃદયમાં સ્થૂળ કામવાસનાની રૂચી ઉદય પામે એવા યોગથી સુકુમાર લાવણ્યમયીએ દેહને સોફા ઉપર ગોઠવ્યો અને એક હાથ કેશપાશની નીચે આણી, બીજા હાથને ચક્ષુપ્રદેશને અર્ધ આચ્છાદન કરતો શિરોભાગ સુધી જવા થોભાવ્યો. આમ થવામાં ચળકતાં કરકંકણો જોનારને શરીરવિલાસ સારૂ લોભાવવાને ગોઠવાઇ ગયાં હતાં, અને તેમાં ટચલી આંગળીમાં રહેલી તેજસ્વી હીરાની વીંટી સેંથાની શ્વેતતા સાથે ભળી કાળા ચળકતા વાળમાં ચળકાટ પ્રસારતી હતી. કાનમાં ઘાલેલાં એરિંગમાંનું નીચેનું એરિંગ અર્ધું દબાઇ ગુલાબી ગાલના પ્રદેશ પાસે ક્ષિતિજમાં દબાયેલા તારાની પેઠે ચળકતું હતું, અને ઉપલા કાનમાં લટકી રહેલું એરિંગ એના તેજ-પ્રવાહથી કેશપ્રદેશ સુધી દ્રષ્ટિને ખેંચવાને આકર્ષણ કરી રહ્યું હતું. કોણીના મધ્ય ભાગથી આચ્છાદન થયેલી નાસિકા તથા ચક્ષુઓ,

કોણીનો આશ્રય લઇ સર્વે પ્રકારની પોતાની નિર્બળતાને સંતાડવાનો પરિશ્રમ લઇ બેઠાં હતાં. આવી રીતે ચક્ષુ અને નાસિકાના પ્રદેશને આચ્છાદન કરવા જતાં તેણે પયોધર નજીકનો બગલનો પ્રદેશ, ઠેઠ કુખ સુધી જોનારની દ્રષ્ટિને નિરંકુશપણે નિહાળવાને માર્ગ કરી આપતો હતો. સરસ્વતીચંદ્ર રંગભુવનના દ્વાર પાસે આવ્યો. મુગ્ધાના હૃદયમાં ભાર વધવા માંડયો. તેણે પ્રથમ તો શરમના માર્યા છેક આંખો વીંચી દીધી અને એક દિવસ વાલકેશ્વરના બંગલામાં જે બાળા લજ્જાનો ત્યાગ કરી, સુતેલા પતિના રાત્રિના કમળપુટ પેઠે બીડાએલા અધરપુટ ઉપર પોતાના અધરને ધરવા જવા તત્પર હતી તે આજે છેક ધૈર્યહિન થઇ, નિર્બળ થઈ, સોપ્તને આધીન થએલી હતી. કેસરી સાળુની વાળેલી સોડ પવન આવવાથી ફરફર ઉડવા લાગી. માથા ઉપરનો છેડો ખસી ગયો; તેથી કેશપ્રદેશમાંથી કેટલાક વાળ છૂટા પડી કપાળ ઉપર ઉડવા લાગ્યા. પવનના વેગથી ઉડતો સાળુ ઘડિકમાં પગ આગળથી ઉડતો અને ઘડિકમાં માથેથી સરતો અને ઘડિકમાં છાતીના ભાગ આગળથી ઉપસતો હતો. છાતીના ભાગ આગળ, છાતી સરસો દાબીને મુકેલો સરસ્વતીચંદ્રનો ફોટોગ્રાફ પણ પવનથી ઊંચો નીચો થતો હતો.

સરસ્વતીચંદ્રની દ્રષ્ટિ પ્રથમ પ્રિયા ઉપર ગઇ, પછી સાળુનાં કુતૂહલ ઉપર ગઇ અને ત્યાર પછી છાતીના ભાગ ઉપર, નીચા ઊંચા થતા ફોટોગ્રાફ ઉપર ગઇ. દ્રષ્ટિને કૌતક લાગ્યું. નિહાળતાં પોતાનો ફોટોગ્રાફ જણાયો. દ્રષ્ટિમાં પ્રેમામૃત રેલાવા લાગ્યું.

પ્રિયાના ઉડતા વસ્ત્રના છેડાને વ્યવસ્થિત કરવા વૃત્તિ ગઇ. હાથને શરીર ઉપર ફેરવતાં ફેરવતાં શરીરમાં મધુર અમૃતપ્રવાહ પ્રસાર્યો અને તે સ્પર્શરૂપી અમૃતે આંખ વિંચનારીના અન્તરાત્માને મહાવિશ્વાસ આપ્યો. કેશ અને વસ્ત્ર સમુ કરવા રોકાએલા હાથે, પ્રિયાની હડપચી ઝાલવા તૈયારી કરી. પ્રિયાની નિદ્રા ભંગ થશે, બાળા ચમકશે એ વિચારે તેણે હાથને ખેંચી લીધો. મદનથી ગૌરવાન્વિત થએલા ગૌર શરીરની સુંદરતા ઉપર દ્રષ્ટિ પડતાં મન લોભાયું. તેણે ગાલ હોઠ સુધી મુખને લંબાવ્યું. નીચો નમતાં હાથમાંની બુક ઉપર દ્રષ્ટિ પડી. અણચિંત્યો વિચારમાં પડયો. મુખ ઊંચું લઇ લીધું. ઘડીઆળ સામે જોયું ને હાંફ્લો ફાંફ્લો થતો પોતાની ટેબલ સામો ધસ્યો. જરા ખુરસીને ખસેડી બુકને ઊંચી મેલી હાથમાં કાગળ લઇ સ્ટીલથી લખવાનો આરંભ કર્યો.

પ્રિયસ્પર્શના સુખથી આનંદ માનતી કુસુમ હાલ્યા ચાલ્યા વિના અત્યાર સુધી પડી રહી હતી. તે પ્રિય મૂર્તિને એકાએક ખસી જતી જોઇ મહા ખેદ પામી. વળી આશા બાંધી. પ્રિય મૂર્તિ આવશે. લખવામાં મચેલા સરસ્વતીચંદ્રને તેની ઇચ્છા પૂર્ણ કરવાનો અવકાશ મળ્યો નહિ, તેમ તેણે લીધોએ નહિ. હાલ્યા ચાલ્યા વિના થોડો કાળ ગત કર્યાં પછી પડી રહેવાયું નહિ. પવનથી ઉડતા વસ્ત્રે એને વ્યવસ્થા કરવાની જરૂર પાડવા માંડી. ખોટી નિદ્રાનો ઢોંગ કરનારી આખરે હારી અને આંખ ચોળતી બેઠી થઇ. બે એક બગાસાં ખાઇ નાંખ્યાં. જરા બંગડીનો ખડખડાટ કરી નાંખ્યો. બે ચાર પળ સુધી ઉઘાડી આંખે પ્રિય મૂર્તિ નિહાળી. નિહાળતાં દ્રષ્ટિ તૃપ્તિ પામી નહિ. મન બહુ અધીરૂં થયું. પ્રિયતમે જરાએ જોયું નહિ, કેમ કે તેનું મન કામમાં તદાકાર થયું હતું. તે કર્ત્તવ્યમાં મચેલો હતો. કર્ત્તવ્ય કરનાર પોતાના કાર્યમાં તદાકાર હોય છે. તેની તદાકાર વૃત્તિ કર્ત્તવ્ય પૂર્ણ થયા સિવાય બીજી તરફ જતી નથી. પ્રિયા અધીરી થઇ ઉઠી. તે ધીરજ રાખી શકી નહિ. વૈભવ લોભ ઉત્પન્ન થતાં ધીમે ધીમે પતિની ખુરસી પાસે જઇ, ખુરસીના પાછલા ભાગ ઉપર હાથ નાંખી દયામણે મોઢે ઉભી રહી. પતિ સ્વકાર્યમાં ગુલતાન હતો. પ્રિયા પર દ્રષ્ટિ કરી નહિ. પ્રિયાની ધીરજ વધારે અધીરી થઇ. તેણે પત્રમાં દ્રષ્ટિ નાખવા માંડી. પ્રિયાના શ્વાસોશ્વાસ લખનારના શરીરને સ્પર્શ કરવા માંડયા. જરા સ્મિત હાસ્ય કરી મધુર દ્રષ્ટિ નાંખતા સરસ્વતીચંદ્રે કલમ અટકાવી. પ્રિયા શરમાઇ ગઇ. લજ્જાયમાન થતા ગુલાબી ગાલ ઉપર લાલી પસરી ગઇ. એક નિમિષ માત્ર પ્રિયાની સૌંદર્યતા નિહાળી ખડીઆમાં કલમ બોળી લખવા માંડયું. હવે લખવાનું કામ સહેલું નહોતું. આંખે મગજ ઉપર અને મગજે હૃદય ઉપર કાબુ બેસાડયો હતો. વાક્યો ઉપર વાક્યો ચેરાવા માંડયાં. વળી પાછો પ્રિયતમ લખતાં થંભ્યો. પ્રિયાએ પતિનું મન ખેંચ્યું. આજે પ્રિયા પતિને પ્રેમાર્દ્રવૃત્તિ બ્હાલી લાગી. એટલામાં પતિએ ઘડીઆળમાં જોઇ મ્હોટે સ્વરે ઉચ્ચાર કીધોઃ "ઓ હો, આ તો પોણાચાર થયા, અર્ધા કલાક પહેલાં તો ત્યાં જવાની જરૂર છે."

સરસ્વતીચંદ્રઃ "રામા."

રામોઃ "સાહેબ."

સરસ્વતીચંદ્રઃ "બુટ, પાટલુન, કોટ લાવ."

રામાએ બુટ પાટલુન કોટ અને સ્ટૉકિંગ રજુ કર્યાં. સરસ્વતીચંદ્રે સ્ટૉકિંગ પહેરવા માંડયાં. પ્રિયા પાસે જ ઉભી હતી. આજની કુસુમ રોજ કરતાં જુદી જ હતી. પતિની ઉતાવળ જોઇ આશ્ચર્ય પામી હોય એવાં ચિહ્ન કરતી ગાલે આંગળી દઇ થોડી વાર સુધી ઉભી રહી. પ્રિયાના મુખલાવણ્ય ઉપર વિચિત્ર વિકારો સત્તા ચલાવતા હતા, તેનો ભેદ સરસ્વતીચંદ્ર પામી ગયો. પરંતુ પોતાના જાહેર કર્ત્તવ્યની દરકારમાં પ્રિયાની દરકાર સામે અખાડા કર્યા. કુસુમ મુગ્ધા હતી. તે પતિનો ભાવ જાણી ગઇ. તેના મને તેને વારવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ વેગવાળું મન હાથમાં રહ્યું નહિ. તેણે ધીમે રહીને પતિના કસબી દુપટ્ટાનો છેડો હાથમાં લીધો. સરસ્વતીચંદ્રે તો ક્યારનાંએ ઝટપટ વસ્ત્રો પહેરી લીધાં હતાં અને ચાલવાની તૈયારી કરી હતી. દુપટ્ટો જરા ખેંચાયો એટલે પ્રિયા તરફ દ્રષ્ટિ ગઇ. રતાશ પ્રસરેલા મર્યાદાશીલ મુખથી મર્યાદાને આધીન થએલી નીચું જોઇ રહી.

પતિએ પ્રશ્ન કર્યો: "દુપટ્ટો કેમ પકડયો ?"

કુસુમ: "આજે આટલી બધી ત્વરા કેમ છે ?"

સરસ્વતીચંદ્ર: "આજે મ્હોટો મેળાવડો છે. કલકત્તેથી સુરેન્દ્રનાથ બેનરજી આવ્યા છે." લાજાળી કુસુમ હિમ્મત રાખી બોલી: "તેમાં અમારે શું ?"

સરસ્વતીચંદ્ર: "ટાઉન હૉલમાં મિટિંગ છે. તેમાં નિરૂદ્યમી ભારતવાસીઓને ઉદ્યોગ ધંધે વળગાડવા સંબંધી ભાષણ થઇ સમગ્ર હિંદુસ્થાનમાં ફંડ ઉભું થવાનું છે, અને તેમ કરી દેશસેવાનું કર્ત્તવ્ય બજાવવાનું છે."

"હા, રાત ને દિવસ દેશકર્ત્તવ્ય હોય ત્યારે, સંસારનાં કર્ત્તવ્ય પણ હશે ખરાં કે? દેશના હક્ક, તેમ ગૃહિણીના હક્ક હશે ખરા કે ?" કુસુમ, મહા લજ્જામાં પણ ઉશ્કેરાએલી સ્થિતિમાં દુપટ્ટાના છેડાને હાથમાં રમાડતાં, મ્હોં મલકાવતાં બોલી.

સરસ્વતીચંદ્ર: "આજે તમે અવળું કેમ બોલો છો ?"

કુસુમ: "દેશના હક્ક, બાહ્ય સંસારના હક્ક અને વ્યવહારકુશળતા માટે જનમંડળના હક્ક છે; પણ ફક્ત આર્યસંસારમાં ગૃહિણીના હક્ક બોળા છે."

સરસ્વતીચંદ્ર: "કોણ કહે છે કે આર્યસંસારમાં ગૃહિણીના હક્ક નથી! ખાવું પીવું એ સર્વે તમારે અમારે સરખું છે, પણ પુરુ-

થોથી ગર્ભ ધારણ થશે નહિ અને સ્ત્રીના હક છિનવી લેવાશે નહિ."

મહાત થએલી પ્રિયાએ પ્રેમમય ચક્ષુથી સવિનય દ્રષ્ટિ નાખતાં શરીરમાં વ્યાપેલી ઉષ્ણુતા અને રોમાંચને અનુભવતાં કંઇ જવાબ દીધો નહિ.

સરસ્વતિચંદ્ર ત્વરામાં હતો. ઘડીઆળ સ્હામી દ્રષ્ટિ કરતાં વખત પુરો થઇ ગયેલો જણાતો હતો. પ્રિયાની વૃત્તિ–કળા મપાઇ ગઇ હતી, અને બળથી ન કરવાનું તે કળથી કુદરતે કર્યું તેનો ભેદ તે પામી ગયો. વખત વ્યતીત કરવાનો સમય નહોતો. તે મ્હોં મલકાવી બોલ્યોઃ "સ્વદેશકર્ત્તવ્ય આગળ ગૃહિણીના હક્ક સબળ નથી. દેશ પ્રત્યેનું કર્તવ્ય સ્ત્રી અને પુરૂષ બંનેનું છે. તે કર્ત્તવ્યમાં ખામી આવવાથી ઉભયનું કર્ત્તવ્ય ચુકાય છે."

એમ કહેતાં કહેતાં ગળામાં આંટો મારેલો દુપટ્ટો છોડી દઇ સરસ્વતીચંદ્ર ત્વરાથી રંગમહેલમાંથી નીચે ઉતરી પડયો. કુસુમ ફિક્કી પડી ગઇ, શરમાઇ લજ્જામાં ગરક થઇ ગઇ, તેના ગાલ ઉપર શરમના સેરડા પડી ગયા. તો પણ પતિ જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી જોવાને મનોવૃત્તિએ આંખને ઉશ્કેર્યા કરી. પતિ દ્રષ્ટિથી બહાર ગયો કે ઊંડો નિઃશ્વાસ મુકી જાણે ઊંડા પાતાળમાં ઉતરી પડી હોય તેવો વિકાર અનુભવતી કુસુમ, ગાલ ઉપર આંગળી મુકી રોવા જેવી થઇ ક્ષણભર વ્યગ્ર ચિત્તે ઉભી રહી. ન ગમે તેને હાલવું કે ન સુઝે તેને ચાલવું. કંઇક ક્રોધ, કંઇક પ્રેમ, અને કંઇક લજ્જાના આવેશથી ધ્રુજતી ધ્રુજતી જરા બડબડીઃ "હાય! આજે મ્હને કોણે બ્હાવરી બનાવી છે! મીરાં થવાને ઇચ્છનારીને તે આ શું? રે, એણે તો મ્હને મોહિની લગાડી, મોહિની લગાડી. ખરે! મોહિની શું છે, તે આજે જ મ્હેં જાણ્યું. મ્હારૂં અટલ અડગ મન ડગી ગયું. અરે રે! મ્હારૂં પાણી મપાઇ ગયું. હવે એમને હું શું મ્હોં બતાવીશ? અરે સુંદર કાકી મ્હારી મજાક કરશે તે તો વળી જુદાં." જાણે કાકી સ્હામી ઉભી હોય અને હાથની બે આંગળીઓ લાંબી અક્કડ કરી તેને તાકીને ગુસ્સામાં તેના સ્હામી ધસતી હોય અને ક્રોધ દર્શાવતી હોય તેમ આંગળાં કરી બોલીઃ "લ્યો કાકી, તમે મ્હારી મજાક કરશો તે મ્હારાથી નહિ ખમાય!"

"અરે! કાકી તો છે જ ક્યાં, પણ હમણાં પાછા મિટિંગમાંથી આવશે અને મ્હારી મજાક કરશે તો હું શું કહીશ? બળ્યું મ્હારૂં મન." એમ કહેતાં કહેતાં સરસ્વતીચંદ્રની છબી ઉપર દ્રષ્ટિ પડી

ગઇ. કુસુમ જરા ચમકી અને ક્ષણભર રોમાંચ અનુભવ્યો. લલિત લાવણ્યમય મુખકળા અને મુગ્ધ શરીર ઉપર લાલાશ પ્રસરી ગઇ, અને તેનું પ્રતિબિંબ સહસા મ્હોટા આયનામાં દ્રષ્ટિગોચર થયું. પોતાની પ્રતિમાને નિહાળતી, જગતને તો શું પણ પોતાને પણ સ્મરણમાં રાખી શકી નહિ. તદાકાર થએલી બાળા વળી પતિની પ્રતિમાને નિહાળવા લાગી. નિહાળતાં નિહાળતાં તલ્લિન થએલી બાળિકાએ હૃદયગુહામાં અનેક વિકારો, વિચારો એક સાથે અનુભવ્યા. તેના મુખ ઉપર રતાશ પથરાઇ ગઇ. આંખમાં સક્રોધ અમૃત, પ્રીતિ અને આર્જવતા સાથે દયાર્દ્રભાવ દર્શ્યો અને અર્ધખંડિતાની સ્થિતિ અનુભવતી હોય તેમ પતિને સંબોધીને ગદ્દગદ કંઠે બોલવા લાગીઃ—

( ઉદ્ધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

" વ્હાલાજી તમે આજ નમેરા શું થયા,
શાને આજે નહિ ગણકાર્યા વેણ જો;
રાત દિવસ કહો કામ કામ ને કામ શું ?
અમિ ભરી હેતે નહિ ફરકાવો નેણ જો. વ્હાલાજી.
પરઉપકૃતિનું પુણ્ય ગણ્યું મ્હોટું ખરૂં,
તો પણ એ સહુ જાત પછીની વાત જો;
ખાવા કે પીવામાં મન નથી રાખતા,
છેક તજો શું દેહ તણાં જતન જો. વ્હાલાજી."

થોડી વાર વિચારમાં પડયા પછી બોલીઃ "અરે, રે, આખો દિવસ રઘવાયા ને રઘવાયા જ રહે છે.

ફિક્કાં ગાત્ર ચિંતાની જંજાળમાં,
કહોને એવી શી પડી છે શિર નાથ જો;
વિદ્યામાં છે પૂર્ણાનંદ કો'ને ભલે,
રાખે એને પ્રેમાનંદ પછાત જો. વ્હાલાજી.

"આ તે શું ? વિદ્યાનંદના ભોગી, પરઉપકૃતિના છંદી થઇ આવું સહન કરતા હશે અને બીજાને પણ સહેવડાવતા હશે !"

" પરઉપકૃતિના છંદે શું મનસ્વી થયા,
છેક મનસ્વી થાવામાં શું સુખ જો;
કિર્તિ, રિદ્ધિ સિદ્ધિ તણારે લોભમાં,
તરછોડો નહિ પરણીને પ્રાણેશ જો. વ્હાલાજી."

જરા ક્રોધાવેશમાં આવીને પતિની પ્રતિમા સ્હામું તાકી તાકીને

જોઇ ઉદ્‌ગાર કહાડયો: "ત્યારે મ્હારો સ્વીકાર કરી શું આમ તરછોડવા આણી ?"

"પરબાળાને પરણી લાવી પ્રીતથી,
પછી ઝુરવતાં બેસે પ્રભુજી પાપ જો,
પ્રેમે, નેમે, સ્નેહે આશ્રિત પાળવાં,
એ છે નેતા સુજ્ઞ જનોનો ધર્મ જો. વ્હાલાજી.
પત્નિ વર્ગ વિચારીને પ્રભુએ રચ્યો,
ઉગ્ર મટાડી સૌમ્ય કરે જન પંથ જો;
વિદ્યાને રતિની પ્રીતિ કરાવતાં,
ઉકેલાશે ગુંચવણીના કુંજ જો. વ્હાલાજી.
સ્વાર્થ સાધતાં નારી જનના સાથથી,
વધે અતિશે જનમંડળમાં ક્ષેમ જો;
બમણાં વધશે સ્નેહ, દયા ને દક્ષતા,
લેવાનો છે એમાંથી બહુ સાર જો. વ્હાલાજી."

વળી જરા ચુપ રહી, કંઇક સ્મિત દર્શાવતી અને કંઇક ઠપકો આપતી હોય તેવો ભાસ કરતી ભ્રકુટી ચઢાવી બોલી:—

"રાગ વિના વૈરાગ્ય થવાની ખંત તો,
વિણ પાયાના ચણતર જેવી જાણ જો;
પ્રભુજીએ નારી અમથી રચી નથી,
વિણ નારી તો અસાર છે સંસાર જો. વ્હાલાજી."

છબી સ્હામે પ્રશ્ન કરતી બોલી:—

"કહો પ્રભુ એવું તે શું વહિ ગયું,
બે ઘડી થોભી હસીને કરતા વાત જો.
મુજ મન આજે સાથ તમારો ચહે,
આપ શોધતા અન્ય પુરૂષના સાથ જો. વ્હાલાજી."

લલિત લાવણ્યમયી બાળા, ગુલાબી ગાલ ઉપર આંગળી મુકી, વિરહને અનુભવતી પતિને સંબોધિ, આર્જવતાથી ધ્રુજતી ધ્રુજતી બોલવા લાગી:–

"વ્હેલા પધારો સભાથી ઘેર, હૃદયમહીં મ્હારા રે,
મ્હને સુઝે ન એકે પેર, શું કહું વ્હાલા રે.
હૃદયગુહામાં ઉત્પાત થાય, પ્રિય પ્રાણ મ્હારા રે,
મ્હારા મનમા ડૂમો ભરાય, શું કહું વ્હાલા રે.

નિઃશ્વાસે ઓઠ સુકાય, પ્રિયતમ મ્હારા રે,
રોમે રોમે લાગ્યા વિંછી ડંખ, શું કહું વ્હાલા રે.
દયા લાવીને મુજપરે, પ્રાણેશ મ્હારા રે,
શાંતિ અરપો સુખે નાથ, અલેતી હું બાલા રે."

છેલ્લું પદ એ ત્રણ ચાર વખત બોલતાં બોલતાં પ્રાણેશના ચિંત્વનમાં તલ્લીન થએલી યુવતી કુસુમ દિગ્મૂઢ થઇ ગઇ. પતિના ધ્યાનમાં તદાકાર થએલી કુસુમના કાન ઉપર ગુમાનબાનો સ્વર અથડાયો:

"કુસુમ, ચોપાટી ઉપર આવે છે કે?

સ્વર સાંભળતાં જ સ્તબ્ધ થએલી બાળાને ભાન આવ્યું હોય તેમ સચેત થઇ. પરવશ પડેલી બાળાના હોઠમાંથી શબ્દ બહાર નીકળી શક્યો નહિ.

---

## પ્રકરણ ૨ જું.

---

## ચોપાટી.

**"વિચિત્ર મતિ વિકૃતિથી ભરેલી,**
**મનુષ્ય મતિ છે પ્રભુએ ઘડેલી.**
**સંસાર લેખે સઘળું મળે છે,**
**વિચારશ્રેણિ ભિન્ન ભિન્ન રહેછે."**

"કુસુમ, કુસુમ," કહેતાં કહેતાં ગુમાનબા ઉપર ચઢી આવ્યાં. કુસુમ જરા ત્વરાથી ઠાવકી બની સ્વસ્થ થવા યત્ન કરવા લાગી એટલામાં તો ગુમાનબા ઉપર આવી પહોચ્યાં. ગુમાનબા, કુસુમને પાછળથી માતૃ મમતાથી બાઝી પડયાં અને તેના વાંસા ઉપર અમૃત ભરેલો હાથ ફેરવી એનાં સુંદર ચક્ષુઓ સામે સ્નેહ વર્ષાવતાં પૂછ્યું: "કેમ, આજે ઉત્તર આપતી નથી? બ્રુમ ક્યારનીએ ઉભી રહી છે."

કુસુમે લજ્જા વિનયથી નીચું જોતાં જોતાં પ્રતિઉત્તર દીધો: "વાંચતાં વાંચતાં ઊંડી ઉતરી ગઇ અને તેમાં ચિત્ત પરોવાયલું હોવાથી પ્રતિઉત્તર દેતાં વાર થઇ. હું તૈયાર છું, ચાલો."

કુસુમે ઝીણી મોતીઆઇ રંગની સાડી ઝટ શરીર ઉપર પહેરી લીધી, અને ગુમાનબા સાથે બ્રુમમાં દાખલ થઇ ગઇ. શ્વેત ઘોડા જોડેલી ભભક મારતી ભવ્ય બ્રુમ ચોપાટી તરફ દોડવા લાગી.

સાયંકાળે ચોપાટીના વિચિત્ર સૌંદર્ય માટે પૂછવું જ શું! ચોપાટી એ મુંબાઇગરાઓને સાંજનું વિશ્રામસ્થાન છે. ત્યાં ઘોડાગાડીઓ અને સ્ત્રી પુરૂષોની સરખી ભીંડ જોવામાં આવે છે. બાઇસિકલોની દોડાદોડ તરફ નજર કરતાં પહેલાં તો વિદ્યુત્ જેવી ત્વરાથી ગતિ કરતી ભોં ભોં ધ્વનિ કરતી મોટરોની દોડ ઓછી જણાતી નહોતી. મોટરકાર હાંકનારાઓની બેપરવાઇથી હાની થવાના સંભવને લીધે જનાર આવનારને થોડો સંકોચ થતો નહોતો; પરંતુ આ નવનવા વાહનની સૌંદર્યતા અને વિલક્ષણતા સર્વનું લક્ષણ ખેંચવામાં પાછી પ્હાની કહાડતું નહોતું. સ્ત્રી પુરૂષોનાં સજોડાં અને અંગ્રેજોનું અનુકરણ કરનાર તરૂણ યુવક યુવતીઓની વિચિત્રતા કુતૂહળ કરતી દ્રષ્ટિને ખેંચ્યા સિવાય રહે એવી નહોતી. વિદેશી વસ્ત્રોથી સજ્જિત થએલી, ઠાઠમાઠમાં મસ્ત બનેલી અલબેલીઓએ દેશી અને વિદેશી પહેરવેશને ભેળો કરી, સૌંદર્યતા વધારવાની હોંશમાં વિચિત્ર વર્ણસંકર પોષાક ધારણ કરી શરીર ઉપર શંભુમેળો કરવામાં કચ્ચાસ રાખેલી જણાતી નહોતી. મ્હોં ઉપર પફ તથા પાઉડરના લપેડા કરી, કૃત્રિમ સૌંદર્યને ખેંચી લાવવાની ઇચ્છાથી કુદરતી સૌંદર્યને છુપાવનારીઓનો સમૂહ ઉભરાઇ રહ્યો હતો. એટલું જ નહિ, પરંતુ ચસમાં ચઢાવી ફિસિયારીખોર ફેશનમાં ફસાઇ, કૃત્રિમ સૌંદર્યનાં અસ્ત્ર શસ્ત્ર સજી, હાવભાવથી ચેષ્ટા કરતી રમણીઓ સહસા પરપુરૂષોની દ્રષ્ટિ ખેંચતી, મંજુલ મંજુલ સ્મિત કરતી આમ તેમ ફરતી દૃષ્ટિગોચર થતી હતી. તેમાં કેટલીક તો ફેશનની ફિસિયારીમાં મદોન્મત્ત થયેલી, રેશમી વસ્ત્રથી સુસજ્જિત થયેલી, ઠઠમઠારામાં ને ઠઠમઠારામાં કોઇને પણ નહિ ગણકારતી, સામેથી આવતા પુરૂષોના શરીર સાથે બેધડક અથડાઇ પોતાની હુશીયારી બતાવી હોય તેમ ધીતટાનું દર્શન કરાવનારી ભિન્ન ભિન્ન છેલ છબીલડીઓનો સમૂહ બહોળો હતો. આમાં પારસી બાનુઓની પલટણની પલટણ સૌંદર્યતાની પરિસીમાને અંકાવતી મંદમંદ ગતિ કરતી, સર્વનું લક્ષ ખેંચવામાં અગ્રગણ્ય હતી. તરૂણીઓના ચ્હેન ચાળા જોઇ જાણે સમુદ્રનાં મોજાં ઉત્પાત કરતાં હોય અને તેમના મનની ચંચળતાનું માપ કહાડી તેના ચાળા પાડતાં હોય તેમ જણાતું હતું. યુવતીઓની કલ્પિત કલ્પનાઓનાં કલ્પિત સુખોની પેઠે સમુદ્રનાં મોજાં પથ્થર સાથે અથડાઇ ફુરેફુરા થઇ જઇ સમાન રંગનું ભાન કરાવતાં હતાં. ન્હાની મ્હોટી નૌકાઓ ડોલાડોલ કરી જોનારની

આંખને ઠારતી હતી. ઘુઘવાટા કરી રહેલા સમુદ્ર આગળ બ્રુમ આવી પહોંચી. એટલામાં ભોં ભોં ધ્વનિ કરતી એક મોટર ત્યાંથી પસાર થઇ તેથી ઘોડા જરા ચમક્યા અને ખંચાયા. આગળ ચાલતાં દરવાજો બંધ હતો. એટલામાં સરરરર સટ કરતી સુસવાટા મારતી ટ્રેન ચાલી ગઇ. દરવાજો ઉઘડયો અને બ્રુમ ચોપાટી ઉપર પહોંચી. બ્રુમ, ડૉકકાર્ટ, ટૉમટૉમ અને વિક્ટોરીઆની લંઘાર લાગી હતી. તે લંઘારમાં બ્રુમ ઉભી રહી. ચાંચલ્યતા દર્શાવતી કુસુમ ઝટ નીચે ઉતરી, અને ગુમાનબાનો હાથ ઝાલી તેમને નીચે ઉતાર્યા. સાસુ વહૂ ધીમે ધીમે ચોગરદમ ચંચળ દ્રષ્ટિ ફરકાવતાં મંદમંદ ગતિથી ચોપાટી ઉપર ફરવા લાગ્યાં.

કુસુમનું ચિત્ત હજુ જોઇએ તેવું સ્વસ્થ નહોતું, પરંતુ ચોપાટી ઉપરની નવરંગી સૃષ્ટિનાં દર્શનથી તે સતેજ થઇ. તેનું ખિન્ન થયેલું હૃદય પ્રયત્ને ઉત્સાહવાન થઇ રસ રહસ્ય અનુભવતું હતું. મર્મ જણાવનારીઓના મર્મની ચતુરાઇથી મર્મજ્ઞ થએલી કુસુમ સચેતન થઇ આસપાસ નિરીક્ષણ કરવા લાગી હતી. સાંપ્રત કાળમાં સ્વતંત્રતાની વાસનાનાં જે બીજો ઉન્નત થવા લાગ્યાં છે અને તેથી કરીને પરિચિત તથા અપરિચિત જનોપર નિઃસ્વાર્થ પણ સ્વતંત્રતાથી જે કંઇ ચર્ચા થાય છે તે જાણવાનાં સ્થળમાંનું એક સ્થાન ચોપાટી પણ છે. રાજદ્વારી, સંસારી, વ્યાપારી તથા જનમંડળની સારી માઠી સ્થિતિનું ભાન, ત્યાંના વાર્તિક વર્તમાનથી અવલોકન કરનારનાં મન ઉપર થયા સિવાય રહેતું નથી. હવા ખાવા આવેલાં મનુષ્યોથી ઘર, ગ્રામ, અને કુટુંબજાળના અનેક ઉદ્‌ગાર નીકળી જાય છે. યુનિવર્સિટીના આકરા અભ્યાસથી સુકાઇ ફિક્રાઇસ થયેલા વિદ્યાર્થીઓના ઉભરાથી તેમના અભ્યાસની હદ મપાય છે. રંક અને નાસીપાસ થયેલા યુવક તથા મ્હોટી વયના વિદ્યાર્થીઓના હૃદયભેદક ઉદ્‌ગારો જુદી જ દિશામાં ખેંચી મનને ગ્લાનિ કર્યા સિવાય રહેતા નથી. કુસુમની દ્રષ્ટિ વિદ્યુત્ જેવી ચપળતાથી ચારે પાસ ફરી વળી. મોહમયી મુંબાઇ નગરીના નાગરિકોની કુતૂહલતાને નિરખતાં નિરખતાં કુસુમ ચાલવા લાગી. એક બાજુએ નેકટાઇ કૉલરથી પરાણે વિદેશી સ્વરૂપ ધારણ કરવાના ચાળા કરી જાંગલા બની આવેલા, તથા હવા ખાવાને બહાને ટોપી ઉતારી માથા ઉપરના પાંથા પાંથી દેખાડતા પારસી તરૂણો, તથા વચગાળે ઘુમતા નેકટાઇ, કૉલર અને ટોપી પહેરેલા હિન્દુ યુવાનો,

તથા અર્ધદેશી અને વિદેશી ફેશનથી કાબરચિત્રા બનેલા હિન્દુ ગૃહસ્થો નજરે પડવા લાગ્યા. વળી કેટલાકે પાટલુન પહેરેલી, તો કેટલાકે ધોતીયું પહેરી ઉપર નેકટાઇ કૉલર બાંધેલા, તો કેટલાકે ફેંટા વિંટેલા તો કેટલાકે કોટ સ્ટૉકિંગ ચઢાવેલા પુરૂષોના ઢંગ ધડા વિનાના વર્ણસંકર પોશાકવાળાઓ આંમ તેમ વિચરતા જણાતા હતા. તે સાથે જુના વિચારના ઠાવકા અને માથેથી પાઘડી નહિ ઉતારનાર પારસીઓ, તથા ચાંચીઆ પાઘડી, સફેદ અંગરખો અને ઝીણી ધોતી પહેરેલા ભાટીઆઓ, તથા નાજુકડી બેઠા ઘાટની પાઘડી ઘાલેલા, ડગલો તથા સ્ટૉકિંગ, બુટ પહેરી મુસદ્દીનો ઠાંકો રાખી ફરતા ગુજરાતના કાયસ્થો, તથા બ્રહ્મક્ષત્રીઓ, તથા કાછડા વાળી, જેપુરી ન્હાની પાઘડી ઘાલી ફરતા મારવાડીઓ તથા હિન્દુસ્થાનીઓ દ્રષ્ટિગોચર થયા. તેમજ બદામી, પીરોજી, જાંબલી, વસંતી, મોતીઆઇ, ગંધકી, સફેદ, ક્રીમ, પોપટીઆ તથા ગુલાબી સાડી પહેરેલી કબુતરીઆ પોલકાથી મલકાતી, માથાબાનું બાંધેલી તેમજ વાળનાં જુલ્ફાંને આગળ કરતી પારસી સ્ત્રીઓ અને તે સાથે સાડી પહેરેલી, નાકમાં મોતીની નથની લટકાવેલી, ઉઘાડે માથે શાલ ઓઢી ફરતી દક્ષણી સ્ત્રીઓ, તથા સાળુ અને રેશમી ઝીકની સાડીઓમાં સજ્જિત થયેલી અને પોલકાંની ફેશનની પ્રિસિયારી જણાવવા હાવ ભાવ કરતી ગુજરાતી સ્ત્રીઓના સમૂહ તરફ કુસુમની દ્રષ્ટિ આકર્ષાઇ. ગુમાન અને કુસુમ લોકચર્ચા અને સમુદ્રની ગર્જના નિહાળતાં નિહાળતાં જતાં હતાં, એટલામાં તેમને શ્રીમતી અને સમજુલક્ષ્મી મળ્યાં. સર્વે થોભ્યાં. ગુમાનબા વાતમાં રોકાયાં. કુસુમ સમુદ્રના કિનારા પાસેના પથ્થરો આગળ થઇને ચાર ડગલાં દૂર ઉભી રહી. તેની દ્રષ્ટિ, પાસે બેઠેલી પારસી સ્ત્રીઓના ટોળા તરફ ગઇ. આધેડ અને તરૂણ યુવતીઓ વચ્ચે રસભર્યો વાદવિવાદ ચાલતો હતો, તે તરફ કાન ખેંચાયા. કાનમાં સ્વર પડવા લાગ્યો અને તે તરફ લક્ષ ખેંચાયું. રૂમાલ હલાવતી હલાવતી ઠંડા શ્વાસ મારતી શીરીન બોલીઃ–" એની તો બહુ બહુ વાતો સાંભળી છ. વળી વારે વારે પેપરવાળા તો એનાપર ફીદા ફીદા થઇ જાએચ તેજ કેની ? "

માથું ધુણાવતાં પીરોજાએ ટહુકો પૂર્યોઃ–

" હા હા તે જ, અને એવણ તે જ. "

શીરીન રસ ભરેલો ભાગ લેતાં બોલીઃ " સરસ્વતીચંદ્ર તો

મ્હોટા એડ્યુકેટેડ મેન છે, અને આ પન શું રૂપરૂપનો કકરો? મરૂં એ પન એવી જ છે."

પીરોજાઃ "તું તારે કંઇ જાણતી જ નથી. એ તો આપણાં મીસ ફ્લોરાનાં સ્ટુડન્ટ છે અને વળી સંસ્કૃત બંસ્કૃત પન જાણેચ. ને એની કહાની તો કિસ્સા જેવીછ તે તું જાણેછ?"

જરા છેડાઇ જઇને શીરીન બોલીઃ "ત્યારે હું તો તારે મન મુંબઇમાં વસતીજ નહિ હોંઉને? હું થોડું ઘણું તો જાણુંચ પણ તારા જેટલું નહિ હોં."

ગુલાં ઉત્કંઠા દર્શાવતી બોલીઃ "પીરોજા, કહેવ, કહેવ, એ પરી જેવી બહેસ્તની હુરીની વાત મને બહુ ગમેચ."

પીરોજાઃ "એ પરણી તો છે પણ મીરાં જેવી રહેવા માંગે છ, સસરો સાસુ હાયપીટ કરે છ પણ ઘરમાં સાધુ જેવાં કપરાં પહેરી માટી બૈયર ફર્યાં કરેચ."

શીરીન રૂઆબમાં ને રૂઆબમાં જ બોલીઃ "વૉટીઝ ધીસ હંબગ (આ શું ટાલ્લું.) તારે વળી પરણી સેનેજે?"

પીરોજાઃ "તરીમ તરાગ થઇ ફરે છ ને સસરો તો બાચારો ઘરડો ઘુવડ જેવોજ થઇ ગીઓછ."

શીરીનઃ "વળી લરનેડ લેડીમાં ખપતી સુધારાવાલી કુમુદ પણ સાધુડી જેવી ફરેછ. આ વળી જમાનાનું નવું હંબગ શું? કાંય? શું હંબગ સિવાય સુધારાવાલામાં ગણાય જ નહિં? ભણેલાં ગણેલાં આવાં ઘેલાંજ કહાડે કે?"

પીરોજાઃ "કુમુદ પર તો હાલની આલમ ઓવારી જાયછ."

શીરીનઃ—"I don't like her (હું એને પસંદ કરતી નથી) કાંય, સુધારાવાળી થઇને ફરી પરણતી નથી જે? કાંય, રાંક વીડોઝને ધડો આપતી નથીજે. ભણેલી ગણેલીને પાણીમાં નાંખવીચજે?"

પીરોજાઃ "પણ એની સીઆદી તો પહેલાં સરસ્વતીચંદ્ર સાથે થયેલી હોંકે, પછી ભનેલાં ગનેલાંએ સીયાદી તોડી!"

શીરીનઃ "એનાં ભણુતર પર ધુર પડી."

ગુલાં વાત જાણવાની લાલસામાં ઉત્કંઠિત થયેલી ઉતાવળી ઉતાવળી બોલીઃ "પીરોજા, બધુ કહી મરની, થોડું થોડું શું લવે-છજે." પીરોજા છણછણી પડી બોલીઃ "દુક્તિ, એતો ભાગળનાં પુરાન જેવું છ. ગામેગામ ને દેશી દેશ વંચાઇ છપાઇને કુંચો થયેલું

છ. બનેલાં ગનેલાંએ છોડી ને વગર બનેલાને પરણી તાં બા બનેલો ગીઓ ને વગર બનેલો દરિયે બરિયે પડયો તેજ."

શોકાર્દ્રભાવથી ચમકેલી દયાની અધીદેવી ગુલાં બોલીઃ "હાં, હાય, દરિયે બરિયે સિદને પર્યોંજે? પન પીરોજા, ઝટ કહી નાંખને એ સેખચલ્લી જેવું હોય તે."

પીરોજાઃ "પછી કુમુદ નદીમાં પડી ને સાધુમાં ગઇ. ત્યાં તેનો આગલો ધની મલીયો. પણ પન્ની નહિ."

શીરીન રૌદ્રગર્જના કરતી હાથમાંના રૂમાલને જાંગ ઉપર ઠોકતી બોલીઃ I don't like both of them. Why did she not marry again with Sarasvati Chandra? (હું બંનેવને પસંદ કરતી નથી. કુમુદ સરસ્વતીચંદ્ર સાથે કેમ ફરી પન્ની નહી જે?) સુધારાવાળી થઇ થઇને ૪રેચ પન કાંય સુધારો કરી બતાવતી નથી જે? હિન્દુ સુધારાવાલા બુકો લખે છ. છાપામાં લાંબા લચરક આર્ટિકલો લખે છ. ભાપણુ ભૂપણુની ભુંગળો ફુંકે છ. પણ કંઇ નહિ. કેરેક્ટર બેરેક્ટરને નામે એકડા વિનાનાં મીંડાંજ. નોનસન્સ, બાહ્લિકન બાયલાં. અધુરા ઘડાઓ પારકે ઘેર મ્હોકાણુ લઇ જાએછ. કહેવા બેસસ તારે લાયબલ બાયબલના પોકાર પોકારશે. અમદાવાદનો હિન્દુ ને સુરતનો સુરતી. પોકારતો ને પોકારતો જ ઘસડાઇ ગીઓચ. કાંય તેનાએ જાતે પુનરલગ્ન ન કર્યું? કે કાં, તેના દુકતા દુકતીને ફરી નહિ પરણાવ્યાં? હું તેઓને બામન લોકોની પેઠે પોથીમાંના વેંગણુ કહેવશ. બસ, બસ, આજ કાલના સુધારાવાલા પર મને સરાસર ને ચરાચર ઝપેટા મારવા દેવો કે જેથી પાધરા પુધરા થઈ જાય."

પાસે બેઠેલાં કુંવરબાઇ ડોસાં જરા ચકિત થતાં પણ ગુસ્સાથી બોલ્યાંઃ "મુંગી મર મુંગી. તરીમ તરાક થયેલી રસ્તે જતાં બલતું ઘર કાંય ભાડે લેછ જે. તારી બી. એ. થીએની રિસિયારીમાં કસી પરસ."

શીરીનઃ "ન્હૈ, ન્હૈ માયજી, હું સાચું કહેવશ. સુધારાવાલા બોલેચ કંઇક ને ચાલેછ કંઇક. કાંય નકામો ભાંગડો વાટેચ જે?"

કુંવરબાઇઃ "હું આ એમ કેહુંછ કે રસ્તે જતાં કોઇનું લાયબલ કાંય કરેછ?"

શીરીન છણુછણી પડીને બોલીઃ "Public man is the property of all (જાહેર પુરૂષો એ જાહેરની મિલ્કત છે.) હું

છડેચૉક કહેવસ ને ફરી કહેવસ કે કુમુદે પુનરલગન ન કરવામાં દુનિયાને ઠગીછ અને સુધારાનાં નામ પર ધુર નાખીછ. મિ. સરસ્વતીચંદ્રે કુમારી પરનવાના ચાલા કરી સુધારાના નામ પર ભાંગરો વાટયોચ. જો નહિ પરનવું હોતું તો બન્નેએ પરનવું નહોતું. કહો માય, એનો ખુલાસો કરો. કેવી સજ્જડ ધરપકર છે ! કહો, કહો."

ગુસ્સે થતાં ડોસાં બોલ્યાં: "કહે, કહે, શું કહેછ જે. પગ નીચે આગ લાગે અને પારકું ઘર બુજાવા જાયચ. ડાહી ડમરી જાણે પોતેજ થઈ ગઈ તો. મોટી મોટી છાતીએ આવે એવીઓ કુંવારીઓ રખડેછ ને છંડાયલીઓને તો કાં પરણ પરણ કહી રહીછ જે. જોને શીરીન, તુંજ જોને બા, ભની ગની, તું પન છે, ને તારી આગળ પાછળ પન ભનેલી ગનેલી ને રૂપ રૂપના કકરા રવડે છ. એનો કયાં ઉપાડ છે જે, રાંડેલીઓનું રડણું રડેછ ? સેખચલ્લીની નવાજેશ જવા દેને. પગ નીચે લાગેછ તેને ઓલવ."

શીરીન લજ્જાવિનીત થઇ નીચું જોઇ રહી. તે સ્વતંત્રતાના ઉદ્‌ગાર કહાડતાં હાથ પછાડતી બોલી: "આય સુધારાવાળા કહેછ કંઇ ને કરેછ કંઇ એનું શું કરોચ ? કુમુદ કંઇ ઉમરે પુગેલી નથી."

કુંવરબાઇ જરા છછણીને બોલી: "બા એ તો પુછ તે ભનેલીને. પુછ તે ભનેલા ગનેલાને કે, તને તાહાડી તપ કરી નાંખશે."

• નવાજબાઇ જરા રસભર્યો ભાગ લેતી આશ્ચર્યચકિત થતી બોલી: "અરે આય શું ખરૂં કે, એ કુસુમને પરનો છે ને સાધુડા જેવું પહેરેછ ને વરી ડંફાસ મારેછ જે. આખોભવ ભરમચારી રહેવાનોછ તારે વરી આ તોક શાને ભોરવી ? "

કુંવર ડોસાં ઊંચી ડોક કરતાં બોલ્યાં: "કહેરે બેટા વલી એ ગાંડુ ગપોલું શું છે જે. પરનીને ભરમચારી રહેવા કોણ માગેછ જે ?"

શીરીન ઉશ્કેરાયલી બોલી: "એ તો દુનિયાની બત્રીસીએ ચઢેલો તમારો લરનેડ મેન."

કુંવરબાઇ ડોસાં: "કાંય ? એકનો ભવ વગર પરને બોલ્યો અને બીજાનો ભવ પરનીને બાલવાનોછ કે કેમ ? એ તોપ ક્યાંથી લાવી જે વરી પરનીને ભરમચારી રહેવાનોછ ? "

નવાજબાઇ: "માયજી, ખરી વાતછેજી."

કુંવરબાઇ: "કંઇ નહિરે દિકરી, એ બધા ધનકજ તો બેટા. આજકાલ જરા અંગ્રેજી વાંચતાં લખતાં સીખાં કે બસ ધરપર

સરપર કરવાનાં જ. ગાયનું ભેંસને અને ભેંસનું કુતરીને મુક્વાનાંજ. આય અધુરા ઘરા છલકાઈ છલકાઇ ને વગર સમજે કાંઇનું કાંઇ વેતરી નાંખે. તેને પેલા પેપર બેપરવાલા જરા જરામાં એવા છાપરે ચઢાવે છ કે, જાને બેહેસ્તના ફિરસ્તા !"

જરા હાથનો ચાળો કરી કુંવરબાઈ ડોસાં ફરી બોલ્યાંઃ "પરનેલો ભરમચારી તો આજે જ સાંભલું છ. અરે પરનેલીનો ભવ સાને બાલેછ જે? બાયડીઓનો ભવ બાલે ને અધકચરાઓ ફુલી-ફુલીને ફાલકો થાય છ. નબલો માટી બૈયર પર સુરો."

જરા સ્મિત હાસ્ય કરતી રસીલી નવાજબાઇ બોલીઃ "અરે માયજી, વળી બાઇજી પણ પરનેલાં છે પણ મીરાંબઇ થવાનાં છે અને કંથા પહેરે છે."

કુંવરબાઇ આશ્ચર્યચકિત થતી દયા દર્શાવતી બોલીઃ "આય રૂપરૂપનો કકરો, આમ કાંય કરતી હશે જે? વરી મીરાં બીરાંના ધાંગ ધપાડા કરવાતા તારે છાનીમાની માયની કુખમાં ભરાઇને બેસી સેં ન રહિ જે, આવા બિચારા ભનેલા ગનેલાના જીવપર સુલી આવી પરી. પણ બંનેને ઘેલું લાગુંચ જોવને આ તો નવા જમાનાના ચાલા."

શીરીન જરા રોપમાં ને રોપમાં બોલીઃ "હું હાલમાં સુધારાવાલાની ધરપકર કરી પુઠ પકડસ અને આજે ને આજે "સાંજ" ની ઑફિસમાં દોડી પહોંચસ અને એ લરનેડ જોડાંને આય બધા આકરા સવાલો પર સવાલો પુછસ અને કુચ કહાડી નાંખસ, ને આય નવી આલમની સલામતીનો જુવાબ લેવસ."

કુંવરબાઇઃ "મુંગી મર મુંગી. રોપમાં ને રોપમાં ફાટીછ તે જરા મને સોંપ તો ખરી. ગુમાન સાથે આપનને જુનો ઘરેઓ છે. તેના મોં ઉપર ધુર ભસ્તાનો પડો ફોડી દેવસ."

શીરીન બોલીઃ "આય કંઇ ઘર ખુણાની વાતચીત નથીજી. જાહેરની વાતનો જાહેર રીતેજ ખુલાસો માગુંછ. તે ખુલાસો પુછવાને તમામ આલમને અખતિઆર છે અને તે જાણવાને મુખતીઆર છે. કહેવો હવે શું ભાંગરો વાટોછ જી."

એટલામાં એક પારસી તરૂણ, હાથમાં માથાની ટોપી હલાવતો માથા ઉપરના પાંથાપુથી દર્શાવતો સીસોટી વગાડતો, સ્ત્રીઓ તરફ નફટાઇની દ્રષ્ટિ કરતો કરતો જતો કુંવરબાઇના જોવામાં આવ્યો. એ જોઈ તેની આંખ ફાટી. બે આંગળી લાંબી કરી કુંવરબાઇ બોલીઃ

"જુઓની, આય આજ કાલના પારસી દુકતાઓ થોડું ઘણું અંગ્રેજી લખતાં વાંચતાં સીખીઆ કે બસ સાયેબજાદાજ થઇ ગીયા ! ઘરપર ને ઘરપરમાંજ સીરજોર. અધુરા ઘરાઓંને પુછેછ કોઇ ? મરેરે એના ઘરમાં માય એન છે કે મરી ગીઆંછ. હમનાં એ લસપસ કરતા દુકતાને આડાને અવલા સરર સરર સપાટા વ્હોડી દેઉં તો એની કેવી રેવરી દાનાદાન થાય ! જોને, ચીરૂટ મોંમાં ઘાલી અકરમાં ને અકરમાંજ ચકર ફરે છ."

ગુલાઃ "માયજી, એ તો આપના પદમજીનો કાવસ છેજી."

"અખીયાતો રહે કાવસ. આજકાલનો કાવસ, નીયત તો બાવાની સીખીયો છે, 'બાપ તેવા બેટા." કુંવરબાઈ ગુસ્સે થતી, દયા ભાવ દર્શાવતી ચુપ થઇ.

એટલામાં ગુમાન શ્રીમતી સાથે અને સમજુલક્ષ્મી કુસુમસુંદરી સાથે ધીમે ધીમે વાર્તાવિનોદ કરતાં તે તરફ આવવા લાગ્યાં. બીજી તરફથી શિવલક્ષ્મી આવતી જણાઇ. શિવલક્ષ્મી અને પીરોજાને બાલ્યાવસ્થાથીજ સંબંધ હતો. તેણે ઉઠીને શિવલક્ષ્મીને સ્નેહાલિંગન કર્યું: "કેમ તમે કંઇ આજે ભુલાં પડયાં." સ્મિત હાસ્ય કરતાં પીરોજાએ પ્રશ્ન કર્યો.

શિવલક્ષ્મી મુખ મલકાવતાં બોલીઃ "જરા ફુરસદ મળી તેથી આવી શકી."

"બકરીનું ઝાંઝર સાથેજ છે." પીરોજાએ હાસ્ય કરતાં કહ્યું.

"ગૃહરત્નો ગૃહિણીની સાથેજ હોય." શિવલક્ષ્મીએ શરમાતાં શરમાતાં પ્રતિ ઉત્તર આપ્યા.

"સુધારાવાળા કહેછ તે ખરૂં છે કે છેક રૂઇન થઇ જવાય છે." પીરોજાએ દયા ખાતાં ઉદ્ગાર કહાડયો.

"મ્હારી વ્હાલી પીરોજા, કયો સિદ્ધાંત સત્ય છે, તેની તુલના કરવા મ્હારો અનુભવ મ્હને ખાળે છે. બાળલગ્નથી બંધાયલી મ્હારી ભગિનીને સુવારોગથી સડતી જોઉં છું ત્યારે પુષ્પ ઉમરે પ્રેમલગ્નની સાંકળથી બંધાયલી બકરીના ઝાંઝરથી સીકડાયલી, ઘસાઇ ઘસાઇને ટાંટીઆ ઘસું છું." ગંભીરતાથી શિવલક્ષ્મીએ ઉદ્ગાર કહાડયો.

પીરોજાના અંતઃકરણ ઉપર આ દ્રષ્ટાંતથી સજ્જડ છાપ પડી. તેનું મન કંપી ઉઠયું, છતાં તે બોલીઃ "તમે હમ્મેશાં નાસીપાસી ભરેલાંજ વચનો ઉચ્ચારો છો. તમે હવે જાહેરથી કેમ કંટાળી ગયાં છો ?"

શિવલક્ષ્મીઃ "જાહેર કર્ત્તવ્ય કરવામાં અમારી નાસીપાસી આડે આવે છે. પ્રભુ કર્ત્તવ્ય કરાવશે ત્યારે ભારત જનની પ્રત્યેનાં કર્ત્તવ્ય બજાવી કૃતાર્થ થઇશું."

એટલામાં પાછળ ઉભેલાં હીરાબાઈ બોલ્યાં: "ભારતભૂમિમાં કર્ત્તવ્ય કરનારાઓની ક્યાં પીછાન છે? મિ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક અને પ્રસિદ્ધ જુના લેખ શોધક મિ. ભગવાનજી ઇંદ્રજી વગેરે માટે પ્રજાએ શું કર્યું? વર્ત્તમાનકાળની પ્રજા નથી કદર પીછાનતી તો ભવિષ્યની પ્રજા માટે શું કહેવું? જાહેર કર્ત્તવ્ય કરનારાઓની કદર પ્રજા ન પીછાને તો જાહેર કર્ત્તવ્ય કરનારાઓને ઉત્સાહ કેમ ન થાય?"

એટલામાં શીરીન એકદમ ઉછળીને બોલી: "you are right (આપ સત્ય કહોછો) એનો જુવાબ પણ જાહેર પુરૂષો પાસેથી માંગસ અને એ બધા ડોળઘાલુઓને પાધરા પુધરા કરી દેવસ."

સમજુલક્ષ્મીએ ધીમે ધીમે કુસુમનાં કમળની પાંખડી જેવાં આંગળાં પોતાના પંજામાં લઇ માયા મમતા બતાવતાં પુનઃ પ્રશ્ન કર્યો: "ભારતવર્ષના પુનરોદ્ધાર માટે શા યત્ન કરો છો?"

કુસુમઃ "પ્રાણેશના હૃદયને અનુલક્ષી સહાનુભૂતિ પ્રેરૂં છું."

સમજુલક્ષ્મીઃ "તેમનું મંગળ કાર્ય ક્યાં સુધી આવ્યું છે?"

કુસુમઃ "વિચારની સંકલનાઓ ગુંથાઇ ગઇ છે. સર્વ કક્ષાઓ કાર્ય પ્રત્યે ઉદ્યોગવતી થઇ રહી છે. કલ્યાણ આશ્રમમાં ધુમાધુમ થાય છે. તમે પણ એક જાહેર પુરૂષનાં અનુયાયી છો, થોડી ઘણી મદદ કરશો કે કેમ?"

સ્મિત હાસ્ય કરતાં સમજુલક્ષ્મી બોલી: "આજે તમે સંકુચિત જણાઓ છો."

કુસુમ શરમાઈ ગઇ. થોડી વાર સ્તબ્ધ થઈ ઉભી રહી. એના ગોરા ગાલ ઉપર શરમના સેરડા પડી ગયા. કંઈ ઉત્તર આપ્યો નહિ. સમજુલક્ષ્મીએ તાકી તાકીને અમૃતમય દ્રષ્ટિએ નિહાળ્યું અને પ્રશ્ન કર્યો: "તમારૂં વ્રત ક્યાં સુધી આવ્યું છે?"

કુસુમ વળી નીચું જોઇને મંદમંદ ગતિથી ચાલવા લાગી. ગાલના મધ્ય ભાગમાં નારંગી જેવો રંગ ચળકવા લાગ્યો.

સમજુલક્ષ્મીએ ધીમે ધીમે કુસુમના કાનમાં મધ રેડવા માંડ્યું: "યૌવનના પ્રભાવથી આ કુસુમવાટિકા સૂક્ષ્મ પરિમલસહિત ખૂલી

રસ અને લાલિત્યથી ખીલી ચુકી છે. એની રમ્ય સુકોમળતા દેહલતાની સ્થૂલ અને સૂક્ષ્મ વાસના ઉભયને ઉભરાવી જોનારની આંખ ઠારી રહી છે. તે થનથનાટ દર્શાવી રહી છે. કુસુમોદ્યાનને હૃષ્ટપુષ્ટ કરી વિશેષ રમણીય કરવાના કર્ત્તવ્યમાં અને રસગ્રાહીને રસ અર્પવામાં હજી શિથિલતા કેમ જણાય છે ?"

કુસુમે સમજુલક્ષ્મીના ખભા ઉપર માથું મૂકી થોડો નિઃશ્વાસ મૂક્યો અને લજ્જાની સરિતામાં તણાતી જણાઇ. બન્નેની ગૌર કાન્તિના મિલનથી સૌન્દર્યની મહત્તા પ્રકટી રહી. સમજુલક્ષ્મીએ જરા તાણો મારતાં કહ્યું: "હૃદયના મમત્વથી નિરૂત્તરજ રહેશો ? મમત્વની પણ હદ હોય છે. કહો તમારા વ્રતનું વહાણ કયાં આગળ છે ?"

આંખ ચળકાવતાં અને મુખ મલકાવતાં, શરમનો ભાર વહન કરવા છતાં પણ આંગળીથી સમજુલક્ષ્મીનો ખભો ચાંપતાં બોલી: "સમુદ્ર કિનારે."

"કયે કિનારે ?"

"તે ન્યાય તમે કરો. અનુભવનારને તો કિનારો જણાય છે." કુસુમે શરમાતાં શરમાતાં ઉત્તર દીધો.

જરા દયા, મમતા અને ક્રોધાભાસ પાડતી સમજુલક્ષ્મી બોલી: "પુષ્ટ થયેલી દેહલતાને, ખોટા મમત્વથી કષ્ટ દેવામાં જ શું કર્ત્તવ્ય છે ? અર્પિત હૃદયની સુવાસને હઠ કરી નષ્ટ કરવામાં શું મહત્ત્વ છે ? અર્પિત હૃદય જેનું છે તેને સુવાસિત કરવામાં હઠ શી ? એમાં મમત્વ શો ? પ્રેમપુરઃસર દ્રવતી રસવૃત્તિને, અંતર ઇચ્છા વિરૂદ્ધ વહેવડાવવામાં વિવેક શો ?"

શરમાતાં શરમાતાં મંજુલ સ્મિત કરતાં હાથ તરછોડતાં કુસુમે કહ્યું: "હવે મ્હારો પીછો છોડો. વહાણનું સુકાન તો સુકાનીના હાથમાં ગયું છે; લંગર ઉપાડનાર લંગર ઉપાડશે ત્યારે વહાણ સમુદ્રમાં પડશે."

સમજુલક્ષ્મી સમુદ્ર સામુ અને કંઇક સ્ત્રીમંડળ ઉપર દ્રષ્ટિપાત કરતાં બોલી: "ભરતીને લીધે સમુદ્રમાં હોડીઓ ડોલી રહી છે."

કુસુમ: "ભરતીનો આધાર તો ચંદ્ર ઉપર છે. એ બધી ચંદ્રની કળાનો ઉત્પાત છે."

સમજુલક્ષ્મીએ ધીરે રહીને તેના કાનમાં અમૃત રેડયું: "ત્યારે ચંદ્રની કળાથી તમે પણ ઉત્પાત કરવાનાં કે ?"

કુસુમ છેક શરમાઇ ગઇ. તે નીચું જોતી જોતી ચાલવા લાગી.

દૂર રહેલી ગુમાનબા પાસે આવી પહોંચી. તે સાથે કુંવરબાઇને બધા મંડળનો ભેટો થયો.

ગુમાને સવિનય કુંવરબાઈને બોલાવ્યાં અને કુસુમને કહ્યું: "કુંવરબાઈ આપણાં જુનાં ઘરોબાવાળાં છે."

કુસુમે સવિનય નમન કર્યું. તેના નમનથી હર્ષિત થયેલાં કુંવરબાઈએ ઓવારણાં લઈ સરગવાની શિંગ જેવી આંગળીઓના કડાકા ફોડતાં ફોડતાં દુવા ચાહીઃ "બેટા, દુધ પુતથી ઘર ભરો."

કુંવરબાઇ અને શીરીનના આગ્રહથી સર્વ મંડળ બેઠું.

શીરીને, ઉદ્ધતાઈ અને ઉગ્રતાથી ફિસિયારી ભર્યો પ્રશ્ન કર્યોઃ "તમારા કલ્યાણ આશ્રમમાં સ્ત્રીઓને માટે કંઇ વિચાર થયા છે કે?"

"હા જી." કુસુમે મુખ મલકાવતાં ઉત્તર દીધો.

"તમારા પોતાના શા વિચાર છે?" શીરીને પ્રશ્ન કર્યો.

"હું તો પોતેશ્રીના અભિપ્રાયની અનુયાયી છું. મ્હારા અલ્પ વિચારોનો વિકાસ તેમના કરતાં મહત્ત્વનો નથી." કુસુમે વિનયથી ઉત્તર આપ્યો.

"ત્યારે કહો, સરસ્વતીચંદ્રનો સ્ત્રીઓ સંબંધી શો ઉદ્દેશ છે?" શીરીને રોષમાંજ પ્રશ્ન પૂછ્યો.

કુસુમે ગંભીરતાથી છાપ પાડતી શૈલીએ વિવેચન ચલાવ્યું: "પોતેશ્રીનો એ ઉદ્દેશ છે કે સ્ત્રીઓ વિદ્વાન્ થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, ધૈર્યવાન થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દરતાની અધિદેવી થાય, શિયળવતી, સદ્ધર્મશીલ, સદ્દવર્તનશીલ થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુકત–સ્વતંત્ર થાય અને તે મુકતતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મુર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી, કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શકિતમતી અને ઉત્સાહી બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની કલ્યાણ વાસનાઓને તૃપ્ત કરે, પતિભકિતપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે, તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદય તરંગો ભેળવી દઈ મનુષ્ય જીવનને દિવ્ય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં, ઉદય સૂર્યનાં તેજસ્વી કિરણોને સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે. સ્ત્રી વિના ઘર નથી. ગૃહ વિના પ્રજા નથી. પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નથી. સ્ત્રી એ ઉછરતી પ્રજાની માતા છે. માતાના સંસ્કારથી સંસ્કારાયલી પ્રજા ઉન્નતિક્રમમાં ઝટ

ચઢે છે. માટે સંસ્કારવાળી સુમતાઓ આર્ય ભગિનીઓ બને એજ નિરંતર ચિન્તવન છે."

કુંવરબાઇ ડોસાં તો મનમાં ને મનમાં બબડયાં: "આતો સરર પરર સંસકરત થોકીજ જાય છે ને ભાષણ ભુષણનો ભાંગડો વાટ-તીજ ચાલી." મનમાંજ બબડયાં, મુંગા મંતર થઇ ગયાં.

શીરીન બેધડક બોલી: "કહોછ સૌ પણ તે પરમાણે કરેછ કોણ? એનો જુવાબ દેવ છો?"

કુંવરબાઇ ગભરાયાં. તે મનમાં ને મનમાં બોલ્યાં: "મુંગી મરને કુદતી." તેમ છતાં ઉંચાં નીચાં થઇ બેસીજ રહ્યાં.

તેજસ્વી મુખમુદ્રાવાળી પુખ્ત વયની રાધાબાઇ જરા સ્મિત કરી બોલી: "બ્હેનો, મ્હારા કુંડી બંધી વર્ષોના અનુભવ ઉપરથી, સાંપ્રતકાળના ઢંગધડા માટે મેં જે રહસ્ય તારવ્યું છે તે આ છે, સાંભળો; સુધારાને નામે કલ્પિત ધોરણ ઉપર ઘોડા દોડાવી મ્હોટા મ્હોટા ધડાકા મારવામાં આવે છે. તેથી જ મનુષ્ય જીવનમાં લોભ, તૃષ્ણા અને સ્વચ્છંદપણાથી વર્તવાની વૃત્તિનો પ્રવાહ વહ્યો છે. નિરં-કુશપણાને છુટાપણું કહેવડાવતાં શીખવ્યું છે. જનસમાજના સુનિ-યમોનો ભંગ કરાવ્યો છે અને મનસ્વીપણે જોખમદારીની દરકાર ન કરવી તેને સ્વતંત્રતા ગણાવી છે. ઇશ્વિરયુક્ત મનુષ્યત્વને પશુપણામાં ખેંચી જવું તેમાં ગુણજ્ઞપણું ગણાવ્યું છે. સ્વાર્થપરાયણતાને ધર્મની ગાદીએ બેસાડયું છે. શ્રીમાં સર્વસ્વનો સમાવેશ કરાવ્યો છે. સંકર-પણાને સુનીતિશાસ્ત્ર ઠેરવ્યું છે. અસત્યને મહા કળા ગણાવી છે. પાપને સૌંદર્ય બક્ષ્યું છે. ઉદ્ધતાઇ ભરેલા જીવનને યશસ્વી કલ્પાવ્યું છે. કૃત્રિમતામાં જીવનનું સત્ય મનાવ્યું છે. પવિત્ર લગ્નને હાસ્યાસ્પદ નાટકમાં ઠેરવ્યું છે. સુજીવનવૃત્તિમાં શુદ્ધ અંતઃકરણની રહેણીને દેશ-પાર કરાવ્યું છે. જીવનને રમકડા રૂપ બનાવ્યું છે. અરે! ટુંકામાં આ જમાનાનો ઢંગ કૃત્રિમતાની પરિસીમા ઉપર ડગમગતો એજ માનવા બેઠો છે કે, સ્વાર્થ સાધવો એ સુનીતિ છે. સ્વેચ્છા એ કાયદો છે. સ્વાભિમાન એજ સત્વ છે અને આખરે પોતાના આત્માને ઠગવો એ તત્વજ્ઞાનની પરિસીમા છે."

પીરોજા: "યસ, યસ, આપ કહોછ તે બરોબર બંધબેસ્તું છે."

ગુલાં હસતી હસતી બોલી. "બ્હેન કહેવ, કહેવ, એ તો બહુ જ રસ ભરેલું લાગેછ."

રાધાબાઇ: "એને પરિણામે સાંપ્રત્ત પ્રજાને આંતર બાહ્યથી ચિંતાગ્રસ્ત બનાવી છે, ઉછરતી પ્રજાની શાંતિ અને સુખ લૂંટી લીધાં છે. બાળિકાઓના જીવનને થાળે પાડવાને બદલે ભયંકર વિટમ્બનામાં નાંખ્યાં છે. જીવનવૃત્તનો મુખ્ય ઉદ્દેશ શું છે, તેનાથી વેગળી કરી નિરાશા, અધમતા અને દુઃખાગ્નિમાં ભડકાવી છે. કહો, સાંપ્રત સુધારાના જીવનની તદાકાર આકૃતિ ખડી થઇ કે નહિ?"

શીરીન: "હું એજ જવાબ માગું છ. રહેણીકરણીના ફેરફારથી ખાનાખરાબી વધી છે અને તેને માટે ખાનાખરાબી કરનાર કેમ જોખમદાર નથી?"

કુસુમે સવિનય ઉત્તર દીધો: "બ્હેનો, જરા શાંત થાઓ. આપ સર્વે વિદ્વાન્ મહિલા છો. દેશનું હિત ચાહી જે કોઇ કાર્ય કરે છે તે મલિન ઇચ્છાથી કે દેશને હાનિ કરવાના હેતુથી કરતાં નથી એ તો આપણે નિર્વિવાદે સ્વીકારવું પડશે જ. ત્યારે કહો, સર્વે સુધારા એકજ કાળમાં એકી વખતે થયા છે ખરા? કોઇ પણ દેશકાળમાં એમ થયું છે ખરૂં? દોષારોપણ કરવા બહાર પડતાં પહેલાં સર્વેમાંથી સારગ્રાહી થવું અવશ્યનું છે; અને તેમાંજ વખત ગાળીશું તો હવે પછીની પ્રજાને આપણે પણ જવાબ દેવો વસમો થઇ પડશે. કર્ત્તવ્ય કરનારાઓના દોષોને અગ્રગણ્ય ગણતા પહેલાં તે કેવા હેતુથી કર્તવ્ય બજાવે છે તેની નિરીક્ષા કરી ન્યાય તોલવો જરૂરનો છે."

"યસ, યસ, હું એજ જોવા માગું છું. આય કૉન્ગ્રેસ શું કરે છે તેની મ્હને જરાય સમજ સુમજ પડતીજ નથી. વર્ષોનાં વર્ષો થયાં કુંડીબંધ રૂપીઆ ખારામાં નાંખી દે છે, પ્રજાના પૈસા ફોગટમાં ધુળધાણી થાય છે અને તમાસાને તેડું હોય તેમ વરસમાં ત્રણ દિવસ ભાષણોનો વરસાદ વરસાવે છે. મ્હને જરા કહેવા દો બેન, હોળીના દહાડામાં ગેરીઆ બોલે છે તેમ મનને ફાવ્યાં ભાષણો કરવાની એ હોળી છે કે બીજું?" શીરીને ચસમાને આંગળી અડકાડી અક્કડ થઈ ગર્જના કરી.

રસ્તે જતી દક્ષણી સ્ત્રીઓ તથા બીજી પારસી સ્ત્રીઓનું ટોળુ વધ્યું. વાતમાં જરા રસ જામ્યો.

સ્મિત મુખ મલકાવતાં ઘંટડી જેવા સ્વરથી કુસુમ બોલી: "મ્હારાં વ્હાલાં બેન, કૉન્ગ્રેસ ઉપર જે આક્ષેપ તમે મૂકો છો તે તકલદી છે. જ્યારે આપ બાહ્ય સ્વરૂપ મુકી આંતર સ્વરૂપ વિચારશો ત્યારે ખાત્રી થશે."

શીરીનઃ "ના જી, આજે કુડીબંધ વરસોથી કૉન્ગ્રેસ ભરાય છે તેના તમાસા પાછળ લગભગ લાખો રૂપીઆ તો ખરાબ ખાસ્તે થઇ ચુક્યા છે. જો તેટલા રૂપિયાનો કંઈ સદુપયોગ કીધો હોત અથવા એકાદ હુન્નરનું કારખાનું ઉભું કર્યું હોત તો આપણા દેશમાં કંઇ નવો હુન્નર ખીલી નીકળત અને આપણા દેશના હજારો ગરીબ કારીગરની રોજી થાત. પરદેશથી આવતા માલ પાછળ કરોડો રૂપીઆ દૂર દેશાવર ઘસડાઇ જાય છે તેમાં કાંઇ ઓછું થાત અને એટલા રૂપીઆ આપણા દેશમાં જ રહેવા પામત. દેશના હજારો હુન્નર નાશ પામેછ, રે કેહવની કચડાઈ જાયેછ અને હજારો કારીગરો ભૂખે મરેછ. તેનું તેમણે સું દલદર ફિટાડીયુંછ જે! આવા શાંતિ ભરેલા અને મહેરબાની ભરેલા રાજમાં આપણને કેટલી બધી ફેસિલિટી છે? આપણને કેટલી બધી સગવડો છે? અને કેટલી બધી છુટ છે. આય રાજમાં જ આપણે આપણા હુન્નર ઉદ્યાગો ખીલવી શકીએ એમ છે તો પછી કાંય એ લોકો હુન્નર ઉદ્યોગની સ્કુલો તથા કૉલેજો ઉભી કરતા નથી? હું સર પિરોજશાહ, મિ. સેતલવાડ, મિ. વાચ્છા, મિ. ગોખલે, મિ. અંબાલાલ, મિ. પારેખ અને દીક્ષિત બીક્ષિતને પુછું છું કે આર્ય પ્રજાના પૈસાની ખાનાખરાબી કરી તેનો સું જુવાબ દેવ છો?"

કુસુમઃ "બ્હેન, શું તમને એ આપણા ભારતભૂમિના માન્યવર વીરો માટે માન નથી?"

શીરીનઃ "અરે, તે તો અમારા જીગરના કકરા છે અને માથાના મુગટ છે. પણ હું એ વિદ્વાન્ પુરૂષોને પુછુંછ અને જાહેર હકથી પુછુંછ કે, જાપાન જ્યારે ટુંકા વખતમાં ઉન્નતિના શિખરપર ચરી ગિયુંછ, જરમની હુન્નર કળામાં સંપૂર્ણ ખીલી રહ્યુંછ, અમેરિકામાં લખમીબાઇ રેલાઇ ગયાંછ તારે આ આપણા દેશ માટે આટલું આટલું કરો છો, છતાં લોકોનાં દુઃખ કેમ ટિટતાં નથી ને કેમ કંઈ દીસતું બીસતું નથી. કાંતો એવણનો પકરેલો રસ્તો ખોટો છે, કે કાંતો તે પર તનમનથી મેહેનત લેવાતી નથી. ગમે તે પન કંઇ છે ખરૂં. તેનો જ જુબાબ માંગુંછ જી."

નવાજબાઇઃ "આય તો ત્રણ દિવસની હોળી હોય તેવો તમાસો કરી ભાષણ ભુષણનો ભાંગડો વાટી નાંખેછ, બીજુ શું જે? માનવંત સર પિરોજશાહ લાંબુ લાંબુ પીંજેછ અને પેલો સર ચંદાવરકર

સર થયા પછી સરફીજ ગયો. પેલો તો આ ઇન્દુપ્રકાશના એડીતર તુરીકે ઇન્દુ જેવો ચળકતો હતો પછી હવે તો મીંડુજ થઇ ગીઓછ. પેલો ગોખલે તો જાણે ભાષણનું ભુંગલુંજ હોય તેમ ભડભડ ભનીયો જ જાયછ અને મિ. વાચ્છા તો જાણે મુસદ્દી મહેતો હોય તેમ આંકડા ને પાંકડા ગણા ગણુજ કરેછ. વારૂ, એ બધા તો ઠીક પણ આય તમારા કલ્યાણ આશ્રમે પણ શું કરી બતાવ્યુંછ જે? બધાએ મહેનત કરીને મરી પિટીને કીધું સું જે? જાતો ઘસાવી નાખી. બૈરી છોકરાનાં ખોટા કર્યા, અને દેશમાં તો હજારો મન ધુરની પુર પડી રહીછ, તે ખંખે-રાઇ નથી અને દેશનું દલદર ફિટતું નથી."

કસ્તુરબાઇઃ "આપનું કહેવું સત્ય છે, કે કૅાન્ગ્રેસનાં અત્યાર સુધીનાં કૃત્યોથી દેશનું દારીદ્ર ફીટયું નથી અને મ્હારી બુદ્ધિ પ્રમાણે તેનો ક્રમ અધૂરો કે ઉલટા ક્રમમાં ચાલે છે. મ્હને તો હાસ્ય થાય છે કે, કૅાન્ગ્રેસમેનો ઇચ્છે છે શું, માગે છે શું, અને કોની પાસે માગે છે."

શીરીનઃ "યસ, યસ, આઇ નો ઇટિ.(yes, yes, I knowit) તે હિંદુસ્તાનના વાઇસરોય પાસે માગે છે અને સ્વતંત્રતા માગે છે."

કસ્તુરબાઈઃ "હિંદુસ્તાનનો વાઇસરોય કોણ છે? એને સ્વતં-ત્રતા આપવાનો કાંઇ પણ અધિકાર છે કે?

શીરીનઃ "કેમ નથી?"

કસ્તુરબાઇઃ "તમે તેનો વિચાર કર્યો નથી. વાઇસરોય સ્વતં-ત્રતા આપવાનો અધિકાર ધારણ કરનાર પુરૂષ નથી. તે તો ફકત સત્તાધિકાર ચલાવનાર સરકારી નોકરોનો ઉપરી છે. તે નોકરશાહી સત્તાનો સર્વોપરી છે. આર્યપ્રજાને સ્વતંત્રતા આપવાનો અધિકાર તેની પાસે નથી."

શીરીનઃ "ત્યારે સ્વતંત્રતા આપવાનો અધિકાર કોણ ધરાવે છે"

કસ્તુરબાઇઃ "બ્રિટિશ પ્રજા અને તેની પ્રતિનિધિ બ્રિટિશ પાર્લા-મેંટ, તે સિવાય કોઇજ નહિ."

શીરીનઃ "ત્યારે તે કેમ મળે?"

કસ્તુરબાઇઃ "અત્યાર સુધીના મોડરેટોએ ઉંધે ઘડે પાણી ભર્યું છે. તેનો આભાસ થવાને એક અલ્પ દ્રષ્ટાંત આપું છું.–એક માણસ હનુમાન પાસે ગયો ને બાધા રાખી કે–'બાપજી! મ્હને સ્ત્રી મળશે તો સવામણ તેલ ચઢાવીશ.' હનુમાનને હાસ્ય આવ્યું ને

હાસ્ય કરતાં પ્રતિ ઉત્તર કર્યો, ' જો તને સ્ત્રી આપવાની મ્હને સત્તા હોત તો હુંજ સ્ત્રી ન કરત ? ' મતલબ કે જે સ્વતંત્રતા આપવાની સત્તા હિંદુસ્તાનના રાજ્યદ્વારી મંડળને નથી એ નોકરશાહી મંડળને સ્વતંત્રતા માટે પ્રાર્થના કરવી તેનું નામ મૂર્ખતા કે બીજું ? જે વૃક્ષ ફળ આપે એવું નથી તેવા વાંઝીઆ વૃક્ષ પાસે ફળની યાચના કરવી તેનું નામ શું ?"

નવાજબાઇ: "ત્યારે શું વાઇસરોય સાહેબ કૉન્ગ્રેસની અરજ સાંભળી સ્વતંત્રતા નહિ આપી શકે ? એટલી તેત્રીસ કરોડની દયા તેમને નહિ આવે ?"

કસ્તુરબાઇ: "તેમાં વાઇસિરોયનો દોષ નથી. અધિકારની તુલના તોલો. તમારી ઇચ્છાને પૂર્ણ કરવાને તેમની અને તેમના મંડળની સત્તા નથી. હવે તેમને દોષારોપણ કેમ થાય ?"

શીરીન: "ત્યારે કેમ કરવું ?"

કસ્તુરબાઇ: "બ્રિટિશ પ્રજા દીર્ઘદૃષ્ટિવાળી છે. તેને તેત્રીસકરોડના મનોભાવની ભાવનાનો સ્પષ્ટ ભાસ પડવાથી, ન્યાયતુલાને તોલશે. તે ન્યાયી છે."

નીશા બેગમ: "તુમ ઇસિકુ ન્યાયી કિસ તરહસે કહેતે હો ? ન્યાય કા ક્યા હાલ હે ! ઉસ મોગલ પાદશાહોકું તુમ અદલ ઇન્સાફી નહી કહેતે હો, ઉસકા જેસા અદલ ઇન્સાફ કીધર હે ?"

શીરીન: "માઇજી અદલ ઇન્સાફ કેવો જોઇએ ?"

નીશા બેગમ: "દેખ બેટા! મોગલ પાદશાહોકે બખતમેં દીવાનેખાસમેં અદલકા ઘંટ બજતા થા. ઉસ દફે સબકુ સચ્ચા ઇન્સાફ દેનેમેં આતાથા. ઓ સચ્ચે ઇન્સાફકી કહાની સુનકે તુમ તાજુબ હો જાયગે."

નવાજબાઇ: "એ સાચો ઇન્સાફ કેવો થતો ?"

નીશા બેગમ: "પાદશાહ જહાંગીરકા એક અદલ ઇન્સાફકી બાત મેં તુમકુ કહેતી હું. એક દફે જહાંગીરકી બેગમ નૂરજહાંન બારીમેં બંદુક લેકે ખડીથી. ઉસકે સરોવરકી પાલપે બગલા ખડા હે એસા સમજકે ઉન્ને બંદુક છોડા. બંદુક લગતેઇ ધોબી ગીર ગયા, ઇસકી ઓરતને આકે અદલ ઘંટ બજાતેહી જહાંગીર પાસ અદલ ઇન્સાફ મંગા ઓર નૂરજહાનને ખૂન કીયા હે વૈસા સાબિત કીયા. ઉસ ધોબનકુ બોત જનને રત્નખચિત દ્રવ્ય દેનેકા બોતસા લાલચ દીયા,

તબભી ઉન્ને બદલેકા બદલા મંગા. બાદશાહ જહાંગીરને તખ્ત પરસે કહા કે, 'મેં અદલ ઇન્સાફ કા ઘંટકા માલિકહું, ઉસકુ મેં બદલેકા બદલા દેનેકું મંગતાહું.' એસા કહેકે બંદુક ભરકે મંગવાઇ ઓર ધોબનકે હાથમેં દીલાઈ. ફીર જહાંગીર ખુદ તખ્તકે નીચે ઉતરકે ધોબનકે સામને આ કર ઝભ્ભા નીકાલકે છાતી ખુલ્લી કરકે ખડા હુઆ, ઓર ધોબનકુ ફરમાયા કે, 'તેરે ખાવિંદકુ નૂરજહાંને મારા હે, ઓ તેરા હક નૂરજહાંકે ખાવિંદકુ મારનેકા હે, જબ બદલેકા બદલા પુરા મીલતાહે. તુમ બંદુક મેરી છાતીમેં છોડો, ઉસ્સે તુમકુ પુરા બદલા મીલેગા; ઓર ઇસ મુજબ કરનેસે તેરા કોઇ બાલ વાંકા નહી કર શકતા હે, એસા મેરા હુકુમ મેરી સબ રાશતકુ ફરમાતા હું.' એ હુકુમ સુનકે સબ ચકિત હો ગયે. ધોબનને બંદુક જમીનપે રખ દીઆ, ઓર પાંઉપે ગીર ગઇ. પાદશાહને કહા, 'બેટા તું બંદુક છોડ, ઓર બદલેકા બદલા લે, જબ મેરા અદલ ઇન્સાફ પૂરા હોતા હે.' ધોબનને કહા 'ખાવિંદ ! મેરેકુ ઇન્સાફ મીલ ગયા। ખુદાકે વહાં આપ છૂટે હો.' બેટા! ઇસકા નામ અદલ ઇન્સાફ કહા જાતા હે. મનમે કુછ ઓર કાજપે કુછ, ઓ કુછ નહિ. ઓર જીસમે ન્યાયપરાયણતાકા આભાસ નહિ હે, ઓર જીસકુ જો દેનેકી તાકાદ નહિ હે ઉસકી પાસ મંગના વો બીન એકડા મીંડા હજાર બરાબર હે. ઓર ઓ મંગને વાલેકી બુદ્ધિકા માપ ભી એસાઇ હે. એસા મંગનેસે દેશકા દળદળ ફીટેગા નહિ."

અનસૂયાઃ "આપના વિચારોની તુલના કરતાં અજબ જેવો આભાસ પડે છે, તો પણ અત્યાર સુધી ચાલતો ક્રમ છેક ધિક્કારવા જેવો નથી."

કુસુમઃ "આપણને એ મહા પુરૂષો માટે માન છે. તેઓ નિઃસ્વાર્થપણે આત્મભોગ આપે છે. તેઓ તન, મન અને ધન દેશને અર્પે છે. અમે પણ અમારાથી બનતું સ્વાર્પણ કરીએ છીએ."

શીરીને છટાથી છાતી કાઢી કહ્યું: "યસ, યસ, એ બધું આય માથાપર લઇએ છીએ. દેશના ભલા માટે એ બીચારા જ્યારે મથી-મથીને થાકી મરેચ, તારે અમે અમારો જાન ફીદા ફીદા કરીએછ અને ખુદા પાસે તેમની લાંબી જીંદગી માટે દુવા ચાહીએછ અને એ હેતના કકરાઓને તેથી જ પુછાપુછ કરીએછ. બાકી બીજા ઘર તો ધુર નાંખીએછ ધુર."

કુસુમે ચપળતાથી વિદ્યુત્ જેવાં ચક્ષુ ચોગરદમ ચળકાવી વિન-

પસંદ કર્યું: "વિદ્વાન્ મહિલાઓ, રાજ્યદ્વારી મંડળીઓ જનમંડળમાં શું કાર્ય કરે છે તે સંબંધી તમારી નિરીક્ષા અભિમાન કરવા યોગ્ય છે. રાજદ્વારીઓ માટે રાજદ્વારી ચર્ચાઓ રહેવા દેવાનો વખત હવે વહી ગયો છે. ભારત મહિલાઓ ભારતના તારણ માટે જ્યાં સુધી લક્ષ નહિ આપે ત્યાં સુધી આપણી ફરજમાંથી આપણે પાછાં પડીએ છીએ અને દેશમાં થતાં સંસારી, રાજદ્વારી તથા ધાર્મિક કાર્યો ખીલતાં નથી. એમાં બીજાં બધાં કારણો સાથે આપણો પણ સમાસ થાય છે, એ ધ્યાન બહાર ન જવા દેવા નમ્ર વિનંતિ છે. જ્યારે ભારત ગૃહિણીયો કર્તવ્યપરાયણ થશે ત્યારે તેના તનુજો માતૃબોધથી અપરિમિત કાર્યો કરવાને ઉલ્લાસી થશે. સર્વ કાર્યોમાં ફતેહમંદ થશે. વિજયી થશે. આબાદી અને આનંદથી ભારતભૂમિને જય જયકાર કરતી ઝળકાવશે. જાપાન અને અમેરિકા આદિ જે દેશોની ઉન્નતિ નિરખો છો તેમાં આ તત્વ સમાયલું છે અને તે તત્વ આપણામાં વધારે ઉન્નત કરવું અવશ્યનું છે."

પાસે ઉભેલાં રખમાબાઇ બોલ્યાં: "સત્ય છે, સત્ય છે."

શીરીન: "આથી કાંઇ કૉન્ગ્રેસનો બચાવ ફચાવ થતો નથીજી."

કુસુમે સવિનય મધુર સ્વરે કહ્યું: "હું હવે એજ વિષય ઉપર આવું છું. મ્હારી વ્હાલી બેનો, ભારતીય રાષ્ટ્રીય સભાની મહત્તાની આણ, નગાધિરાજ હિમાલયના પ્રદેશથી તે રામેશ્વર સુધી ભવ્ય પ્રતાપ પાડતી ગરજી રહેલી છે. ભારતના સર્વ તનુજોને ઐક્ય અને મમતાથી પોતાના લક્ષ્યબિંદુ તરફ ખેંચી રહી છે. ભારત સમસ્તનું દુઃખ એક એક ઠેકાણે પ્રસિદ્ધિને પામી સર્વ સમાન ભાગીઆ થાય છે અને પૂર્ણ ઉત્સાહથી સ્વાર્પણના ભોગ આપતા દેખાય છે. તેઓ ભેગા મળી એક બીજાના દિલમાં ખેંચાણ કરે છે. શું એ વિજયની અને લાભની નિશાની નથી? ભારતીય રાષ્ટ્રીય સભા વરસમાં ત્રણ દિવસ મળી લખલુંટ ખરચ કરી વેરાઇ જાય છે તે ખાલી તમાસો નથી; એ તેનું દીર્ઘદૃષ્ટિથી બાહ્યાભ્યાંતર સ્વરૂપ તપાસતાં હૃદયગોચર થશે. સતત બાર માસ સુધી દેશમાં ચાલતી ચર્ચા અને તે દરમ્યાન સ્થાનિક મંડળોથી થતાં કાર્યો, આ મંડળ આગળ સ્પષ્ટિકરણ માટે આવે છે તેમજ તેમાં આવતા પ્રતિનિધિઓનાં આવાગમનનો સહવાસ, સંસારી તેમજ રાજ્યદ્વારી જીંદગીમાં પલોટાય છે અને જાહેર જીંદગીમાં જોડાય છે. ભારતભૂમિપર પડતા આકરા કરો માટે કાયદેસર

રીતે વિજ્ઞપ્તિ કરાય છે. રાજનીતિમાં ચાલતી કફોડી રીતિ નીતિ માટે વાંધા નોંધાવાય છે. રાજનીતિ, વિશેષ ન્યાયપરાયણ, સત્યપરાયણ અને દાક્ષિણ્યપરાયણ થાય તેમ યત્નશાળી થવાય છે. આ પુરુષાર્થ જરા પણ નિષ્ફળ નિવડ્યો નથી. ભારતીય રાષ્ટ્રીય સભાના પરિણામે જ સને ૧૮૯૨થી નવી ધારાસભાઓ મેળવી શક્યા છીએ. ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિદ્વારાએ સત્તાવાર રીતે પ્રજાનો અવાજ સત્તાધારીઓ હજુર મૂકવાનું સાધન મળ્યું છે અને તેજ સભાને પરિણામે સિવિલ સર્વિસની પરીક્ષા ઇંગ્લાંડ ઉપરાંત હિન્દુસ્તાનમાં પણ લેવાનો ઠરાવ પસાર થવા પામ્યો હતો. જો કે ભારત સંતાનના દુર્દૈવે હજી તે કાર્ય બીન અમલે પડ્યું છે, પરંતુ હમણાં તેજ પ્રશ્ન પુનઃ જાગ્રત થઇ તે માટે કમીશન નિમાયું છે. કમીશનના સભ્યોએ આ દેશના સુજ્ઞ પુરૂષોની જુબાનીઓ લીધી છે. હવે તેનું શુભ પરિણામ આવે તેટલી જ વાટ જોવાય છે. ખેડુત વર્ગની ગરીબાઇનો સવાલ તે કારણથી ઉપાડી લેવો પડ્યો છે. ન્યાય અને કાર્યભારી સત્તા જુદી પાડવાની ચર્ચા પણ એજ સભાએ હાથ ધરી છે. એજ સભાએ પોલિસનો સડો દૂર કરવા સરકારનું લક્ષ દોર્યું છે; એટલુંજ નહિ પરંતુ ઉદ્યોગ, હુન્નરનો સવાલ પણ સરકારને હાથ ધરવો પડ્યો છે. મીઠા (નિમક) ઉપરનો કર અને ઇન્કમટક્ષ એને પ્રતાપેજ ઓછા થયા છે. ભારતીય રાષ્ટ્રીય સભા રૂપ નૌકાએ ભારતભૂમિને રાજદ્વારી હિલચાલ રૂપી સમુદ્રમાં ઉતારી છે, એ એનો મહા જય છે. ભારતરાષ્ટ્રીય સભા એ હોળીના તહેવારમાં ઘેરૈયા મન ફાવ્યું બોલે છે તેવું ભાષણ કરવાનું સ્થળ નથી, તેમ ત્રણ દિવસની હોળી નથી, પરંતુ ભારતના દુઃખને ભસ્મીભૂત કરનાર મહાન્ હોળી છે. ભારતનાં સર્વ દુઃખોને ભસ્મીભૂત કરી સર્વને વૈભવ અને સુખસત્તાથી આનંદપ્રફુલ્લ કરનાર મહામાયા છે, મનુષ્ય પ્રકૃતિ શાસ્ત્રનું અધ્યન કરનારને અધ્યયન કરવાનું એક નવીન ક્ષેત્ર આપણો ઉછરતો યુવાન વર્ગ છે, કે જેઓ રાષ્ટ્રીયસભાના વોલંટીઅરનું કામ મહા ઉત્સાહ અને કેવળ દેશભક્તિપરાયણતાથી, નિઃસ્વાર્થ વૃત્તિથી, બુદ્ધિપૂર્વક ઉઠાવી લે છે અને અપૂર્વ શ્રમ કરે છે. એ નિઃસ્વાર્થ દેશભક્તિ કૈંગ્રેસના પ્રભાવથી ઉન્નત થઇ છે. એ વીરોમાં જ મહા આશા સમાયલી છે. તેઓ ભારતની ભવિષ્યની આશા છે. સ્વાર્થમય અર્ધદગ્ધ પુરૂષો કેટલાક માનપાનની આશાથી મેંબી ડીગ્ર થવા

ઢોંગ ધરતા હશે તેવા આ ઉછળતા યુવાનોને ધારતાં નહિ. તેઓ સંપૂર્ણ નિષ્ઠાથી સ્વદેશભકિત સ્વીકારે છે અને આત્મબળથી દેશકાર્ય બજાવી કર્ત્તવ્યની ખરી કસોટી બતાવે છે. એમાં ભેળાતા પારસી, મુસલમાન તથા હિન્દુ વોલંટીઅરો સર્વે અભિવંદન પાત્ર છે. ભારતની ખરી આશા એમાંજ સમાયલી છે કે જે રાષ્ટ્રીય સભાએ તેમના મનમાં બી રૂપે રોપી અંકુર ફોડયું છે. યુવાન વોલન્ટીઅરોની કદર બુઝવી દુર્ઘટ છે. એની તુલનામાં શું મૂકવું તેના અક્ષરો મ્હારી પાસે નથી. એ તરૂણોની આશા પ્રભુ પૂરી પાડો. એમની દેશસેવાનો જો તમે જરા ખ્યાલ કરશો તો તેમાં મહાન્ અપૂર્વતા જણાશે. લક્ષપતિના લાડકવાયા તનુજો જે પોતાને માટે તથા પોતાના કુટુંબ માટે કાર્ય નથી કરતા, તે લાડકવાયા તનુજો વોલંટીઅર તરીકે જોડાયા પછી હલકામાં હલકું કામ હોય તો પણ આદરપૂર્વક ઉપાડી લે છે અને કર્ત્તવ્યપરાયણતાથી કરી બતાવી પાર ઉતારે છે. મુંબઇ, કલકત્તા, મદ્રાસ, પંજાબ તેમજ અમદાવાદના વોલન્ટીઅરોએ જે કર્ત્તવ્ય બજાવ્યાં છે તેનું નિરીક્ષણ કરીએ તો ભારે ચમત્કાર અનુભવાય છે. રાષ્ટ્રીય સભાનો એકે એક વોલન્ટીઅર એ પ્રજાનું કામ ઉઠાવનાર મહાન્ સમર્થ યોદ્ધો છે, એક ભડવીર છે. એની નિસ્પૃહ દેશભક્તિની તુલના કરવાને એક પણ સરખામણી મ્હને જડતી નથી. ફક્ત એટલુંજ કહું છું કે તેઓ ભારતની મહાન્ આશા છે.” દક્ષણી સ્ત્રીઓએ વંદેમાતરંનો ધ્વનિ કર્યો. તે સાથે પારસી સ્ત્રીઓએ ‘હુરરે, હુરરે, હુરરે’ના પોકાર કરી રૂમાલ ફરકાવ્યા.

કુસુમે નમ્રતાથી કહેવું ચાલુ રાખ્યું: “બ્હેનો, ઘણો વખત થઈ ગયો છે. સર્વેની ઇચ્છા ઘર તરફ વધારે તણાયલી છે. આથી પણ વધારે ખુલાસા જાણવા હોય, અને અમારા કર્ત્તવ્યની નિરીક્ષા કરવી હોય તો કોટમાં ‘લક્ષ્મી સરસ્વતી વિલાસમંદિર’માં સુખે પધારવું. ત્યાં આપના મનનું સમાધાન થશે.”

સમજુલક્ષ્મીએ ગગનમંડળ તરફ દ્રષ્ટિ કરતાં ઉદ્દગાર કહાડયો: “ઓહો, ચંદ્ર તો જુઓ.” હૃદયમાં ચંદ્રનું સ્મરણ પ્રકટતાંજ કુસુમની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. તે નીચેથી ઊંચું જોઇ શકી નહિ.

ગુમાનબા બોલ્યાં: “આ તો દીવા પ્રગટી ગયા. ઘેર જતાં વિલંબ થશે. વળી બાજુ આપણે ત્યાં જમનાર છે; તે માટેની તૈયારી કરવાની છે.”

સર્વે છુટાં પડયાં. પતિદર્શનનું ચિન્તવન થતાંજ મલયાચળ પર્વતના પવનથી જેમ સુકુમાર વેલ કંપે તેમ કંપતી કુસુમ મુગ્ધા સુકોમળ દેહલતાને સાસુની સોડ સાથે લપાવી બ્રુમમાં બેસી ગઈ. બ્રુમ ચાલવા માંડી અને વાલકેશ્વરથી આવતી બ્રુમ સાથે છેક પાસે પાસે થઈ ગઇ. સહસા તેમાં કુસુમની દ્રષ્ટિ ગઇ. સરસ્વતીચંદ્ર, ચંદ્રકાન્ત ને બાપુ તેમાં બેઠેલા જણાયા. સુધારસ દ્રવતાં કુસુમનાં ચક્ષુ સાથે સ્હામેનાં ચક્ષુઓ મળ્યાં. હૃદયનાથના પ્રણય પ્રસાદે અમૃત પ્રેર્યું. પણ એથી તો કુસુમના હૃદયમાં તનમનાટ બમણો વધ્યો. તેના આખા શરીરમાં કંપ થઇ ગયો.

કુસુમે સાસુ સાથે વિનયથી પાકશાળામાં પ્રવેશ કરી ભોજનની સામગ્રી તૈયાર કરાવી અને ભોજનગૃહમાં વિદ્યુત્ દીપ પ્રકટાવી પાટલા અને બાજઠો ગોઠવાવી રંગોળીથી સૌંદર્યતા આણી; અગરના ધુપથી ભોજનગૃહ સુવાસિત કરી નાખ્યું. રૂપાના ટાટો અને સોનાના કટોરા કટોરી ગોઠવી જમનાર પુરૂષોને ભોજનપર હાજર થવા વર્દી કહાવી. ભોજન લેનારા હાજર થયા. ત્યાં દેશોન્તિના ઘણા વિચારો ચર્ચાયા. ઉઠતાં ઉઠતાં સરસ્વતીચંદ્રે ચંદ્રકાન્તને સૂચવ્યું: “ આટલી નોંધ કરી કાલના વિચારપર રાખો.

૧. વ્યાપારીઓની કૉન્ફરન્સ ટુંકા વખતમાં ભરવા ગોઠવણ કરવી.

૨. પશ્ચિમ તરફના તથા પૂર્વ તરફના બધા દેશોમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓને મોકલવા યત્નશાળી થવું, અને તેમને પૃથ્વી પ્રદક્ષિણાનો લાભ અનુભવ સાથે મળે એવી ગોઠવણ કરવા વિચારવું.

૩. દેશને અનુકૂળ થઇ પડે એવા ખેતીવાડીના શિક્ષણની ગ્રંથાવળી દેશી ભાષામાં તૈયાર કરી ખેડૂત વિદ્યાર્થીઓને માટે શિક્ષણ ચાલૂ કરવાની ગોઠવણ કરવી.

૪. વિદ્યાર્થીઓને હાલમાં અપાતી કેળવણી કરતાં દેશને રૂચતા વ્યાપાર હુન્નરની કેળવણી આ દેશમાં આપી તે કેળવણી યુરોપાદિ દેશમાં પાકી કરાવવી. વ્યાપાર હુન્નર સિવાય કોઇ દેશ ઉન્નત થતો નથી માટે દેશમાં જે જે વસ્તુની જરૂર હોય તે વસ્તુઓની હુન્નરશાળાઓ ઉઘાડવી અને તે માટે સમસ્ત હિંદુસ્તાનમાંથી એક મ્હોટું ફંડ ઉઘરાવવું અથવા પ્રત્યેક જીલ્લાવાર ફંડો ઉઘાડવાની સખ્ત મહેનત કરવી અને પ્રત્યેક જીલ્લામાં જરૂર પડતી હુન્નરશાળાઓ ઉઘડાવવી. યુરોપ, અમેરિકા અને જાપાનના હુન્નરબાજ પુરૂષોને એ હુન્નરશાળાઓના અધ્યક્ષ બનાવવા સંબંધી માહિતી મેળવવી.

૫. ખાણોનો ઉદ્યોગ બહોળા વિસ્તારમાં ઉન્નત કર્યાં સિવાય દેશમાં લક્ષ્મીની વૃદ્ધિ થશે નહિ માટે હાલ તરત તેની એક કક્ષા ખોલવી.

૬. હાલમાં મિ. બ્રાડલોની કંપની યુરોપ, અમેરિકા, જાપાન, અને આફ્રિકા સાથે બહોળો વ્યાપાર ચલાવે છે તેમની જોડે આપણો સંબંધ જોડવો.

અંદરના ખંડમાં બેસી કુસુમ મન સાથે પ્રેમ કુતૂહલ કરતી શ્રવણ કરતી હતી. તેના કર્ણદ્વાર ઉપર 'બ્રાડલોની કંપની' એટલું નામ અથડાયું. તે ઊંડા વિચારમાં પડી.

સર્વેએ ભોજન લીધું. તે પછી કુસુમે અને ગુમાને પણ ભોજન લીધું. કુસુમના મનમાં શું થતું હતું તે તે પોતેજ સમજી શકતી નહોતી. રોજ રંગમહેલમાં શયનનો વખત થતાં ધબધબ પગથીઆં ખખડાવતી જતી તે આજે ચોર બની ગઈ હોય તેમ ધીમે ધીમે જવા લાગી. રંગમહેલ પાસે ગઈ. પાછી હિમ્મત હારી ગઇ. હોઠે આંગળી મૂકી દ્વાર આગળ ઉભી રહી. વળી ઉભી ઉભી ચમકતી હોય તેમ પાછું વળી આગળ પાછળ જોવા લાગી. તેનું રસથી દ્રવતું હૃદય ધડકવા લાગ્યું. રંગમહેલમાં કોઇ નથી એવી ખાત્રી થવાથી તે અંદર ગઇ. વચ્ચોવચ વિદ્યુત્ જ્યોતિથી ઝગઝગતા દીપ પાસેના સોફા ઉપર પડી, અને મનનો ઉભરો કહાડવા લાગી. ઉછળતા અંતઃકરણથી વેગ ભરેલા સ્વરે ગરબી ગાવા લાગી અને સારંગીને પણ તેના સાથે જોડી:

*"સ્વામી મ્હારારે, મુખમુદ્રા તો તમારી, મનમાંથી ન જાય વિસારી,
ત્રિભુવનમાંરે તમ સરખું નથી સ્વામી, તુલના કરૂં કોથી વિચારી;
તનમાં તાલાવેલી પુરી લાગીરે, મ્હને સુજે ન એકે દિસ સ્વામીરે,
કોને કહું મનની વ્યથા મ્હારીરે.
મનોહારીરે, પુનિત મૂર્તિ તમારી, મને લાગે છે બહુ પ્યારી. ૧
મમતીલીરે, સ્વામી નથી હું રહેલી, મદન થકી છું ઘેલી,
વરસાવોરે મિષ્ટ સુધારસ ભારી, કરો તૃપ્ત અધિરિણી નારી;
તમે સર્વની હોંસ પૂરો છોરે, પર ઉપકૃતિ કરીને ઠરો છોરે,
ત્યારે ઝુરતીને શિદ ઝુડો છોરે,
મન માન્યારે, રતિનો મર્મ વિચારી, મ્હને લેજો સ્વામી ઉગારી. ૨
રસવંતારે, પ્રણયનાં યુદ્ધ પ્રચારી, કરી છે શું આ કળા સારી?

* ( ગિરધારીરે વાત કહું તે વિચારો—એ રાગ )

હું તો હારીરે, હારીછું પ્રભુ હારી, ઉતરી ગઇ છે ખુમારી મ્હારી
નિજ મનથી જોગ ઉતારોરે, કર પ્રેમે થકિ પ્રસારોરે,
હસિત વદન થકિ સ્વીકારોરે,
ગુણવંતારે, હૃદય નયનને ઠારી, ગુણહીનને લોની ઉગારી. ૩
રસ ધારીરે, હું તો છું રંક બાળા, કરો શિદને કૌતુકી ચાળા,
ગર્વ મ્હારોરે ગલિત થયો છે વ્હાલા, ખુલ્લી શિદ પાડો છો છોગાળા,
શેને લજ્જા તજાવો સ્વામીરે, એમાં રે'શે નહિ મહત્તા મ્હારીરે,
ગુણવંતા કહું શીર નામીરે,
સાન માંહીરે, સમજી ગુણજ્ઞ રસાળા, દાન હૃદયનું દોને દયાળા. ૪

સારંગીની અપૂર્વ સહવાસિનીએ, સારંગીના બરોબર સ્વર મેળવી ઉપલી ગરબી બે ત્રણ વાર ગાઇ. સારંગીના સ્વરની રમઝટમાં પરવશ થયેલીના પગ, હાથ અને લલાટ વેગ ભર્યા હાવભાવ કરવા લાગ્યાં. મહાદેવી જેવી પ્રસન્નવદના દિવ્ય સ્વરથી રંગમહેલને ગર્જાવી રહી. સ્વર સાંભળી સરસ્વતીચંદ્ર રંગમહેલ તરફ આવતો હતો તે રંગમહેલની બહારજ સ્તંભ્યો.

કુસુમનું કિન્નર કંઠમાંથી શ્રવતું ગાન રાગની પૂર્ણ છાયા કરી રહ્યું અને પ્રેમમત્ત થયેલીના હાવભાવે સરસ્વતીચંદ્રને પૂર્ણ મુગ્ધ કરી નાખ્યો. તે પ્રેમપ્રતિમાને નિહાળતો નિહાળતો ધરાતો નહોતો. તેના શરીરમાં કંપ છુટયો અને ઉષ્ણ શ્વાસ વહેવા માંડયો. ગાનની મધુરતા વધવા લાગી. મુગ્ધાના વિકસિત થયેલા હૃદય ભાવ સાથે "દાન હૃદયનું દોને દયાળા, દાન હૃદયનું દોને દયાળા." એ વાક્ય આર્જવતાથી બે હાથ જોડી બોલાવા લાગ્યું. આથી સાંભળનારના હૃદયમાં દયા ભાવ સાથે પ્રેમવત્સલતા પ્રકટી. એટલામાં સારંગીનું તાન નરમ પડયું. આર્જવતા દર્શાવતી દર્શાવતી કુસુમ સોફા આગળ ઉભી થઈ રહી. સંગીતમાં મદમસ્ત થયેલીને ચક્કર આવવા લાગ્યાં.

એટલામાં સરસ્વચીચંદ્રે પાછળથી આવી કુસુમને બાથ ભીડી હૃદય સાથે ચાંપી.

કુસુમઃ "નાથ છોડો, છોડો, સારંગી ટૂટશે."

એટલામાં સારંગી નીચે પડી ધબ્બ કરતો ધબાકો થયો. કુસુમ બાથમાંથી છુટી સામી ઉભી રહી. તારામૈત્રિક થઇ રહ્યું. હવે કોણ મૌન તોડે?"




એટલામાં સરસ્વતીચંદ્રે પાછળથી આવી કુસુમને બાથ ભીડી
હૃદય સાથે ચાંપી.

પૃષ્ઠ ૪૨

[Luhana Mitra Press, BARODA.]

# પ્રકરણ ૩ જું

## મિ. બ્રાડલો

*सति सक्तो नरो याति सद्भावं ह्येक निष्ठया ।
कीटकों भ्रमरं ध्यायन्भ्रमुरत्वाय कल्पते ॥

( વિવેક ચુડામણિ. )

વિશ્વકર્ત્તાની સર્વ રચનામાં વ્યવસ્થા હોય છે અને જનસમુદાયની મુખ્ય મુખ્ય વ્યવસ્થાઓ વિલક્ષણ નિમિત્તોદ્વારા તે મનુષ્યો પાસે કરાવે છે. તેના યશનો કે અપયશનો કળશ તે ઉપર વિચારાઇ અમુક વ્યક્તિ ઉપર ઢોળાય છે. મહાપુરૂષો, સર્વ વ્યવસ્થાઓ વચ્ચેથી જનકલ્યાણ, આત્મકલ્યાણ, દેશકલ્યાણ અને સમય રંગને છાજતો સુખદ રંગ પ્રકટાવે છે. તે ક્યારે કોની દ્વારા પ્રકટીકરણ કરાવાય છે, તે પ્રથમથી કલ્પાવું અશક્ય છે. પરંતુ સૃષ્ટિક્રમમાં તે તરવરી આવે છે.

સૃષ્ટિક્રમના ચક્રજાળમાં ફસાયલો મિ. ડબલ્યુ. સી. ફ્રૅાસેટનો અતિથિ, અનુયાયી કે પછી શિષ્ય જે કહો તે આજે ચમત્કારી, મનોહારી અને અદ્‌ભુત અકથનીય પ્રકૃત શોભામયી, કળાકૌશલ્યપૂર્ણ લંડનની લીલાભૂમિને નિહાળતો નિહાળતો ચકિત ચિત્તથી લુબ્ધ થયેલો, રાજલોભ, રાજમદ, ગર્વૈશ્વર્ય, લક્ષ્મીમદ, રાજસત્તા, કળામદ અને વ્યવહારમદથી અભિવંદનીય જણાતા તેમજ ઉન્મત્તતાથી ન્યાયતુલાને નહિ તોલતાં આત્મલોભથી ખરડાયલા પણ સત્યતુલાને પ્રાધાન્યત્વ આપતા કુશળ વિનયી લંડનના નગરજનનું ચમત્કારી ચિત્ર નયન સમક્ષ ખડું કરતો, ડારચેસ્ટલ પૅલૅસના એક ઓરડામાં બેઠો બેઠો, અધ્યયન સાથે અવલોકન કરેલા વિષયોનું અવનવીન રીતે પુનરાવર્ત્તન કરતો હતો. તેની મુખમુદ્રા ઉપર દુર્દમનીય સાહસનું તેજ સ્ફુરતું જણાતું હતું. તે સાથે દુરદર્શી ચિંતા, તેને ગંભીર અને સ્થિર બનાવી અસીમ પરાક્રમ કરવાને, દ્રઢ પ્રતિજ્ઞા પ્રેરી તેના હૃદયમાં ધમધમાટ મચાવી રહી હતી.

પૅલૅસના એક સુંદર ખંડમાં અતિથિ બેઠો હતો. તે ખંડ એક

* અર્થઃ—એક નિષ્ઠાથી સત્‌ના ચિન્તનમાં લાગેલો સદાસક્ત પુરૂષ સત્‌પણાને પામે છે. ભ્રમરના ધ્યાનવાળો કીટ ભ્રમર રૂપને પામે છે.

જાહેર રસ્તા ઉપર પડતો હતો. તેમાં હવા અજવાળાની ઉત્તમ સોઇ હતી. તેમાં એક ટેબલ, કબાટ, આરસી મેં ધોવાને માટે બેસન એક બાજુએ પડેલાં હતાં, અને બીજાં કબાટો પુસ્તકોથી ખીચોખીચ ભરપૂર હતાં. ટેબલ ઉપર પુસ્તક ખોલી બેઠેલા અતિથિના અંતઃકરણમાં ગંભીર વિચારે ડોકીયું કર્યુઃ " આહા ! આ જીવનમાં કેવા ફેરફાર ! હું બાલ્યકાળથી દુરાચરણની રીતિ નીતિથી ખરડાયલો, પણ થોડા કાળની ઉચ્ચ સંગતિ અને વિનયી વ્યવહારથી કેવી સ્થિતિમાં આવ્યો છું. પ્રપંચરહિત નીતિ, સારગ્રાહી કળા, સાત્વિક વિદ્યા, નિરાભિમાની ઉપદેશ, અને સારાસાર વિચારનું દિગ્દર્શન દેનાર શિષ્ટ શિક્ષણથી મ્હારામાં ટુંકા વખતમાં કેવો ફેરફાર થયો છે ! ઉચ્ચ સંગતિના પરિશીલનમાં સર્વ લાભ સમાયલા છે. પદ્માનો અભિલાષી અને કૃષ્ણકલિકાનો જાર—ઓ મ્હારા બાપરે ! આ વિચાર કેમ સહન થાય ! આવા અન્યાયી અંતઃકરણને આ દેશપારનું શાસન, વિના શાસન કરે શાસન રૂપજ છે. ના, ના, શાસનમાં પણ માતા પિતાનાં પુણ્યથી સુસંગતિ પામ્યો, અને ઉત્તમ ઉન્નત માર્ગે લાગ્યો છું. ઉચ્ચ સંગતિ અને ઉચ્ચ શિક્ષણ વિના મનુષ્યની સ્થિતિજ નથી. નિરાભિમાની, સારગ્રાહી વર્તન, એ ઉચ્ચ પ્રકારનું ફળદાતા છે. નીચ સંગતિ, નીતિ વિનાની તરૂણાવસ્થા, સર્વત્ર ભ્રષ્ટતાનું નિરીક્ષણ, ગડગડાટ કરતું ગર્જ્યાંજ કરતું હોય ત્યાં મલિનતાની સીમા ક્યાં મપાય ? નીતિ વચનના ઘોષ કરેથી કેવળ લાભ મળતો નથી. નીતિ રીતિને આત્મ અનુભવમાં ઉતારવાથીજ પાયમાલીમાંથી બચીએ અને ઉચ્ચ પ્રતિષ્ઠા સંપાદન કરીએ. આત્મભોગ સિવાય એ મળતું નથી. પારકી રહેણી કરણી આપણને કામ લાગતી નથી. સદ્‌ગુણસંપન્ન વર્તનશીલ થવું એમાંજ જીવત દોરીનું મહાન્ સામર્થ્ય સમાયલું છે. સદ્‌ગુણ એ પ્રભુતાનો ખજાનો છે. પળે પળે સદ્‌ગુણી મનુષ્યોએ સાવચેત રહી એ ખજાનો મલિનતા રૂપી રાક્ષસોથી ચોરાય નહિ તેની સંભાળ રાખવી એ અવશ્યનું છે. કાળના હાથમાં કાચની રેતીની સીસી છે. તેમાંનો એક એક દાણો ગગનનો ચળકતો તારો હોય અથવા અમૂલ્ય હીરો હોય એમ ગણી વખતની કિમ્મત સાથે સદ્‌વર્તનની કિમ્મત આંકવાથી થલ ન રહેવું. કાળ સાથે વર્તનનો પ્રવાહ પણ વહ્યો જાય છે. વર્તન ઉપર જીંદગીનું આલોક અને પરલોકનું સામર્થ્ય છે. મલિન અને ભ્રષ્ટ આચરણની આ લોકમાં

કિમ્મત નથી, તેમ તેની પરિલૌકિક સંસ્થામાં પણ કિમ્મત નથી. અધમ વર્તન જીવનને નષ્ટ કરે છે, એટલુંજ નહિ પરંતુ જીવન સાથે જોડાયલાં મંડળને અને જનસમૂહને મહા હાનિ કરે છે. જીવનનાં સુખદ સાધન નષ્ટ થાય છે. જીંદગીમાં અધર્મ વર્તનનું સ્મરણ સર્વ કાળમાં શૂલ પેઠે ખુંચ્યા કરે છે. કૃષ્ણકલિકાના કુચ્છંદે મ્હને ઓછું શાસન કર્યું છે? એ તો શૂલ પેઠે ખૂંચ્યાજ કરે છે.

"અરે, બિચારી પવિત્ર કુસુદ, ત્હારૂં સ્મરણ થતાં તો હૃદયના શતકોટિ કકડા થઇ જાય છે. અધમ સંગતિ અને અધમ વર્ત્તનની તું ભોગ થઇ છે. અરે, અરે, ઉભયના જીવનનું સુખદ સાધન નષ્ટ થયું છે. શું શ્રીમંતનાં સંતાન સાથે ભાગ્ય જોડનારી અબળાઓને લલાટે આવું દુઃખ લખ્યું હશે? શ્રીમંતાઇના મદમાં સત્ય પ્રેમની તુલા ઉંધી તોલાતી હશે? શું શ્રીમંતાઇ સાથે ઉદ્ધતાઇને ધાડી મિત્રતા હશે? ના, ના, શ્રીમંતાઇ કંઇ છેક નિષ્ઠુરતાનું સાધન નથી, પરંતુ સંગતિ એજ ખરૂં સાધન છે. દુષ્ટ સંગતિ, તું દુષ્ટજ છે. ત્હારી દુષ્ટતાએ મ્હને ભ્રષ્ટ કર્યો, અને મ્હારી સાથે જોડાયલી સુશીલાના જીવનને પણ તેંજ નષ્ટ કર્યું." અતિથિના અંતઃકરણમાં ઉભરો ઉભરાઇ આવ્યો. અંતઃકરણમાં ચિરા પડયા. તે ચિરાયલા અંતઃકરણમાંથી દુઃખનો જ્વાળામુખી ફાટયો અને તેમાંથી જ્વાળા પ્રકટી. નેત્રમાં આંસુ તરી આવ્યાં. લથડતે અવાજે પુનઃ બોલ્યોઃ-" કુલિનતાની મૂર્તિ, સૌંદર્યની અધિદેવી, માધુર્યની વેલી, ત્હારી શું દશા હશે? અહા, મહા પાતકી કૃત્ય! હૃદયેશ્વરી, હવે ત્હારે માટે શું રસ્તો છે? મ્હને તો કંઇ સુઝતુંજ નથી. હવે ક્યાં હું અને ક્યાં તું! ત્હારી શુંએ દશા થઈ હશે? અરે, ત્હને ભોળવીને મ્હેં વિદાય કરી. અરે અરે, ભોળી ભલીને મ્હેં ઠગી. મ્હારાં કુત્સિત કૃત્યો છુપાવવા ત્હને મલિન આરોપો ઓરાડયા. જ્યારે મ્હારા મેલેલા આરોપોની ત્હને ખબર પડી હશે ત્યારે ત્હારા અંતઃકરણ ઉપર કેવા ચિરા પડયા હશે? અરેરે, તે આઘાતના ચિરા ઉપર મ્હારા અવસાન કાળ રૂપી સમાચારનું મીઠું બંધાયું હશે ત્યારે ત્હને કેવો દુઃખનો ચચરાટ થયો હશે! અરે રે મ્હારી સ્વચ્છંદી મુર્ખતાનો ભોગ થઇ પડેલી ગરિબડી કુસુદ, ત્હારે માટે હું શું કરૂં? કુસુદ, વ્હાલી કુસુદ." કરતું કરતું તેનું હૃદય શોકજ્વાળાને સહન કરતું ધડકવા લાગ્યું. એટલામાં વિચારની ઘટમાળાએ ઉલટ વહેવા માંડયું. મૂળ તો વ્યભિચારના

સંસ્કારવાળું ચિત્ત હતું, તેમાં મંદ મતિના અનુભવે હોળી સળગાવી. "અરે; મ્હારી જાત ઠપકાને પાત્ર છે. અરે, પણ કુમુદનું ક્યાં ઠેકાણું હતું? કૃષ્ણકલિકા નવીનચંદ્રને સંબોધી ભૂત ભરાવતી હતી તે શું સત્ય હશે? ના, ના, સત્યશીલામાં કંઇ દોષ દ્રષ્ટિગોચર થયો નથી." તેનો મ્હને ઇન્સાફ આપ્યો. "પણ સ્ત્રી જાતનો શો ભરોંસો?" મલિન સંગતિના અનુભવે ઉલટ સવાલ કર્યો અને પ્રીતિભાવ જરા નરમ પડયો. દુષ્ટ સંગતિવાળા અંતઃકરણ ઉપર કિલ્વિષની જરા રાખોડી ઠરી. "ઇશ્વિરની ગતિ અકળ છે. એની વિભૂતિનો પાર નથી. હવે એ સઘળું સ્મરણ વ્યર્થ છે. ક્યાં તું અને ક્યાં હું? દુષ્ટ સંગતિ અને દુષ્ટ કર્મની આ શિક્ષા છે. પ્રભુ સદ્બુદ્ધિ આપી સદ્વર્તનશીલ કર. પામર મનુષ્યો. જો કોઇ અંશે દુષ્કર્મના ભોગી થયા હો તો તેનો ત્યાગ કરજો, નહિ તો મ્હારા હાલ જેવા તમારા હાલ થશે. સર્વ જગતનાં કાર્યની નિરીક્ષા કરનાર તે મહાન્ પ્રભુ તમારાં કુત્સિત કર્મોની રક્ષા કરનાર નથી તે યાદ રાખજો. ઇશ્વરના સર્વ કાર્યમાં કંઇ ગુપ્ત વ્યવસ્થાનો નિવાસ છે. નઠારામાંથી પણ આવી અદ્ભુત સ્થિતિનો ફેરફાર થયો છે. એ કોના પુણ્યે થયું હશે? હશે, જેના પુન્યે થયું હશે તેના; પરંતુ એમાં મહા અદ્ભુતતાની પરિસીમા છે એ તો નિઃસંદેહ."

મલિન વિચારની સાંકળમાંથી છુટતાં છુટતાં મલિનતાએ લંડનમાં વસતા ભારત વિદ્યાર્થીઓની મલિનતાપર દ્રષ્ટિની મર્યાદા ઠારી. "ભારતના પુત્રો લંડનમાં બૅરિસ્ટર, ડૉકટર, અને એન્જીનિયર થવા આવે છે. તેમાંના ઘણા તો માતપિતાના પૈસાની હોળી કરે છે. આશાવંતી વિયોગશીલાઓને દગો દઈ કુલટાઓ સાથે ખરડાઇ ધર્માચરણ અને પવિત્ર પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. લંડન એ વૈભવનું સ્થાન છે. વિલાસી જનોની દુર્વાસના તૃપ્ત કરવાનું ભયંકર સ્થાન છે. કુછંદનું આશ્રયદાતા છે. અરેરે, ભારતની મહા આશા જેવા વીર યુવકો દુરાચારમાં ખરડાય છે! હા હા, મહા ખેદ! એ માર્ગને છેદન કરવા ઉત્તમ સંસ્થાની શું જરૂર નથી? ભારતની રીતિ નીતિ અનુસાર એક ઉત્કૃષ્ટ સંસ્થા સ્થાપવી જરૂરની છે. ભારતની આશામાં સડો પેસે એ ઇષ્ટપ્રદ નથી. 'તરૂણોનાં સદ્વર્તનશીલ કર્તવ્ય ઉપર ભારતની ભાવી આશા લટકેલી છે." એટલામાં વરસાદનું મ્હાનું સરખું ઝાપટું પડયું. ધુમસથી અંધકાર છવાવા લાગ્યો. કાચની બારી

બંધ કીધી. ટેબલ પર પડેલું પુસ્તક એમ ને એમ રહ્યું ને ચ્હડતી પડતીનાં ચક્રવ્યૂહમાં સપડાયલા યુવકને ભારતની પડતી સ્ફુરાયમાન થઇ. હાથમાં ઝાલેલી કલમને બે આંગળાં વચ્ચે રાખી કાનને હાથ અડકાડી વિચારમાં પડયોઃ

"ઇશ્વરની માયા આશ્ચર્યકારક છે. ઉદય પછી અસ્ત અને અસ્ત પછી ઉદય એ ન્યાયે ભારત, ત્હારી દશા છિન્ન ભિન્ન થઇ છે, તેને ઉન્નત કરવા આશા બાંધ. ધાર્મિક, ઔદ્યાગિક અને સામાજિક ઉન્નતિ પર ભારતની ઉન્નતિનો આધાર છે. એ સ્થિતિ સુધર્યા પૂર્વે કાર્યસિદ્ધિ થનાર નથી. તે પૂર્વે જે કંઇ વિચારો કરવામાં આવશે તે હવાઇ કિલ્લા સમાન છે. જે દેશની પ્રજા આળસુ, અતિ સ્વાર્થપરાયણ, દુરાચરણી અને અલ્પદર્શી હોય તે દેશની પાયમાલી જ સમજવી. કર્તવ્યપરાયણ, સ્વાત્મભોગ આપનાર ઉદ્યોગી અને સત્ય કર્તવ્યમાં નિપુણ હોય તેજ પ્રજા ઉન્નતિક્રમમાં ચ્હડે છે. આપણા દેશમાં 'યોગ્ય સાધનની હીનતા છે, અમુક રૂઢી દુષ્કર છે, અમુક સહાયતાની આવશ્યકતા છે.' એવા એવા પોકાર છે ત્યાં સુધી ઉદય નથી. સ્વાત્મબળથી પ્રતિકૂળતાને દૂર કરનાર અને ઉદ્યોગકુશળ વીરને સર્વ સાધન સત્વરે અનુકૂળ થાય છે. હવે વાદ વિવાદનો અવકાશ કયાં છે? પારકા ઉપર પોતાની ઉન્નતિનો આધાર રાખનારની કાર્યસિદ્ધિ કયાં છે? જ્યાં સુધી જનસમૂહમાં પારકા આશ્રયનો વિચાર જીવતો રહેશે ત્યાં સુધી સત્ય કર્ત્તવ્ય અને સંગીન ઉન્નતિનાં કાર્યો સિદ્ધિએ પહોંચનાર નથી. સુખ, સત્તા, સમૃદ્ધિ અને ઉન્નતિનો પાયો જનમંડળની વર્તણૂંક ઉપર રહેલો છે. સુખ એ આત્મબળને અને કર્ત્તવ્યપરાયણતાને આધીન છે. ભારતની સ્થિતિ સુધારવા પ્રથમ ઉત્તમ યત્નો કરવાની જરૂર છે અને સતત પ્રયત્નશીલ થઇ ધારેલી ટોચે પહોંચવાને કર્ત્તવ્યપરાયણ બનવામાં ખામી લાવવી જોઇએ નહિ. ભારત કેમ આબાદ થાય? ભારતનું જનમંડળ કેમ સુધરે? એવા કલ્પિત ખ્યાલોની કલ્પનાનો હવે અંત આવે તો સારૂં. વિક્રમ, ભોજ અને શિવાજીનું સ્મરણ કરી, ભારતની પ્રાચીન મહત્તાને સંભારી, નિઃશ્વાસ મુકવાની ટેવ ત્યજી દઇ હવે તેથી આગળ જવું જરૂરનું છે. હવે તો જે કર્ત્તવ્યપરાયણતાથી તેઓ દીપ્યા છે તે સિદ્ધાંત તરફ લક્ષ પ્રેરો અને અખંડિત તેજ ધારાથી જાજ્વલ્યમાન દીપતી પુરૂષાર્થની વૃત્તિ જાગ્રત કરો, તેનું પોષણ કરો, નિરાશાના આશ્રય નીચે

આળસુ થઇ નાહિમ્મત થવું એજ હાનિનું કારણ છે. આત્મબળ, અંગબળ અને ઉદ્યાગકુશળતાનાં બીજને ઉન્નત કરો, જેના સામર્થ્ય પ્રસાદથી સર્વ દુર્ઘટતા આપો આપ સાધ્ય થશે. દરેક દેશમાં કળા કૌશલ્ય, ઉદ્યોગ, ને હુન્નરની સ્વતંત્રતા તે દેશની પ્રજાના કર્ત્તવ્ય ઉપર જ આધાર રાખે છે. સંપૂર્ણ કાળજીથી એ કાર્યમાં અગ્રેસર થવાને સર્વ કાળ અનુકૂળછે. પ્રતિકૂળતા તો કર્ત્તવ્યની શિથિલતામાં જ છે. ખંત-પૂર્વક મંડયા રહેવાથી તે સત્વરે અધિકતર સાધ્ય થાય છે. કર્ત્તવ્યપરાય-ણતાની ખંતથી જ દરેક દેશની સ્થિતિ અધિકતર ઉન્નતિક્રમમાં દીપે છે. સાંપ્રતકાળમાં જગતનું આધિપત્ય, ઉદ્યોગ, હુન્નર અને વિદ્યાકળાના હાથમાં રહેલું છે. વિદ્યાકળામાં જે દેશ નિપુણ થશે તેની મહત્તાની છાયા સર્વ પર પડશે. જાપાન, જર્મની, અમેરિકા અને ઈગ્લેન્ડનાં ઉદાહરણ દ્રષ્ટિભૂત છે. વ્યાપાર સિવાય લક્ષીમ નથી, કુશળતા વિના વ્યાપાર નથી, અને માહિતી વિના કુશળતા નથી. એ સર્વ સંપાદન કરવાને નીતિસહ ઉત્સાહપૂર્વક મથવું એ અતિ અવશ્યનું છે. કળા સામર્થ્ય આગળ માત્ર શારીરિક બળ વ્યર્થ છે. કળા કૌશલ્યને ખીલવવા સતત ઉદ્યાગની આવશ્યકતા છે. ઉદ્યો-ગને માટે આગ્રહી થવું અવશ્યનું છે. આગ્રહી થવા માટે પ્રમાદનો ત્યાગ કરવો એ અવશ્યનું છે. દ્રઢ પ્રતિજ્ઞા કરનાર ઇચ્છિત કાર્યનો ભોક્તા થાય છે. હા! મ્હારી હીનતા એથી જ નષ્ટ થઇ છે. ભારતની દુર્દશા પણ તેથી નષ્ટ થવા કેમ સંભવ નથી?" વિચારની સાંકળમાં ને સાંકળમાં નિઃશ્વાસ મૂક્યો.

"અરેરે ભારત! ત્હારામાં આત્મબળની વિદ્યુત કળાવાળા કર્ત્તવ્યપરાયણ પુત્રોની આવશ્યકતા છે. કર્ત્તવ્યપરાયણ વીરોની ખોટ છે. તેમાં આળસુ પ્રમાદિઓનો સમૂહ ઉભરાઈ જાય છે, એ દેશની મહા દુર્દશાનું કારણ છે. વિના શ્રમે ભિક્ષાવૃત્તિ ઉપર નિર્વાહ કરનાર મંડળનાં ટોળે ટોળાં ભારતમાં ઉભરાઇ જાય છે. પ્રાચીનકાળમાં એવા ઉદ્યોગ રહિત પ્રમાદીઓને આશ્રય આપવાનું શું કારણ હશે તે સમજાતું નથી, પરંતુ સાંપ્રતકાળમાં એ હાનિપ્રદ છે. ભારતનાં ગામે ગામ, ભિન્નભિન્ન પોકારો કરનાર ભિક્ષાવૃત્તિવાળા મનુષ્યો વડે ઉભ-રાઇ જાય છે. તેમાંનું ઈગ્લેન્ડમાં કંઇએ નથી. '**कंकुवाइने कन्यादान देवुं छे.**' એવો પોકાર કરનાર એક મનુષ્ય ઉભો હોય છે તો તેની પાછળ બીજો '**अल्लाके प्यारेगी**' સવાલ કરતો સાંઈ ઉભો જ છે, તો તેની

પાછળ '**क्युं अवाज नहिं सुनता है. पक्का सीधा नहिं देता है, देखता नहिं है मैं कबका खडा हुं.**' સાધુપદનું ગુમાન રાખનાર એવો રૉપ કરી રહ્યો હોય છે, તેની પાછળ તાલ કિરત-નિયાંનો નાદ કરતો લાડુભટ્ટ પણ ભવાઈ ભજવી જ રહ્યો હોય છે. ઉદ્યોગશીલ પુરૂષોની પ્રાપ્તિમાં ઉધાઇરૂપ આ નિરૂદ્યાગી આળસુઓનો લગભગ તેત્રીશ કરોડની વસતિમાં એક કરોડનો સમૂહ શું ત્રાસજનક નથી? શું દેશની સ્થિતિને અધમાધમ સ્થિતિમાં મૂકનાર આ સાધન નથી? આવા નિરૂદ્યોગી સમૂહને આશ્રય આપવો એજ દેશની સ્થિતિને અધમાધમ કરવાનું સાધન છે. તેમને ઉદ્યોગશીલ કરવા એમાં જ દેશોદય છે. કર્ત્તવ્યપરાયણ વર્તનથી નહિ વર્તનાર ગૃહસંસારથી આરંભી રાજ્યસંસાર પર્યંત એકડા વિનાનાં મીંડાં બરાબર છે. તેને શ્રેષ્ઠ પંક્તિમાં લાવવા કર્ત્તવ્યપરાયણ ભારતના પુત્રોની આવશ્યકતા છે. કર્ત્તવ્યપરાયણ વીરોનો આત્મભોગ શું કરી શકતો નથી? હા, હા, કર્ત્તવ્યપરાયણ આત્મભોગની મહત્તાની આણ કોને નમાવતી નથી? ખરે, પણ તેજ ક્યાં છે?" એમ કહી ગાઢ નિશ્વાસ મૂક્યો. એટલામાં દ્વારમાંથી રૂપાની ઘંટડી જેવો સ્વર કર્ણપર અથડાયો.

"મિ. બ્રાડલે, મ્હને આવવાને અવકાશ છે?"

"હા જી, પધારો." પ્રતિ ઉત્તર થયો.

પ્રવેશ કરનાર યુવતી મનોહર, ઉદાર, શાંત, સુશીલ અને સુઘડતાની અધિદેવી હતી. ગંભીર મુખમુદ્રાથી જોનાર ઉપર પોતાની પ્રતિમાની છાયા પાડનાર હતી. સત્ત્વગુણની ખાણ અને સરળતાની પ્રતિમારૂપ હતી. એ યુવતી તે મિ. ડબલ્યુ. સી. ફૅાસેટની ધર્મપત્ની હતી. તેની પાછળ ઉભેલી અરાઢ ઓગણીસ વર્ષની નવલકિશોરી જરા કાળાશ પડતી, માંજરી, તેજસ્વી ચક્ષુવાળી, ભુરા પણ ઝીણા કેશપાશવાળી, ઉન્નત લલાટ અને છાતી સાથે કૃશ કેસરી કટિ ભાગથી દીપતી માધુર્યની અધિદેવી તે મિ. ડબલ્યુ. સી. ફૅાસેટની પુત્રી હતી.

મિસિસ ફૅાસેટ: "આજ તમે ઉદાસીન છો?"

મિસ ફૅાસેટ: "હું પ્રતિ ઉત્તર દઉં? ખરેખર આજે એમને કોઇ યાદ આવ્યું છે. કહો મિ. બ્રાડલે, હું ખરી છું?" જરા સ્મિત હાસ્ય કરતાં ઉત્તર ક્યોં.

"આપથી શું ગુપ્ત છે? આપ વિના મ્હારે આશ્વાસન કોનું

છે? આપના સન્માર્ગે દર્શનથી આજે મ્હારી આ સ્થિતિ છે અને સર્વે અનિષ્ટ આપની સંગતિના પ્રતાપથી નષ્ટ થશે.”

મિસિસ ફ્રૅંસેટ: “લ્યો, આ તાર વાંચો. આપ જસ્ટિસ ઑફ ધી પીસ થયા.”

મિ. બ્રાડલો તાર વાંચી સવિનય બોલ્યોઃ “એ આપના સંગતિફળનો મહિમા છે.”

મિસ ફ્રૅંસેટ: “લ્યો, આ બધા તાર વાંચો અને અમારી વધાઇ આપો.”

મિ. બ્રાડલો: “બ્હેન, તમને હું બદલો આપવા અશકત છું. મ્હને તમે જે નીતિ રીતિમાં લાવવા સતત પ્રયાસ કર્યો છે અને માતાનાં અનુયાયી થઇ મ્હારા પ્રત્યે જે રીતે વર્ત્યાં છો તે એક માની જણી બ્હેનથી પણ તમે વધારે કર્યું છે. તમારા જેવાં તપસ્વી ભગિનીઓ જ ઇંગ્લેન્ડની સુકીર્ત્તિની ધ્વજાઓ છે અને તેના પ્રતાપને ખીલવનાર મહા દેવીઓ છે.”

મિસ ફ્રૅંસેટ: “ના, ના, એટલી બધી મ્હને ચઢાવો નહિ. એ તો આપ મહાભાગના સદ્દવર્તનના પ્રતાપ છે. આપ ખરે તાપે તપ્યા છો અને આત્મબળને ખરી કસોટી ઉપર કસ્યું છે તેનો જ આ મહદ્ પ્રતાપ છે.”

તારનો થોકડો વાંચતાં વાંચતાં તે બોલ્યોઃ “બધા તારમાંના કેટલાક તાર મિત્રો તરફથી અભિનંદનના છે અને કેટલાક તો વ્યાપારને લગતા છે. આપને માટે જો પ્રતિકૂળતા ન હોય તો વ્યાપારનું કાર્ય આટોપી લઉં”

મિસિસ ફ્રૅંસેટ: “સુખે.”

એ પછી મિ. બ્રાડલો ખુણામાં મુકેલા ટેલીફોન પાસે ગયો અને ઑફિસના હેડ કલાર્ક મિ. સ્મિથને પોકાર્યો.

મિ. સ્મિથે ઉત્તર કર્યોઃ “હાજર છું.”

“કોણ સ્મિથ?”

“હા જી.”

“હિન્દુસ્તાનની અળસીનો પાક અખત્યાર કરવા રાલી બ્રધર્સને ઑર્ડર કરો.”

“જાપાનથી નિકળેલી સ્ટ મરના રેશમી માલના કબાલા તૈયાર કરી નાખો.”



મિ૦ બ્રાડલો તાર વાંચી સવિનય બોલ્યો: “એ આપના સંગતિફળનો મહિમા છે.”

પૃષ્ઠ ૫૦

[Luhana Mitra Press, BARODA.]

"મિ. કે. હાસમની કંપનીની એજન્સીની મંજુરી આપો."

"અમેરિકન માલને સ્ટીમર પ્રેસિડેન્સી મારફતે આફ્રિકા રવાના કરો."

"ફ્રાન્સની ફેન્સી છીંટો અને મેન્ચેસ્ટરનું ઉંચું કાપડ ગોડાઉન ખાલી કરી હિન્દુસ્તાન તરફ રવાના કરો."

મિ. સ્મિથે પ્રતિ ઉત્તર કર્યો: "આ સઘળો સોદો પાર કરવાને હાથ ઉપર લગભગ એક કરોડનો અવેજ જોઇએ."

બ્રાડલોએ પ્રતિ ઉત્તર કર્યો: "આંકડા મ્હારા હાથ ઉપર છે." "બેન્કો ઉપરના ચેકો પટાવાલા સાથે મોકલો. કસ્ટમની ડયુટી ભરી દો."

"લ્યો બ્હેન, હવે વ્યાપારી કાર્યથી નિવૃત્ત થયો. હવે તમારી વાતો તરફજ લક્ષ દેઉં છું." મિ. બ્રાડલોએ સવિનય કહ્યું.

મંદમંદ હાસ્ય કરતી પ્રફુલ્લવદનાના ગુલાબી ગાલ ઉપર સેરડા પડવા લાગ્યા. તે બોલી: "આપની સૂક્ષ્મવાસના ઉછળતે હૃદયે છ. લ્લાછલ નિશ્વાસ કેમ મૂકતી હતી તે કહું?"

"હા કહો, કહો જોઇએ વારૂ." મિ. બ્રાડલોએ સૂક્ષ્મ અભિલાષાથી ગુંચવાતાં અંતઃકરણથી ઉત્તર કર્યો.

ખુરસી ઉપર મનોહર હાથ ટેકવી, ચંદ્ર જેવા મુખને કર્ણદ્વાર સુધી લઇ જઈ અમૃતોદ્‌ગારથી મીઠાસ પુરતાં બોલી: "તમારી સહચારિણીનું સ્મરણ કરતાં કરતાં તેનું ચિત્ર હૃદયપટ ઉપર આલેખતા હતા; કેમ સત્ય?" એમ કહી રૂમાલ વિંઝતાં વિંઝતાં ખડખડ હાસ્ય કર્યું.

મિ. બ્રાડલો: "અરે! એ બિચારીનું શુંએ થયું હશે?" એમ કહી ઉંડો નિશ્વાસ મૂકયો. મુખ ઉપર વેદના અને ગુંચવાડો જણાયો.

મિસિસ ફૅાસેટને તેના હૃદયના સુક્ષ્મભાવની છાયા સમજાઇ તેથી દયાર્દ્ર થઇ બોલી: "તું એમને સતાવ નહિ."

મિસ ફૅાસેટ: "આ ઉન્નતિક્રમમાં આપની હૃદયેશ્વરી હોય તો આપનું હૃદયશલ્ય શાંત થાય અને અમને મહા આનંદ થાય. તે કેવી છે ભાઇ? મ્હારા સમ, મ્હને કહો."

મિ. બ્રાડલો: "વળી ઉદયમાં સ્ત્રીની જરૂર ખરી કે?"

મિસ ફૅાસેટ: "હા, ઉદય અને અસ્ત બન્નેમાં સહચારિણીની આવશ્યકતા છે. ઉદયમાં આનંદ કલ્લોલની જે પરિસીમા રહી છે તે

સ્ત્રી જ અનુભવાવે છે. તેવું અમૃત બીજું કોઈ પ્રેરી શકતું નથી. પુરૂષની અવનતિ સમયે તેને સ્ત્રી જેવી ધીરજ આપે છે તેવી ધીરજ બીજું કોઇ આપી શકતું નથી. ભાઈ, સહચારિણી એ સંસારમાં સુખ દુઃખનું વિશ્રામ ઠામ છે."

મિ. બ્રાડલોઃ "હશે બ્હેન, તમે સત્ય છો."

"તે કેવી છે કહો ?" આકાંક્ષિત આર્જવતાથી અધીર સ્વરે મિસ ફૅાસેટે પુનઃ પ્રશ્ન કર્યો.

પ્રિયાના સ્મરણથી બ્રાડલોના મ્હોં ઉપર પ્રેમના સેરડા પ્રસરી ગયા. તે બોલ્યોઃ "તે રૂપગુણની અધિદેવી છે. સર્વ કાર્યમાં દક્ષ, બુદ્ધિમતી, અને જ્યાં નાંખી હોય ત્યાં પાર ઉતરે એવી સમયસૂચક, સ્નેહમયી, વિદ્યાની અભિલાષિની અને હૃદયમંત્રની પરિક્ષક છે."

મિસ ફૅાસેટઃ "તે અંગ્રેજી જાણે છે ?"

મિ. બ્રાડલો "અંગ્રેજી સાથે સંસ્કૃત અને ઉત્તમ પ્રતિનું ગુજરાતી જાણે છે. ગુજરાતી ભાષાની તે સાક્ષર છે."

મિસ ફૅાસેટઃ "તેને સંગીતનું જ્ઞાન છે કે ?"

મિ. બ્રાડલોઃ "તે સંગીતકળામાં પ્રવીણ છે. રસશાસ્ત્રની અધિષ્ઠાત્રી અને પાકશાસ્ત્રની પરમનિપુણા છે."

મિસ ફૅાસેટઃ "ત્યારે આપની સહચારિણીને હિંદુસ્થાનથી કેમ બોલાવતા નથી ? તમારી હૃદયેશ્વરીના સત્કાર માટે કંઈ વિધિ વિધાન નથી ? આવી મનોરમા યુવતીરત્નથી કેમ વિખુટા રહો છો ? તમારૂં હૃદય શું નિર્દય છે ?"

"હા બ્હેન, હું નિર્દય છું. આપના સંગતિ નિવાસથી જેવી અપૂર્વ શાંતિ અનુભવું છું, તેથી ઉલટી મ્હારા પૂર્વાશ્રમની કથામાં ક્લાન્તિ છે. મ્હારા હૃદયમંદિરની કુંચી ખોલતાંજ જણાશે કે હું મ્હારા દુષ્કર્મનું ફળ ભોગવું છું." એમ કહેતાં કહેતાં ચક્ષુમાંથી એક આંસુનું બિન્દુ તરી આવ્યું.

મિસ ફૅાસેટઃ મ્હને એનું સરનામું કહો. હું હિન્દુસ્થાન તાર મોકલું છું કે આવતી મેલમાં નિકળી તમને ટાઇટલ મળનાર છે તે પહેલાં તે આવીને ઉભી રહે."

મિ. બ્રાડલોઃ "મ્હને શાનો ટાઇટલ મળનાર છે ?

મિસ ફૅાસેટઃ "તે તો પિતાજી જાણે. મ્હને સરનામું આપો. વાત કેમ ઉડાવો છો ? જેણે આપના હૃદયતંત્રમાં સંપૂર્ણ નિવાસ

કરેલો છે, જે આપના પ્રેમમય અંતઃકરણને ક્ષણે ક્ષણે ચમકાવે છે, અને જે પ્રેમમૂર્ત્તિ તમારા હૃદયમંદિરમાંથી જરા પણ વિસ્મૃત થતી નથી તેને માટે તમે કેમ અખાડા કરો છો ?"

"મ્હેં હતભાગ્યેજ મ્હારા સુભાગ્યને ભસ્મીભૂત કર્યું છે. ઉભય હૃદયમાં પ્રીતિનું સૌન્દર્ય સુવાસિત છતાં સુંદર કોમળ સુગન્ધ પુષ્પ-માળાને દુર્બુદ્ધિથી ગ્રીષ્મના મધ્યાહ્ન તાપમાં ટળવળી જાય એવા દુઃખના દાવાનળમાં મૂકી દીધી છે. રસની અધિદેવીને હૃદયશૂન્ય થઇ છેતરી છે. મ્હેં તેને છેહ દીધો છે. તે આજે પરમ દુઃખની સીમા અનુભ-વતી હશે. બ્હેન, હું તમને પરમ હતભાગ્યની પરિસીમા શું કહું ?"

"શું ? તે તમારા ઉદયકાળમાં તમારો અસ્વીકાર કરશે ?"

"ના, તે તો બિચારી જરા જાણે તો અડધી ગાંડી ઘેલી થઇ જાય. તે પ્રેમવાહિની પ્રેમનો મહા પ્રવાહ છે. પ્રેમની રસરેલી છલ-કાવી પ્રેમમાં મત્ત બને અને બનાવી નાંખે એવી છે."

મિસ ફૉસેટ: "પતિના મનમાં તેને માટે ઉત્તમ વિચાર છે, એમ સ્ત્રીને જણાતાંજ તે પતિનાં સર્વ દુષ્ટ વર્તન પ્રત્યે દુર્લક્ષ્ય કરવા જેવી ઉદાર હોય છે. સ્ત્રી બુદ્ધિની એ સર્વથા દૈવી મહત્તા છે. એટલું જાણેથી જ સ્ત્રી મહાન્ આશ્વાસન મેળવે છે. આપની સહચારિણી પણ સ્ત્રી છે એ વાત ભૂલી ના જાઓ."

મિ. બ્રાડલો: "પણ તે સાધન ક્યાં છે ?"

મિસ ફૉસેટ: "જેની ઉચ્ચ ગ્રાહ્ય શક્તિ માટે આપને આટલો ઉંચો વિચાર છે તેની સાથે પામરતા કેમ વાપરી ?"

મિ. બ્રાડલો: "કુત્સિત કુલાંગાર કુલટાની કુસંગતિના મોહમય આવરણમાં અંધ થવાથી મ્હને અધમતા આવી."

મિસ ફૉસેટ: "અબુદ્ધ પામરની સંગતિથી બગડેલા પ્રારબ્ધને સુધારવાની કોઇ યુક્તિ નથી ?"

મિ. બ્રાડલો: "તે મ્હને સૂઝતી નથી; અગમ્ય લાગે છે."

મિસ ફૉસેટ: "જગતમાં અગમ્ય કંઇજ નથી. પણ જેની મોહમયી પ્રીતિની કળકળાથી આપની મનોવૃત્તિએ આધીનતા સ્વિકારી છે, તેના જીવનનું ટુંક વૃતાંત જણાવશોજી."

મિ. બ્રાડલો: "તેથી આપને શું ફળપ્રાપ્તિ છે ?"

મિસ ફૉસેટ: "મ્હારી માગણી વિના અર્થે અસ્થાને નથી."

મિ. બ્રાડલો: "તમારી પરિણામ પામેલી બુદ્ધિની આજ્ઞાને

આધીન થાઉં છું અને એક ક્લેશકર પડદો ઉઘાડું છું. પણ તે યોગ્ય સમય સુધી ગુપ્ત રાખવાની શરતે કહું છું તે ધ્યાનમાં રાખશો. ભારતવર્ષમાં જ્ઞાતિમાં ઉચ્ચ ગણાતા, રાજ ઐશ્વર્યથી ઉન્નતિમાં આવેલા અને પ્રધાનપદમાં મહત્તા પામેલા પિતાની તે પુત્રી છે. તે રૂપગુણની અધિદેવી સાથે વ્યવહારકુશળ અને વિદ્યાની અધિષ્ઠાત્રિ હોવાથી તેના પિતાએ પ્રથમ મુંબાઇના લક્ષ્મીવાન્ પિતાના વિદ્વાન્ ગૃહસ્થ પુત્રને તેનું વાગ્દાન કર્યું હતું. અણધારેલા સંયોગથી તે વાગ્દાનનો સંબંધ ટૂટયો. તે વિદ્વાન્ પુરૂષ ગૂમ થયો તેથી તેનો મ્હારી સાથે લગ્નસંબંધ જોડાયો. તેનો સંબંધ જોડાવા સાથે મ્હારા પિતાશ્રીની રાજ ઐશ્વર્યતામાં વૃદ્ધિ થઇ. દિન પ્રતિદિન અમારો પ્રીતિ સંબંધ અપૂર્વ રસ ભરેલો દાર્શનિક થયો; પરંતુ મ્હારી સ્વચ્છંદતાથી શુદ્ધ પ્રેમમાં નિર્બળતાએ અતૃપ્તિ વધારી અને હું અતૃપ્તિને પરિણામે અલ્પદર્શી થઇ કુત્સિત માર્ગગ્રાહી થયો. ઉચ્છૃંખલ વૃત્તિને આધીન થતાં વૃત્તિ હાથમાં ન રહી. સાર વસ્તુ અસાર લાગવા માંડી. અવસ્થાને આધીન થયેલા ઉન્મત્ત અંતઃકરણ ઉપર અવનવા વિચારોએ વમળનાં ગુંચળાં વાળવા માંડયાં. કુત્સિત સંગતિના વમળમાં હું ડૂબ્યો અને સહચારિણીને અધર્માચરણે અન્યાય કરવા યત્ન કીધો. આ જોગાનજોગમાં મ્હારી સહચારિણીનો વાગ્દાનથી ભ્રષ્ટ થયેલો પૂર્વનો પતિ અનાયાસે અમારો અતિથિ થયો. તેનું ઉત્તમ ચારિત્ર પ્રશંસાપાત્ર હતું અને વ્હેમને વાસો આપવાનું કારણ આપ્યું નહોતું; છતાં મ્હારા ચકડોળે ચ્હડેલા મગજમાં, મ્હને ફસાવનાર કુલટાએ, મ્હારી કલંકિત વર્તણુકનો બચાવ કરવાને, મ્હારી સહચારિણીને કલંકિત ઠરાવવાને ગોઠવી રાખેલો આરોપ ઉભો કીધો. અતૃપ્તિની વિષજ્વાલા પ્રસરી હતી તેની તે બિચારી ભોગ થઇ. સંસારની આશાના કિનારા ઉપર અમૃત રેડી સુખના કિલ્લા બાંધનારી ઉપર શબ્દપ્રહાર અને પછી હસ્તપ્રહાર થયા. આખરે દયા અને સ્નેહથી મન પીગળ્યું તો પણ વિષથી ભરેલા અંતઃકરણમાં પ્રપંચી ચિત્તે પ્રપંચમય વિષને અમૃત કરીને વાપર્યું અને પ્રપંચી અંતઃકરણથી ભોળી ભલીને ઠગી પીએર વિદાય કરી. પરંતુ આખરે વિષ તે વિષજ નિવડયું. મ્હારા ન્યાયી પિતાની ન્યાયતુલામાં મ્હારા કલંકિત કર્મની રેખા મપાઇ ગઇ. મ્હારા અંતઃકરણના વિષની જ્વાળાની ઝાળ મ્હારાથી સહન ન થઇ ને તેથી મ્હેં સમુદ્રમાં પાત કીધો."

સમુદ્રપતન થવાના વર્ત્તમાન શ્રવણપુટ ઉપર પડતાં જ મિસ. ફ્રૅાસેટે કમ્પારી ખાધી. તેના હૃદયમાંથી સત્ય સૂત્ર નિકળ્યું: "પશુ-સ્વભાવ એ મનુષ્યોને સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ કરનાર છે માટે પશુસ્વભા-વરૂપી ઝાંખરાના અંકુરો હૃદયવાટિકામાં ફુટતાં ભરતજ તેને છેદવા, એથી ભ્રષ્ટતા અટકે છે, સંસાર સુધરે છે, સદ્‌ગુણ વધે છે ને અત્યા-ચાર ઘટે છે. અધર્માચરણ અટકે છે ને જ્ઞાનપ્રાપ્તિ થાય છે. અનિષ્ટ દૂર જાય છે અને ધર્મપરાયણતાથી ભવસાગર તરાય છે. પશુસ્વ-ભાવથી તમે મહા હાનિ ભોગવી."

"હા, હવે તેનું ઝાડ ઉગવું બાકી છે." તેણે પ્રતિ ઉત્તર કર્યો. ફરી પ્રશ્ન કર્યો: "પૂર્વ ઉપાય તરિકે ભવિષ્યની પ્રજાને પશુસ્વભાવથી બચી અનિષ્ટથી ઉગરવાનો માર્ગ તમે શું ધારો છો?"

મિસ ફ્રૅાસેટ: "અધમ પ્રકારનાં અને પશુ જેવાં વૈભવી સુખોના અમર્યાદિત મોહવડે નિસ્સારતામાં આસક્તિ રાખી ભ્રષ્ટ થતાં વિમુખ રહેવું એ માર્ગ છે."

મિ. બ્રાડલો: "આપનો ઉપદેશ, ખોરાક, લાકડાં અને વસ્ત્ર ક્યાંથી લાવવાં તે બતાવ્યા વગર, ક્ષુધાતુર, ઠંડીથી થરથરતાં અને વસ્ત્રહીન મનુષ્યોને, ખાઓ, તાપો અને વસ્ત્ર ધારણ કરો એમ કહેવા બરોબર છે."

મિસ ફ્રૅાસેટ: "ના જી, મૂળતત્વો આપની ધ્યાનમાં લાવું છું. મનુષ્ય સ્વાભાવિક રીતે સદ્‌ગુણથી વિમુખ હોતો નથી. પણ તેને મુખ્યત્વે કરીને નીચ સંગતિથી પશુસ્વભાવ પ્રાપ્ત થાય છે. તે અટ-કાવવા પ્રથમથી સંભાળ રાખવી અથવા અંતઃકરણને સૂચના મળી કે તરત તેવી વૃત્તિઓ ત્યાગવી. કેટલાક સદ્‌ગુણો સ્વાભાવિક રીતે પ્રત્યેક મનુષ્યમાં હોય છે; પરંતુ એ પણ નિશ્ચય છે કે, સઘળા સદ્‌-ગુણો સ્વાભાવિક રીતે હોતા નથી. ન્યુન જણાતા સદ્‌ગુણો ખીલવવા અને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલા હોય તે સાચવી રાખવા, એ ઉચ્ચસદ્‌ગુણગ્રાહી થવાની કળા છે. જેમ ચિત્રકાર આદિની કળા છે તેમ હૃદયમન્દિરને કેળવવાની આ પણ એક કળા છે. કોઈ માણસને ચિત્રકાર થવું હોય છે તો તેને ચિત્રકાર થવાનો ઉપદેશ આપ્યાથી અથવા ઉપદેશ આપનારની દલીલોવડે તેની ખાત્રી થવાથી તે ચિત્રકાર થવા નિશ્ચય કરે છે; પરંતુ ચિત્રકાર થવાનો નિશ્ચય કરવાથી ચિત્રકાર થવાતું નથી. તે કળાનાં મૂળતત્ત્વોનું શિક્ષણ સંપા-

દન કરવું જોઇએ અને તેનાં રાચરચીલાં આદિ સાધનવડે સંપન્ન થઇ તેને વાપરવાની અનુભવસિદ્ધ કુશળતા પ્રાપ્ત કરવી જોઇએ. આ પ્રમાણે નિયમિત રીતે અભ્યાસ કરવાથી ધીમે ધીમે કળા શીખી શકાય છે. તેવીજ રીતે પશુસ્વભાવ ત્યાગી સદ્‌ગુણસંપન્ન થવા સદ્‌ગુણશીલ સંગતિદ્વારા અનુભવસિદ્ધ કુશળ થઇ શકાય. જગત્‌માં અસાધ્ય કંઇજ નથી." એમ કહેતાં કહેતાં સ્મિત સ્મિત હાસ્ય કરતાં મિસ ફ્રૅાસેટે મુખ મલકાવ્યું અને પ્રશ્ન કર્યો: "આપની સહચારિણીની હવે શી દશા હશે ?"

મિ. બ્રાડલોઃ "અમારા દેશ અને કુળ નીતિ અનુસાર વૈધવ્ય દશા ભોગવતી હશે."

મિસ ફ્રૅાસેટ: "શું તે પુનર્લગ્ન નહિ કરી શકે ?"

મિ. બ્રાડલોઃ "અમારા મંડળના નિયમાનુસાર તેમ થવું સંભવિત નથી."

મિસ ફ્રૅાસેટ: "શું ત્યારે તેનું સકળ જીવન નષ્ટભ્રષ્ટ થઇ જાય કે ? જેને માટે તમને આટલું આટલું લાગે છે તેના વર્તમાન અને ભવિષ્યના સુખના માર્ગને ખોલવાને તમે તમારા હૃદયને દયાર્દ્ર નહિ કરો ?"

મિ. બ્રાડલોઃ "મ્હારા પશુસ્વભાવની તે આહૂતિ થઇ છે. ગુંચવણીનો ગંજ કેમ ઉકેલવો તેની સમજ પડતી નથી."

મિસ ફ્રૅાસેટ: "ઉભયના સુખને માટે લજ્જા મોહ નિવારી ક્ષમા ને દયા લાવી, આત્મબળને ઉન્નત કરી, કેમ કંઇ માર્ગ ખોલતા નથી?"

મિ. બ્રાડલોઃ "ખરે, હૃદયમાં હિમ્મત આવતીજ નથી."

મિસ ફ્રૅાસેટ: "સકળ વિશ્વમાં પ્રકૃતિ એકજ રીતે પ્રવર્તે છે. તેના પ્રવર્તન પ્રેમમાં તમે અવિશ્વાસી ન થાઓ."

મિ. બ્રાડલોઃ "ઉભયના મનમાં સરખીજ વિડંબના હોય ત્યારે ?"

મિસ ફ્રૅાસેટ: "પ્રેમ એ પારદર્શક યંત્ર છે અને તેની નિર્મળતા-સ્વચ્છતા સ્ત્રીના અંતઃકરણ ઉપર વિરાજિત હોય છે."

"અરેરે-" બ્રાડલોની ચીરાયલી હૃદયગુફામાંથી ઊંડા નિ-શ્વાસ સાથે એટલો ધ્વનિ નીકળ્યા. તેનું હૃદય પરિતાપથી વ્યાકુળ થઇ ગયું. છાતીમાં ડુમો ભરાયો. આંખમાંથી અચાનક આંસુનું ઉષ્ણ બિંદુ ટપકી પડ્યું. હૃદયપરીક્ષક મિસિસ ફ્રૅાસેટ બ્રાડલોના હૃદયની

ચિકિત્સા પામી ગઇ. દયાની અધિદેવીને દયા આવી. માતૃભાવથી તેને આશ્વાસન આપી જળ પાયું. એટલામાં મિ. ફૉસેટ આવી પહોંચ્યો તેણે પ્રેમપૂર્વક આનંદ દર્શાવતાં કહ્યું: "આપ ફેલો ઑફ ધી યુનિવર્સિટી થયા."

મિસ ફૉસેટ: "પિતાજી, આ તાર વાંચો. એમાં ભાઇ જસ્ટિ ઑફ ધી પીસ થયાના શુભ વર્તમાન છે."

મિ. ફૉસેટ: "હા, બ્હેન હવે ત્હારા ભાઇ થોડા દિવસમાં મ્હોટા ટાઇટલના ભોક્તા પણ થશે.

મિસ ફૉસેટ: "ક્યારે ?"

મિ. ફૉસેટ: "કિંગની જન્મતીથિને દિવસે."

મિસ ફૉસેટ: "હેં ! એ તો ઘણું નજીક આવ્યું."

ડારચેષ્ટલ પિલેસના એક ભાગમાં શાંત, સુશીલ, ગુણસંપન્ન મંડળ આનંદ કલ્લોલ કરી રહ્યું હતું. તેમાં મિ. બ્રાડલો, પોતાની જીંદગીના ફેરફારને ચકિત થતો અનુભવતો હતો.

---

## પ્રકરણ ૪ થું

---

### મિ. બ્રાડલોનું જીવનદર્શન

---

"મનુષ્ય મતિ સંગતિથી ફરે છે,
 ક્ષણે ક્ષણે સંગતિ પાસ દે છે;
અશક્ય ને શક્ય શ્રમે કરે છે,
 અધિકાર અદકો સુસંગ દે છે."

---

મિ. બ્રાડલોની જન્મભૂમિ ભારતમાં છે. તેનું કુટુંબ શ્રીમાન્ સ્થિતિનું ઉચ્ચપદ ભોગવી રહ્યું છે. સત્તાના પ્રતાપથી ગર્વિત થયેલા કુટુમ્બમાં મિ. બ્રાડલો એ સર્વેની આશારૂપ હતો. સંગતિદોષથી કુલટાના પંઝામાં સપડાયો અને તેના શાસનમાંથી ઉગરવા ધર્મપત્ની ઉપર આરોપ મૂકવાનો પ્રયત્ન કર્યો. કુટુમ્બમાં પુત્ર કરતાં પુત્રવધૂની તરફદારી વધુ થઇ. કુત્સિત કૃત્યોનું શાસન મળવાની બ્હીકથી મિ. બ્રાડલોએ તરૂણ વયની ઉદ્ધતાઇમાં

સમુદ્રપાત કર્યો. સ્ટીમર "ઇન્ડીઆના" કૅપ્ટને સમુદ્રમાં પડનારનું રક્ષણ કર્યું. લાચાર સ્થિતિમાં આવી પડેલા તરૂણને સ્ટીમરમાં જ મિ. ડબલ્યુ. સી. ફૅાસેટ અને ગ્રિબ્સ કોટનના ભાગીઆનો સુસંગ થયો. તે લંડન આવ્યો. લંડનમાં મિ. ફૅાસેટના કૃપાદાનથી અને તેમના સહવાસથી ઉન્નતિક્રમમાં આવવા લાગ્યો. મિ. ફૅાસેટ તેના પૂર્વવૃત્તાંતથી માહિત થયો હતો. તેથી મિસિસ ફૅાસેટને તેની વર્તણૂક ઉપર સંપૂર્ણ નિરીક્ષા રાખવા આજ્ઞા આપી હતી. ધર્મશીલાએ તેને સુશિક્ષણનો રચતો પચતો બોધ આપી સુસંગતિથી નીતિમાન બનાવ્યો. મિ. ફૅાસેટ સાથે તે કૅાલેજનાં દર્શનનો ભાગી થયો. કૅાલેજમાં દાખલ થવા ઉત્સાહ ધર્યો, પરંતુ વધુ કાળ વ્યતીત થાય તે તરફ તેનું લક્ષ્ય ખેંચાયું અને મૂળ વ્યાપાર ખેડવા ઉપર વૃત્તિ હોવાથી તે તેમાં જોડાયો નહિં. લંડનના ઉચ્ચ પ્રકૃતિવાન્ પુરૂષોના સંબંધમાં જોડાવાથી તેનામાં ઉચ્ચ સંસ્કાર પ્રવેશ્યા. તેમ થવાથી તે ન્હાના મ્હોટા, ભણેલા તથા અનુભવીઓની પ્રીતિનું પાત્ર થયો. ધીમે ધીમે રોયલ ઍક્ષચેન્જમાં જવા લાગ્યો તથા ખંત લઇ યત્ન કરવાથી તથા ખરખુશામદથી તથા મિ. ગ્રિબ્સ કૅાટનના ભાગીઆની વગસંગથી તે વ્યાપારી વર્ગના પરિચયમાં આવ્યો. ત્યાં કેટલાક મનુષ્યો સાથે સહસા મિત્રતા બંધાઇ. કેટલાકની નિસ્વાર્થ સેવા બજાવવાથી સૌનો પ્રીતિ પ્રાત્ર થયો અને સમયસૂચક કર્ત્તવ્યપરાયણની ચાલાકીથી તેણે સ્નેહીપક્ષને પોતાનો સાથી બનાવી લીધો. ધીમે ધીમે આત્મબળથી મંડયા રહેનાર તરૂણ ઉપર વૃદ્ધ વ્યાપારી મિ. વેલ્સનો પક્ષાપાત ઢળ્યો. તરૂણ બ્રાડલોની રીતભાતથી તે ખુશ થવા લાગ્યો. બ્રાડલો પણ તેની પ્રીતિ ખેંચી રહ્યા. તેના સર્વ કાર્યમાં સમયસૂચકતા વાપરી આપણો તરૂણ અનુયાયી તરીકે કાર્ય બજાવવા લાગ્યો. અનુયાયી થયા વગર પ્રીતિપાત્ર થવાતું નથી. શ્રમસાધ્ય અનુયાયી સર્વ કાળમાં શ્રેય, જય અને કીર્તિ સંપાદન કરે છે. તેને ધીમે ધીમે ગાઢ પરિચય થઇ ગયો, અને વ્યાપારીના સહવાસથી ધીમે ધીમે વ્યાપારની કુંચીથી પણ નિપુણ થઇ ગયો.

અધમ પ્રકૃતિને ઉત્કૃષ્ટતાની ઊંચી ટોચ પર લઇ જવાનું સહેલું નથી. તરૂણ ઉપર નિરીક્ષા રાખનારીને લંડન જેવા કામોદ્દીપન શહેરમાં બહુ મુશ્કેલી હતી. તેમાં પૂર્વકાળથી ઉચ્છૃંખલ પણ સામ્પ્રત શિથિલ વૃત્તિનું સેવન કરનારને સદ્વર્તન ઉપર લઇ જવાનું કઇ થોડું

દુર્ઘટ નહોતું. ઘણી ઘણી નિરીક્ષા રાખવા છતાં તરૂણની શિથિલ વૃત્તિ કોઇ કોઇ સમયે અદ્‌ભૂતતા બતાવતી હતી. આજે મિ. બ્રાડલો ઉચ્છૃંખલ વૃત્તિના પાસમાં સપડાયો છે.

દુષ્ટ, અધમ, કામાન્ધ તરૂણીઓ અન્ય જનોના પવિત્ર હૃદયમાં પણ પાપ વાસના ઉત્પન્ન કરે છે. તેમનો અલ્પ સમાગમ પણ દુષ્કર નિવડે છે. પાસે વસતિ એક તરૂણ બાળિકા મિ. બ્રાડલોના આરામભુવનમાં આવ જા કરવા લાગી હતી. સહસા યૌવનના સૌંદર્ય તરફ બ્રાડલોનાં ચક્ષુ ઘટિકાભર સ્તંભ્યાં. રતિદેવી સમાન લાવણ્યમયી બાળિકાએ તક આપી. મિ. બ્રાડલોથી બાળિકાના મનોહર ગાલ ઉપર હાથથી અટકચાળું થયું. તેણે મનોહર નયન કટાક્ષથી તેના મનમાં તનમનાટ કરી નાખ્યો. મિ. બ્રાડલોને પવિત્રતાએ ચેતાવ્યો. તે ટેબલ ઉપર નીચું ઘાલી બેસી ગયો.

મિ. બ્રાડલોની નિરીક્ષા કરનાર મિસ ફૅાસેટ ઘણી સાવધાન હતી. તેની યુક્તિથી બ્હીલી પડેલી બાળા શરમાઈ ગઇ અને મૃગલીની પેઠે દ્વારમાંથી નીકળી ચાલી ગઇ. નીચું ઘાલી બેઠેલા બ્રાડલોની નજીક ગુપ્તપણે મિસ ફૅાસેટ આવીને ઉભી રહી. મદનથી વ્યાકુળ થએલા મગજને તેની ભ્રાંતિ રહી નહિ. તેને વ્યાકુળ યુવતી ધારી બ્રાડલોએ સહસા પોતાનો હાથ લાંબો કર્યો. મિસ ફૅાસેટે તિરસ્કારનો ડુંકરિ ઉશાડતાં હાથ ઉપર રૂમાલની ઝાપટ મારી. અતિથિ સ્તબ્ધ થઇ ગયો. શરમનો માર્યો નીચું જોઇ જ રહ્યો.

મિસ ફૅાસેટઃ "ભાઇ, આ વિકારમય કલ્પના તમારા મનમાં ક્યાંથી ઉત્પન્ન થઇ?"

ઉચ્છૃંખલતાની પરંપરાના અનુભવીને મનોવિકાર ઉપર ક્રોધ ચઢ્યો. તે પોતાને ધિક્કારવા લાગ્યોઃ "અરે, પાપિણી કામવાસના! માતા, પિતા, પત્ની, દેશ અને ઐશ્વર્યથી દેશવટો અપાવ્યો છતાં તું મ્હને છોડતી નથી? કામવાસના એ શ્વાન જેવી છે. શ્વાનપુચ્છવત્ તે છોડી છૂટતી નથી. તે મ્હને આ નીતિનિપુણિકા આગળ કેવો અધર્માચરણી ઠરાવ્યો?"

મિસ ફૅાસેટઃ "ભાઇ, ચિંતાગ્રસ્ત ન થાઓ. તમારા કરતાં તમારી પવિત્રતાને ડગાવનાર યુવતીનો અપરાધ વધારે છે. લંડન એ એવી પાપિષ્ઠ બાળિકાઓનું નિવાસસ્થાન પણ છે તે સ્મરણમાં રાખો. તેમનાથી સાવચેત રહેવું એજ તમારો ધર્મ છે."

મિ. બ્રાડલોઃ "બ્હેન, તમે મ્હારાં ધર્મનાં બ્હેન છો. મ્હને ક્ષમા કરો." એમ કહેતાં કહેતાં લજ્જાવિનીત થઇ ગયો.

મિસ ફૅાસેટઃ "આ કંઇ દેવલોક નથી, આ તો મનુષ્યલોક છે. મનુષ્ય સર્વદા ભૂલને પાત્ર છે અને ભૂલ એ ક્ષમાને પાત્ર છે. નીતિવાન્ થવાનો આશય ધારણ કરી કલ્પનાના ઘોડા દોડાવ્યાથી નીતિવાન્ થવાતું નથી. નીતિવાન્ થવાને તો સુદ્ધ સંસ્કારની આવશ્યકતા છે. માત્ર મ્હોડે કહેવાથી નીતિજ્ઞ થવાતું હોત તો તેની મહત્તા આટલી અંકાત નહિં અને કેળવણીની ટાપટીપથી કંઇ નીતિ આવતી નથી. આંતર શુદ્ધિ વિના નીતિના સંસ્કાર લાગતા નથી. તે સંસ્કારને ખીલવવા અને તેનું રક્ષણ કરવા માટે બાહ્ય પ્રયત્ન અને આંતર પ્રયત્ન બન્નેની જરૂર છે. તે આત્મબળ ઉપર આધાર રાખે છે. અંતઃકરણનો ઉચ્ચ અધિકાર અધર્માચરણથી નષ્ટ થાય છે."

મિ. બ્રાડલોઃ "ભગવતિ, ત્હારો ઉપદેશ આ જીવનપર્યંત ગ્રાહ્ય કરીશ."

મૃદુ મૃદુ સ્વરથી ધૈર્ય પ્રેરી ઉત્સાહને ઉત્તેજિત કરતાં તે બોલીઃ "આપના અંતઃકરણમાં મહાન્ ઉચ્ચ આધિકાર પ્રાપ્ત થયો છે. ઢીલા ઢબ થઇને શામાટે કાર્યદક્ષ થતા નથી? દીનમુખથી શા માટે દીનતા ધરો છો? તમારામાં એવી શી ન્યૂનતા છે? આત્મબળથી દ્રઢતાપૂર્વક મંડો. નીતિવાન્, વિદ્વાન્, શ્રીમાન્ તથા સત્તાવાન્ સર્વ એથીજ થવાય છે."

મિ. બ્રાડલો ઉત્સાહી થયો અને બોલ્યોઃ "મ્હારા જીવનમાં તમે અમૃત રેડયું છે. બ્હેન, તમારા ઉપદેશથી ઉત્તેજિત થઈ પરમ પુરૂષાર્થનું દિગ્દર્શન કરાવવા તત્પર છું."

અધમ મનોવિકારમાંથી બચેલા તરૂણે પુરૂષાર્થની સાંકળ પકડી. જૂદા જૂદા વ્યાપારીઓ સાથે તે ગાઢ પરિચયમાં આવવા લાગ્યો. વ્યાપારના વિષયોમાં પોતાનું ચિત્ત ચ્હોંટાડવા લાગ્યો. દેશદેશની ડિરેક્ટરીઓ વાંચી, આખી દુનિયાના વ્યાપારની સંકલનાની સાંકળ ગુંથી અને તેના સંક્ષિપ્ત હેવાલો લખી તેમાં વિશેષ માહિતી મેળવી. એકલી માહિતીથી કંઈ કાર્યસિદ્ધિ થતી નથી. કાર્ય કર્યા સિવાય લાભ હાનિ જણાતાં નથી. એ વિચારે તેણે ન્હાના મ્હોટા ઘણા ધંધામાં માથાં માર્યાં. જે ધંધામાં માથું મારતો તેને પાર ઉતારતો; પરંતુ ચતુર મનુષ્યો એને ચતુરાઇથી ઠગી લાભ લઇ જતા. એવા અસંખ્ય લાભ

એણે ગુમાવ્યા. જ્યારે જ્યારે લાભ ખોતો ત્યારે ત્યારે તે ઉદાસીન થતો. મિસ ફૉસેટ એને ભ્રાતૃભાવથી ઉત્તેજિત કરતી. તે અહર્નિશ કહેતી કે, " આશા એજ મહાન્ દૈવત છે. નિરાશ કદાપિ થવું નહિ. " મિ. બ્રાડલોએ માથાં મારતાં મારતાં એક યોગ શોધી કહાડયો. તેને મિ. મ્યુર મેકેનજી નામનો એક યહુદી મળ્યો. તેણે મિ. બ્રાડલોને આસમાની રંગને ભળતા રંગની ચમત્કૃતિ ભરેલી સાટીન બનાવવાની યુક્તિ શિખવી. તે સાથે રેશમની એક મીલ ઉભી કરવાની યોજના પણ બતાવી. યહુદીએ તરત મિ. એનેસ્ટી નામના બૅરીસ્ટર તથા મિ. શેકસપીઅર નામના ગૃહસ્થ સાથે જોડાણ કર્યું. ચારે જણે મળીને મીલનું કમઠાણ ઉભું કર્યું. બુદ્ધિમાન્ યુક્તિવાળી યોજના ફતેહમંદ નિવડી. બ્રાડલોની બુદ્ધિની પ્રશંસા થઇ. બ્રાડલોને પોતાની ઉન્નતિ નજીક જણાવા લાગી. તે કમ્મર કસી ઘુમ્યો. વખતની અનુકૂળતા હોવાથી દશ લાખ પૌંડના શેર ભરાઇ ગયા. કામ નક્કી થયા બરાબર જણાયું. અત્યંત શ્રમથી બ્રાડલોની તંદુરસ્તી બગડી. તેથી મિ. ફૉસેટ સાથે ફ્રાન્સની મુસાફરીએ ગયો. યહુદી લોભી, કપટી, દાવપેચ સાધુ અને માણસોના હાથમાં રમનાર કાચા કાનનો અલ્પદર્શી સ્વાર્થી હતો. તેમ છતાં માયાળુ અને ઉપર ઉપરથી નમ્રભાવ બતાવનાર પ્રપંચબુદ્ધિ હતો. બૅરિસ્ટર કઠણ દિલનો, અતિ લોભી, મૌનધારી, મેલા દિલનો પણ દીર્ઘદર્શી અને વિનયી હતો. મિ. બ્રાડલોની ગેરહાજરીનો લાભ લઇ લિમિટેડ કંપનીનું ડીડ રજીષ્ટર કરાવી દીધું અને તેમાંથી બ્રાડલોનું નામ બાતલ કરી નાંખ્યું. બ્રાડલો મુસાફરીથી ટુંકા વખતમાં પાછો ફર્યો અને જ્યારે કામ ઉપર જોડાવા ગયો ત્યારે સ્વાર્થસાધુઓએ ટાઢા મીઠા દીધા. યહુદી દાવપેચવાળો હતો. તેણે પોતાના સેવકોને સમજાવી મિ. બ્રાડલોને અપમાનિત કર્યો અને બે બાળિકાઓને સમજાવી તે રસ્તે આવતાં તેને ફજેત કરવાની ગોઠવણ કરી. મિ. બ્રાડલો આ સર્વ પ્રાપંચિક જાળનો ભેદ પામી ગયો અને અપમાનિત રીતિ કૃતિથી ખેદ પામેલો સ્વગૃહે ગયો. તેના નિરાશ થયેલા અંતઃકરણમાં અગ્નિના ભડકા ભભકી રહ્યા. મુખ મ્લાન થઇ ગયું અને ઉપકારનો બદલો અપકાર એ વિચારે એના મનમાં શલ્ય ઘાલ્યું. ઘરમાં પેસતાંજ મિસ ફૉસેટે પરીક્ષા કરી લીધી કે, આજે ભાઈ કંઇક નિરાશાજનક વર્ત્તમાન લાવ્યા છે. મિ. બ્રાડલોએ નિશ્વાસ મૂકયો. મિસ. ફૉસેટ તેને ચાહ પાઇને પાસે બેઠી

મિ. બ્રાડલોએ ઉદ્દગાર કહાડયો: " મ્હેં મ્હારા જીવનની મ્હોટામાં મ્હોટી બાજી ખોઈ છે."

મિસ ફ્રૅાસેટ: "નહિ, આપ જીવનના નવા ખેલ શીખ્યા છો. વ્યાપાર રોજગાર કંઇ ગપાટા સપાટાનાં કામ નથી, ચાલાકી અને દાવપેચનાં કામ છે. એમાં તો તાત્કાળિક પ્રાપંચજન્ય બુદ્ધિની જરૂર છે, તે વિનાનો તો એમાં તરત ગોથાંજ ખાય છે."

મિ. બ્રાડલો: " અરે! જગત્ આવું સ્વાર્થસાધુ છે! "

મિસ ફ્રૅાસેટ: " તમે આજેજ જાણ્યું? પણ હિમ્મત હારશો નહિ. હું તમારો ભેદ પામી ગઇ છું. ગઈ બાજીનો શોચ ન કરો. અડગ હિમ્મત રાખો. આશામાં જ સુખનું બીજ છે. અખંડ પરિશ્રમ કરવાથી જ અનુપમ સ્થિતિએ પહોંચાય છે. તમે પાત્રાપાત્રનો વિચાર કરી કામ કરવાનું ધોરણ બાંધો અને તેની પાછળ દ્રઢ આગ્રહથી લાગ્યા રહો. હિમ્મત ન હારવી એજ ઉચ્ચ શ્રેણિનો માર્ગ છે. કાર્યસિદ્ધમાં ઉચ્ચ બુદ્ધિની આવશ્યકતા છે એમ નથી. એમાં તો દ્રઢ આગ્રહની વિશેષ જરૂર છે અને આગ્રહનો આધાર ઇચ્છા ઉપર છે. ઇચ્છાશક્તિ એ મહા બળવાન્ છે. તે મનુષ્ય જીવનનું સત્ત્વ છે, જગત્‌ની પાઠશાળામાં નિષ્ફળતા અને શ્રમ એ મહા પાઠ પઢાવે છે અને તે પઢી પઢીને તમે હવે ઘડાયા છો. નિષ્ફળતાથી ડરવું નહિ. તમે સાધન અને કાર્ય એ બેની પાત્રતા વિચારી, દ્રઢ આગ્રહથી કાર્ય આરંભો. જય મળશે અને પુનઃ સિદ્ધિ મળશે. રંકને રાય એજ બનાવે છે." ઉત્તેજિત થયેલો મિ. બ્રાડલો ઉદ્યોગે વળગ્યો. તેણે મનમાં નક્કી કર્યું કે: " સતત સત્યશીલ ઉદ્યોગ અને શ્રમ એજ જીંદગીનું ભૂષણ છે અને તેજ જીવનને ભૂષણવંત બનાવે છે." તેણે હારેલી બાજી હાથ લેવા સત્ય ઉપર આધાર બાંધી વ્યવહાર ચલાવવા નિશ્ચય કર્યો અને મિ. મ્યુર મેકેન્ઝીની કંપની ઉપર પત્ર લખ્યો. પત્ર મિ. મ્યુર મેકેન્ઝીની હાથમાં આવ્યો. તેણે તેને ઉલટ પાલટ ઉલટાવી થરથરતે અંતઃકરણે વાંચ્યો:-

" પ્યારા સાહેબ!

પ્રભુના કૃપાપ્રસાદથી મ્હને સ્ફુરેલી પ્રેરણાથી મીલનું કાર્ય ઉત્પાદન કર્યું. પુરૂષાર્થે યારી આપી ત્યારે અસત્યાચરણથી આપની મતિ સ્વાર્થાંધ થાય છે, એ વિચારમાં લેવા કૃપા કરશો. પ્રથમ શું વિચારીને યોજના થઇ, હવે આપ સત્યાચરણથી કેટલા દૂર જાઓ છો,

તે તમારા અંતઃકરણને પૂછશો. સ્વાર્થાંધતા એ વિજયકર નથી. પ્રભુની ન્યાયતુલા સર્વે માટે સરખી છે. હું ન્યાય માગવાને હક્કદાર છું, છતાં દયા માગું છું. પ્રભુ આપને સત્ય ન્યાય સુઝાડો.

આપનો આજ્ઞાધારક
બ્રાડલો. ”

થરથરતે અંતઃકરણે મિ. મ્યુર મેકેન્ઝીએ પત્ર વાંચ્યો. હૃદય કંપ્યું. ન્યાયતુલાએ હૃદયને દયાથી પીગળાવવા યત્ન કર્યો, પણ સ્વાર્થની અંધતાને લીધે પત્રના ફાડી ચૂરેચૂરા કર્યા. નરપિશાચને સત્ય ન્યાય સુઝયો નહિ. પ્રવૃત્તિપરાયણ થયેલા લોભી અંધ અંતઃકરણે ઉલટું તેનું અનિષ્ટ કરવાની સંકલના ગુંથી. પત્રનો ઉત્તર ન મળ્યો. ઉલટું પરોક્ષ રીતે ધમકી મળી.

પુરૂષાર્થવાદી બ્રાડલોએ ફરી ન્યાય અને દયા માગવા પત્ર લખ્યોઃ—

“ પ્યારા સાહેબ !

સર્વ શક્તિમાનના ગુપ્ત સંકેતથી મ્હારા પ્રારબ્ધને યારી આપવા હું આપની સાથે જોડાયો. મ્હેં આચાર, વિચાર અને વાણી- દ્વારા કર્તવ્યપરાયણતા વાપરી છે; આપનું સર્વ વાતે ઇષ્ટ ઇચ્છું છું અને ઇચ્છીશ. આપને મ્હારી સાથે અધર્માચરણ કરવાનું કારણ ન છતાં સત્ય, ન્યાય, અને ધર્મનો ત્યાગ કરી મ્હારા ઉન્નતિક્રમને છેદવા માટે આપે જે પગલાં ભર્યાં છે તે શું યોગ્ય છે? ગૃહસ્થ તરીકે મ્હારા હકોનો અનાદર કરવા આપનું અંતઃકરણ આપને રજા આપે છે? મનુષ્યમાં સ્વાર્થની અંધતા એ પિશાચી ગુણ છે. તેનાથી જરા દૂર જઈ ન્યાયને સત્ય તુલામાં મૂકી, ન્યાય કિંવા ન્યાય નહિ તો દયા કરશો તો રંક ઉપર કરેલી દયા મનુષ્યમાં રહેલા દૈવી ગુણનું દિગ્દર્શન કરાવશે. મ્હારા અને આપના વચ્ચે ઇશ્વર છે. ઇશ્વર અન્યાયનો સાથી નથી એ સર્વદા ધ્યાનમાં રાખશો. આ પત્ર મ્હારો છેલ્લો છે. આપની સુવિદિત બુદ્ધિ જે સત્ય ધર્મને અનુસરવા આજ્ઞા કરશે તે શિરોમાન્ય સ્વીકારીશ.

આપનો આજ્ઞાધારક
બ્રાડલો.

વ્યવહાર પ્રવૃત્તિથી સ્વાર્થાંધ થયેલાને પત્રની કિમ્મત જણાઈ નહિ. સ્વાર્થબુદ્ધિથી અધોગતિને અંતઃકરણમાં જરા પણ સત્ય ન્યાય દર્શો નહિ. દયા પણ બતાવી નહિ. અર્થના મોહમાં સ્વાર્થાંધ થયેલો

મ્યુર મેકેન્ઝી રાક્ષસજ રહ્યો. રાક્ષસે ન્યાયને દૂર રાખ્યો. તેણે દયાને દાટી દીધી. ઉલટું પ્રસંગ મળતાં બ્રાડલોનું મહા અનિષ્ટ કરવાનો વિચાર ધાર્યો, પરંતુ તેના હૃદયમાં રહેલી કિંચિત્ દૈવી સંપત્તિએ તેને પોતાને થરથરાવ્યો. તેનું કંઇક ચિહ્ન અંતઃકરણ ઉપર રેખા પાડી રહ્યું. સત્ય ન્યાયથી થરથરતા હૃદયે અલ્પ સમય પર્યંત ઝેરી ડંખને અનુભવ્યો. તેમ છતાંએ મિ. બ્રાડલોને ઉત્તર તો મળ્યોજ નહિ. ભૂતકાળ ભૂલી જઇ વર્તમાનમાં મદોન્મત્ત થયેલાને ભવિષ્ય કાન પકડી કેવો તમાચો મારશે તેની ગતાગમ રહી નહિ. બ્રાડલોએ પોતાની ચિત્તગુહાને ઉન્નત બનાવી. બની ન બની કરી, 'ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો' એમ જાણી પ્રબળ ઇચ્છાશક્તિપૂર્વક અડગ દૃઢતાથી તે નવીન વ્યાપાર શોધવા લાગ્યો; એટલામાં એણે ત્રાંબા અને સીસાની ખાણોવાળી ભૂમિની શોધ મેળવી. ભાગ્ય પરિસીમા ખુલતી જણાઈ, એટલામાં તે પુનઃ નરપિશાચ મ્યુરના હાથમા સપડાયો. ખનિજ પદાર્થમય ભૂમિનો પત્તો તથા શોધનાં સાહિત્ય વિશ્વાસઘાતી મ્યુરના હાથમાં જઈ પડયાં. વિશ્વાસ અપાત્રે અપાયો અને જીતમાં આવેલી જણાતી બાજી રદ થઈ ગઈ. મિ. બ્રાડલોની હૃદયવેદના આ પ્રસંગે પણ મિસ ફૅાસેટથી ગુપ્ત ન રહી.

મિસ ફૅાસેટે મુખ મલકાવતાં ધીરજનું અમૃત રેડતાં કહ્યું: "આજે પ્રવૃત્તિનો કયો ખજાનો ખોયો છે?"

મિ. બ્રાડલો: "મહાન્ ઐશ્વર્યસિદ્ધિનું સાધન નષ્ટ ભ્રષ્ટ થયું છે. અપાત્રે મૂકાયલા વિશ્વાસે ઘાત કર્યો છે."

મિ. ફૅાસેટ: "આપ ઉન્નતિક્રમના યોગ્ય માર્ગ ઉપર નથી."

મિ. બ્રાડલો: "કેમ?"

મિસ ફૅાસેટ: "ગજા ઉપરાંતનો પુરૂષાર્થ હાનિ કરે છે. કાલ્પનિક ઉદ્યોગની કલ્પના તે સદુદ્યોગ નથી."

મિ. બ્રાડલો: "અપાત્રે વિશ્વાસ થયો, તેથી ગજા ઉપરાંતનો ઉદ્યોગ કેમ ઠર્યો? બીજાને લાભ કરે તે મ્હને કેમ હાનિ કરે?"

મિસ ફૅાસેટ: "યોગ્યતા આવ્યા વિના અને લક્ષ્મીના સાધન વિના વ્યાપાર થતો નથી. એ સિવાય વ્યાપાર કરીએ તે ધુમાડાના બાચકા!"

મિ. બ્રાડલો: "મારે ન હોય તે ક્યાંથી લાવીએ?"

મિ. ફૅાસેટ: "એ કંઇ માર્ગમાં મળતાં નથી; તેમ પાઠશાળામાં

વ્યાપાર કળાની યોગ્યતા શીખવાતી કે શીખાતી નથી."

મિ. બ્રાડલો: "તે તો હું પણ જાણું છું."

મિ. ફૉસેટ: "આપ સ્વાર્થના મોહમાં અંધ બની ઉન્નતિની ટોચે બાઝવા જાઓ છો, પરંતુ પ્રથમ લક્ષ્મીનું ગજું તપાસી કાર્યારંભ કરવો ઉચિત છે. જો તેમ ન થાય તો તેનો દાર્શનિક લાભ, હાનિરૂપ થાય છે અને યોગ્યતા વિના કાર્ય હાથ ધરવાથી ખીલતું નથી. યોગ્યતાવાળો મનુષ્ય તેનો અનાયાસે લાભ લઇ જાય છે. કાર્યદક્ષતા એ સર્વમાં પ્રાધાન્ય છે. તેને અનુલક્ષીને વર્તન રાખવું. કોઇ પણ કાર્ય અસાધ્ય છે એમ મ્હારૂં કહેવું નથી; પરંતુ કાર્યદક્ષતાની સમયરંગ દાખવતી બુદ્ધિ ઉપર સઘળો આધાર છે."

મિ. બ્રાડલો: "ત્યારે સાંપ્રત સ્થિતિમાં આપ શું કાર્યરેખા દોરો છો?"

મિસ ફૉસેટ: "આપ વ્યાપારી સાથે જોડાઈ, અનુભવી થઇ વ્યાપારની યોગ્યતાનો અધીકાર મેળવો અને સત્યાચરણી થાઓ."

મિ. બ્રાડલો: "એથી શું થશે લક્ષ્મી વિના વ્યાપાર ક્યાં છે?"

મિસ, ફૉસેટ: "સત્યાચરણી રહી, વિશ્વાસપાત્ર બની, કોઈ વ્યાપારીના અનુયાયી થઈ યોગ્યતા મેળવશો કે તરત તેના વિશ્વાસથી અને તમારી યોગ્યતાથી લક્ષ્મીનું સાધન જડશે. તેમ થવાથી કાર્યદક્ષતા ખીલશે અને તેથીજ કલ્યાણકારક માર્ગ હાથ લાગશે."

ઉપદેશની યોગ્યતા જાણનારના અંતઃકરણે યોગ્યતા વિચારી, સત્યાચરણ મતિથી નવીન નવીન વ્યાપાર શોધવામાં અને યાંત્રિક ઉન્નતિ ખીલવવામાં સ્વમતિને લગાડી. જેમ જેમ પાત્રતાને વિચારી કાર્ય કરતો ગયો તેમ તેમ ફતેહ થતી ગઇ. મિ. વેલ્સ નામનો વ્યાપારી ગૃહસ્થ આ યુવાનની વિલક્ષણ શક્તિ ઉપર ફિદા થયો હતો. તે તેને સમયના રંગ સમજાવતો તેમ મદદ પણ કરતો હતો. મિ. બ્રાડલો તેના ઉપર વડિલ જેટલું માન રાખતો. ધીમે ધીમે પરસ્પર વચ્ચે સ્નેહ બંધાયો. મિ. વેલ્સને ત્યાં બ્રાડલોનું આવાગમન થવા લાગ્યું. મિ. વેલ્સનો બંગલો, દિવ્યતા ભરેલો, ઉત્તમોત્તમ ફરનિચર ગોઠવી ભપકાથી શૃંગારેલો, નવાં યાંત્રિક સાધનોથી સગવડતા ભરેલો મનોહર હતો. બંગલાની આગળ પાછળ સુશોભિત બાગ હતો અને તેની આગળ પાછળ તેના સ્નેહી વર્ગના બંગલા હતા.

આજે મિ. વેલ્સે મિ. બ્રાડલોને પોતાની બે ઘોડાની ફ્રાઇટનમાં આદર સત્કારથી બેસાડી લીધો. બંગલો આવ્યો. કંપાઉન્ડનો ઝાંપો નજીક આવતાં તે એની મેળેજ ઉઘડી ગયો. પાણીદાર ઘોડા ખુંખારા કરતા અંદર વળ્યા કે ઝાંપો એકદમ આપોઆપ બંધ થઇ ગયો. તે સાથેજ ઘોડાવાળો નોકર હાજર થઇ ગયો. બ્રાડલો ચકિત થયો અને પ્રશ્ન કરતાં પહેલાં ઉત્તર મળ્યો કે, ઝાંપો પતરા ઉપર છે, તેના ઉપર દબાણ આવતાં તે ખુલે છે. ઝાંપા સાથે સાંકેતિક ઘંટનો સંબંધ છે. ઘોડાવાળાના રહેઠાણમાં ઘંટ છે. ઝાંપામાં આવતાંજ તે ઘંટ વાગે છે ને તેથી સૂચના થવાથી દાસ જનો હાજર થઇ રહે છે. તેમ થવાથી આજ્ઞા કરવાની તસ્દી પડતી નથી અને વખત પણ બચે છે. બંગલામાં પેસતાંજ મિ. વેલ્સનો પુત્ર આર્થર આવીને હાજર થયો. આર્થર સાથે મિ. બ્રાડલોને અગાઉથીજ પરિચય હતો. તે મિ. બ્રાડલોને બંગલો બતાવવા લઇ ગયો. આગલા ખંડમાં એક નવયૌવનમાં દીપતી ઓગણીસ વીસ વર્ષની તરૂણી વિખરાયલા અવ્યવસ્થિત રાતા વાળવાળી, આશાનષ્ટ થયેલાં ચક્ષુથી વિમાસતી, જગતને ભસ્મીભૂત કરવાને આંતર ક્રોધથી ઉશ્કેરાયલી, અવ્યવસ્થિત વસ્ત્રો સહિત બેઠી હતી. તે તરત સભ્યતાથી ઉભી થઈ વિનય દર્શાવતી સર્વના સાથમાં ભેળાઇ ગઈ. એ યુવતી તે મિ. વેલ્સની પુત્રી લીનિયન એડગર હતી.

ન્હાનાં મ્હોટાં ઘણાં યાંત્રિક સાધનો બતાવ્યાં. બેઠાં બેઠાં કૃત્રિમ હાથથી બૂકો લાવવાનો સંચો, ખુરસી ઉપર બેઠા પછી એની મેળે માખો ઉરાડનાર પીંછીઓ, પવન ઉરાડનારા પંખા, બેઠાં બેઠાં યાંત્રિક બળથી ટેબલો અને ખુરસીના ક્રમ ફેરવવાના તથા ન્હાના મ્હોટા પડદા ફેરવી સ્થિતિ બદલવાના ચમત્કાર આર્થરે કરી બતાવ્યા.

મિ. બ્રાડલોઃ "ઘણીજ ઉત્તમ ઇમારતોનું અનુકરણ કરી બંગલો ભવ્ય બનાવ્યો છે અને ચમત્કારિક યંત્રોનું સંગ્રહસ્થાન પણ શ્રેષ્ઠ છે."

મિ. આર્થરઃ "મેલ્રોઝ, ટાઇબરે, કૅંટરબરી, વિન્ચેસ્ટર, ટિંટર્ન અને બીજાં પ્રખ્યાત મકાનોની નિરીક્ષા કરી આ બંગલો બાંધ્યો છે અને એમાં છેલ્લામાં છેલ્લી શોધોનાં ઉપયોગી ઘણાં ખરાં યંત્રો દાખલ કર્યાં છે."

મિ. બ્રાડલોએ પ્રશ્ન કર્યોઃ "આ વાંકાચુંકા સીંકામાં એક એક બ્રશ છે તે શું છે?"

મિ. આર્થર કુતૂહલ બતાવવા માટે તેની પાસે ગયો અને એક કળ ચલાવી વચ્ચેની હાથા વિનાની ખુરસી ઉપર બેઠો કે તરત બ્રશોએ કોટ, પાટલુન અને બુટને સાફ કરી નાંખ્યાં. જ્યારે અર્ધું કામ નીચેનાં બ્રશ કરી રહ્યાં ત્યારે ઉપરથી ટોપી સાફ કરનાર બ્રશ નીચે ઉતરી આવ્યું. તે દશ બાર ચક્કર મારી પાછું ઉપર ચઢી ગયું એટલે મિ. બ્રાડલોએ કહ્યું: " આ તો અતિ ઉત્તમ છે."

મિ. આર્થર: " તમારે વસ્ત્ર સાફ કરવાં હોય તો આવો."

મિ. બ્રાડલો: " ના, પછી થઇ રહેશે."

ત્યાર પછી મિ. આર્થરે સ્નાન કરવાના, દીપક પ્રકટાવવાના, ફુવારા ઉડાવવાના, ત્વરાથી એક ભાગમાંથી બીજા ભાગમાં જવાના, તથા ઓરડે ઓરડે રાખેલાં ટેલીફોનનાં યંત્રો તથા એક ભાગમાં બેઠા બેઠા બીજા દૂરના ભાગમાં જોવાનાં દુર્બિનો ગોઠવેલાં હતાં તે યંત્રો ફેરવી ફેરવી બતાવ્યાં. જેમ જેમ જોતો ગયો તેમ તેમ મિ. બ્રાડલો ચકિત થયો. મિ. બ્રાડલોને ત્રીજે માળે નિવાસસ્થાન આપ્યું. મિ. બ્રાડલોએ ટોપી ઉતારી અને તે આર્થર સાથે ફરવા લાગ્યો.

મિ. આર્થરે કહ્યું કે: " આ સ્થાનમાંનાં કેટલાંક યંત્રો આપને જાણી જવા જેવાં છે. આવો, તે બતાવી દઉં. આ સ્થાનમાં દીવાઓ એની મેળેજ પ્રકટે છે. તે પ્રકટાવવા હોય ત્યારે આ હાથીદાંતના હાથાને દબાવ્યો કે નીચે વિદ્યુત્ ઉત્પન્ન કરનાર બેટરી છે તે દ્વારા વિજળીથી ગ્યાસ ઉત્પન્ન થશે " એમ કહેતાંજ હાથો દબાવ્યો એટલે ગ્યાસના સંખ્યાબંધ દીવા સળગી ઉઠયા. એટલામાં એક કળ દાબી, એટલે દીવા લુપ્ત થઈ ગયા. પડદા પડી ગયા ને સ્થાન અંધકારમય ભયંકર ભાસવા લાગ્યું. જરા બીજી કળ ફેરવી, એટલે દીવા પ્રકટયા ને એકદમ પડદા ચઢી ગયા. બાજુએ એક પડદો હતો તે બતાવી કહ્યું: " આ સ્નાનનું સ્થાન છે. ત્યાં જઇને ઉભા રહેશો એટલે વર્ષાદની પેઠે ઝરમર ઝરમર જળ વર્ષવા માંડશે. કળ ફેરવવાની તસ્દી લેવી પડતી નથી. આ પલંગની પાસે ત્રણ નળી છે તે વાત કરવાની છે. નંબર ૧ પિતાજીની ઓરડી સુધી છે. નંબર ૨ મ્હારી ઓરડી સુધી છે અને નંબર ૩ બ્હેન લીનિયન એડગરની ઓરડી સુધી છે. રાત્રે જરૂર પડે તો મ્હને સુખે બોલાવજો."

સર્વે ભોજન કરી પરવારી જૂદાં પડયાં. મિ. બ્રાડલો બ્રશ સાફ કરનાર યંત્ર પાસે એકલો આવી પહોંચ્યો. તે જોતાંજ અનુ-

ભવ કરી જોવાની ઇચ્છા થઇ. ચારેગમ નિહાળતાં ત્યાં કોઈ નહોતું તેથી હાથા વિનાની ખુરસી ઉપર તે ચઢી બેઠો. બધાં બ્રશોએ સારી પેઠે સાફ કરવાનું કામ ચલાવ્યું. ટોપી સાફ કરનાર બ્રશ ઉપરથી એકદમ નીચે આવ્યું. માથા ઉપર ટોપી નહોતી. ટોપીને બદલે બ્રાડલોનો મુખવટો બ્રશે સજ્જડ પકડી લીધો ને બે ચીપીઆ વચ્ચે બન્ને કાનને દાબી લીધા. બ્રશ ચારે પાસ ફરવા લાગ્યું. હવે કમબખ્તીનો પાર નહોતો. બ્રાડલોએ તેમાંથી છુટવાને ઘણાંએ ફાંફાં માર્યાં. માથું નીચે નમાવી ઉતરી જવા યત્ન કર્યો, પણ જેવો યત્ન કર્યો કે તરત કપડાં સાફ કરનારાં બ્રશોએ એવો ધક્કો માર્યો કે, પાછો તે સીધો થઈ ગયો અને બ્રશે નાક ઉપર જોરથી ફરવા માંડયું. આ હાસ્યજનક ખેલ જોઈ લીનિયન એડગર પોતાના ભાઇને બોલાવી લાવી. બન્ને જણાંના હસવાનો પાર રહ્યો નહિ. તેણે તરત કળ અટકાવી મિ. બ્રાડલોને વેદનામાંથી મુક્ત કર્યો. બ્રાડલોએ આયનામાં પોતાની મુખમુદ્રા નિહાળી. નિહાળતાંજ તેને પણ ખુબ હાસ્ય પ્રકટયું. મસ્તક ઉપરના વાળ પીંછી જેવા થઇ ગયા અને નાક ઘસાઇ ઘસાઇને રાતું રોયડા જેવું બની ગયું. મુછના થોડા વાળ બ્રશમાં ભરાઇ ગયેલા જોઇ વ્યથા સાથે હાસ્ય પ્રકટી રહ્યું.

મિ. આર્થર: "આ યંત્ર મ્હારા પ્રમાણનું હતું અને તેમાં પણ આપ ટોપી વિના ચઢી ગયા! આવું સાહસ કેમ કર્યું? યંત્રો કંઇ બુદ્ધિવંતાં હોતાં નથી. તેને જે ક્રમમાં ગોઠવીએ તેજ ક્રમમાં તે કામ કરે છે."

લીનિયન એડગર કે જે રોજ ઉદાસ રહેતી હતી તેને આથી વધારે વિનોદ થયો.

બ્રાડલો શયનાલયમાં ગયો. અનાયાસે દીપ ઓલવવાની કળ દબાઇ ગઇ. તેથી બધા દીવા ગુલ થઈ ગયા અને બધા પડદા પડી ગયા. ઘોર અંધકાર પ્રસરી રહ્યા. મિ. બ્રાડલો ગુંચવણમાં પડયો. ધીમે ધીમે ઉઠયો અથડાયો ને પડયો. વળી પાછો ઉઠયો અને પડદા તરફ જરા અજવાળું જોઇ તે તરફ ગયો. ત્યાં સ્નાનસ્થાન હતું. ત્યાં જતાંજ પાણીનો વરસાદ વર્ષી રહ્યો. બેસુમાર ઠંડી હતી તેમાં બરફ જેવા પાણીએ પડી તેને થરથરાવી નાખ્યો. તેના શરીર ઉપરનાં કપડાં પાણીથી લદબદ થઇ ગયાં. એને કંઇ પણ દિશા સુઝી નહિ. તેણે દીપ પ્રકટાવવા યત્ન કર્યો. કળ હાથ લાગી નહિ, પણ નળી હાથ લાગી.

મિ. આર્થરને બોલાવવા યત્ન કીધો, પણ તે નળી નંબર ૩ ની લીનિયન એડગરની ઓરડીની હતી. મિ. બ્રાડલોએ નળી વાટે ઉદ્ગાર કહાડ્યોઃ "તમે આવો તો દુઃખ દૂર થાય. કૃપા કરીને વહેલાં આવો."

લીનિયન એડગરઃ "મ્હારૂં તમને શું કામ છે?"

મિ. બ્રાડલોઃ "તમારા વિના દુઃખમાં કોણ આશ્વાસન આપશે?"

લીનિયન એડગરઃ "તમે ગૃહસ્થ છો કે નરપિશાચ છો? મ્હારૂં તમને શું કામ છે?"

બ્રાડલોએ તરત ભૂલ સુધારીઃ "બ્હેન, માફ કરજો. મ્હેં મિ. આર્થરને બદલે તમને ભૂલથી બોલાવ્યાં છે." શરમના ભારથી દબાઇ ગયો અને દીપ પ્રકટાવવાનો યત્ન કરવા લાગ્યો. તેણે દીપ પ્રકટાવવાની કળને બદલે (એલાર્મ) ભયસૂચક યંત્રનો હાથો દબાવ્યો. આખા ઘરમાં ઘંટનાદ થઇ ગયો. સૌ ગભરાઇ ગયું. દાસ જનો ઘરમાં દોડવા લાગ્યા અને શોરબકોર થઈ ગયો. બ્રાડલો ગભરાયો ને તે ઓરડામાંથી બ્હાર નીકળી બીજા ઓરડામાં જવા લાગ્યો. વચ્ચે રમકડાં ગોઠવેલું ટેબલ હતું તે પડી ગયું અને ફર્નિચર ચકચૂર થઇ ગયું. ઉઠવા જતાં આયનો માથામાં લાગ્યો. તેમાં તડ પડી. બીજા ઓરડામાં જવા યત્ન કર્યો. બારણાં ઉપર ભુરા રંગનો પડદો હતો તે ઉંચો કરી બારણું ઉઘાડવાનું હેન્ડલ હાથમાં પકડયું કે તરતજ બ્રાડલોનો હાથ ચોરકળમાં પકડાઇ ગયો. તેના મ્હોંમાંથી 'ઉં–ઉં ઉં–મ–રી–ગયો–હાય–' એવો ઉદ્ગાર નીકળી પડયો. બીજે હાથે બળ કરી જકડાયલા હાથને બહાર કહાડવા ગયો તો બન્ને હાથ જકડાઇ ગયા અને વિજળીના ધક્કા આખા શરીરને જોરબંધ વાગવા લાગ્યા. તે મૃતપ્રાયઃ દુઃખની સીમા અનુભવવા લાગ્યો. આ તીજોરીનો ઓરડો હતો, તેની કળ મિ. વેલ્સના ઓરડામાં હતી. ત્યાં ઘંટનાદ થઇ રહ્યો. મિ. વેલ્સ જાગી ઉઠયો અને બહાર નીકળ્યો. તે પેહેલાં લીનિયન એડગરે ઉઠી મિ. આર્થરને હસતાં હસતાં ઉઠાડયો હતો. તે બન્ને ભાઇ બ્હેન બ્રાડલોનાં સ્થાન પ્રત્યે આવતાં હતાં. તેમની સાથે મિ. વેલ્સ પણ ભળ્યો. મિ. બ્રાડલોની વિલક્ષણ સ્થિતિ જોઇ સર્વને ખડખડાટ હસવું આવ્યું. બ્રાડલોએ કરૂણાજનક સ્વરે કહ્યુંઃ "ભાઇ સાહેબ! તમારા આ યાંત્રિક પાશથી મ્હને મુક્ત કરો, પછી હાસ્ય કરો. શારીરિક વેદનાનો પાર નથી. સર્વથી પ્રથમ ભયસૂચક યંત્રના નાદને બંધ કરો કે અવર જનોનો ગભરાટ મટે."

મિ. વેલ્સે તરત કળ ફેરવી બ્રાડલોને યંત્રપાશમાંથી મુક્ત કર્યો અને આર્થરે ભયસૂચક યંત્રને દબાવી ઘંટનાદને બંધ કર્યો.

પ્રેમ તથા મમતાથી હાસ્ય કરતાં મિ. વેલ્સે કહ્યું: "મિ. બ્રાડલો! હવે કેમ છે?"

મિ. બ્રાડલો: "મુરબ્બી સાહેબ, મ્હને તો હવે જવા દો. તમારો સત્કાર પામ્યો. આપનો બંગલો તો યાંત્રિક પાશનું સ્થાન છે. હું તો પલળીને ઠંડોગાર થઇ ગયો છું. અહીં કળ, તહીં કળ, પણે બેટરી, પેલી તરફ પાણી, આણી તરફ ભયસૂચક યંત્ર, જ્યાં ત્યાં યાંત્રિક ભૂતોનુંજ પ્રદર્શન લસ્કર!"

વેલ્સ હસ્યો, તે સાથે લીનિયન એડગર પણ હસી પડી. લીનિયન એડગરને જોઇ બ્રાડલો બોલ્યો: "બ્હેન, મ્હને ક્ષમા કરજો."

લીનિયન એડગર: "ભાઇ, તમારો યત્કિંચિત્ દોષ નથી. મનુષ્ય છો, સહજ ચુક તો મનુષ્ય માત્રની થાય છે."

મિ. આર્થર: "ચાલો ચાલો, હવે બધાં સુઇ જાઓ."

મિ. બ્રાડલો: "ના ભાઈ સાહેબ, મ્હારે તો એ જાદુની કોટડીમાં મરતાં સુધી પણ જવું નથી."

લીનિયન એડગરનું ખડખડાટ હસવું વધ્યું. જેમ જેમ તેનું હાસ્ય વધતું ગયું તેમ તેમ બ્રાડલો ગભરાતો ગયો. તેના મનની ભડક હજી ભાંગી નહોતી. તે યાંત્રિક કળોથી ભડકી ગયો હતો.

મિ. વેલ્સે તેનો હાથ ઝાલ્યો ને તેને પોતાના ઓરડામાં લઇ ગયો. મિ. વેલ્સનો ઓરડો સૌન્દર્યનો અધિદેવ હતો. બ્રાડલોને ત્યાં લઈ જઈ વસ્ત્ર બદલાવ્યાં અને ધૈર્ય આપી સુવાડ્યો. તે પથારીમાં પડ્યો પડ્યો પણ ભડકતો હતો.

હવે આ બંગલામાં મિ. બ્રાડલોની ભડક રહી નહોતી. તે ગાઢ પરિચયમાં આવી ગયો હતો. આખા ઘરમાં તે ઘરના માણસ જેવો ટેવાઇ ગયો હતો. મિ. વેલ્સનો જ્યેષ્ઠ પુત્ર તો આફ્રિકાના બોયર લોકો સાથેના મહા યુદ્ધમાં ખપી ગયો હતો. અરે રે, સ્વાર્થાંધ પુરૂષોની જાળમાં સપડાયલા અલ્પદર્શીઓના ફાંદામાં લંડનના કેટલા બધા મહાપુરૂષોને હાનિ પહોંચી છે. બોયર યુદ્ધમાં લંડને જે પુરૂષરત્નો ખોયાં છે, તે તપાસતાં તેની આવશ્યકતાની કિંમત યત્કિંચિત્ નહોતી એમ મનુષ્ય હૃદય સ્વીકાર્યા સિવાય રહે તેમ નથી. લંડનની બુદ્ધિશાળી જન સ્વાર્થીઓના અંધ સ્વર્થનો ભોગ થઇ પડી છે. તેમાંના

કેટલાકના એકના એક પુત્રોએ સ્વર્ગનો માર્ગ લઈ તેમને ઘેર તાળાં દેવડાવ્યાં છે. સ્વાર્થાંધ પુરૂષોના હાથમાં રમકડાં પેઠે રમી ભવિષ્યમાં એવી ભૂલ ન કરવા લંડનની મહાન્ પ્રજાને સૂચના આ સ્થળે કરીએ તો તે અઘટિત નથી.

લીનિયન એડગરને આપણે દુઃખાવેશી નિહાળી છે. તેના પ્રિયતમે લીનિયનના પ્રેમનો અનાદાર કરી લોભ જાળમાં લપટાઇ બીજે સ્થળે લગ્ન કર્યું હતું. હવે તે અન્ય યુવકને પોતાના જીવનનો સાથી કરવા રાજી નહોતી. તે સતી સાધ્વી દુનિયાના જીવનથી કંટાળી ગઇ હતી. તેણે આત્મઘાત કર્યો હતો. આ વર્તમાન બન્યાથી મિ. બ્રાડલો મિ. વેલ્સને ત્યાં આશ્વાસન આપવાને સાટે રહ્યો. તેથી તે દુઃખના માર્યા દયાર્દ્રભાવથી નરમ થયેલા કુટુમ્બના પરિચયમાં આવ્યો. અને તે મિ. આર્થરનો પરમ પક્ષપાતી થઇ ગયો.

મિ. વેલ્સનું જીવન વ્યાપારી વર્ગમાં મહત્તા પામેલું હતું. તે બહોળો વ્યાપાર ખેડતો હતો તે સાથે કેટલીક ચાલીઓ તથા પ્રાસાદભુવનનો માલિક હતો. તેમ કેટલાંક સૂત્રયંત્રો અને વિશ્રામઠામોનો પણ માલિક હતો. આ મહાન્ શ્રીમાનની સાંસારિક સ્થિતિ કથળવા લાગી હતી. વડિલ પુત્ર યુદ્ધમાં પડયો, પુત્રીએ આપઘાત કીધો અને પ્રિયા તો પ્રથમથી જ સ્વર્ગે જતી રહી હતી. આ ગમગિનીને લીધે વ્યાપારમાં તે શિથિલ થયો અને મિ. બ્રાડલો ઉપર તેનો પક્ષપાત ઢળવાથી અને પાકા અનુયાયી તરીકે ભરોંસો પડવાથી પોતાના વ્યાપારમાં તેનો એક આની ભાગ ઘાલ્યો. બ્રાડલોની બાહોશીથી ધીમે ધીમે વ્યાપારની સાંકળ તેના હાથમાં આવી ગઇ અને વ્યાપારમાં ઘણો લાભ મેળવ્યો; તેથી બ્રાડલો વધારે વિશ્વાસયુક્ત શ્રદ્ધાનું સ્થાન થયો. આ સમય રંગમાં મિ. વેલ્સનો એકનો એક પુત્ર મિ. આર્થર કૉલેરાને વશ થયો. મિ. બ્રાડલોએ તેની શય્યા પાસે રહી મહા શ્રમથી ચાકરી ઉઠાવી મિત્રધર્મ બજાવ્યો. પોતાના પ્રાણને જોખમે અતિ શ્રમ લીધો, પરંતુ તે સઘળું વ્યર્થ ગયું. મિ. વેલ્સનો એકનો એક પુત્ર કાળના કરાળ ગ્રાસમાં આવી ગયો અને મિ. વેલ્સ દુર્ભાગ્યે કરૂણાજનક સ્થિતિ ભોગવવા લાગ્યો. થોડા સમયમાં મિ. વેલ્સ ઝાડાના દર્દથી વ્યાધિગ્રસ્ત થઇ ગયો. ઘરમાં અંગત સગું ન હોવાથી તેના શરીરની સેવા મિ. બ્રાડલોએ ઉપાડી લીધી. રાત વરાત જાગી જાગીને સ્નેહવત્સલ બ્રાડલોએ તેને પિતાતુલ્ય ગણી સેવા ઉઠાવી.

સ્નેહયાતના ઉઠાવતાં બ્રાડલો અકસ્માતનો ભોગ થઈ પડયો. મિ. વેલ્સને સારૂ દવા લાવવાના ગભરાટમાં બ્રાડલો દાદરેથી સરી પડયો અને મુર્ચ્છાવશ થઇ ગયો. તેના પડવા સાથે એક ઇલેક્ટ્રિક બેટરીમાં અકસ્માત થયો અને નીચેના રૂમમાં આગ લાગી. આગના ગભરાટમાં બ્રાડલોને સંભાળવાનું વિસ્મૃત થઈ ગયું. સર્વે આગ ઓલવવામાં પડયાં. મિ. વેલ્સ આગની ભડકમાં પથારીમાં બેઠો થઇ ગયો. આખરે આગ ઓલવાઇ ગઇ. બધું શાંત થયું ત્યાં સુધી પછડાઇ પડેલો બ્રાડલો કોઇની દ્રષ્ટિએ પડયો નહિ. મુર્ચ્છાવશ થયેલો બિચારો ત્યાં સુધી નીચે જ પડી રહ્યો. તેને હવે ઉપર લઇ ગયા. સારવાર કરતાં તે શુદ્ધિમાં આવ્યો, પણ થોડા દિવસ પથારીવશ રહેવું પડયું. વેદનાએ તેને માતા, પિતા અને પ્રિયાનું સ્મરણ કરાવ્યું. આંખમાંથી શોકાશ્રુની ધારા વહેવડાવી. પણ તે સઘળું મુંગે મોઢે ખમ્યા સિવાય છુટકો નહોતો. તે તેણે સહન કર્યું.

વૃદ્ધ વેલ્સ પથારીમાંથી સાજો થયો. મિ. બ્રાડલો ઉપરતે અધિક સ્નેહ મમતા વર્ષાવવા લાગ્યો. એની માંદગીએ થોડા કાળ સુધી ફરી પાછો ઉથલો ખાધો. મિ. બ્રાડલોએ સેવા ઉઠાવવી જારૂ રાખી. બ્રાડલોની ગેરહાજરીમાં મિ. વેલ્સે પોતાના સોલિસીટર પાસે મૃત્યુપત્ર કરાવ્યું અને તેને રજીસ્ટર કરાવી પોતાના સોલિસીટરને સોંપ્યું હતું. થોડા વખતમાં તો મિ. વેલ્સ અવસાન કાળને પામ્યો. મિ. વેલ્સના સોલિસીટરે મૃત્યુપત્રથી મિ. બ્રાડલોને માહિત કર્યો તથા તેને તેની મિલ્કતનો માલિક પ્રસિદ્ધ કર્યો. ગરીબ બ્રાડલો આજે રંકનો રાય થઈ ગયો. વ્યાપારી બજારમાં તેની જે આંટ હતી તેથી દશ ગણી વધી ગઈ અને તે વ્યાપારનો રાજા ગણાવા લાગ્યો. મિ. વેલ્સની મિલ્કતનું સરવાયું પચાસ લાખ પાઉન્ડનું ગણાવા લાગ્યું. આટલી મ્હોટી રાક્ષસી મિલ્કતનો માલિક થયા છતાં પણ તે હજી મિ. ફૅાસેટ સાથે વસતો હતો. આજે તે મિ. ફૅાસેટના આશ્રમમાં હતો અને ત્યાંથી હવે થોડા વખતમાં રહેઠાણ બદલનાર હતો. ટુંકા વખતમાં તેને સરનો ટાઇટલ અપાયો. તેના આનંદમાં ખાનપાનની પાર્ટીઓ ચાલી અને તે આગ્રહ કરીને મિ. ફૅાસેટનાં કુટુંબને લઇને મિ. વેલ્સના ભવ્ય બંગલામાં રહેવા ગયો.

મિ. બ્રાડલો હવે સર બ્રાડલો થયો હતો. ટુંકા વખતમાં તેણે યુરોપ જોઈ નાંખ્યું. આફ્રિકા જઈ આવ્યો અને અમેરિકા થઇ

જાપાન નિહાળવાની આતુરતામાં હતો એટલામાં એક વિલક્ષણ બનાવ બન્યો. મિ. મ્યુર મેકેન્ઝીની કંપનીએ રેશમની મીલ કહાડી હતી તેની ખરીદી કરવાની ધમાલમાં તેના એક ભાગીઆ મિ. શેક્સપીઅરનો હાથ નકાગો થઈ ગયો અને મિ. એનેષ્ટી કામના દબાણને લીધે અશક્ત થયો હતો. ધામધુમીઓ અને મિથ્યાવાદી કાપટ્ય તંત્રનો નાયક મિ. મ્યુર મેકેન્ઝી લકવાથી અશક્ત થઈ ગયો અને છ લાખ રૂપિયામાં રેશમની મીલ ગિરો મૂકાઈ તો પણ કારોબાર ચલાવવા નાણાંની જરૂર રહી. મતલબી યહુદીની દૃષ્ટિ પ્રપંચમાં ગુંથાઈ અને પ્રપંચજાળમાં ફસાઈને ઉભયે ઉભયને નબળા પાડી નાખ્યા. બીજાનું અનિષ્ટ ઇચ્છિનારનું ઇષ્ટ અશક્ય છે એ ન્યાયે સર્વને અનિષ્ટના છાંટા ઉડયા. આખરે તેઓની દૃષ્ટિ સર બ્રાડલો ઉપર ગઈ. અર્થ સાધુઓએ તેની આજીજી કરી આશ્રય માગ્યો. સર બ્રાડલોએ ઔદાર્યથી આશ્રય આપી મીલને ખીલાવી અને અપકાર કરનાર ઉપર ઉપકારનો રહેમિયત ભરેલો માર માર્યો. ઉપકાર અને આશ્રયથી દબાયલાઓને પ્રભુની પ્રભુતાની મહત્તા જણાઈ. નિસ્વાર્થ સતત ઉદ્યોગની આત્મબળ શક્તિને દૈવી વિભૂતિ કેવી મદદ કરી ઉન્નતિમાં ચળકાવે છે તે સમજાવ્યું અને સ્વાર્થપરાયણતા કંઇ ઉન્નતિક્રમનું સાધન નથી એ જણાવ્યું.

આત્મબળની જ્યોતિથી પૂર્ણ ચળકેલા પ્રારબ્ધીના સુખની સીમા આટલેથીજ અટકવાની નહોતી. એના દુર્ગુણના પ્રાયશ્ચિત્તે જે સુખની હાનિ કરી હતી તે પ્રાયશ્ચિત્તનો અવધિ થવા આવ્યો હતો. તેણે થોમસ કુંકની કંપનીમાંથી જગતની મુસાફરીની ટિકીટ ખરીદી બ્યાપાર અને મિલ્કતનો ભાર મિ. ફૉસેટ ઉપર મૂકયો અને કાયદા કાનૂનને લગતી બધી ગોઠવણ સોલિસીટરદ્વારા કરાવી પ્રયાણની તૈયારી કરી.

અસ્તાચળ ઉપર જતા સૂર્યનાં ઝાંખાં પડેલાં કિરણો સમુદ્રના પાણીમાં કલ્લોલ કરી રહ્યાં છે. લીલાં વસ્ત્ર સજેલી પ્રકૃતિદેવી દ્રષ્ટિને ઠારી રહી છે. શીત મધુર મંદમંદ પવન સુગંધિત પુષ્પો સાથે અથડાઇ મગજને તર કરે છે. સાયંકાળની મનોહર શોભાલીલાને બંગલાની બારી આગળ બેઠો બેઠો સર બ્રાડલો નિહાળી રહ્યો છે. હવે મહા પ્રયાણનું નક્કી થઈ ચુક્યું હતું. કરવા યોગ્ય વ્યવસ્થા થઈ ગઈ હતી. જીંદગીનો વીમો પણ ઉતરાવી દીધો હતો. તે સાથે ગુપ્ત મૃત્યુપત્ર કરી રજીસ્ટ્રેશન ખાતાના ઉપરીને ત્યાં સહી સીક્કો કરી

બંધ પાકિટમાં મૂકવામાં આવ્યું હતું. પ્રયાણનો હેતુ પૃથ્વીના મુખ્ય મુખ્ય ભાગો સાથે વ્યાપાર જોડવાનો, વિશ્વાસુ એજન્ટો મેળવવાનો અને માલની ખરીદી તથા વેચાણ કરવાને કેવો કેવો બર છે તેનો અનુભવ મેળવવાનો, ન્હાના મ્હોટા ઉદ્યોગ ખોલવાનો, ખાણોનું ખાતું ખોલી પૃથ્વીમાં દટાયલો અમૂલ્ય ખજાનો જનસમૂહના સુખને માટે બહાર કાઢવા માટે ભગીરથ પ્રયત્ન કરવાનો, તેને માટે મુસાફરીને અંતે આખા જગતના વ્યાપારી મંડળનું કૉનફરન્સ ભરવાનો અને ભારતના વ્યાપારને તેની સાથે ઉન્નતિક્રમમાં ખેંચવાનો હતો. આ વિચારમાં તલ્લીન થયેલા પાસે વિદ્યુત્ જેવા ચળકારા મારતી ભુરાં મનોહર ચક્ષુવાળી, ભુરા કેશપાશને ફરફરાવી રહેલી, ગૌર ગુલાબી રંગથી દીપી રહેલી, ગૌર હાથોને હલાવતી, મૃદુ મૃદુ હાસ્ય કરતી મિસ ફૅાસેટ ખુરસી પાછળ આવી ઉભી રહી. વિચારવંત સ્થિતિમાં ઘણો વખત વ્યતીત થયો છતાં પાછળ આવેલી બાળિકાને બ્રાડલોએ જાણી પણ નહિ.

નિર્દોષ બાળિકાએ મૌન તોડયું: "ભાઈ, આ અવસ્થામાં ક્યાં સુધી રહેશો? શું વિચારો છો?"

સર બ્રાડલો: "સમુદ્રથી વ્યાપ્ત થયેલી પૃથ્વીના બધા દેશો સાથે હું વ્યાપારની વૃદ્ધિ જોડવાની સંકલના ગુંથું છું."

મિસ ફૅાસેટ: "હજી લંડનમાંજ આપને બહુ નિહાળવાનું, શીખવાનું તેમ ઉંચ વર્ગની રીતભાતથી માહિતગાર થવાનું છે. તે કાર્ય એક રૂપગુણસંપન્ન સહચારિણી સિવાય થવાનું નથી."

સર બ્રાડલોએ ગાઢ નિશ્વાસ મૂક્યો.

મિસ ફૅાસેટ: "ભાઈ, એ કાર્ય પાર પાડી મુસાફરીએ જાઓ તો સારૂ."

સર બ્રાડલો: "બ્હેન, મ્હને ઉત્તમ સહચારિણી છે, તે તમે જાણો છો."

મિસ ફૅાસેટ: "ત્યારે આપ તેને બોલાવવા માટે કેમ અખાડા કરો છો?"

સર બ્રાડલો: "હું તમને શો પ્રતિ ઉત્તર દઉં તે સૂઝતુંજ નથી."

મિસ ફૅાસેટ: "તમે ભારતવર્ષથી પાછા આવો ત્યારે એને લેતા આવશો?"

સર બ્રાડલો: "દુષિત બુદ્ધિથી કરેલાં અસત્યાચરણનું સમાધાન કરી સાંત્વન શી રીતે થાય?" તેણે નિશ્વાસ મૂક્યો.

મિસ ફૉસેટ: "આ પ્રસંગથી શું આપને યાતના થાય છે?"

સર બ્રાડલો: "હા, યાતના થયાની હું ના પાડતો નથી."

મિસ ફૉસેટ: "સત્ય ન્યાયાચરણ બુદ્ધિથી એ યાતના શું દૂર કરાય એમ નથી?"

સર બ્રાડલો: "મ્હેંજ મ્હારાં પ્રારબ્ધનું બળિદાન આપ્યું છે. માતા, પિતા, પત્ની, ગૃહ અને આનંદમાં કલ્લોલ કરતા સકળ કુટુંબના વૈભવને મ્હેંજ કથાળ્યો છે અને મ્હેં પામરે મ્હારા દેહને પણ સમુદ્રમાં ઝોકાવ્યો હતો."

મિસ ફૉસેટ: "કથળેલા પ્રારબ્ધને સુધારવાને હવે શું કંઈ માર્ગ નથી?"

સર બ્રાડલો: "હવે તે મ્હને સૂઝતો નથી."

મિસ ફૉસેટ: "ત્યારે ભારતની આશા મૂકી દો."

સર બ્રાડલો: "માતાજીના ઉપદેશથી અને તમારા સહચારથી સ્વપત્નીવ્રતનો સંકલ્પ સચોટ થયો છે, હવે ફરે તેમ નથી. સત્ય જ્ઞાનના પ્રબોધથી મનના વ્યાધિ નાશ પામે છે. નાશ થયેલાને જાગ્રત કરવા નથી. મ્હારી સહચારિણી જેવું બીજું ઉત્તમ રત્ન મળે એમ પણ નથી."

મિસ. ફૉસેટ: "તમારા સંસારની રૂઢી પ્રમાણે જેમ થતું હોય તેમ કરી તમારૂં પ્રારબ્ધ સુધારો."

સર બ્રાડલો: "લોકાચારની વ્યવસ્થા અને સ્થિતિ અંતર થવા સાથે મ્હેંજ બધી પ્રતિકૂળતા ઉભી કરી છે અને તેનો ભય મ્હનેજ ડરાવે છે."

મિસ ફૉસેટ: "ભાઇ, તમને દુઃખી જોશે ત્યાં સુધી આ તમારી બ્હેન સંસાર સાગરને કિનારે ઉભી રહેશે."

સર બ્રાડલો: "એ શું બોલ્યાં? મ્હેં તમારે માટે તો લાખ પાઉન્ડની વ્યવસ્થા કરી છે."

મિસ ફૉસેટ: "પ્રતિજ્ઞા થઈ ગઈ."

સર બ્રાડલો: "માતા, પિતા અને પત્ની, મ્હારા હતભાગ્યની આહૂતિ થયાં છે, તેમાં વળી તમે ક્યાં ઝોકાવો છો?"

મિસ ફૉસેટ: "નિસ્વાર્થ વૃત્તિથી મ્હારી પ્રતિજ્ઞા છે. તમારા

સર્વે મનોરથ સિદ્ધ થયા પછીજ હું મ્હારા મનોરથોને ગતિમાં મૂકીશ."

સર બ્રાડલો: "આ તો તમે મહા શલ્ય પેદા કર્યું. મ્હારી ઉપાધિ દુર્ઘટ છે."

મિસ ફૉસેટ: "ભાઇ, સ્ત્રી જાતિને ત્રીજું નેત્ર હોય છે અને તે નેત્ર તે પ્રીતિનું છે. તમારી સહચારિણી હમારા કરતાં પ્રથમ તમને શોધી કહાડશે અને અનુકૂળ થશે. પ્રતિજ્ઞા એટલીજ કરો કે સ્વચ્છંદી થઇ પ્રતિકૂળતા ધરતા નહિ."

સર બ્રાડલોએ થોડી વાર તો નીચું જોયાંજ કર્યું. પછી તે ધીમે રહીને બોલ્યો: "હું બોલાવું ત્યારે તમે ભારતવર્ષમાં આવશો ?"

મિસ ફૉસેટ: "ખુશીથી અને જરૂર. ગમે તેવા પ્રતિકૂળ સંયોગો હશે તોપણ મ્હારી ભાભીને હું અનુકૂળ કરી શકીશ. સ્ત્રી વિના ઘર શૂન્ય છે, સંસાર અસાર છે, જીવનનો સ્વાદ નથી. સ્ત્રી વિના સંસારીઓની મહત્તા નથી. જીવનનાં સુખ સારૂ, નીતિના રક્ષણ સારૂ, તથા ધર્મ, અર્થ અને કામની વ્યવસ્થા સારૂ સ્ત્રીની જરૂર છે."

સર બ્રાડલો: "વિયોગે અને અનુભવે મ્હને સમજાવ્યું છે."

મિસ ફૉસેટ: "સંસારમાં સ્ત્રી, પુરૂષને દરેક સ્થિતિમાં આશ્વાસન રૂપ છે. સ્ત્રી એ પરમ પવિત્ર જીવનના પ્રેમનો અમૃત ઝરો છે. તે ધીમે ધીમે પુરૂષને પોતાના રસમાં લીન કરે છે. અનેક દુઃખો વિસરાવે છે. સદ્‌ગુણશીલ સ્ત્રી દિવ્ય પ્રેમજ્યોતિનો પુંજ પ્રકટાવે છે. તે પ્રકાશથી ગૃહ, સંસાર અને પતિનાં હૃદય મન્દિરને દીપાવે છે. દિવ્ય પ્રેમવતીનો સમર્થ પ્રેમ પતિને મહાન્ દિવ્યતાની પરિસીમા અનુભવાવે છે."

સર બ્રાડલો: "હવે આ જીવનમાં દિવ્ય પ્રેમની આશા તે ધુમાડાના બાચકા જેવી છે."

મિસ ફૉસેટ: "નહિ નહિ. પુરૂષના જીવનના માર્ગનું અવલોકન કરી સત્યપંથે દોરનાર સ્ત્રીની મતિજ છે. તે તમને જરૂર સુખ આપશે."

સર બ્રાડલો: "જેમ જેમ મ્હને મ્હારાં આગલાં પાછલાં વર્તનો સ્મૃતિમાં તાજાં થાય છે તેમ તેમ મ્હારૂં મન પાછું હઠે છે અને નિરાશા વધે છે."

મિસ ફૉસેટ: "તમે યત્‌કિંચિત્ આશાભંગ થતા નહિ. જે કાળને તમે સ્મરણમાં તાજો કરો છો તે કાળમાં તમારા અંતઃકરણ ઉપર સ્નેહના સંસ્કાર ખીલ્યા નહોતા અને તેથીજ સહૃદયનશીલ

રહી શક્યા નહોતા. તમારા સદ્વર્તનમાં વિક્ષેપ આવવાનું કારણ શોધશો તો મિ. રસ્કિન કહે છે તેજ જડશે કે, "સ્ત્રીના સ્નેહથી જેનું હૃદય સંસ્કારી બન્યું નથી, સ્ત્રીની હિમ્મતથી જેનું હૃદય ધૈર્યવાન્ થયું નથી અને સ્ત્રીની વિવેકબુદ્ધિથી જેનું વર્તન નિયંત્રિત થયું નથી તે મનુષ્યજ થયો નથી. તે મનુષ્ય કદાપિ સદ્વર્તન રાખી શકતો નથી."

"ખરૂં પૂછો તો સદ્વર્તનશીલ થવા સારૂ પણ આપને સહચારિણીની જરૂર છે."

સર બ્રાડલોઃ "બ્હેન, જ્યારે મ્હને એનું સ્મરણ થાય છે ત્યારે એના અલૌકિક સદ્ગુણો, દિવ્ય ઉજ્વળ સ્વરૂપ, નિર્દોષ ગાંભીર્ય ભરેલું સ્મિત, વયોવૃદ્ધથી પણ વધે એવી શાંતિ, સહનશીલતા, સ્ત્રી જાતિને શોભાવે એવાં કાયિક, વાચિક અને માનસિક કૃત્યો, અપૂર્વ વિનય, મર્યાદા, વડિલ તથા કુટુંબ પ્રત્યે મમતા, ધર્મપરાયણતા તથા મ્હને પ્રાણથી પણ અધિક ગણતી એની અડગ પતિવ્રતપણાની પ્રતાપી મુખમુદ્રા કંપાવી નાંખે છે, વ્યાકુળ બનાવી દે છે અને શરમમાં ગરક કરી દે છે."

મિસ ફૅાસેટઃ "હા એજ પ્રેમનો અંકુર છે અને એથીજ જીવનમાં સુધા વરસવાનો સંભવ છે."

સર બ્રાડલોઃ "ત્યારે શું સ્ત્રી વિનાનું જીવન ચલાવી નહિ લેવાય? હવે એકેલો પોપડો ઉખેડી ઉભયને દુઃખમય કરવાથી શો લાભ છે?"

મિસ ફૅાસેટઃ "ના, નહિ ચાલે. સ્ત્રી વિનાનું જીવન નથી. પુરૂષને સ્ત્રીની જરૂર છે અને સ્ત્રીને પુરૂષની ખરેખરી જરૂર છે. તે સિવાય ઉભયનું જીવન નષ્ટ થાય છે."

સર બ્રાડલોઃ "આજે લગભગ બે ત્રણ વર્ષ સુધી ચાલ્યું તો હવે કેમ નહિ ચાલે?"

મિસ ફૅાસેટઃ "પૂછો તમારા હૃદયને કે તમે કેમ ચલાવી લીધું છે?"

સર બ્રાડલોઃ "હું હવે સત્સમાગમ, સત્પુરૂષની નિરીક્ષા અને ધાર્મિક વર્તનના પ્રતાપ નીચે રહીશ અને અંતઃકરણના વિકાર ભરેલા તરંગોને વશ કરી બ્રહ્મચર્ય પાળીશ. કહો, હવે કેમ નહિ ચાલે?"

મિસ ફૅાસેટઃ "એટલાથી બસ થવાનું નથી. લોટ પાકેલો અને

હસવું એ બે વાતો સાથે સાથે થતી નથી. સંસારમાં રહી વિરક્તતાનો દાવો કરવો એ ફળદાયક નથી અને તમારા સંયોગોમાં જે બનેલું છે તેથી તમારા આ કલ્પિત તરંગો ઉભયને હાનિકર્તા છે."

સર બ્રાડલો: "મ્હને ભય છે કે, મ્હારાથી તે પાછી દુઃખી થશે. તેને સુખી કરવાનો ખરો ઉપાય એજ છે કે, હવે મુવેલાને જીવતો મનાવવો નહિ અને તેમાંજ તેનું સુખ છે."

મિસ ફૉસેટ: "તમારો આ વિચાર તો કોઇને ગળે ગુમડું થયું હોય તેને સારૂં કરવા તેનું ગળું કાપવાનો પ્રયોગ કરવા બરાબર છે."

સર બ્રાડલો: "સ્ત્રી સાથેનો સંબંધ ફક્ત મનની મિત્રતા સારૂ છે. હું મનને મારીશ અને મ્હારા દુઃખનો અંત આણીશ."

મિસ ફૉસેટ: "તમારા આ ઉદ્‌ગારમાંજ ગુપ્ત સંકેત રહેલો છે, કે જે તમને નથી સમજાતો પણ મ્હને સમજાય છે. લગ્ન સંબંધ તે કેવળ મનની મિત્રતા સારૂ છે, એમ જે કહેવું તે કેવળ ઠગાઇ છે."

સર બ્રાડલો: "ઠગાઈ શાથી?"

મિસ ફૉસેટ: "સ્ત્રીનો સંબંધ મનની મિત્રતા સારૂજ ફક્ત હોય તો તે શોધનારા લગ્ન સંબંધ શા સારૂ કરે છે? વાતચિતના સંબંધથીજ ફક્ત સંતોષ કેમ નથી પામતા? પુરૂષને, પુરૂષ મુકી સ્ત્રીની મિત્રતા કરવાનું કારણ શું છે? શું એમાં દૈવી રહસ્ય નથી સમાયલું? શક્તિ કરતાં વૃત્તિ બળવાન્ છે. જ્ઞાન કરતાં મોહ પ્રબળ છે. શરીર ઉપર બુદ્ધિનું ચલણ પણ ફીકકું જણાયલું છે, માટેજ પરણવાની જરૂર છે અને તે જરૂરજ અવનવા ઉદ્‌ગાર કઢાવે છે."

સર બ્રાડલો: "ઉપવાસ અને સંયમનો પ્રવાહ મન ઉપર વિજય મેળવવાને અલૌકિક છે, તેથી સ્થૂળને વશ કરીશ અને વિચાર પ્રવાહને પરમાત્મામાં સ્થાપીશ. કહો હવે જય પામીશ કે નહિ?"

મિસ ફૉસેટ: "તમે આજે નવી નવી કલ્પનાના તરંગે ચઢયા છો. બગડેલાને સુધારવાનો થોડો શ્રમ કરવાને બદલે, પડેલા ઘાને વાંદર ઘાની પેઠે વિસ્તીર્ણ કરવાના પ્રયોગો કલ્પો છો પણ ભાઈ, સંસારમાં ક્ષુધા અને મદન એ મનુષ્યને કાન પકડીને ઠેકાણે આણે છે તે જરા વિચારશો એટલે સમજાશે. તમારા મનમાં જે ઉદ્‌ગારો ઉઠે છે તે તમને જુદી દિશા તરફ દોરે છે એની સમજ તમારા મગજને પડતી નથી; પરંતુ જરા શાંત થઇ તમારા હૃદયને પૂછો, એટલે સત્યતા ભરેલો ઉત્તર મળશે."

સર બ્રાડલો: "આજે તમે મ્હને સર્વ વાતે મહાત કરો છો. તમે મને સામાન્ય નિયમ કહો છો, પરંતુ મ્હારા સંબંધમાં જૂદાજ સંજોગો આવી પડેલા છે. તેથી મ્હારા મનનું સમાધાન થતું નથી."

મિસ ફૉસેટ: "ગમે તેવા સંજોગો વચ્ચે તમારૂં વહાણુ સંસાર સમુદ્રને ખરાબે ચઢ્યું હશે, પરંતુ સ્ત્રી પ્રત્યે તેના સ્વામી તરીકેની તમારી ફરજ શી છે? તેને સુખી કરવી એ શું તમારૂં કર્ત્તવ્ય નથી? તેના દુઃખને શાંત કરવાનો શું તમારો ધર્મ નથી? આ તો તમે જેને દુઃખી કરી છે તેને સુખી કરવાની છે; તો કહો, મનુષ્ય તરીકેની તમારી ફરજ અદા કરવા તમે બંધાયલા છો કે નહિ? જો તમારા જીવનને અમૃતમય કરવું હોય, સંસારને મંગળમય બનાવવો હોય, જગતમાં સુખપ્રદ થવું હોય તો તમારી સહચારિણી પ્રત્યે તમારી જે ફરજ છે તે બજાવજો. વિયોગ અને અનુભવે તમને શું શીખવ્યું નથી કે તમે નવા નવા તરંગોથી રંગાયા છો?"

સર બ્રાડલો: "હા, વિયોગે અને અનુભવે મ્હને નવા નવા રંગ બનાવ્યા છે, પણ ભીરૂતા અહર્નિશ મ્હને કંપાવે છે."

મિસ ફૉસેટ: "અડગ હિમ્મત ધારો. કર્ત્તવ્યપરાયણ થાઓ. મ્હારી પ્રતિજ્ઞા યાદ રાખીને પણ દયા ધારી તમારી સહચારિણીનો સ્વીકાર કરવા મ્હારા ઉપર કૃપા કરો."

સર બ્રાડલો: "બ્હેન તમે દયાની મૂર્ત્તિ છો. તમારા ઉપકારો વિસ્મૃત થાય એવા નથી. અનેક ઉપકારમાં આથી વધારો કરો છો. તમારી દરેક આજ્ઞાને આધીન છું."

મિસ ફૉસેટે આનંદનાં આંસુથી ભરેલાં ચક્ષુને ઊંચાં કરી મુખ મલકાવ્યું.

*　　*　　*　　*

હવે પ્રયાણુની તૈયારી થઈ રહી છે. સ્નેહીઓ, નોકરો અને તેમની સાથે મિ. ફૉસેટનું કુટુંબ સ્ટિમર સુધી વળાવવા ગયું છે. બધાંએ હુરરેના પોકાર કર્યા. સિસોટીનો મહાન્ અવાજ થયો અને ભપ્ ભપ્ કરતા નિકળતા ગોટેગોટ ધુમાડાથી ગગનમંડળને છાઈ દેતી અને સમુદ્રમાં લત્તાપ્રહાર કરી ફુરરર ફુરરર પાણી ઉરાડતી, રૂપેરી ફીણુની રેખા તાણુતી સ્ટિમર ઉપડી ગઇ. કિનારા ઉપર ઉભાં ઉભાં સ્ટિમર જણાઇ ત્યાં સુધી સર્વેએ નિહાળ્યું. તેમાં વિદ્યુત્ જેવી ચમકતી આંખવાળી બાળિકા મિસ ફૉસેટે પોતાની આંખ તણાઇ ત્યાં

સુધી તાણી ને સ્નેહભર્યાં ચક્ષુને અંતિમ સમુદ્ર સુધી દોડાવી રહી. આખરે માતાના હાથમાં હાથ ઘાલી તેણે એક ગાઢ નિશ્વાસ મૂક્યો અને બડબડી " અરે, સુખી જણાતો પણ દુઃખી ભાઈ બાડલો ક્યારે ખરો સુખી થશે ?"

ચક્ષુમાંથી ખરતાં આસુને હાથમાં ધારણ કરેલા રૂમાલથી લુછ્યાં, તો પણ આંસુની ધારા તો ચાલીજ રહી.

## પ્રકરણ ૫ મું

### જીવિતેશ્વર અને હૃદયપ્રાણા

**शार्दूलविक्रीडित वृत्त.**

**जानन्नेव करोति कर्म बहुलं दुःखात्मकं प्रेरितः**
**केनाप्य प्रतिवाच्य शक्ति महिना देवेन मुक्तात्मना ।**
**सर्वज्ञेन हृदि स्थितेन मनुजः संसार रंगागणे ।**
**मायब्दुद्धि नटी विनोद निपुणो नृत्यन्न नंगप्रियः ॥**

**( विज्ञान शतक. )**

" સંસારનાં કર્મો ઘણાંજ દુઃખ દેનારાં છે. આમ છતાં પણ હૃદયમાં નિવાસ કરનારા, સર્વજ્ઞ, મુક્તાત્મા, જેનો મહિમા તથા શક્તિ વાણીથી અવર્ણનીય છે, એવા અનિર્વચનીય પરમાત્માની પ્રેરણાથી જીવાત્મા સંસારનાં કર્મો કરે છે, પરંતુ કામ ઉપર પ્રીતિ ધરાવનારાઓ અજ્ઞાની જીવાત્મા મદમત્ત બુદ્ધિરૂપી નટીની સાથે વિનોદ કરતો સંસાર રૂપી રંગભૂમિ પર નૃત્ય કર્યા કરે છે. "

**अनुष्टुप वृत्त.**

**मुखेन चन्द्र कान्तेन महानीलैः शिरोरुहैः ।**
**पाणिभ्यां पद्मरागाभ्यां रेजे रत्नमयीवसा ॥**

**( शृंगार शतक. )**

" ચંદ્રકાન્ત મણિ જેવા મુખે, મહા નીલમણિ જેવા કેશે અને પદ્મરાગમણિ જેવા હાથે કરીને સ્ત્રી રત્નમય હોય એવી શોભે છે. "

શુદ્ધ દંપતિઓના પ્રેમથી ઉભરાતા હૃદયમંદિરમાંથી છલ્લા-છલ ઉભરાતા વગ ભર્યા ઉમળકા કોને ચકિત કર્યા સિવાય રહ્યા છે ! સૃષ્ટિમાં એવું કોણ છે કે જેના હૃદ-

યાકાશમાં પ્રેમ સુધાના રસે ટપકી, લજ્જા, અસ્વસ્થતા અને અધિ-રતાની તાલાવેલી લગાડી જાગ્રતાવસ્થામાં નિશ્વાસો મૂકાવી તેના સ્થૂળ સૂક્ષ્મને કંપાવી નાંખ્યું નથી? હૃદયમાંથી વિકાસ પામેલા પ્રેમ સૂર્યે હૃદયના ક્યા ક્યા પ્રદેશમાં ઉજ્વળતા આણેલી નથી? પ્રેમાન્ધતામાં જે કોઇને દેખાયું નથી તે પતિપ્રાણાઓએ અનુભવ્યું છે એમ કોનાથી કબૂલ કર્યા સિવાય ર્‌હેવાય એમ છે? સાર્વભૌમનું ચક્રવર્તીપદ અને ત્રૈલોક્યની રિદ્ધિ સિદ્ધિ પણ ત્યાં નમન કરતી જણાઇ છે. આજે તે અનુભવને અનુભવતી કુસુમને નિહાળીશું.

સરસ્વતીચંદ્ર ટપાલના કોથળા વાંચીને થાકેલો આરામચેર ઉપર પડયો. થોડી વાર આંખો વિંચ્યા પછી વળી તેણે હાથમાં "ગ્રાફિક" લીધું. તેને ઉલટાવી ગયો. ત્યાર પછી "ક્રોનિકલને" ઉપર ટપકે જોઇ ગયો, તેને જમીન પર મૂક્યું. ત્યાર પછી "કેસરી" હાથમાં લઇ રસ ભરેલી રીતે વાંચતાં વાંચતાં પગને હલાવી રહ્યો હતો. પગના હાલવા સાથે પગમાં પહેરેલી પાદુકા ખડખડ ખખડી રહી હતી. એટલામાં વિકસિત હૃદયની રસદેવી કુસુમ, સુધાથી દ્રવતી મૃગનયનથી મૃગની ચાંચલ્યતા દર્શાવતી, લજ્જા વિનયને આધીન થયેલી રંગમહેલમાં દાખલ થઇ. પતિચરણપંકજ પ્રતિ દ્રષ્ટિ સાધતાં સાધતાં પતિના ચરણ આગળ આવી પહોંચી. ચંદ્ર જેવા ભાલમાં ઝાંખી ચંદ્રરેખા જેવી ભસ્મની એક આડ, તેના મધ્યમાં ચંદનનો ચંદ્ર જેવો ચાંલ્લો કરેલો, અને તે ઉપર અક્ષત ચ્હોંડવાથી ભાલમાં ઝીણાં મોતી જેવા દીપતા સૌંદર્ય સાથે, ધર્મદક્ષતાની છાપ પાડતી મનોહરતા વધારી રહી હતી. ગુલાબી સાડીમાં ગુલાબી ગાલ સંતાડી, કમળ જેવા કોમળ કરમાં પુષ્પ ચંદન અને અક્ષત પૂરેલી પૂજન ડાલી સાથે એક હાથમાં મનોહર ઝારી લઇ પતિના ચરણ પાસે બેસી ગઇ. પતિની દ્રષ્ટિને સાધતાં સાધતાં પૂર્ણરસ લાલિત્યથી ચક્ષુને નચાવતાં નચાવતાં પતિની વૃત્તિને આકર્ષી રહી. મૃદુમૃદુ સ્મિત કરતી, સ્મિત છલાછલ પ્રસાદપૂર્ણ દ્રષ્ટિને ઉંચી કરી પતિ મુખમુદ્રાને નિહાળતાં, પતિ ચરણ ઉપર આચમનીથી જળ મૂક્યું. તે ઉપર ચંદન ચર્ચ્યું અને તે ઉપર અક્ષત અર્પ્યાં. એ વિધિ કરતાં કરતાં જરા નયન નીચાં કરી સોડીયું સંકોચતાં કેશપ્રદેશનો ભાગ ખુલ્લો થયો. કેશપાસમાં બાંધેલા મનોહર મોગરાના ગજરામાંથી પ્રસરતા મઘમઘાટે પતિની વૃત્તિ ખેંચી. પ્રેમપુરઃસર દ્રવતી રસવૃત્તિથી નીરખતાં ચકિત થતાં સરસ્વ-

તીચંદ્ર ખુરસીમાં બેઠો થતાં બોલ્યો: "માધુર્ય વિલાસિનિ! આ નવલ સંકેત શું છે?"

નીચાં નયન કરી સ્મિત વર્ષાવતી કુસુમ બોલી: "પ્રેમપ્રવાહધારી, મ્હારે એમાં શું કહેવું? કહો–કહો, નાથ એમાં નવલતા શું નીરખી?"

"હા, છે તો પ્રાચીન રીતિ, પરંતુ તમારી કપોળકલ્પિત ઇચ્છાત્મક પ્રભાની કળા અકળિત છે." સરસ્વતીચંદ્રે સ્મિત કરતાં ટહુકો પૂર્યો.

"જાઓ જાઓ, નાથ એમ ના કહેતા." એમ કહેતાં કહેતાં કુસુમે હાથમાંની પુષ્પમાળા પતિના કંઠમાં આરોપણ કરી અને છલાછલ રસ ભરેલાં ચક્ષુને નીચાં કરી ઉભી રહી.

સરસ્વતીચંદ્રે જરા હાથ લાંબો કર્યો એટલે "જો જો નાથ, હું અસ્પૃશ્ય છું." એમ કહી નાથ સામું દ્રષ્ટિ સારતી કુસુમ જરા પાછી હઠી.

સરસ્વતીચંદ્ર: "વળી આજે વિસ્તીર્ણ કપોળમાં ચંદ્રની કળા કેમ વિસ્તારી છે?"

કુસુમ: "નાથ, ચંદ્રની કળા તો બધે વિસ્તરવાની છે. આજે આપ ચેષ્ટાવિહારી કેમ થયા છો? ગુમાનબાની ઇચ્છા તુલસીનું વ્રત કરાવવાની હતી તે વ્રત ધારણ કર્યું છે. શુકલજીએ ચાંદલો કરી અક્ષત ચોંટ્યા છે. એમાં કળા શાની?"

"ત્યારે હવે મીરાંના અનુયાયી મટી તુલસીનાં થયાં છો?" સ્નેહચેષ્ટા કરતાં સરસ્વતીચંદ્રે કહ્યું.

જરા લજ્જા દર્શાવતી અને સ્મિત વર્ષાવતી કુસુમ બોલી: "લ્યો, ત્યારે વડિલોની આજ્ઞા ન પાળીએ કે? તમને તો પ્રત્યેકમાં નવાઈજ લાગે છે. ચાલો ચાલો, નાથ, ભોજનની તૈયારી થઇ ગઇ છે. પિતાજીને જમવું નથી અને ગુમાનબા રાંધણીમાં રાહ જોતાં બેસી રહ્યાં છે."

સરસ્વતીચંદ્ર ઉઠ્યો. અસ્પૃશ્ય રહેલી કુસુમ તો સોડીયું વાળતી પૂજન સાહિત્ય અને જળપાત્ર લઇ નીચે ઉતરી પડી.

સફેદ ઝીણું બનારસી પીતાંબર પહેરતાં પહેરતાં રસિકના બીડાયલા મર્મસ્થળને વિકસાવનારનો વિચાર કલ્પનાને વિકસવાને વખત મળ્યો. સરસ્વતીચંદ્રના હૃદય કમળની પાંખડીઓ ખીલી. પ્રિયાનું ધર્માચરણ જોઈ જરા મુગ્ધ થયો. તેની વય, કેળવણી અને આચાર

વિચારના પ્રવાહના વેગને વિચારી તેની આંતર વૃત્તિએ છલકાવા માંડ્યું.

"આ શું! આ કેવો ચમત્કાર! વય વયનું કામ કરે છે. કેવો વૃત્તિમાં ફેરફાર! આર્ય મહિલાની આંતર અભિલાષા ધર્મ વૃત્તિ તરફ કેવી વિકસે છે અને ધર્મ અભિલાષા સાથે રસ સૌંદર્ય કેવું ઝળકે છે! હૃદયનાં કમાડ ઉઘડી વૃત્તિ સાથે ઘર સંસાર અને ધર્મને કેવાં ઉજ્વળ કરે છે! સ્ત્રી કેળવણીના માર્ગનો ઉદ્દેશ પણ એમાંથીજ પ્રકટે છે. આત્મસુધારણા પૈસાથી ખરીદી શકાય એવી વસ્તુ નથી. આત્મસુખ માટે પોતાની વતી પારકાને બેસાડી વિચાર કરાવાશે નહિ. એ કામ કેવળ સ્વજાતની કેળવણી ઉપર આધાર રાખે છે. આર્ય મહિલાઓની કેળવણી પણ આર્ય આચાર વિચારોને અનુસરીને અપાવી જોઈએ. પ્રાચીન આર્યાનું એક ચિત્ર જે કોમળ હૃદય કમળની પાંખડીઓને ખીલાવશે ને રંગ ભરી ચળકાવશે તેવું પશ્ચિમની હજારો શુષ્ક વાતોથી થશે નહિ. આર્ય મહિલાનું હૃદયમંદિર આર્ય મહિલાને અનુસરતુંજ બંધાવું જોઇએ અને તે કેળવણીના મંદિરમાં સાંપ્રતકાળને અનુસરતી જરૂરીઆતોને અનુકૂળ કરી બંધ બેસ્તી કરવી જોઇએ. આવા પ્રકારની આર્ય મહિલાની કેળવણી ઉપર ભારતભૂમિનું ભાગ્ય લટકેલું છે; એ મુદ્દાને લક્ષમાંથી ખસેડવા યોગ્ય નથી. આર્ય બાળાઓ એ આર્ય પ્રજાના અંગનો એક ભાગ છે. આર્ય માતાઓ એ આર્ય જનોના અંતઃકરણને વિકસાવનાર અને પુષ્ટ કરનાર સામગ્રી છે. ભારત જનનીને ભારતવર્ષના માનનીય સિદ્ધાંત સાથે દોરશો નહિ ત્યાં સુધી કેળવણીનો ખરો હેતુ ફલદાયી થનાર નથી. હેતુ પાર પડનાર નથી. શુષ્કતા માત્ર કહેવાપણામાં રહેશે, પણ કર્ત્તવ્યપરાયણતામાં જરા પણ ફતેહમંદ થશે નહિ. આર્ય મહિલાઓ પ્રાચીન ધર્મ પ્રત્યે જે ભકિતભાવ ધરાવે છે તે તેમના હૃદય કમળની પાંખડીએ પાંખડીએ ખીલેલો છે. તે ભાવથી વિરક્ત ભાવ પૂરવાથી ફળ સિદ્ધિ થનાર નથી, પરંતુ જો એજ ભાવનાને ઉન્નત કરવામાં આવે તો ફળદાતા થાય. સાવિત્રી, સીતા, દમયંતી, તારામતી અને એવી એવી ભારત ધર્મ પરાયણ રમણી રત્નોની પવિત્ર મૂર્તિઓ તરફથી આર્ય મહિલાઓનું વલણ ઉલટી બાજુએ ફેરવી શકવાનાં નથી અને ફેરવવાથી ફળસિદ્ધિ પણ નથી. આર્ય ધર્મ આર્ય રમણીઓના અંતઃકરણમાં મહાન્ ઉંડી જડ ઘાલેલી છે. તે જરા પણ ખસેડાય એમ નથી અને તે ખસેડી આર્ય મહિલાને સાંપ્રત કાળવા-

સીઓ અપવિત્ર કરવા મથશે તો તેમનું ગાડું જરા પણ આગળ ગતિમાન થશે નહિ. જ્યાં સુધી આર્ય મહિલાઓ ઉત્સાહપૂર્વક સુધારો હાથ ધરશે નહિ ત્યાં સુધી વસ્તુતઃ ખરેખરો સુધારો થવાનો નથી.

કુસુમમાં ધર્મવૃત્તિ સાથે રસવૃત્તિ કુદી રહી તેના યૌવનમાં ડોકીઆં કરતી હતી. તે વિચારતાં સરસ્વતીચંદ્રે પ્રેમનો એક કંપ અનુભવ્યો અને પાછો વિચાર ઘટનામાં પડયો.

" ગુણસુંદરી, તું ખરેખર ગુણની ખાણ છે. બાળકો માતાના દૂધમાંથી આચાર વિચાર બાંધે છે. ભારતભૂમિને ઉન્નતિના ક્રમમાં ચઢાવવાનો માર્ગ-જોઇએ તો સુનીતિવાન્ માતાઓ એ તેની નિસરણી છે. નિસરણી ઉપર ચઢાવવા આર્ય મહિલાઓને તક આપો. જેવી તેઓ ધર્મભાવનાવાળી છે તેવીજ તેમને શુદ્ધ નીતિ ભક્તિપરાયણ થવા દો. જેવાં તેમનાં મન સ્વચ્છ છે તેવી તેમને વિચારવંત બનાવો. તે સઘળું પાર પાડવાને તેમને કેળવવાની જરૂર છે. કેળવણી પામેલી સ્ત્રીઓ મેળવવા તરૂણ વિદ્વાન્‌વર્ગ ઉત્સુક છે, તે ઉત્સુકતા કેમ પાર પડે ? શું બી. એ. અને એમ. એ. બનાવવાથી સ્ત્રીઓ કેળવણી પામેલી ગણાશે? તેટલેથી ઘર સંસાર આબાદ થશે ? ઘર સંસારમાં એથી કાર્યદક્ષતા, રસજ્ઞતા, સંતોષ અને આનંદ ખીલશે ? ના, કંઇ બી. એ. અને એમ. એ. થી એ સુખ પૂર્ણ થાય એવું નથી. ત્યારે ઘર સંસાર માટે જે જોઇએ છીએ તે એથી નીકળશે ? જે અવશ્યનું છે તે તો સ્ત્રીમાં સ્વધર્મ નીતિપરાયણતા હોય તે સાથે સારાસાર વિચાર હોય અને કેળવાયલી હોય, તેમ સાંસારિક, ધાર્મિક અને વ્યાવહારિક બાબતમાં સલાહકારિણી થાય. એ સઘળા હેતુ ફળપ્રદ કરવા માટે તો આપણા ધર્મના આધાર ઉપર રચાયલી કેળવણીની આવશ્યકતા છે. સત્યાર્થ વિચારતાં તો સ્ત્રીઓ સંસાર વ્યવહારના ચક્રમાં પુરૂષો જોડે હરિફાઇ કરનારી થાય એવી કેળવણી તો વ્યર્થજ છે. અરે, ઘાતકી પણ છે. પુરૂષે એકજ કાર્ય કરવું અને સ્ત્રીઓએ ઘર સંસાર સાથે બહારની હરીફાઇ બંને કરવાં. આથી પરિણામ શું ? અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ ! એકે ખીલે નહિ. ખરેખરી રીતે તો સ્ત્રી કેળવણી માટે એક સંકલના ગુંથાવી જોઇએ કે જેથી સ્ત્રીઓમાં ભારતભૂમિના પ્રાચીન આચારવિચાર તથા તેના સદ્વર્તનના જ્ઞાનની સંપૂર્ણ છાયા પડે. તેમને માતૃભાષા, સંસ્કૃત તથા અર્વાચીન ભાષાનું તથા સાહિત્યનું જ્ઞાન મળે. પ્રાચીનકાળની



એમ કહી સરસ્વતીચંદ્રે જરા હાથ લાંબો કરી ગુલાબી
સાડી ખેંચી......

પૃષ્ઠ ૮૫

[ Luhana Mitra Press, BARODA ]

મહત્તા ભરેલી કીર્ત્તિ માટે ગર્વિત રહે, અને ભવિષ્યને ઉજ્વળ કરવા શક્તિમતી થાય. શું કુસુમ, કંઈ આવા માર્ગની નિસરણી ઉપર ચઢી આર્ય મહિલાઓની શુદ્ધ રહેણી કરણીની જાળીમાંથી ડોકીઆં કરતી દેખાતી નથી? હા, એની રસવૃત્તિ ધર્મ ભેળી ભળેલી છે."

વિચારની ઘટમાળા ફેરવતો ફેરવતો સરસ્વતીચંદ્ર ભોજનગૃહમાં પાટલા ઉપર જઇ બેઠો. ભોજનગૃહ અને રાંધણીમાં અંતર હતો, તેથી પીરસવાનું કામ કુસુમને હાથ આવી પડ્યું. રસભરેલી દ્રષ્ટિથી લાલિત્ય દર્શાવતી, રસમય ભોજન સાથે રસિકતાનો રસ પુરતી પુરતી પીરસી ગઇ. રસોડામાં ગઇ અને ચટ આવી. એમ કરીને ભોજન પિરસવાનું શરૂ કર્યું. સોડીયામાં હાથ ઘાલી અમૃતભર્યું મુખડું મલકાવતાં પંખાથી મંદ મંદ પવન નાંખતી પાસે બેઠી: "નાથ, આજે તો સ્વસ્થ ચિત્તે જમો. ભોજન તો રસમય છે." કુસુમે પંખો નાંખતાં નાંખતાં કહ્યું.

સરસ્વતીચંદ્ર: "આજે બધામાં જ રસ પ્રકટેલો છે."

કુસુમ: "રસના અધીશ્વર તો ચંદ્ર છે."

સરસ્વતીચંદ્ર: "એવું બોલી બોલીને રસ રેલીનેજ છેતરો છોને?"

કુસુમ: "લ્યો, ત્યારે રસ નહિ પૂરીએ ને બોલીશું પણ નહિ." એમ કહી પગ વડે ચંદ્રની આકૃતિ કહાડી સ્મિત કરતી નીચું નિહાળી રહી.

સરસ્વતીચંદ્ર: "ભલે રસ ના પૂરતાં પણ રસના નાથનું ચિત્ર તો ચીતરી રહ્યાં છો ને?"

કુસુમ: "વળી એવે ઠેકાણે પણ દષ્ટિ ક્યાં ફેરવો છો?"

"નહોતી બોલવાની તે કેમ બોલી?" એમ કહી સરસ્વતીચંદ્રે જરા હાથ લાંબો કરી ગુલાબી સાડી ખેંચી તે સાથેજ કેશપ્રદેશ ખુલ્લો થઇ ગયો.

"નાથ, જવા દો. એમ શું કરો છો?" કોપ દર્શાવતાં રસભર્યા નેત્રથી કુસુમ બોલી.

સરસ્વતીચંદ્ર: "નયનને રસથી છલકાવો છો હવે શ્રવણને રસથી પૂરો."

કુસુમ: "એ શું બોલ્યા? નાથ, ગુમાનબા પાસે છે તે સાંભળે. વાલકેશ્વરના બંગલામાં જે કરો તે ચાલે. અહીં કંઇ ચાલે?" એમ કહી ઉઠવાનો ડોળ કર્યો.

સરસ્વતીચંદ્રે આગ્રહથી પટ પકડયું અને ઉત્તર કર્યોઃ “ નહિ જવા દઉં.”

રસ સરેલી દૃષ્ટિથી લાચારી દર્શાવતી કુસુમ બેસી રહી.

“વ્હાલી, કેમ બેસી રહી છે? મૃદુ સ્વરથી કાલે સાંજે ગાયેલી મનોહર ગરબી ગા અને શ્રવણને રસપૂર્ણ કર.” સરસ્વતીચંદ્રે કહ્યું.

કુસુમ પ્રેમયુક્ત આર્જવતા દર્શાવતી બોલીઃ “નાથ ગુમાનબા પાસે છે ને વળી સતાર સારંગી કે પીઆના વિના આનંદ કેમ લાગશે?”

સરસ્વતીચંદ્રઃ “રસથી ઉભરાતા મંદ મંદ સ્વરથી ગા. આ તો ત્હારાં ખોટાં બ્હાનાં છે.”

“હા, હા, હવે મ્હને નિર્લજ ઠરાવવી હશે!” કુસુમે સક્રોધ પ્રેમદૃષ્ટિથી ઉત્તર આપ્યો.

સરસ્વતીચંદ્રઃ “જોજે, હવે ચંદ્ર રીસાશે.”

કુસુમઃ “લ્યો, ત્યારે હારી મ્હારા નાથ. ધીમે ધીમે શ્રવણપટને તૃપ્ત કરો. વળી ઉપહાસ્ય કરશો તો નહિ બોલું. એટલી મ્હારી શરત ખરી હોં કે.”

સરસ્વતીચંદ્રે સ્મિત છલાછલ ચક્ષુથી સાન કરતાં ઉત્તર કર્યોઃ “હા, હા, હા.”

નયનથી અમૃત વર્ષાવતી અને સુધાથી રસ છલકાવતી કુસુમ, મંદમંદ સ્વરે એકલો સરસ્વતીચંદ્રજ શ્રવણ કરે તેમ મધુરૂં ગાન ગાવા લાગી. સાથે સાથે પંખો હલાવતીજ ગઈ.

×“ વિધુ લેખ ભાગ્ય રેખ શી વધુ વિકાસતી,
વધુ વિકાસતી, સદનને પ્રકાશતી. વિધુ લેખ.

સાખી.

અણુ વિંધ્યું મોતી ખરૂં, તૈજસ પાણીદાર,
ગોળ પીન કોમળ અને, ગોરૂં રૌનકદાર;
હૃદયે ધરી ધરાય લેશ કંથ ના જરી,
હેમ હિમ તુલ્ય વ્હાલી શીળી લાગતી. વિધુ લેખ.

સાખી.

લાજાળી સમ લાજતી, છાંટયું ગાલ ગુલાબ,
નયને પંકજ રાજતાં, હાસ્ય પુષ્પની છાબ;
સાસુ સસરાને પાય પ્રેમે લાગેરે,
ગોઠડલી નણુદી સાથ કરે અનુરાગેરે. વિધુ લેખ.

---

× ગરબી, (સખી ગ્રીષ્મ રંગ પલ્લવે નવીન સોહતો. એ રાગ.)

સાખી.

ધમક ધમક ફરતી બધે, કરતી કામણ કામ,
ધીમું મૃદુ થોડું વદે, હસિત વદન અભિરામ;
લટકે કિશોર બાલિકા પદે પદે ખશે,
પ્રેમ તરંગ રંગિલી ઉછળતી. વિધુ લેખ.

સાખી.

કરમાં કંકણ ખડખડે, ઝાંઝર ઝમકે પાય,
મૃદુ રવ કરતી અંગુઠી, સુણતાં મદ ઉભરાય. વિધુ લેખ."

એટલામાં "કુસુમ, કુસુમ." એવો ગુમાનબાનો સ્વર કાને પડયો. કુસુમના શ્રવણ ઉપર સ્વર આવતાંજ ગાન લુપ્ત થયું. ગાનારી ઉઠી. સરસ્વતીચંદ્રે જરા પટકુળ પકડયું. કુસુમ પ્રેમમય દૃષ્ટિથી ઠપકો દર્શાવતાં હાથમાં ઝાલેલો પટનો છેડો છોડાવી મૃગલીની પેઠે સાસુની પાસે જઈ ઉભી રહી.

"આ, ઉનાં ઉનાં પત્રવેલીયાં પડી રહ્યાં છે ને." ગુમાનબા સ્નેહમય વાણી ઉચ્ચારી, સ્મિત કરતી સામું જોઈ રહી.

કુસુમ લજ્જાથી લેવાઈ ગઈ. હાથમાં પત્રવેલીયાં લઈ જતાં પતિને નયનથી લજ્જા વિનયથી ઠપકો દર્શાવતાં પીરસીને બેઠી. અને જરા બબડી: "તમારે શું ? લાજનાં માર્યાં અમારે મરી જવું પડે છે."

સરસ્વતીચંદ્ર: "ગા, ગા, પેલું અધુરૂં રહેલું ગા."

સુધારસ રેલતી, દ્રવતી રસ વૃત્તિથી, ધીમે ધીમે રસ પૂરતી ગાવા લાગી:

"ચળકે ચાંદલિયો ભાલ ટીલડી ટપકી છે,
હૈયામાં હીરા હાર નાકે નથની છે;

સાખી.

કાને લળકે લોળિયું, અંબોડે શિર ફૂલ,
સજ્જડ પ્હેરી કાંચળી, બારીક અંગ દુકૂલ;
અલબેલી આડુ બાડુ જોઈ જોઈ રાચતી,
વિજળી લળી લળી ઝળી ઝબુકતી. વિધુ લેખ.

સાખી.

પુછે નહિ પણ જોઇને, શીખે ઘરની રીત,
તો પણ પતિમાં ધારતી, પુનિત નિરંતર ચિત્ત;

સહુને કરવા સુપ્રસન્ન ચતુરા ચાહે છે,
પણ વર્ણનો કરતાં પક્ષ સહુને વાહે છે. વિધુ લેખ.

સાખી.

જોડાણી સમજી જતાં, કરે સાન મૃદુ હાસ્ય;
ચતુરાઇ ચાલી નહિ, તેથી નમતું આસ્ય;
મનમાં હસે મસે મસે રસે વિલાસિની,
ઢાંકું ધરી મુખામ્બુજ કાર્ય સારતી. વિધુ લેખ."

છેલ્લું પદ શ્રવણ થતાંજ બોલ્યા વિના સરસ્વતીચંદ્રથી હાસ્ય થઇ ગયું.

કુસુમ: "લો, નાથ ઉપહાસ્ય કર્યું. હવે નહિ ગાઉં." એમ કહેતાં કહેતાં કુસુમ તીરમાંથી શર છુટે તેમ રસોડામાં સોડીયું વાળતી વાળતી દોડી ગઇ. ભાત ને કઢી પીરસી પાછી ગઇ તે આવીજ નહિ. ગાનારીનું ગાન અધુરૂં રહી ગયું અને સાંભળનારે ભોજન પુરૂં કરતાં કરતાં આકાંક્ષા ને આકાંક્ષામાં દ્વાર સામે જોયા કર્યું.

ભોજન કરી સરસ્વતીચંદ્ર રંગમહેલમાં ગયો. ચાકર પાન સોપારી લઈને આવ્યો. કુસુમ જણાઇજ નહિ. બે ત્રણ વાર ઘંટડીના ટકોરા કર્યા પણ ઠક્કે ગયું ગાડું! થયું તે થયું. કોટમાં જવાને ગાડી ઉભી રહી હતી. સરસ્વતીચંદ્રે કપડાં પહેર્યાં ને ગાનમાં રહી ગયેલું હૃદય, હૃદયની અધિદેવીને સોંપી ગાડીનાં પૈડાં ચાલ્યાં તે સાથે ગાડીમાં બેઠેલું શરીર પણ ચાલ્યું. ગાડીમાં ગયેલા શરીરે ઘણા વ્યાપાર કર્યા ને તે ને તેજ ઉપાધિમાં જે સ્થાનેથી ગયું હતું ત્યાં શરીર પાછું આવ્યું. હવે તો ચંદ્રપ્રભા પૂર્ણ પૂર્ણોદયથી તુષ્ટમાન થઇ નભમંડળને ચળકાવવા લાગી છે. દૃષ્ટિ સમક્ષ તરવરતા સકળ વિશ્વવ્યાપાર સ્તંભિત થવા લાગ્યા. સૂક્ષ્મ જંતુઓ ઉદર નિર્વાહનાં સાધનોને સંપાદન કરી પોતપોતાને સ્થાને થાળે પડવા લાગ્યાં. પક્ષીઓ આકાશ માર્ગને રોધ કરતાં ગુપચુપ થઇ ગયાં. કમળાકરમાં અનેક કુમુદ પુષ્પો ખિલી સૌંદર્યતામાં વધારો કરવા લાગ્યાં. ઉદર નિર્વાહના પુરૂષાર્થે નરમ પડી જઇ શાંતિના પ્રવાહને પ્રસારવા માંડયો. ચંદ્રપ્રવાહ સાથે શાંતિ પ્રસરે છે, એ મત સાથે સર્વે એકમત થતાં નથી. જ્યારે ઉદરનિર્વાહના વ્યાપાર બંધ થાય છે ત્યારે મનોરાજ્યના વ્યાપારો શાંતિસદનમાં પ્રવેશતાં નથી. પ્રેમીઓને ડોલાવે છે. નિશ્વાસ મૂકાવે છે. તેમના સ્થિરપણામાં અસ્થિર ભાવ આણે છે, કંપાવે છે, સ્નેહ

મમતાને ઉભરાવે છે. પ્રણય કલહ અને પ્રેમાનંદને વિસ્તારે છે. ચંદ્રનો ઉદય સરિતા ને સમુદ્રમાં ઉત્પાત કરાવે છે અને સર્વના હૃદય ઉપર નવીન ભાવ ઉભરાવે છે, ત્યારે તે રસની સરિતામાં વહેતી કુસુમને કેમ છોડે?

વસંતી સાળુ પહેરેલી કુસુમ પરિમળથી વાતાવરણને સુગંધીમય કરતી આનંદ પ્રફુલ્લ ચક્ષુઓને ચાંચલ્યતાથી ચોગરદમ ચગાવતી, પતિના ટેબલ પાસે આવી ઉભી. મસ્તક ઉપર હાથ ફેરવી કેશને જરા વ્યવસ્થિત કરવાનું ચિહ્ન કરી મૃગલી ચમકે તેમ ચમકતી ટેબલ ઉપરનો એક પત્ર ઉંચકી લેતી બોલી: "નાથ, એ તો મ્હારો છે. રખેને વાંચતા."

સરસ્વતીચંદ્ર મુખ મલકાવતાં બોલ્યો: "હું ક્યાં વાંચુ છું?"

કુસુમ: "ના, એ વંચાવવાનો નથી."

સરસ્વતીચંદ્ર: "મ્હને તમારા બોલવા ઉપર હાસ્ય આવે છે."

કુસુમ: "હાસ્તો, કેમ ન આવે? સ્વાર્થસાધુઓ તો હસીનેજ સ્વાર્થ સારે છે."

સરસ્વતીચંદ્ર: "તમારે બોલવું હતું તે બહાનું કરીને બોલ્યાં. સ્હવારે રીસાયાંએ જાતે, ને અત્યારે મનાયાંએ જાતે."

મુખ મલકાવતાં અને લજ્જા વિનય દર્શાવતાં કુસુમ બોલી: "જાઓ નાથ, તમારે શું! અમે તો લાજનાં માર્યાં જઇએ છીએ. તમારે કંઇ સહેવું પડે છે? સ્હવારથી મ્હારી પુંઠ પકડી છે તો અત્યારે આ પત્ર વાંચીને કંઇનું કંઇજ વેતરશો."

સરસ્વતીચંદ્ર: "ત્યારે શું તમારે મ્હને પરાણે પણ એ પત્ર વંચાવવો જ છે?"

કુસુમ: "પ્રાણ, તમારી વાણી કરતાં તમારા હૃદયને હું વધારે ઓળખી ગઇ છું."

સરસ્વતિચંદ્ર: "મ્હારી કુસુમ, ત્હારૂં, હૃદય વિક્રિયાને વિસ્તારી રહ્યું છે, તેની આ તો લીલા છે."

કુસુમ જરા વક્ર નયન કરી બોલી: "જુઓ નાથ, વાત કરતાં કરતાં પણ તમે હાસ્ય કરો છો. વળી અમારી લીલા શી? તમારાં નયન જ ક્યાં સ્થિર રહે છે?"

સરસ્વતીચંદ્ર: "વ્હાલી, ત્હારાં નયનમાં જ આજે જાદુ ભરેલો જણાય છે તેથી બીજાના નયનમાં પણ તું તેવુંજ દેખે છે. આજે

તું ખરેખર જાદુગરણી જ બની છે. આંખને નચાવે છે, દંત અને અધરોષ્ટ વચ્ચે સંગ્રામ કરાવે છે. કૃત્રિમપણે હૃદય વિલાસ દર્શાવે છે, ગુપ્ત મંદ સત્કારથી રસ ઉભરાવે છે અને ચપળા જેવી દૃષ્ટિને નૃત્ય આલાપ કરાવે છે, તો પછી હવે ત્હારી તે લીલામાં શું બાકી છે ?"

કુસુમ: "એવું એવું કહી જુઠું આળ ચઢાવતા નહિ. જેવા હોય તેવાં જ જાણે."

સરસ્વતીચંદ્ર: "હા, તમારે જ વચને ન્યાય કરો ને."

કુસુમ: "વળી એવું બોલતાં બોલતાં બાંધતા ના."

સરસ્વતીચંદ્ર: "તમે ક્યાં બંધાયલાં છો ? સર્વદા છુટાંજ છો."

સરસ્વતીચંદ્ર: "આ ન્યાય ક્યાંનો ? બોલતાં બોલતાં ફરો છો કે ?"

કુસુમ: "દેશમાં શ્રમ કરી સત્ય તુલાથી ન્યાય પ્રવર્ત્તાવી જય મેળવશો, કોર્ટમાં કાયદાની સહાયતાથી વિજયી થશો, પણ કુસુમ આગળ ક્યા ન્યાયે વિજય મેળવશો ? કહો નાથ." એમ કહીને સ્નેહ ભરી દૃષ્ટિથી રસ વર્ષાવતી જોઈ રહી.

સરસ્વતીચંદ્ર: "દ્રષ્ટિથી સ્નેહ રસ વર્ષાવી રહ્યાં છો, ત્યારે બાકી રહેલી પેલી ગરબી ગાઈ સુધારસ છલકાવોની."

કુસુમ: "જીવિતેશ્વર, હવે એ વાત છેડતા નહિં. હું પાછી રીસાઇશ હોં કે !"

સરસ્વતીચંદ્ર: "પાછો એવો ઉત્પાત કરતાં નહિ; પણ કહો, રીસાયલાં તો રહેવાયું નહિ !"

કુસુમે લજ્જામય મુખ કરતાં વક્ર દૃષ્ટિથી મુખ આગળ બુક આડી કરી અને બોલી: "લ્યો, હવે કેમ નથી ચાલતું તે જોઉં છું."

સરસ્વતીચંદ્ર: "પ્રાણ એ તો મ્હારીજ રચેલી છે."

કુસુમ: "લ્યો ત્યારે આ મૂકી." એમ કહેતાં કહેતાં હાથમાં ન્યુસપેપર લઇ આડું ધર્યુ.

સરસ્વતીચંદ્ર: "હૃદયેશ્વરી, એમાં તો મ્હારોજ લખેલો આર્ટિકલ ત્હારી આંગળી આગળ છે."

કુસુમે તે વેગળું મૂક્યું અને પાછું ફરી જોવા લાગી. સહસા દૃષ્ટિ છબી ઉપર ગઈ.

સરસ્વતીચંદ્ર: "પ્રાણ, એ તો મ્હારી જ છબી છે."

કુસુમે ત્યાંથી દૃષ્ટિ ફેરવી. હાથમાં રહેલો પત્ર આંખ આગળ આડો ધરીને આરામાસન ઉપર પડી.

સરસ્વતીચંદ્રઃ "જોજે, એમાં પણ મ્હારૂં નામ તો નીકળશે જ, લાવ બતાવું."

કુસુમઃ "હં હં, આ તો પત્ર બેઠો બેઠો વાંચવો છે તેનાં બહાનાં છે."

સરસ્વતીચંદ્રઃ "અમારે ક્યાં વાંચવો છે? એ તો તમારે પ્રયત્ને પણ વંચાવવો છે તેના ચાળા છે."

કુસુમઃ "નાથ, એવું ના કહેતા." કહી બેઠી થઇ.

સરસ્વતીચંદ્રે હાથ લાંબો કર્યો અને કુસુમના હાથમાંનો પત્ર સરીને સરસ્વતીચંદ્રના હાથમાં આવ્યો.

સરસ્વતીચંદ્રઃ "પ્રિયે, પત્રમાં કંઇ ગુપ્ત છે?"

કુસુમઃ "આપથી ગુપ્ત શું? એ તો સુંદર કાકીનો છે."

"ત્યારે તો એમાં કંઇક નવીનતા હશે." એમ કહી સરસ્વતીચંદ્રે પત્ર ક્હાડ્યો.

કુસુમઃ "હૃદયેશ, એ વાંચી તૃત્યં ક્હાડતા નહિ."

સરસ્વતીચંદ્રઃ "તમે તૃત્યં ક્હાડવા ધાર્યું છે તે ખાળ્યાં રહેવાનાં છો?"

કુસુમ લજ્જાવિનિત થઇ ગઇ. સરસ્વતીચંદ્રે ધીમે ધીમે પત્ર ખોલી વાંચવા માંડ્યો. સરસ્વતીચંદ્રને ખભે હાથ દઈ ઉભેલી કુસુમે પણ તેમાં મન પરોવ્યું.

શ્રી ૧૧. રત્નનગરી. સૌંદર્ય ઉદ્યાન.

અખંડ સૌભાગ્યવતી, માર્કન્ડ આયુષ્ય, **ચિ. કુસુમ.**

રત્નનગરીથી લિ. શુભચિંતક સુંદરની આશીષ. અત્રે સર્વે કુશળ છે. ભારતનરભૂષણ શ્રી સહિત તમે સર્વે કુશળ હશો. ત્હારા તરફથી વખતો વખત પત્રદર્શન થતાં નથી. ભારતવર્ષના કલ્યાણ માટે મથતાં કે પછી સંસારની વાસનાની જાળમાં ગુંથાતાં તું અમને દિવસે દિવસે ભૂલી જતી લાગે છે. સંસારની જાળ એવી જ છે. એક પર પ્રીતિનો પક્ષપાત વધે છે ત્યારે બીજી તરફથી ઉતરે છે.

તમે મહાન્ કર્ત્તવ્ય કરવાના અનુસંધાનમાં જોડાયાં છો. જે મહાપુરૂષ સાથે તું જોડાઈ છે, તે ત્હારૂં મહત્ ભાગ્ય વિચારી મ્હને આનંદ થાય છે. પરંતુ તેની ત્હારા શિર ઉપર બહુ મ્હોટી જવાબદારી ઉતરેલી છે તે તરફથી લક્ષ્ય દૂર રાખતી નહિ. બાળ વયમાંથી તરૂણ વયમાં જનારી ગૃહિણીનું કર્ત્તવ્ય ત્હને શીખવવું પડે એમ નથી.

પરંતુ મ્હારો જીવ ત્હને ત્હારી ફરજોનું દિગ્દર્શન કરાવ્યા સિવાય રહેતો નથી. માટે લક્ષ્યમાં લઇ મનને તાજું કરજે.

બાળ વયમાંથી તરૂણ વયમાં જનારી ગૃહિણીનું કર્ત્તવ્ય, સાસરિયાંના નવલ સહવાસવાળા ઘરમાં જઇ તેમની વૃત્તિને અનુસરી, કાર્યદક્ષતા વાપરી સંસારમાં જય મેળવવાનું કાંઇ જેવું તેવું નથી. એ કાર્યદક્ષતામાં “પતિની પ્રત્યેક આજ્ઞાઓ પાળી, કુટુંબના વડિલોનું કામ ઉપાડી તેમને સારૂં મનાવું, ચાકરો ઉપર સત્તા રાખી તેમને કેળવી કાર્યકુશળ કરવા, સાથે સાથે તેમને તરવારની ધાર ઉપર રાખવા અને વળી માયા મમતાથી પુત્રવત્ પ્રેમધારી થઇ મમતાળ બનાવી વશ રાખતાં શીખવાનું છે. ગાફેલ નહિ રહેતાં ઘર ધંધામાં પ્રવીણ રહી સમયનું કાર્ય સમયસર થાય એવી સંકલના ગુંથવાનું; ઉદ્યાન, પ્રાસાદ, અને ઘરની નિરીક્ષા રાખીને તેના સામાનની સાચવણી રાખી સૌંદર્યતાની સંભાળ રાખવાનું તેમજ ઘર સાથે પરિચિત જનો આગળ ઘરનું નાક રાખવાનું; એ સર્વે કાર્ય સાથે જાતે અમર્યાદ ન થવાય કે એવો દોષ ન આવે તેની મર્યાદા પાળી સર્વ કરવાનું છે. તે સાથે સજ્જન સમાગમનો લાભ લેવો. પ્રતિદિન ઉચ્ચ ગુણોની ગ્રાહ્ય શક્તિ વધારવી, વિદ્યાનું વ્યસન ઉન્નતિ ક્રમમાં મૂકવું, પોતાનાં આપ્તજનો સાથે પ્રીતિ વધારવી, સર્વદા લોક નિંદાનો ભય તજવો નહિ. ગૃહિણી થનારીને ઘર, કુટુંબ અને નાતજાતના બોલ સહન કરવાના છે. પરંતુ તમારે તો તે સાથે જાહેર ચર્ચા થાય તેમાં ખોટી કે ખરી જે કંઇ કૌતુક થાય, તે ગમ ખાઇ ખમવાનાં સહવાસી થવાનું છે અને તેમ કરતાં મનોવૃત્તિ તથા પેટ સમુદ્ર જેવાં મહાન્ ગંભીર રાખતાં શીખવાનું છે. દરેક કાર્યારંભે સર્વદા રાજર્ષિ ભર્તૃહરિના નીતિશતકનો આ બોધ ધ્યાનમાં રાખી વર્તવાનું છે:-

**मालिनीवृत्त.**

**गुणवद गुणवद्वा कुर्वता कार्यमादौ**<br>
**परिणति रवधार्या यत्नतः पण्डितेन ।**<br>
**अतिर भस कृतानां कर्मणामा विपत्ते-**<br>
**र्भवति हृदयदाही शल्य तुल्यो विपाकः ॥**

“ગુણવાળું વા ગુણવગરનું કાર્ય કરનારા પંડિતે પ્રથમથીજ સારી રીતે પરિણામનો વિચાર કરવો જોઇએ, (એટલે આ કાર્યનું પરિણામ સુખદાયક થશે વા દુઃખદાયક તે વિચારવું જોઇએ; જેમ કે

કરે તો દુઃખ થાય ) અતિ ઉતાવળથી કરેલાં કાર્યનું પરિણામ મરણ-પર્યંત શલ્ય પેઠે દુઃખદાયક થઇ પડે છે. ”

સર્વદા કલ્યાણકારક આચરણમાં ચિત્ત લગાડવું, ગુપ્ત વાતને પ્રસિદ્ધ ન કરવી અને સર્વનાં ગુણમય કાર્યને સહાયભૂત થઈ પ્રસિદ્ધિમાં આણવા તરફ લક્ષ રાખવાનું છે. ત્હારે પતિની સમૃદ્ધિના ભોક્તા થતાં ધન મદથી છાકવું નહિ. પરંતુ ફળ આવવાથી વૃક્ષો નમે છે અને નવા જળથી મેઘ નમે છે તેમ ભારેખમ થવું. સામાન્ય જનસમુદાયના કલ્યાણ માટે, પ્રાર્થના વિના સૂર્ય કમળ સમુદાયને પ્રફુલ્લિત કરે છે અને ચંદ્ર કોઇની પણ ભલામણ વિના કુમુદિનીને વિકસાવે છે; વળી મેઘ જેમ સર્વને જળ આપી શાંત પાડે છે, તેમ સત્ લક્ષણ ગ્રહી કલ્યાણ માર્ગને ગ્રહણ કરવા.

પતિની આજ્ઞા પાળવી. કુટુંબના વડિલ તેમ કનિષ્ટ વર્ગને રાજી રાખવાનો ભાર વહેવાનું કાર્ય પાર ઉતારવાનું સહેલું નથી. સંસાર સમુદ્રમાં કંઈ કંઇ નવલ તોફાન આવે છે. તે તોફાનને શાંત કરવાને મિષ્ટ વચનામૃત રેડી સમયાનુસારિણી થવું જરૂરનું છે. તે સાથે એકે સામટાં ઘણાં કાર્યમાં લક્ષ રાખી તે કાર્યો દક્ષતાથી સારવાનાં છે. પુરૂષની રસવાસનાને, જ્ઞાનને, શૌર્યને, કવિત્વશક્તિને, દેશભક્તિને, વ્યાપારની ચાંચલ્યતાને. ઉદ્યાગ હુન્નરની કળાને ઉન્નત કરી પોષવાની ઓછી જરૂર નથી. સંસાર ઉછેરવાનું કામ સ્ત્રીનું છે. સ્ત્રીઓનો તે હક્ક કોઇથી છિનવાય એવું નથી. પણ તે હક્કનો ભાર વહેવા સાથે સંસારને ઉન્નતિક્રમમાં મૂકવાનું કામ પણ તેને માથે આવી પડે છે, એ વિસારવા જેવું નથી અને તેના ઉપરજ સામ્રાજ્ય, મહારાજ્ય અને જનમંડળનો આધાર છે. વીરપ્રસવિની માતા સર્વ કાળમાં પ્રાતઃસ્મરણીય છે. સંસારમાં સ્ત્રી ઉપર તો બધો આધાર છે. ગરીબ ઘરને કસરથી નિભાવવું, શ્રીમંતની કમાઇનો અર્થ સારવો, સંતતિ, ઘર પરિવાર, પુરૂષોના આનંદ તથા ધર્મની સંભાળ લેવી એ સર્વ સ્ત્રીથીજ સુધરે એમ છે અને તે સુધારવું એજ સ્ત્રીનું કર્તવ્ય છે. સુધારાનો ડોળ ઘાલી, સાંપ્રત કાળમાં જેમ તરૂણીઓ ડાહી ડમરીઓ બનીને જે ઉત્પાત કરે છે, પોતાના સંસારની સ્થિતિને ન અનુલક્ષતાં ફેશનની શિરિયારી કરી, ટાપટીપમાં ગપાટા મારતી બેસી રહે છે અને પોષાક તથા શૃંગારનો ગર્વ ઉપરાંત બોજો પતિની શક્તિ ઉપરાંત નાંખે છે, ઘર કાર્યમાં બેદરકાર રહી કુટુંબ વત્સલતામાં બળતી

નથી, પતિના કુટુંબની સેવાના ભારથી વિરક્ત રહી વૃદ્ધ સાસુ સસરાનો તિરસ્કાર કરે છે, બહાર સ્વચ્છંદે ફરવું અને નાટક ચેટકમાં ભળવું, ઘરની વ્યવસ્થા પડી રહે, પણ ફેશનની શીશિયારીથી બહારનો ઉલ્કાપાત કરવામાં ડાહ્યાં ડમરાં થઇ લાંબી લાંબી વાતો કરી સર્વે પ્રત્યે હુંપદના દોરમાં જાજરમાનપણું બતાવે છે. એ સુધારો તો પોતાનું ઘર પોતાને હાથે ડુબાવવા બરોબર છે. સુધારા કરવા પણ જનસમૂહને અનુલક્ષી કરવા.

સુધારા કરવાની લાહ્યમાં પણ ચાંચલ્યવૃત્તિવાળા પુરૂષો સાથે ભેળતાં સાવચેત રહેવા મ્હારી તને ખાસ સલાહ છે. ઉચ્ચ વિચારના ગુણગ્રાહી પુરૂષો સંબંધે મ્હારે જરા પણ વાંધો નથી; પરંતુ અર્ધદગ્ધ અંગ્રેજી શીખેલાઓથી સાવધાન રહેવું. તેઓ સુધારાના મ્હોટા મ્હોટા ફડાકા મારે છે, રીતિ નીતિની ટાપટીપ બતાવે છે, ધર્મને નિંદે છે, અને સત્ય બોલવું તેને ધર્મ કહે છે ને તે ધર્મ તો અંતરમાં છે અને આપણી રૂઢિમાં ચાલતો ધર્મ અને આચાર વિચાર ઢોંગ છે પણ કહેવા પ્રમાણે તેમના વર્તન જરા પણ જણાતાં નથી. કહેવામાં કંઈ છે ને વર્તનમાં તો ખોટા ઢબ્બુ જેવા છે. એવા ઠગારા પુરૂષોની સ્ત્રીઓ પાસે કેવી વૃત્તિ થાય છે તેનું શું કહેવું! તેમના સંગથી શું પરિણામ આવે તે આંતરવૃત્તિથી વિચારી લેજે. લુલી લંગડી વૃત્તિવાળાઓના લુલા લંગડા સુધારાથી તો આપણો સંસાર અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ થાય. એ વિચારી ખોટા મોહથી સાવધાન રહેવું. સુધારા તો જનસમૂહના હિતને વિચારી કરવા અને તેમાં સ્વાર્થપરાયણતા જરા પણ ન હોવી જાઇએ.

### शार्दूलविक्रीडित वृत्त.

एके सत्पुरुषाः परार्थ घटकाः स्वार्थं परित्यज्यते
सामान्यास्तु परार्थं मुद्यम भृतः स्वार्था विरोधे न ये ।
तेऽमी मानुष राक्षसा परहितं स्वार्थाय निघ्नन्तिये
ये निघ्नन्ति निरर्थकं परहितं तेकेन जानी महे ॥

(નીતિશતક).

'સ્વાર્થ છોડીને જે પરોપકાર કરે છે તે સત્પુરૂષ. સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે જે પરોપકાર કરે છે તે મધ્યમ. સ્વાર્થ માટે જે બીજાના કલ્યાણનો નાશ કરે તે અધમ છે અને બીજાના કલ્યાણનો જે વૃથા નાશ કરે તે કોણ છે એ અમે જાણતા નથી. અર્થાત તેઓ અતિ નિંદ્ય છે.'

સંસાર વિલક્ષણ છે. બહુ રત્ના વસુંધરા, પરંતુ તેથી વૃત્તિનો રોધ કરી જન કલ્યાણમાંથી કહાડી નાંખવી નહિ. પતિનાં સર્વ કાર્યમાં સહાનુભૂતિ પૂરતાં પુરૂષ વર્ગને તેમનાં સર્વ કાર્યમાં ઉત્તેજિત કરવાને સંસાર કાર્યમાંથી રસરહિત થઈ ઉદાસીનતા ગ્રહી વિરક્ત ન થવું. સંસારનો તો ભાર વહી તેને દીપાવવો એ સ્ત્રીનું ખરૂં કર્ત્તવ્ય છે.

ત્હારા પત્રથી જણાય છે કે, ત્હેં ગુમાનબાના આગ્રહથી તુલસી પુજનવ્રત્ત ધારણ કર્યું છે અને નિત્ય ગીતાનો પાઠ કરે છે. આદિત્ય હૃદય પણ કરે છે. તે સાથે થોડું થોડું ઉપનિષદોનું અવલોકન પણ કરે છે. આ જાણી આનંદ થયો છે. મ્હારે તને લખવું જોઇએ કે એ માર્ગ ઉત્તમ છે; પરંતુ મહિલાનું ખરેખરૂં કાર્ય તો સ્વામીના સર્વ કાર્યમાં સહાનુભૂતિ પુરવાનું છે. તે સ્મરણમાંથી જરા પણ દૂર કરતી નહિ.

મીરાંનું અનુકરણ કરવા હઠીલી થયેલી હવે તુલસીની અનુયાયી થઇ છે, તે જાણી અંતઃકરણમાં અપૂર્વ આનંદ સ્ફુરી રહ્યો છે. તુલસી ( વૃંદા ) પતિપ્રાણા સાધ્વી હતી. મીરાં થનારી વૃંદાને જપશે ત્યારે તેની કાકીને કેટલો આનંદ થશે તે તુંજ વિચારી લેજે.

સીતા અને દમયંતી જેવાં થવું એ સ્ત્રીઓને માટે અશક્ય નથી, પણ મ્હારી વ્હાલી કુસુમ, બાલ્યકાળથી ત્હારા અંતઃકરણનો વિકાસ ઉત્પાતિયો છે. મ્હારી ગરિબ કુમુદ શાંત, સુશીલ, સહનશીલ છે, ત્યારે તું સર્વમાંથી તૃત્યં શોધનારી છે. ભારત ભક્તિમાં નિમગ્ન રહેનાર ત્હારા પ્રાણેશને ત્હારા તૃત્યંતા ભરેલા વિલાસ ભાવથી વિફળ કરતી નહિ.

વસિષ્ઠ મહાત્મા એક સમયે રાત્રિએ ધ્યાનનિષ્ઠ થયા હતા. ધ્યાનમાં સીતાના મસ્તક ઉપર મુકુટ દીઠો અને શ્રી રામચંદ્રજીના હાથમાં કંકણ દીઠાં. વસિષ્ઠને સંશય પડયો. સીતાના શયનગૃહમાં પુરૂ કુળ ગુરૂ ગયા તો ત્યાં એજ ધ્યાન પ્રમાણે દ્રષ્ટિગોચર થયું. શ્રીરામચંદ્રજીએ પ્રણામ કર્યા અને તે ક્ષણે સીતાજી લજવાઇ ગયાં. તેમ તું સીતા જેવી થતાં ત્હારા ઉત્પાતિયા હૃદયવિકાસને વિનયમાં રાખજે.

બુદ્ધિધનભાઈ તથા ત્હારા પિતાશ્રી પોલિટિકલ એજન્ટના કાર્યે અને ખોટી ઉપાધિના સાંત્વનાર્થે ટુંકા વખતમાં મુંબાઇ આવનાર

છે ત્યારે ઘણું અવનવું ત્હારા જાણવામાં આવશે, ગુણિયલે આશીર્વાદ લખાવ્યા છે."

"લિ. સર્વકાળ તને ઉન્નતિક્રમમાં જોવા ઇચ્છનાર
શુભચિંતક **સુંદરના** આશીર્વાદ."

લાંબો હાથ કરીને પત્રનો પાછલો ભાગ વાંચતાં અટકાવવા સ્મિત હાસ્ય કરતાં કુસુમે કંઇક યત્ન કર્યો, પણ વાંચનારે તે પુરોજ વાંચ્યો. ફરી વાંચ્યો. વાંચતાં વાંચતાં લખનારીના લેખમાં કંઇક સત્યતા ભાસવા લાગી. અર્ધદગ્ધ સુધારાવાળા સંબંધી કરેલી ટીકાએ વધારે લક્ષ ખેંચ્યું અને સરસ્વતીચંદ્ર જરા વિચારમાં પડયો:

"હા, હવે જમાનાનો રંગ બદલાયો. ખોટા ડૉળ કરી મ્હોટામાં ખપવાનો દાવો કરનાર ફડાકા મારનારાઓનો હવે ઘડો થયો. દુનિયા ખરી ચાસણી કહાડી કસાનારને જ માનની નજરથી જુએ છે અને વર્તણુક ઉપર આધાર રાખતી થવા લાગી છે. સામાન્ય બુદ્ધિમતી સુંદર, કુદરતી બુદ્ધિથી જે લખે છે તેથી સાંપ્રત કાળની સ્થિતિ ઉપર ઝાંખું ઝાંખું પણ અજવાળું પડે છે. પૂર્વજોના આચાર વિચારને છિન્ન ભિન્ન કરી નાંખી, પાશ્ચિમાત્ય વિચારની મોહિનીમાં ફસી પડી, કેટલાક સુધારાને નામે ખોટા વિચારો દેશમાં પ્રવર્તાવે છે. તે દેશને નુકશાનકારક નિવડવાનો સંભવ છે એનો ઇનકાર કરવો એ અસત્ય વદવા બરાબર છે. પરાપૂર્વથી ચાલતા આવેલાં સંસારી દ્રઢબંધનોને પણ છોડી નાંખવાની વૃત્તિ તરફ પ્રજાના ઉછળતા લોહીના યુવાનવર્ગને દોરી, તેઓએ આ દેશની પ્રજાના સંસારમાં એવો ભય ઉત્પન્ન કર્યો છે કે જેથી તેનું પરિણામ મહા હાનિ ઉપજાવ્યા વિના રહેશે નહિ. તે અટકાવવાનાં સવેળા પગલાં ભરવાં અવશ્યનાં છે. ખરેખર, આ જગત્ ક્ષણભંગુર છે. તેની મોહમાયામાં કેવળ ગરક થવું તે કરતાં જરા અલગ રહેવું જરૂરનું છે. લક્ષ્મીની લહેરમાં તણાઇ જઇ ઐહિક સુખ માટે ઘેલા ગાંડા થઇ પારલૌકિક સુખ માટે યત્નશીલ ન રહેવું એ પણ યોગ્ય નથી. પોતાની વૃત્તિઓને સર્વ પ્રકારના ઉત્તમ અંકુશો નીચે રાખી પોતાના ધર્મના ઊંચા વિચારો ધ્યાનમાં રાખી સદાચરણ રાખવું. એ સઘળું તજી દઇ, ઉન્નત થતો યુવાન વર્ગ પાશ્ચિમાત્ય વિદ્યાની ખોટી અસરથી ભૂલ ભરેલા વિચાર તરફ દોરવાતો જાય છે. તેની કુંચી જરા કળાથી ફેરવવાની જરૂર તો છે. યુરોપ તરફ નજર નાખતાં સ્વચ્છંદી સુધારાઓથી સંસારી બંધનો

નિર્માલ્ય રસ રહિત થયાં છે અને જીંદગી ચલાવવાનું ધોરણ વિપરીતતાને પામ્યું છે. તેના ભોગ આપણા યુવાનો ન થાય તેથી દુર્લક્ષ રહેવું એ યોગ્યતા ભરેલું નથી. નીતિ, રીતિ અને ધર્મના વિચારોને બદલે લક્ષ્મી સંપાદન કરવાના વિચારોએ પાશ્ચિમાત્ય લોકોમાં એટલો બધો સડો વધારી મૂક્યો છે કે, તેની અસર જૂદે જૂદે રૂપે અસંતોષમાં પ્રકટિકરણ પાડે છે. મોજશોખવાળી સ્વચ્છંદી ખરચાળુ જીંદગીને પરિણામે ત્યાંના પુરૂષ વર્ગમાં લગ્નગાંઠમાં જોડાવાની વૃત્તિ એક તરફથી ઓછી થતી જાય છે, તેમ બીજી તરફથી ત્યાંના સ્ત્રીવર્ગમાં લગ્નની ગાંઠ એ બેડી સમાન બંધન છે એવો વિચાર વધતો જાય છે. તેના છાંટા નવનવીન રીતે આ દેશમાં પણ ઉડતા જાય છે અને જો તે વિસ્તાર પામે તો મહા હાનિ થાય. યુવાન વર્ગ, પ્રાપ્તિના પુરૂષાર્થમાં ખામી જુવે છે અને ખર્ચાળ જીંદગીનો ભાર ઉપાડવાના ભયથી અવિવાહિત રહેવાનું પસંદ કરે છે. પરંતુ મનની નિરંકુશતાથી શું પરિણામ થાય તેનું માપ તોલી જોતા નથી. ઉત્તમ વરની શોધ કરવામાં બાળકીઓ મ્હોટી ઉમર સુધી અવિવાહિત રહે છે. તેનું લાંબે કાળે પરિણામ શું? પરિણામે પ્રજાને મ્હોટી ઠોકર લાગે એ નિસ્સંદેહ. જે સુધારાથી સ્ત્રીવર્ગનું સ્ત્રીપણું નષ્ટ થવાનો ભય ઉભો થાય તે વસ્તુતઃ સુધારો જ નથી. યુવાન વર્ગને આથી સાવચેત રાખવા જરૂરના છે. પાશ્ચિમાત્ય રીતિ કરણી સર્વ પ્રકારે ગ્રાહ્ય છે એમ તો થવું નજ જોઇએ. ભારતની અજ્ઞાન કહેવાતા વર્ગની સુંદર કાકી જેવીએ જે વિચાર દર્શાવ્યા છે તે પાશ્ચિમાત્ય સુધારાથી જ્ઞાની કહેવડાવનારાઓને ખરા રૂપમાં ખડા કરે છે. 'અરે, એ તો ખોટા ઢબ્બુ જેવા છે.' સુંદર, તું આ વિશેષણ ક્યાંથી લાવી?" એમ કહી સરસ્વતીચંદ્ર જરા મુછમાં હસ્યો.

"ભાષાજ્ઞાન, રીતિ, નીતિ સંપાદન કરી સ્ત્રી વર્ગ વિશેષ ચઢતો દરજ્જો ધરાવતો થાય અને પોતાનું કર્ત્તવ્ય સારી પેઠે સમજે એમ કરવું, પરંતુ ધર્મરહિત કર્ત્તવ્ય શિખવવામાં આવે તો તે મજબૂત રહેવું અશક્ય છે. પાશ્ચિમાત્ય પ્રજાએ સામાન્ય જ્ઞાનને વધારે મોખરે મૂક્યું અને તેથી જ સંસાર કર્ત્તવ્ય મોળું દૃષ્ટિગોચર થાય છે. પાશ્ચિમાત્ય સુધારાની આંધળી ઝનુનમાં દોરવાઇ જઇ ભૂલ ભરેલા વિચારો પોતાની કોમમાં દાખલ કર્યા પછી પારસી સુધારકો ખિન્નતા પામે છે અને તેઓ ભવિષ્યમાં ભારે ભયમાં છે. હિન્દુ

સંસારમાં પણ કંઈક સંસ્થા વિપરીત થવાનો ભય પેઠો છે. તે સવેળા અટકાવવાની આવશ્યકતાની ના પડાશે નહિ. નિરંકુશિત અને સ્વચ્છંદી જીંદગીનું પરિણામ શું સારૂં હોય ?" સુંદરના પત્રથી વિચારમાં પડેલાએ મુછમાં હસતાં હસતાં પોતાને પણ ન્યાય આપ્યો "જે વિચારો ઉપર હું આજે આવ્યો છું તે કાર્ય કાળે કરીને જ કરૂં છું. સ્વચ્છંદે જ શિક્ષણ આપ્યું છે. પણ વળી આ છેલ્લા ભાગમાં સીતાનું દૃષ્ટાંત આપી કુસુમ જેવીની વાંદરવૃત્તિને કુદકારા મારતી કરવા જેવું કર્યું છે. જોઇએ શું રંગ રંગાય છે ?" મનમાં ને મનમાં જરા હસ્યો. કુસુમે પણ પતિના મનનો ચિતાર કંઇક ગુપ્ત હાસ્યથી અને બાહ્યાભ્યંતર રૂપ દર્શનથી કલ્પી લીધો. કુસુમ ધીમે ધીમે પતિની બાથનો આશ્રય લેતાં હાથમાં હાથ લઈ બોલીઃ "પ્રાણનાથ સીતાનો આ વિનોદ કેવો હશે? હા, એક કંકણ તો પુરૂષને દીપે દક્ષિણમાં શ્રીમંતજનો ધારણ કરે છે." એમ કહેતાં કહેતાં કુસુમે એક કંકણ સરસ્વતીચંદ્રના હાથમાં સરકાવી દીધું.

સરસ્વતીચંદ્રે, હાથ પકડતાં પકડતાં આશ્ચર્યચકિત નયન કરતા પ્રશ્ન કર્યોઃ "આ તે કેવો ઉપહાસ ?"

કુસુમે લજ્જાથી સ્મિત કરતાં મૃદુતાથી પ્રતિઉત્તર કર્યો "પ્રાણેશ, આ તો મનોહર લાગે છે."

સરસ્વતીચંદ્રે પ્રિયાને હૃદયદાન દેતાં દઢાલિંગન કર્યું.

કુસુમ હાથ છોડાવતા બોલીઃ "અરે, નાથ આ શું મ્હારી માળા તૂટશે."

સરસ્વતીચંદ્રઃ "જુઠાં આળ શીદ ચઢાવો છો? માળા તે તમારા ગળામાં છે. ક્યાં માળા અને ક્યાં મ્હારો હાથ ?"

કુસુમઃ "મ્હને જુઠી ઠરાવનારી તમારી માળા મ્હારે જોઇતી નથી લ્યો." કુસુમે પ્રેમકુતૂહલ કરતાં મોતીની માળા નાંખી, તે સરસ્વતીચંદ્રના ગળામાં આબાદ આરોપણ થઈ ગઈ.

સરસ્વતીચંદ્રઃ "આ તો તમારો નવીન ઉત્પાત છે." એમ કહી માળા ગળામાંથી બહાર કહાડવા માંડી.

કુસુમે હાથ લાંબા કર્યા અને ગળામાં માળા સેરવતાં બોલી "નાથ, નિહાળવા દો, જરા રહેવા દો."

સરસ્વતીચંદ્રઃ "એક શરતે, પેલું અધુરૂં રહેલું ગાય ત્યારે."

કુસુમઃ "હા, લ્યો, ત્યારે ગાઉં છું."

ગાનારીએ ગાવાનાં વલખાં મારવા માંડયાં.

સરસ્વતીચંદ્રઃ "કેમ ગાતી નથી ?"

કુસુમે જરા મુખ મલકાવતાં ભ્રકુટીને વક્ર કરતાં, નેત્રને ચમકાવતાં, ગાનના ભાવને દર્શાવતાં ગાવા માંડયુંઃ

સાખી.

"ઝટ શૃંગાર ગૃહે જઇ, કરવા ટુંકી રાત,
સત્વર કામ આટોપતી, ટુંકી કરતી વાત;
કરી ચંચળતાનો ડોળ, ડાહી કહેવાતી,
પેઢું સ્મર ભૂત અધીર, પ્રકટ ધિરજ શાંતી. વિધુ લેખ.

સાખી.

બાળ નિમિત્તે વૃદ્ધને, દે નિદ્રાનો બોધ,
પોતે નિદ્રાનો કરે, રસ રમતાં અવરોધ.
શિખવ્યું હશે સ્મરે પટુત્વ સહેજ કહેશે.
કાલ તો અલેલી, દુધની ભરી હતી. વિધુ લેખ.*"

ગાન પુરૂં થયું કે, સરસ્વતીચંદ્રે ખડ ખડ ખડ હાસ્ય કરતાં હાથને જાંગ સાથે અફાળી હાસ્યમાં કૌતુક ઉમેર્યું અને વક્ર નયન કરી કટાક્ષમાં કહ્યુંઃ "હા, હું સમજ્યો, ગાવાને અમથાં રિસાયાં નહોતાં."

"નાથ, ખોટાં આળ ચઢાવતા નહિ."

એમ પ્રતિઉત્તર કરતાં કરતાં 'અં અં અહૂં અહૂં' ધ્વનિ કરતાં પતિના ખોળામાં પસરી ગઈ. લજ્જા વિનોદમાં વિચરતીએ હાથમાંનું બીજું કંકણ પતિનો હાથ પકડી ઝટ સરકાવી દીધું.

સરસ્વતીચંદ્રઃ "વળી કૃત્રિમ રડવાનો પણ ઢોંગ કરી કરવું ધાર્યું હતું તે કર્યું ખરૂં."

કુસુમઃ "વ્હાલા, આજે તો તમે મ્હને જાદુ કર્યું છે."

સરસ્વતીચંદ્રઃ "જાદુગરણી તો તું બની છે, કે હું ?"

સ્મિત હાસ્યથી પ્રેમપૂર્ણ મુખ મલકાવતાં સાળુનો પટ મુખ તરફ ખેંચતી ખેંચતી કુસુમ બોલીઃ "નાથ, એવું એવું કહેતા નહિ."

સરસ્વતીચંદ્રઃ "પ્રાણ, તું આવું આવું કરે ત્યારે અમે કહીએ પણ નહિ ?"

---

* કુસુમ સુમ્બ.

કુસુમઃ "વ્હાલા, જુઠાં 'જુઠાં આળ ચઢાવવાં એ તે ન્યાય કે?"

સરસ્વતીચંદ્ર ઝટ ખુરસી ઉપરથી મુખ મલકાવતો ઉઠયો અને બોલ્યોઃ "લાવ પેલું ટેલીફોન. ચંદ્રકાન્તને બોલાવું અને ત્હારા જાદુનું દિગ્દર્શન કરાવું. તે ત્હારો ન્યાય કરશે."

કુસુમ બાઝી પડીઃ "ના નાથ, એવું ના કરતા."

સરસ્વતીચંદ્રઃ "આવી ને આવી છબી પડાવી, સુંદર કાર્ડ ઉપર મોકલી લખીશ કે જુઓ, તમારી ભત્રિજીના ઉલ્કાપાત."

"ભાઈ સાહેબ, પગે લાગું, એવું તો કરતા ના. કાકી તો મ્હને ઉભી ને આડી સ્હારશે."

કુસુમે આર્જવતાથી સ્મિત કરતાં કરતાં કહ્યું.

સરસ્વતીચંદ્રઃ "અરે, હમણાં ચંદ્રકાન્તને તો બોલાવવા દે. લાવ પેલું ટેલીફોન."

"નાથ, લ્યો આ ટેલીફોન લાવું, પણ ફજેતી કોની થશે? કહો મારા કંથ." ભ્રકુટીને સ્મિતથી ઊંચી કરતાં કરતાં બોલી.

સરસ્વતીચંદ્રઃ "ત્હારી."

કુસુમઃ "મ્હારા વ્હાલા, તમારી."

સરસ્વતીચંદ્રઃ "ચંદ્રકાન્ત પાસે ત્યારે ન્યાય તોલાવવા દો."

"પ્રાણેશ, ત્યારે રામની સીતા જેવી હું તમારી નહિ?" દીનતાથી કુસુમ બોલી.

સરસ્વતીચંદ્રઃ "લ્યો, ત્યારે તમે તો પાક્કાં છો. ન્યાય માટે ત્રેતાયુગનો ફેંસલો પણ ટાંકી મૂક્યો છે!"

કુસુમઃ "તમે ચંદ્રકાન્તભાઇને ન્યાય માટે બોલાવવા ધાર્યા ત્યારે મ્હેં મ્હારા બચાવનો આધાર બતાવ્યો. એમાં નાથ અમે પાક્કાં શાનાં?"

સરસ્વતીચંદ્રઃ "વ્હાલી, લાવ લાવ ટેલીફોન. આજે પ્રેમ-મંદિરમાં મિત્ર ચંદ્રને ન્યાયાધીશ થવા દે. તેના સમક્ષ ત્હારી જુબાની આપજે અને એ બધા ફેંસલા ટાંકજે."

કુસુમઃ "નાથ, ન્યાયાધીશ તો નિષ્પક્ષપાતી જોઇએ. કહો, મહાત થયા કે કેમ?"

સરસ્વતીચંદ્રઃ "મ્હારો મિત્ર રહ્યો. કુમુદને ન્યાય સોંપું કે થયું."

"અરે ભાઈ સાહેબ, એ ક્યાં તૂત કહાડયું? એમાં પણ નાથ જીતતાતો નથી. નાથ, મ્હારામાં અને તમારામાં ત્યારે ફેર ગણો છો? હું ને તમે એક નહિ? મ્હારો ઇન્સાફ તો હૃદયનાથના હૃદયમાં છે." એમ કહેતાં કહેતાં, પ્રેમકુતૂહલ કરતી પ્રાણેશને આધીન થઈ, પ્રિયતમના કંઠને હસ્તઆરોપી પ્રેમમાળા બની રહી અને જરા સ્વામીનું મુખ નિહાળતાં નિહાળતાં પ્રેમાનંદમાં મત્ત થતી, પ્રેમચક્ષુ ચગાવતી બોલી: "પ્રાણેશ, પ્રેમ કુતૂહલ કરતાં કરતાં સીતાજી આવે અટકચાળે કેમ ચઢી ગયાં હશે?"

સરસ્વતીચંદ્ર: "એ ગાઢ પ્રેમનું દિગ્દર્શન છે."

કુસુમ: "એમાં પ્રેમનું ગાંડાપણું શું અને મહત્તા શી?"

સરસ્વતીચંદ્ર: "પ્રેમજીવનમાં વિહારનાં કુતૂહલો મિઠાશની અમી મૂકે છે. તે હૃદય મંદિરમાં પ્રેમના વિકારોને (અણુઓને) ગાઢ કરે છે અને જેમ જેમ વધારે સ્મરણ થાય તેમ તેમ પ્રેમજીવનમાં વધારે મિઠાશ પૂરે છે. તેથી પ્રેમના અંકુરો પ્રતિદિન ઓપાઇ ઓપાઇને સતેજ થાય છે અને મહત્તા અંકાવે છે. પ્રેમ અડપલું વિલક્ષણ તેમ તેની મહત્તા મહાન્."

કુસુમ: "પ્રાણેશ, એમ કેમ?"

સરસ્વતીચંદ્ર: "પ્રાણ, તુલના કર. એક મહાન્ જ્યોતિપ્રભા યાને દેખાવ, દૃષ્ટિ અને હૃદય ઉપર કેવો ભાવ બેસાડે છે? આખા જીવનમાં તમે દૃષ્ટિગોચર કરેલો એકાદ દેખાવ હશે તે તુરત આલેખશો. તેમજ પ્રેમજીવનમાં જે કંઇ પ્રેમ અડપલાં પ્રેમાધીનપણામાં થાય છે તેમાં જે અધિક વિલક્ષણ તેનું સ્મરણ વધુ થાય, અને જેમ સ્મરણ વધુ તેમ પ્રેમ વધુ ઓપાય. ઓપ વધે તેમ મહત્તા વધે."

કુસુમ: નાથ, ત્યારે પ્રેમ જીવનમાં સીતાજીની આ બુદ્ધિ, પ્રેમ ચાતુર્યતાની મહત્તા બતાવે છે એમ કની?"

સરસ્વતીચંદ્રે જરા હાસ્ય કરતાં ઉત્તર કર્યો: "તમારી પ્રેમચાતુર્યતાની કળામાં મહત્તા નથી એમ કોણ કહે છે?"

કુસુમ: "હૃદયેશ, એમ બોલ બોલતાં બાંધી લેતા નહિ"

સરસ્વતીચંદ્ર: "પ્રાણ, ત્હેં સ્પષ્ટ કરાવવા માંડયું ત્યારે સ્પષ્ટિકરણ કર્યું."

કુસુમ: "ના નાથ, એમ કરી કરીને બોલીમાં બાંધી ના લ્યો."

સરસ્વતીચંદ્ર: "તમે અને તમારી અભિલાષાઓ સ્વતંત્ર છે.

તમે બાંધ્યા ક્યાં બંધાઓ એવાં છો? બંધન તો તમે બાંધવા માંડયાં છે."

( वंशस्थवृत्त. )

स्मितेन भावेन च लज्जयाभिया पराङ्मुखैरर्धकटाक्षवीक्षणैः।
वचोभिरीर्ष्याकलहेन लिलया समस्तभावैः खलु बन्धनं स्त्रियः॥

"મંદ હાસ્ય, હાવ ભાવ, લજ્જા, ભય, આડું જોવું, અર્ધ વિંચેલ આંખ્યે જોવું, મધુર ભાષણ, ઇર્ષ્યા, ક્લેશ અને વિલાસ એ સઘળા સ્ત્રીઓના ભાવથી પુરૂષ બંધાય છે. (ભર્તૃહરિ શૃંગાર શતક.) બંધન સાધનનાં પૂરતાં શસ્ત્રો સજીને આજે તમે બેઠાં છો."

કુસુમઃ "નાથ, ગરીબ કુસુમ પાસે તો એકકે બંધન-શસ્ત્ર નથી."

સરસ્વતીચંદ્રઃ

( शालिनीवृत्त. )

"भ्रूचातुर्यं कुञ्चिताक्षाः कटाक्षाः
स्निग्धा वाचो लज्जितां ताश्च हीसाः।
लीलमन्दं प्रस्थितं संस्मितं च
स्त्रीणामेतद्भूषणं चायुधं च ॥

(ભર્તૃહરિ શૃંગાર શતક.)

ભ્રૂકુટીના ચાતુર્યથી સંકોચવાળાં નેત્ર જેનાં એવાં કટાક્ષો, પ્રેમવાળાં વચન, લજ્જાવાળું હાસ્ય, લટકાથી મંદમંદ ચાલવું અને મંદમંદ હાસ્ય, એ સઘળા સ્ત્રીઓના અલંકાર અને શસ્ત્ર છે. કહો, છે કે નહિ?"

લજ્જાવિનીત થયેલી, કુસુમ નીચું જોઇ જરા નિરૂત્તર રહી.

સરસ્વતીચંદ્રઃ "કહો, કેમ નિરૂત્તર થયાં. મૌન્યમાંજ મહત્તા છે? તમે કરવા ધાર્યું છે તેની સંકલનામાં હશો?"

કુસુમઃ "હા, કહો જોઇએ, અમે શું ધાર્યું છે જે?"

સ્મિત વર્ષાવતાં વર્ષાવતાં સરસ્વતીચંદ્રે ઉત્તર કર્યોઃ "તમારે સીતાની પેઠે મુકુટ ધારવો બાકી રહ્યો છે તે."

કુસુમઃ "નાથ, આજે આપને અન્ય કંઇ કાર્ય નથી?"

સરસ્વતીચંદ્રઃ "સીતાના જેવું તમે કર્યું. સીતાને થવાના સંસ્કાર મિત્ર ચંદ્ર પાસે કે કુમુદ પાસે થવા જરૂરના છે."

એક હાથે પતિનું મુખ બંધ કરતી અને આનંદપૂર્ણ ચક્ષુથી અમી વર્ષાવતી કુસુમ બોલીઃ "ભાઈ સાહેબ, એવું કરતા નહિ. પણ કહો વલ્લભ, સીતા અને રામે તો કોઇને બોલાવ્યાં નહોતાં. કેમ, હવે મહાત થયા?"

સરસ્વતીચંદ્રઃ "હૃદયેશ્વરી, ત્હારા સેતરંજના દાવ મ્હેં જાણ્યા. ત્હેં હવે ચોગરદમથી પૅા બાંધવા માંડયા છે."

કુસુમઃ "નાથ, આજે હું સમજી. બંધનના પૅા તો તમે આ-ગળથી બાંધ્યા છે અને તેમાં મ્હને ફસાવી છે."

સરસ્વતીચંદ્રઃ "આ ઉલટ ન્યાય ક્યાંનો?"

કુસુમઃ "હૃદયેશ, સત્ય કહો. ચંદ્રકાન્તભાઈ દ્વારા પ્રેમ બીજ રોપ્યું અને ઉન્નત કર્યું અને કુસુદ દ્વારા બાંધી. લ્યો, હવે હું મ્હારા વ્હાલાથી બંધાઈ. હવે અમારી સ્વતંત્ર અભિલાષાએ રહી નથી અને ઉલ્કાપાતોએ સમી ગયા."

સરસ્વતીચંદ્ર સ્મિત કરતો કરતો બોલ્યોઃ "ના, હવે હું તમા-રાથી ઠગાવાનો નથી. તમારા જાદુથી અંજાવાનો નથી. વાસિષ્ઠે સીતાને જેવા સંસ્કાર કર્યા હતા તેવા થયા સિવાય તમે પાંસરાં રહેનાર નથી."

કુસુમઃ "ત્યારે નાથ, એક શરત કરો."

સરસ્વતીચંદ્રઃ "વળી નવો તરંગ શો ઉઠાવ્યો છે?"

કુસુમઃ "તમારા અનુયાયી ચંદ્રકાન્ત અને કુસુદ બ્હેન વિના ગમે તેનાથી ન્યાય કરાવો."

સરસ્વતીચંદ્રઃ "જોજો, મહાત થશો. ત્યારે સુંદર કાકીને નિમંત્રણ કરૂં?"

આશ્ચર્યચકિત થતાં, લજ્જાવિનીત મુખ કરતાં, હૃદય ઉપર હાથ મૂકી કુસુમ બોલીઃ "નાથ, આ તો તૃત્યં જગાડયું. હા, હા, સમય આવે જોઇ લઇશું, પણ નાથ, બંધાયલીને બાંધવી શી? આધીન થયેલીનો અધિકાર શો અને તેનો ઇન્સાફ શો!" એમ કહેતાં કહેતાં મંજુલ હાસ્ય કરતાં પતિના મુખ કમળને નિહાળતી નિહાળતી, હૃદયને સ્પર્શ કરતાં, ચેષ્ટા કરતાં બોલીઃ "હૃદયે વાસો આપ્યો છે. તેના ઇન્સાફ આગળ બીજાના ઇન્સાફ રદ છે. જે હૃદયે મ્હને વિશ્રામ આપ્યો છે ત્યાં વિકસી શાંત થવા દો." એમ કહેતાં કહેતાં સરસ્વતીચંદ્રના હૃદયની આસપાસ હાથ પ્રસારી દીધો.

---

# પ્રકરણુ ૬ ઠું

## કલ્યાણગ્રામમાં કૌતુક

સરસ્વતીચંદ્રે, દેશપ્રીતિના મનોરાજ્યના પ્રથમ ઉદયકાળે કરેલી કલ્પના પ્રમાણે કલ્યાણગ્રામની યોગ્ય વ્યવસ્થા રચાઇ ચુકી હતી. મંત્રી, તંત્રી અને કોષાધીશો નિર્માણ થઈ ચુક્યા હતા. કારીગરો, કવિજનો, વિદ્વાનો, વ્યાપારીઓ, ઉદ્યોગીઓ, અધિપતિઓ, ગ્રેજ્યુએટો, ધનપાઠીઓ, કેમિસ્ટો, કળાવાનો, અધ્યાત્મવાદીઓ અને યોગીઓનાં મહા મંડળો યોગ્ય વ્યવસ્થાએ વ્યવસ્થા રચી રહ્યાં હતાં. સર્વ કક્ષાઓ ઉચ્ચ પંક્તિના મહાન્ મહાન્ વિદ્વાનોના હાથમાં મૂકાઇ હતી. તેમાં હવે સર્વ પ્રકારની શાળાઓની સંસ્થા સ્થપાઇ ચુકી હતી. દરેક વ્યક્તિના ઉદ્દગારો ભાષણોદ્વારા બહાર પડતા અને સર્વ કક્ષાઓ ઉન્નતિ ક્રમમાં જવાને એક બીજાથી વિનય ભરેલી સુશૈલીમાં સ્પર્ધા કરી એક બીજાને ઉન્નત કરવા પ્રેરતી અને એક બીજાથી કેટલી ઉન્નત થઈ છે તે કર્તવ્ય કરી દર્શાવી બીજાને ઉત્તેજિત કરી રહી હતી. ભારતની ભાગ્ય દશાને ઉન્નત કરવાને કારીગરોની સંસ્થાઓ, ઉદ્યોગની ચર્ચાઓ અને વિદેશ ગમનની વ્યવસ્થાઓને સુલભ કરી રહી હતી. જનકલ્યાણ, દેશકલ્યાણ તથા આત્મકલ્યાણનાં સર્વ વિધિનાં બીજ રોપી રહી હતી. નિપુણ જનો અદ્દભુત અકથનીય પ્રકૃત શોભામમી અમેરિકા અને યુરોપની ભૂમિની કળાકૌશલ્યતાની નિપુણતાને વર્ણવતા, લક્ષ્મીમદ, રાજ્યમદ, કળામદ, ગર્ભૈશ્વર્ય સત્તામદ અને વ્યવહાર મદની ઉન્નતતાને ચર્ચાવતા, દુર્દમનીય સાહસને દર્શાવતા, અસીમ પરાક્રમ કરવાના કર્તવ્યની દ્રઢતાને જણાવતા, સર્વને ન્યાય આપતા ન્યાયતુલા તોલી રહ્યા હતા અને સાંપ્રત સૃષ્ટિમાં ચાલતા પરાક્રમથી અસીમ પરાક્રમ કરવાને પંચતત્ત્વ સાધી તે દ્વારા સ્થૂળ સૂક્ષ્મની ગતિ રીતિમાં મહાન્ ચમત્કારી કૃતિ કરી, વિદ્યુત્ પ્રવાહને સાધ્ય કરી, આકાશ તત્વને વશ કરી, એરશિપો, અદ્ધર નગરો, વાયરલેસ, ટેલીગ્રાફીના પ્રયોગો અજમાવી રહ્યા હતા. આકાશ તત્વની મદદથી નક્ષત્ર મંડળમાં પ્રવેશ કરવાનું સંશોધન કરી રહ્યા હતા. વાયુ તત્ત્વના પ્રભાવથી અનંત પ્રદેશમાં વેગવત્ થવાની કળા નિહાળી રહ્યા હતા. પૃથ્વી તત્ત્વના વિચા-

રથી મનકલ્પિત સ્થાને પહોંચવાની શોધ સાધ્ય કરી રહ્યા હતા. સ્થૂળ બળ અને સૂક્ષ્મ બળના મિશ્રણથી બાલ, વૃદ્ધ અને તરૂણ સર્વને સાધ્ય થાય એવી મહાન્ વિભૂતિના પ્રયોગો અજમાવી રહ્યા હતા. યોગ વિભૂતિ સાથે કળા કૌશલ્યની વિદ્યાનો યોગ કરી અપૂર્વ અસીમતા દર્શાવવા સર્વ તર્ક વિતર્ક યોજી રહ્યા હતા. અણિમા, લઘુમા આદિ સિદ્ધિઓના પ્રભાવને જન સમુદાયના કામમાં લગાડી નક્ષત્ર જનોની સાથે વ્યવહારકુશળ થવા પ્રયત્નવાદી થઇ રહ્યા હતા. જન લોકની વિભૂતિઓ અને નક્ષત્ર લોકની વિભૂતિઓનું મિશ્રણ કરી તૃતીય વિભૂતિ પ્રકટાવવાનો ધમધમાટ દર્શાવી રહ્યા હતા. ઉદ્યોગ, ઉત્સાહ અને સાહસથી મનુષ્ય કર્ત્તવ્યના યજ્ઞોનો સમારંભ સજી રહેલી કલ્યાણગ્રામની ભૂમિમાં પુરૂષાર્થની પ્રભુતા પ્રસરી રહેલી છે તેવા સમયરંગમાં સર બ્રાડલોના આવાગમનથી અતિથિ યજ્ઞમાં સત્કાર રૂપી આહૂતિ હોમાઇ રહી હતી. આવો વાંચક, તે તરફ લક્ષ આપીએ.

સર બ્રાડલો મિસ ફ્લોરા સાથે ભોજનગૃહનો અતિથિ થયો. ત્યાં ક્ષુધા, તૃષાથી સ્થૂળ દેહને તૃપ્ત કરી, હૃદય વૃત્તિએ:પ્રેરેલા કલ્યાણગ્રામ તરફ, મિસ ફ્લોરાને સાથે લઇ મોટરમાં બેસી ઉપડી ગયો. ધમધમ કરતી મોટર કલ્યાણગ્રામમાં આવી પહોંચી. કલ્યાણગ્રામના મંત્રીઓએ આદર સત્કાર કર્યો અને પ્રધાન મંડપમાં લઇ ગયા. એ પ્રધાન મંડપ બે હજાર આદમીઓનો સમાવેશ કરે એવો ભવ્ય, વિશાળ અને સુદૃઢ બાંધેલો હતો. વક્તાઓ ત્યાં આગળજ પોતાના વક્તૃત્વની ચાતુર્યતા દર્શાવતા અંતઃઉદ્દગાર કહાડતા અને જન પંથને માટે મહા પંથ ઉન્નત કરવાની યોજનાઓ દર્શાવતા, પ્રફુલ્લ હૃદયે નિર્ભય નિરંકુશ કલ્યાણ ચર્ચા કરતા હતા. મનુષ્ય સૃષ્ટિના સ્થૂળ દેહની આરોગ્યતા, સુશીલતા, વીરત્વતા સૌન્દર્યતા, માધુર્યતા, મહત્વતા, મનોહરતા અને કર્તવ્યતા ઉન્નત થઇ ખિલે, વ્યાસ, શંકરાચાર્ય, ભાસ્કરાચાર્ય, કાળિદાસ, ભવભૂતિ, અર્જુન, ભીષ્મ, વિક્રમ, શાલિવાહન, વૉશીંગ્ટન, ફ્રેન્કલીન, ગ્લૅડસ્ટન, પ્રિન્સ બિસ્માર્ક અને મિકાડો જેવા મહાપુરૂષ નિવડે; મનુષ્યપ્રેમ, દેશપ્રેમ, ભ્રાતૃપ્રેમ દીપે; બુદ્ધિ, વિદ્યા, સાધુતા સર્વત્ર પ્રસરે; ક્ષીણતા, નિર્માલ્યતા, ભીરૂતા, અને અધમતા નષ્ટ થાય; ભારતના તનુજો યુરોપ, અમેરિકા, ? આફ્રિકા, ઉત્તર ધ્રુવ તથા દક્ષિણ ધ્રુવના ગુપ્ત પ્રદેશોમાં મહા યાત્રા કરે; ભારત ભૂમિમાં જય, મંગળ, સુખ સમૃદ્ધિ, કાર્યકુશળતા અને દક્ષતા

વધે અને સમસ્ત જનમંડળ હાથમાં હાથ ભેરવી, અતૃપ્તિ મટાડી તૃપ્તિને વધારે એવા વિષયો ચર્ચતા હતા.

સર બ્રાડલો પ્રધાનમંડપમાં આવ્યો ત્યારે કુમુદ આકાશ તત્ત્વને પાતંજલ સૂત્રના નિયમો દ્વારા સાધી વિદ્યુતના પ્રયોગોથી તેને પુષ્ટિ આપી, સ્થૂળસૂક્ષ્મનો યોગ સાધી, મંગળ, શુક્ર અને બૃહસ્તિના ગ્રહોમાં મનુષ્ય મંડળનો સંયોગ કરવાની (થિયરી) કલ્પનારેખ આલેખી રહી હતી. કુમુદના, રૂપાની ઘુઘરીઓના રણકા જેવા અસ્ખલિત વાણી-પ્રવાહથી સભાસ્થાન સ્તબ્ધ થઇ ગયું હતું. કુમુદનો સ્વર, સર બ્રાડલો ન ઓળખે એમ કેમ હોય? જે સ્વર, કુમુદ દૂર હતી ત્યારે મહાન્ ગાન કરી સ્મૃતિ દ્વારા યુરોપમાં ગર્જના ગર્જાવી રહ્યો હતો, સ્વપ્નમાં પણ ભણકારા ભપકાવી રહ્યો હતો. તે મધુરસ્વરપ્રસાદે તેના હૃદયપટ ઉપર વિજળી જેવા ચમકારા મારવા માંડયા. કુમુદના સ્વમુખમાંથી ભભક મારતી વાક્શ્રેણિ કર્ણદ્વાર ઉપર પડવા લાગી, દાખલા દલિલોથી વર્ષવા લાગી, ત્યારે તેના રસિકના હૃદયમાં ધમ ધમાટ મચાવી મન-હરતા અને મનભરતા દર્શાવે તેનું વિચારવાનું શું? જેની મહત્તા, મૃદુતા, કુશળતા અને બુદ્ધિના ભણકારા દૂરથી મોહ પમાડતા હતા તે પ્રત્યક્ષ થયા ત્યારે લેખિનીને આલેખવાનું શું રહે? તેની હૃદયવૃત્તિ મહા કુદકા મારી રહી. બુદ્ધિમતીની મહત્તા દર્શાવનારો વિષય અને ગર્જ-વાનું સ્થાન, નિરંકુશ વાક્ચાતુર્યમાં ધાણી જેવાં ફુટતાં ફુલડાં અને અસ્ખલિત વાણી પ્રવાહ સર્વને ખેંચી રહ્યો હતો. તેમાં સર બ્રાડલો પણ તણાઈ રહ્યો હતો. કુમુદનું મૃદુ વાક્ચાતુર્ય, મહત્તા ભરેલી દલિલો, સર્વને પ્રસન્ન અને બુદ્ધિને તૃપ્ત કરી રહી હતી અને નવીન વિચારના ભણકારથી સર્વેને જાગ્રત કરી નાંખ્યા હતા. તેને સર્વ તરફથી અભિવંદન અપાયું. તે અભિવંદનમાં વધારો કરતાં સર બ્રાડલોએ નવીન કૌતક ઉમેર્યું. કાં તો દયાથી, મમતાથી કે પછી પરીક્ષા કરવાની વૃત્તિથી પરીક્ષકે પ્રસંગ આણ્યો.

સર બ્રાડલો: "કલ્યાણગ્રામની હિમ્મતા માટે જે ભણકારા મ્હારા કર્ણદ્વાર ઉપર અથડાતા હતા તે દ્રષ્ટિગોચર થવાથી સિદ્ધ થયું છે. ભાષણ કર્ત્તા વિદુષી બાઇની માધુર્ય ભરેલી અસ્ખલિત વાણી, શ્રેણી, અધિક મહત્ત્વતા ભરેલી દલિલો, મહાન્ મહત્ત્વતા ભરેલી વિષય સંકલના, અપૂર્વ રીતે પ્રતિપાદન કરવાની શક્તિ એ અભિવંદનીય છે. આવી શક્તિની મહાન્ વિભૂતિ માટે યુરોપ, અમે-

રિકામાં પણ થોડાજ અધિકારી હોય છે. એ બધાંને અંતે આ કલ્યાણગ્રામના અધ્યક્ષોને એક પ્રેરણા કરવાની મ્હને ઇચ્છા થાય છે કે, ભારતવર્ષની વિધવા વિદુષીઓ ઉપર દયાભાવ અને મમતા લાવી તેમના સૃષ્ટિ સુખના માર્ગ માટે વિશેષ માર્ગે ઉન્નત કરશો. ભાષણ-કર્ત્તા જેવાંની સૂર્યના તેજ જેવી જ્વલંત બુદ્ધિ, સંસારમાં સૌન્દર્યતા, સુલભતા અને શ્રેષ્ઠતા શું નહિ ઓપાવે ? એ ન કલ્પી શકાય એવું નથી. આવાં ખાંજરે પડેલાં અનંત ઉત્તમ રત્નોની અધોગતિથી ભારતવર્ષને કેટલી બધી હાનિ છે તે સહજ સમજી શકાશે.

"ભારતવર્ષની વિધવા વિદુષીઓને માટે પુનર્લગ્નનો માર્ગ આગ્રહપૂર્વક ખોલવાથી અનેક જોડાં સુખી થવા સાથે અનેક અધર્મ કર્મો, અનાચાર અને અનીતિ નષ્ટ થશે. દયા ધર્મનું રક્ષણ થશે. પ્રેમજીવનની માધુર્યતા વધશે. સમાજમાં સુલભતા ઉભરાશે, દક્ષતા અને નિપુણતાની કિંમત થશે. યુરોપ, અમેરિકા અને એશિયાના ઘણા ભાગમાં એ માર્ગ પ્રચલિત છે. તેને ભારતવર્ષેજ શા માટે સ્તંભાવી એક ઉત્તમ હૃદયવાળા ભાગને આઘાત કરવો ? ભારતવર્ષના પુરૂષો એક પત્ની ગત્ થતાં સત્વર બીજી કરે છે. વિષય ભોગને તૃપ્ત કરે છે અને વિદુષીઓને સંસારમાં ત્યાગી રહી વિષમ ભોગથી વંચિત રાખવા બંધનથી આગ્રહ કરે છે. તેમની વૃત્તિઓ ઉપર સંસારી રીતિ નિયમનું બંધન બાંધે છે અને જ્ઞાતિ બંધનદ્વારા ક્રૂરતા તથા દુષ્ટતા વાપરે છે. શું ભારતવર્ષના ન્યાયી પુરૂષોને આ શોભા આપ-નારૂં છે ? શું એ કર્મ પ્રત્યક્ષ અન્યાયની મૂર્તિરૂપ નથી ? ઇશ્વરે પુરૂષ અને સ્ત્રી બન્નેને મનુષ્ય કોટિમાં મૂક્યાં છે. બન્નેમાં સરખા વિકારો અને વિચારોના અંકુરો પૂરેલા છે. પુરૂષ માટે જે માર્ગ ખુલ્લો રહે, તે શા માટે દયાપાત્ર, અનાથ વિધવા વિદુષીઓ માટે બંધ રહે ? એ ન્યાયતુલાને તો તોલો. કોઇ પણ ધર્મ, કોઇ પણ બુદ્ધિ અને કોઇ પણ નીતિ આ કર્મને પુષ્ટિ આપતી નથી. મ્હારી આ ભલામણ ઉપર કલ્યાણગ્રામની વિદુષીઓ તથા વિદ્વજ્જનો લક્ષ આપશે એવી આશા છે"

સભા મંડળ સ્તબ્ધ થઇ ગયું. ક્ષણ માત્રમાં તો દયાર્દ્ર ન્યાય-વૃત્તિએ સર્વ ઉપર છાયા પ્રસારી. સર્વે ક્ષોભ પામી સ્તબ્ધ થઇ ગયાં. સ્ત્રી મંડળમાં ખળભળાટ થઇ ગયો. ગંગા ભાભી ઊંચાં નીચાં થઇ ગયાં. સરલા, શારદા અને શ્રીમતી ચક્ષુ ચગાવી રહીઓ. શિવલક્ષ્મી,

અતિલક્ષ્મી અને મહાલક્ષ્મી ઊચું વકાસી રહી. અહલ્યા, હીરા, પીરોજા અને પાર્વતી ગંભીરતા ધારણ કરી રહી. સર્વેનું મૌન્ય સંધાઇ રહ્યું હતું. તેમાં વિદ્યુત્ જેવા વાણી પ્રવાહથી, શબ્દ ચાતુર્યથી ચમકારા મારતી કુમુદે મૌન્ય તોડયું અને વાણી પ્રસાદથી સર્વેના કર્ણ તૃપ્ત કરવા માંડયાઃ

કુમુદઃ "મહાશયો, સભ્યો અને વિદુષીઓ, અતિથિ મહાશય તરફથી અપરોક્ષ રીતે પ્રતિઉત્તર કરવાને નિમંત્રિત થઇ છું ત્યારે મ્હારે મ્હારૂં કર્ત્તવ્ય બજાવવું અવશ્યનું છે. પુનર્લગ્નનો વાદવિવાદ ભારતમાં નવો નથી. લગભગ ચાળીસ વર્ષ થયાં એ પ્રશ્ન બન્ને પક્ષ તરફથી ચર્ચાઈ રહ્યો છે એટલે હું પિષ્ટપેષણ કરવા ધારતી નથી. પરંતુ તેમાંનું મહત્ત્વ તમારા સન્મુખ ઉલ્લેખું તો તે અયોગ્ય નહિ ગણાય.

"ભારતવર્ષની વિદુષીઓનું હૃદય અને વૃત્તિઓ અનુલક્ષવી જરૂરની કે જેથી પાશ્ચિમાત્ય સંસ્કારવાળી વનિતાઓ અને ભારતની વિદુષીઓની વૃત્તિની તુલા કરી શકાશે. વંદનીય મહિલા સીતા અને દમયંતી પતિપરાયણ રહી અનંત દુઃખ સહન કરી પતિપરાયણા રહી; એ પ્રેમ હૃદયની મહા તુલના તોલાવે છે. હરિશ્ચંદ્રની ભાર્યા તારામતિએ પતિની પ્રતિજ્ઞા માટે રાજ્ય ઐશ્વર્યાદિની આહૂતિ આપી પતિ મનોરથાર્થે અપૂર્વ વિપત્તિ ભોગવવી એ ઔદાર્ય હૃદયની સત્ય તુલા બતાવે છે. દર્શનથીજ પતિ માની લીધેલા સ્વામી માટે વૈરાગ્ય ધારણ કરનારી મહાશ્વેતા જેવીએ જે સર્વ સુખ ઐશ્વર્યની આહૂતિ આપી છે તે પ્રેમની પરિસીમા અંકાવે છે. સાવિત્રી જેવી નારીઓ સત્ય પ્રેમ પ્રણાલિકાનું દર્શન દેછે. શ્રવણ અને દર્શનથીજ એક વાર પતિ માની લેતી અને હૃદયવલ્લભ તરીકે સ્થાપતી, તેને જીવનપર્યંત હૃદયના પ્રભુ ગણતી અને સુખ દુઃખ સર્વમાં તથા વિયોગ થતાં કે મૃત્યુ થતાં પણ સર્વકાળ નિષ્ઠાપૂર્વક સ્વામીનું ચિન્તવન રાખતી એ વ્રત નિર્મળ સત્ય નિષ્ઠા દર્શાવે છે. એ સર્વ લક્ષણો આર્ય વિદુષીઓના મહા મંત્રો છે અને તેથીજ ભારતવર્ષમાં શુભ પ્રેમ ચૈતન્યની ઉજ્વળતા, સત્ય પ્રેમની મહત્તા અને પ્રેમની પરમ પ્રણાલિકાનું સ્વરૂપ કાળે કાળે આલેખાયું છે અને આલેખાશે. એ બીજોમાં અંકુરો આદિ કાળથી રોપાયા છે અને અદ્યાપિપર્યંત તેનાં મૂળ નાશ પામ્યાં નથી. એ શુદ્ધ બીજોને ખીલવવામાં લાભ છે કે નાશ કરવામાં

લાભ છે તેનો વિચાર કરી સત્ય તુલના તોળી લેજો. લગ્ન સમયે સપ્તપદી કાળે કરેલી સપ્ત મહા પ્રતિજ્ઞાઓ અને તે મહત્તાઓ તમારા હૃદયમાં કંઈ મહત્ત્વ ઉભરાવે છે કે કેમ? તેનું મહત્વ આલોક અને પરલોકમાં કેટલું છે તેની તુલના પણ તોળી લેશો.

પાશ્ચિમાત્યોના ધર્મ રીતિના જૂદા જૂદા વિચારો હોય, પારલૌકિક સંબંધે દરકાર ન હોય, તો પણ લૌકિક મર્યાદામાં સત્ય પ્રેમની સૌંદર્યતામાં, નીતિના વ્યવહારમાં, સંસારની સુવ્યવસ્થામાં ક્યું શ્રેયસ્કર–શ્રેષ્ઠ દાર્શનિક છે તેનો ન્યાય આપશો.

કામજ્વરની વેદનાથી પીડાનારીઓની કેવળ કામ પીડા ઉપર કાલ્પનિક તુરંગો દોડાવી દયા ધારી જે ઉપદેશ થાય છે, તે ઉત્તમતા વધારવાનું સાધન છે એમ કહેવું અશક્ય છે. કામ પીડાથી વિધવાઓ પીડાય છે અને સૌભાગ્યવતીઓ સખની રહે છે એ વિચાર અનુભવે ખોટા પડશે. એનો આધાર મનના કાબુ ઉપર છે. કામવૃત્તિ તો સંગતિ દોષનું કંઈ અજબ વિષ છે. જેને એ હરામચસ્કો પડયો હોય છે તેને તો દશ પતિથી પણ સંતોષ થતો નથી. ચાક્ષુષાદિ વૃત્તિથી, ભોજ્ય સૃષ્ટિની દૃષ્ટિથી, મનઃ સંકલ્પિત સંયોગથી, અધર્મ વૃત્તિ પોષવાથી, અને નિરંકુશિત થવાથી મોહ ઉત્પન્ન થઇ વિષયનું બીજ રોપાય છે અને તેને વધુ સેવવાથી વિષવૃક્ષ વધે છે અને તે વિષ પ્રવાહ, આર્થિક વિચારે વિચારતાં પત્ની ધર્મનો ઉચ્છેદક છે, શુદ્ધ પ્રેમમાં વિષ સંચારનારો છે, સંતતિનાં સદ્ભાગ્યનો રોધ કરનારો છે અને મન તનની સુદૃઢતાને તોડનારો છે. કામવાસનાની વાંચ્છનાને શાંત કરવાને તમારા માર્ગ યોગ્ય નથી એમ જ્યારે તમે મનુષ્ય પ્રકૃતિના ગુણ તત્ત્વોના વલણના નિયમો વિચારશો તથા ઋષિ મુનિયોની માર્ગશિક્ષા શાંત મન વડે અવલોકશો ત્યારે સમજાશે. આ તો ગળે થયેલું ગુમડું મટાડવા ગળે ગલપટો બાંધી ઉપરની સૌન્દર્યતા બતાવવી અને પગે થયેલા ગુમડાને મટાડવા સ્ટૉકિંગ પહેરવા જેવો પ્રયોગ બતાવવા જેવું છે. એ કંઇ રોગ વિદારક ખરો પ્રયોગ નથી.

વિધવાઓના મદન વૃક્ષને વિસ્તારવાથી તેઓને શાંત કરવા કરતાં નીચેના દોષો વિશેષ પ્રકટે છે. શુદ્ધ સરળ સંસારમાં અવ્યવસ્થા, પ્રેમભ્રષ્ટતા, સ્થાનભ્રષ્ટતા, શુદ્ધ અને પરમનૈષ્ઠિક પ્રેમની નષ્ટતા, વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ અને અધોગતિના માર્ગો વધારે છે. તેથીજ મ્હારે વજ્ર વાણીમાં કહેવું પડે છે કેઃ–

અરે ઉપદેશ શે। ઘો છે।,
મનોગતને વખોવો છે।,
સુનીતિને હઠાવો છો,
કુરીતિને ખિલાવો છો. ૧

મદનની ઉપાધિને તમે જે મહત્વતા આપો છે તે તો

મદનના રંગની સિદ્ધિ,
દિસે છે ચક્ષુની વિધિ,
મનોગતને ભમાવે છે,
ભ્રષ્ટ નષ્ટા બનાવે છે. ૨

મદનને વશમાં રાખવાનો ખરેખરો વિધિ એજ છે કે, મનો-વિકારને જીતવા ને મન મારવું:-

મનોગતનેજ મારીને,
મદનપટનેજ તોડીને,
ક્ષણિકતાને વિચારીને,
તજાયે છે તજાવીને. ૩

લાંબો હાથનો ચાળો કરતાં ઉદ્‌ગાર કહાડયો: "ખરેખર,"

હૃદયપટમાં પતિ ધરતાં,
પુરા પ્રેમે પતિ જપતાં,
રીતિ ને નીતિ સાચવતાં,
રહે ના ક્યાંય મલીનતા. ૪

જરા ચક્ષુમાં રોપનો કટાક્ષ દર્શાવતાં, ઠપકો વર્ષાવતાં, વાણી-પ્રવાહ ચલાવ્યો:--

નીતિ પદથી ડગાવો છો,
પતિવ્રત્તથી ડોલાવો છે,
કલંકિતા બનાવો છો,
અરે આ બોધ શો ઘો છો! ૫
પ્રીતિ રસને જે જાણે છે,
પ્રિતમ પદને પ્રમાણે છે;
કુળ ધર્મે નીતિ માને છે,
તે તો સુલભ જાણે છે. ૬

અરેરે, જેને શિયળવ્રતનું ભાન નથી તેને માટે મ્હારે મુખે શું વદાવો છો? તે તો:

અનાચારી વિહારી છે,
દુરાચારી લબાડી છે,
ભ્રષ્ટા દુષ્ટા અવિચારી છે,
એને કોણે ક્યાં વારી છે? ૭
પ્રીતિ રસને ન જાણે છે,
પ્રતિજ્ઞાને ન માને છે,
કુળ ધર્મને ન જાણે છે,
તેને તો કોણ વારે છે? ૮
ક્ષણિક સુખો વિચારે છે,
બધે ચક્ષુ ચગાવે છે,
પશુ વૃત્તિને માને છે,
તેને તો કોણ વારે છે? ૯

જરા લાવણ્યતાથી બે હાથને આગળ કરતાં શ્રોતાજનોમાં અમૃત પ્રવાહ રેલાવતાં બોલી: " પરલોકને પામેલા પતિ પરમપદને પામ્યા છતાં તેમની પ્રતિમા જે વિદુષીના હૃદય પારણે સર્વદા ઝુલી રહેલી છે તેને વિચાર શો ને વિકાર શો? અસંતોષ શો અને કુવાસના શી?"

પ્રિતમ પદમાં પ્રીતિ દે છે,
પ્રીતિનું મહત્વ જાણે છે;
(જે) અમર આત્માને માને છે,
(તે) અખંડાનંદમાં રહે છે. ૧૦

રૌદ્ર ગર્જના કરી ડાબા હાથની એક આંગળી લાંબી કરી વક્ર દષ્ટિથી ક્રોધ વર્ષાવતી બોલી:–

તમારો બોધ તેને છે,
જે દુષ્ટા ને જ ભ્રષ્ટા છે;
તમારો બોધ તેને છે,
જે કુકર્માં ને કુધર્મા છે. ૧૧

સર બ્રાડલો ઉપર ચક્ષુના કટાક્ષનો આઘાત પડતો હતો, તે તેને ખમી ન શકવાથી આઘાતકાળે નીચું નિહાળી જતો.

કુમુદે કહ્યું: " હું વિનયસહ સત્ય કહું છું કે:—

મૃત પતિમાં પ્રેમ ના ધારે,
પ્રતિજ્ઞાને ન વિચારે,
સ્વચ્છંદા ને વિધર્મા જે,
તમારો બોધ તેને છે. ૧૨

ગંગા ભાભીએ તાળીઓ પાડી અને સર્વ મંડળે તાળીઓની ગર્જના પૂરી કરી. વિશેષ સમય થવાથી સભા વિસર્જન થઇ. મંડપમાંથી સર્વ મંડળ વેરાયું. તે સાથે સર બ્રાડલોને પણ જવું પડયું. કુમુદથી પરિચિતજનની વૃત્તિ તેના તરફ આકર્ષાઈ રહેતી, તે પરાકાષ્ટાએ બીજી તરફ વાળી શકયો. મંડળ વેરાયું અને જૂદી જૂદી કક્ષામાં અને બાગમાં તથા વાટિકામાં વિચારવા લાગ્યું.

કુમુદની વારી હમણાં યોગ કક્ષા નિહાળવાની હતી તે યોગ કક્ષામાં ગઇ. સન્નારી મંડળ ત્યાં યોગ વિધિમાં લાગી ગયું હતું. સંસારી વ્યવહાર સાથે યોગ દિક્ષા કામે લાગે એટલા પ્રમાણમાં સૌભાગ્યવતીઓને યોગ વિધિના સંસ્કાર થતા અને વિધવા વિદુષીઓને મનોવિકારને વશ કરવા યોગ્ય વિશેષ પ્રયોગો કરાવાતા. કુમારિકાઓને કૌમાર્યવ્રતનું બરોબર રક્ષણ થાય અને શરીરની સૌંદર્યતા અને મૃદુતા સાથે સુદ્દઢતા સચવાય તથા પતિ પરાયણ થવા યોગ્ય થાય એવી નીતિ રીતિની વિધિથી યોગ રીતિ સંધાતી અને વિચારને સુલભ એવા શુદ્ધ યોગાચાર સંધાતા.

યોગની કક્ષામાં હઠપ્રદીપિકાને આધારે યોગ કક્ષાનો મઠ બાંધ્યો હતો. તેમાં સર્વ મંડળ ભેગું થઇ યોગની યુક્તિઓ અને વિભૂતિઓ સાધતા. વિધવાઓ ગેરૂએ રંગેલી કંથા ધારણ કરતી. કુમારિકાઓ શ્વેત અથવા રક્ત રંગની કંથા ધારણ કરતી અને સાભાગ્યવતીઓ ચુંદડીઓની કંથા પહેરી યોગ કક્ષાને દીપાવતી. આજે કક્ષામાં યોગના અંતભાગમાં બોધ અપાતો હતો. એ સમયે યોગ કક્ષાની વાટિકામાં મિસ ફ્લોરા અને સર બ્રાડલો શ્રવણ પથમાં વિચરતાં વિચરતાં તૃપ્તિ મેળવતાં હતાં.

કુમારિકા, વિધવા, અને સૌભાગ્યવતી સન્નારીઓ યથાક્રમે ગોઠવાઇ ગઇ હતી. કુમુદના શ્રીમુખમાંથી ઉપદેશનું કથન સ્ત્રવિ રહ્યુ હતું:

કુમુદઃ—સંસારે સન્નારી જનની શ્રેષ્ઠતા,x
શુદ્ધ શિલત્વથી પામે પૂર્ણ વિકાસ જો;
વિનય નયથી કુળ ધર્મો સંભાળીને,
પ્રેમે નેમે ઉજ્વલ કરે સંસાર જો.

સ્ત્રી મંડળમાંથી ધ્વનિ થયો: " સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે. "

---

x. બોધવજી સંદેશો કહેલો શ્યામને—એ રાહ.

સુશિક્ષિત થઇ સુશિક્ષિતા સૌને કરે,
સ્નેહે નેહે ખોલે નીતિનાં દ્વાર જો;
લાવણ્યે મૃદુતા મહત્તા સંભાળીને,
જગત્ જીવનમાં કરે વિનય વિસ્તાર જો. ૧

સ્ત્રી મંડળઃ "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

શીલ સ્વભાવે સુંદરતા સંભાળીને,
સહનશીલ થઇ સહિને સઘળો ભાર જો;
દિવ્ય હૃદયથી દિવ્ય કરી ગૃહધર્મને,
અમી ભરી હેતે ઓપાવો સંસાર જો.

સ્ત્રી મંડળઃ "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

પતિજીવનમાં પ્રેમામૃત પૂરૂં પુરી,
પ્રેમ જીવનમાં લાવે પૂર્ણ મિઠાશ જો;
રિદ્ધિ સિદ્ધિ કીર્તિ તણા સંયોગમાં,
સત્વરતાથી પૂરે વિવિધ વિલાસ જો. ૨

સ્ત્રી મંડળઃ "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

દુર્બળતા દીનતા ને દુઃખના વખતમાં,
પ્રેમે ધૈર્યે પૂરે અમૃત પાસ જો;
સમય સમયના રંગે જગની છાંયડી,
સેવિ સ્નેહે કરે સર્વનાં કાર્ય જો.

સ્ત્રી મંડળઃ "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

દેશ ગૃહ ને જનમંડળનાં કાર્યમાં,
સત્યે સ્નેહે પૂરે સુનીતિ પાસ જો;
કુસંગતિથી કુડાં ફળ છે સર્વદા,
કરજો તેનો સત્વરતાથી ત્યાગ જો. ૩

સ્ત્રી મંડળઃ "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

દ્રઢતા, ધિરતા, ધારી સર્વે કાર્યમાં,
ખોલે ઝીણી સંસારીની ગુંચ જો;

વિનય વિવેકે મૃદુતા પૂર્ણ સંભાળીને,
નિઃસ્વાર્થે ખિલાવે સઘળા પંથ જો.

સ્ત્રી મંડળ: "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

શ્રુતિ સ્મૃતિના સર્વે ધર્મ સંભાળીને,
ગૃહ, કુળ ધર્મથી રાખે રૂડી લાજ જો;
દેશકાળની રીતિ નીતિ સુધારીને,
રાખે પ્રીતિ અખંડાનંદમાં નિત્ય જો. ૪

સ્ત્રી મંડળ: "સંસારે સન્નારી જનને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

કુમુદ જરા સ્તંભી અને પ્રેમાર્દ્રવૃત્તિથી જમણા હાથને વાંકો વાળી જ્ઞાનમુદ્રાની સંજ્ઞા કરી વિનયસહ બોલી: "વિધવા વિદુષીઓએ જીવન પર્યંત સાધુ ધર્મ પાળી સંસાર ધર્મનો અતિ સૂક્ષ્મ ક્લેશકર સંયોગ રાખવાનો છે. તે ક્લેશકરને મિઠો મેહેરામણ માની જળ કમળવત્ રહેવાને મનોવૃત્તિ ઉપર કાબુ રાખવાનો સંયમ કરવાનો છે. તેની યોગ્યતા મેળવવાને સ્વધર્મપરાયણા, સુશિક્ષિતા, નીતિ નિપુણિકા, શિષ્ઠા, નમ્રા અને સુજ્ઞા થવાની આવશ્યકતા છે અને તે થવાનો મહા પંથ એજ છે કે:

સંસારે વૈધવ્યવ્રત્તની દક્ષતા,
નૈષ્ઠિક વૃત્ત ધરી કામદમનથી થાય જો;
રસેન્દ્ર વૃત્તિઓ વશ કરી રીતે ચાલતાં,
સંયમથી શીળવત્ત પુરૂં સચવાયજો.

સ્ત્રી મંડળ: "સંસારે વૈધવ્યવૃત્ત માટે અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

મન મારી મનને વશ પુરૂં રાખતાં,
ધર્મ નીતિને ન્યાય રૂડો સચવાય જો;
પ્રાણજીવનની મૂર્તિ હૃદયે ધારતાં,
પરમ ધર્મની પ્રભુતા ત્યાં પોષાય જો. ૫

સ્ત્રી મંડળ: "સંસારે વૈધવ્યવ્રત્ત માટે અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

અધ્યાત્મ વિદ્યામાં વૃત્તિ વાળતાં,
દુરાચાર દુષ્કર્મો દૂર તણાય જો;

યમ નિયમથી વૈરાગ્ય વૃત્તિ રાખતાં,
નિઃસ્વાર્થ મતિથી પરમ ધર્મ સચવાય જો.

સ્ત્રી મંડળઃ "સંસારે વૈધવ્યવ્રત્ત માટે અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

અલ્પ જનોની અધમ સંગતિ ત્યાગતાં,
સાત્વિક શીલે સૌને શાંતિ થાય જો;
પરલૌકિક આલૌકિક ધર્મ વિચારતાં,
વૈધવ્યવ્રત્તની વિભૂતિ ઉન્નત થાય જો. ૬

સ્ત્રી મંડળઃ "સંસારે વૈધવ્યવ્રત્ત માટે અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

કુમુદઃ "બાળાઓને સુશિક્ષિતા, સ્વધર્મા, વિનયા બનાવવા, લજ્જાવતી, નીતિવતી, રીતિવતી કરવા, ઉચ્ચ ગૃહિણી, ઉત્તમ માતા અને પતિપરાયણા પત્ની બનાવવા તથા શીયળવતી સુશીલાઓને ઉત્પન્ન કરવા સુલભ પંથ એજ છે કેઃ

સંસારે અમ કુમારિકાની શુદ્ધતા,
તન મન કેળવે ઉચ્ચ અભ્યાસે થાય જો;
વિનય વિવેકે સદ્દવૃત્તિ ખીલાવતાં,
સત્ય દયા ને સદ્દગુણથી ઓપાય જો.

સ્ત્રી મંડળઃ "સંસારે કુમારિકાને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

હળીમળી હેતે સર્વે જનોમાં રાચતાં,
સતત સંપે સર્વે સુખો પોષાય જો;
નિર્મળ મન રાખી મૃદુતાને સાચવે,
સુશીલ સુઘડ થઇ કરે મલિનતા નષ્ટ જો. ૭

સ્ત્રી મંડળઃ "સંસારે કુમારિકાને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

શિષ્ટ જનોથી શિક્ષા રૂડી શીખતાં,
સુશિક્ષિતા સુભદ્રા સુજ્ઞા થાયજો;
મનહર મનમોહન સુંદરતા સાચવે,
દયા, ક્ષમા, શીલવ્રત્તનો રાખી પાસ જો.

સ્ત્રી મંડળઃ "સંસારે કુમારિકાને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

સરળ સુધર્મા રહીને સૌને રીઝવે,
અમી ભરી હેતે રાખે સૌમાં વહાલ જો;
સતી જીવનની ઇચ્છા પુરણ ધારતાં,
સ્નેહે નેહે અમૃતની કરે રેલ જો.

સ્ત્રી મંડળઃ "સંસારે કુમારિકાને અમારી એજ શિક્ષા છે, અમારી એજ દિક્ષા છે."

સર બ્રાડલો અને મિસ ફ્લોરા વાટિકામાં વિચરતાં હતાં તે સમયે એક બાળકુમાર વાટિકામાં લટાર મારતો હતો. બાળકુમારે વિનયપૂર્ણ નયનથી સલામ કરી. સર બ્રાડલો તથા મિસ ફ્લોરાએ મુખ-મંડળ ઉપર સ્મિત દર્શાવી તેની સાથે વાર્તાવિનોદ જોડયો.

મિસ ફ્લોરાઃ "આ બાળકુમાર ઉત્તમ શૈલીથી કેળવાયલો લાગે છે."

સર બ્રાડલોઃ "એના મુખમંડળ ઉપર સત્ય, વિનય, ચાંચલ્ય અને માધુર્યનું તેજ પ્રકાશે છે. સહસા પ્રેમવાત્સલ્ય તેના તરફ આકર્ષાય છે. એની મધુર ગિરામાંથી પ્રસાદ અનુભવીએ."

મિસ ફ્લોરાઃ "તમે પ્રશ્નોત્તર કરો."

સર બ્રાડલોઃ "ના, તમે કરો."

મિસ ફ્લોરાઃ "કુમાર, આપનું નામ શું?"

કુમારઃ "આ દેહને સ્નેહધન કહે છે."

મિસ ફ્લોરાઃ "તમે કેટલા ભાઇ છો?"

સ્નેહધનઃ "સંસારયાત્રામાં એની ગણના ગણાય છે."

મિસ ફ્લોરાઃ "તેઓ ક્યા કાર્યમાં દક્ષતા ધારણ કરે છે."

સ્નેહધનઃ "તેનો મ્હને પરિચય નથી."

મિસ ફ્લોરાઃ "તમે તમારા બંધુવર્ગથી અજ્ઞાન છો એ શું?"

સ્નેહધનઃ "મડમ સાહેબ, મ્હારા વડિલ ભાઈ હતા એમ કથા છે પણ જ્યારે મ્હારી કુસુદબાને એના પ્રશ્ન કરૂં છું ત્યારે ઉત્તર મળતો નથી. તેઓ મુખ કરમાવે છે અને અલક બ્હેનને પૂછું છું તો રડવાનો પાર નથી રાખતાં. હવે મ્હારે એ વાત જાણવી ક્યાંથી? મ્હારા ભાઇનું વૃત્તાંત જાણવા મન બહુ થાય છે. હેં, ભાઇનું હેત કેવું હશે?!"

મિસ ફ્લોરાઃ "બહુ મીઠું. વારૂ, કુસુદબા સાથે તમારો શો સંબંધ છે?"

સ્નેહધનઃ "તે મ્હારાં પાલક છે. તેમને માટે મ્હને બહુ માન છે. તે બહુ હેતાળ ને મમતાળ છે. તેમને હું બા કહું છું, પરંતુ અલક બ્હેન તેમને ભાભી કહે છે."

મિસ ફ્લોરાઃ "તમને તમારા ભાઇનો પરિચય નથી, છતાં તેમને માટે તમે આટલી બધી આતુરતા કેમ રાખો છો?"

સ્નેહધનઃ "જ્યારે આપની પાસે ઉભેલા મહાપુરૂષને જોઉં છું ત્યારે બાંધવ યાદ આવે છે. અને રામાયણની રામ લક્ષ્મણની વાતો કુમુદબાથી શ્રવણ કરેલી તેથી તેવું તેવું કરવાનું મન થાય છે."

આ ઉત્તર સાંભળી સર બ્રાડલોના હૃદયમાં પ્રેમ દ્રવીભૂત થયો. તેનાં ચક્ષુમાં પ્રેમબિન્દુ તરવરી આવ્યું. તેણે જરા આડું જોઈ મુખ મંડળ ઉપર રૂમાલ ફેરવી નાંખ્યો, ને પ્રેમ દ્રષ્ટિથી સુકુમારને નિહાળી રહ્યો. સ્નેહધને પણ વિચળિત ચક્ષુથી પ્રેમપૂર્ણ નિહાળ્યાં કર્યું. બન્નેનાં ચક્ષુ ટસેટસ મળ્યાં; એટલામાં શિક્ષાકાર્યથી પરવારેલી કુમુદે સ્નેહધનને બૂમ પાડી.

"જી, હાજર થાઉં છું." એમ કહેતાં કહેતાં વિદ્યુત્ જેવી ત્વરાથી તે કુમુદ તરફ દોડયો.

સર બ્રાડલો જરા નિશ્વાસ મૂકતાં બોલ્યોઃ "આહા, આ બાળક કેવો મનોહર અને સુશીલ છે!"

મિસ ફ્લોરાઃ "મંજુલ અને મધુર છે." વાત કરતાં બન્ને જણાં વાટિકાની બહાર નીકળી ગયાં.

સ્નેહધન દોડતો દોડતો આવી કુમુદને બાઝી પડયો.

કુમુદઃ "કુમાર, શું કરતા હતા?"

સ્નેહધનઃ "કુમુદબા, પેલા સાહેબ અને મડમ સાહેબ જાય છે તેમની સાથે વાતો કરતો હતો."

કુમુદઃ "શી વાત કરી?"

સ્નેહધનઃ "તમે મુખ કરમાવો નહિ અને રીસ ચઢાવો નહિ તો કહું."

કુમુદઃ "કુમાર, કહો એમ નહિ કરૂં."

સ્નેહધનઃ "મ્હને પેલા સાહેબને જોઈ પ્રીતિ ઉભરાઇ ગઇ. કોણ જાણે મ્હારા હૃદયમાં શું થવા લાગ્યું કે કાળજું ધડકવા લાગ્યું અને જાણે તેમને બાઝી પડું એમ થયું. મ્હને રામ અને ભરતના સ્નેહની તમે વાત કરેલી તે યાદ આવી. એવા સ્નેહનો લ્હાવો શી રીતે મળે?"

કુમુદે નીચાં વળી સ્નેહધનને હૃદય સરસો ચાંપ્યો. મનમાં સ્ફુરણા થઇ કે, કુમારને ભ્રાતૃવત્સલતા ઉભરાઈ છે. તેણે પ્રકટપણે ઉત્તર કર્યો: "બંધુસહવાસથી."

સ્નેહધનઃ "રામ અને લક્ષ્મણ જેવા બંધુસહવાસનું સુખ કેવું હશે ?"

કુમુદે ઉંડો નિઃશ્વાસ મૂકયો. તે નિરૂત્તર રહી.

સ્નેહધનઃ "કુમુદબા, તમે પાછું મ્હોં કરમાવ્યું ? જ્યારે હું ભાઇની વાત કરૂં છું ત્યારે તમે એમ કેમ કરો છો ? હું રીસાઇશ."

કુમુદઃ "કુમાર, એવું કરતા ના. એ અવગુણજ બધા અનિષ્ટનું મૂળ છે."

એમ બોલતાં બોલતાં અંતઃનિશ્વાસથી હૃદય ખાલી કર્યું. શોકની છાયા પ્રસરી ગઇ. તેની છાયા સ્નેહધનના હૃદય ઉપર પડી.

સ્નેહધને આર્જવતા, હેત અને મમતા બતાવતાં કહ્યું: "કુમુદબા, હું કંઇ કોઇ દિવસ રીસાઉં છું ? મ્હારા સમ તમે નાખુશ થાઓ તો. હું એ અવગુણને આડે પણ નહિ જાઉં."

કુમુદઃ "કુમાર, જીવતા રહો ને સુખી થાઓ."

સ્નેહધનઃ "પણ તમે લવકુશના બંધુભાવની ગોઠડી કહેલી છે ત્યારથી મ્હારા મનમાં એના એજ વિચાર આવ્યા કરે છે. રામ અને લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, લવ અને કુશ એવી જોડી બંધાઇ હેત પ્રિતના અનુભવ કરીએ, પરાક્રમ કરીએ, જગતમાં સદ્‌નામના મેળવીએ, પણ એ બધું ભાઈ વિના કેમ થાય ? આહા, બંધુ એ શબ્દમાં કેવી મિઠાશ છે ?"

જેમ જેમ કુમારનું વાણી રહસ્ય કુમુદના કર્ણદ્વાર ઉપર પડતું ગયું તેમ તેમ તેનું હૃદય જર્જરિત થઇ માર્મિકતાથી મન વલોવાતું ગયું. તેણે મુખમુદ્રાને ગંભીર કરી ઉત્તર કર્યો: "આજે આકાશ પુષ્પવત્ વાત કેમ કરો છો ? આજે કયા લોકમાં તમારા ભાઇ હશે એ કોણ જાણે છે !"

સ્નેહધનઃ "કુમુદબા, કૃષ્ણ પરમાત્મા પરમ યોગસિદ્ધિને પામ્યા હતા. તેમણે ગુરૂપત્નીને તેનો પુત્ર આણી આપ્યો હતો અને પરલોકમાં ગયેલા પુત્રોને દેવકી માતાએ માંગવાથી આણ્યા હતા. તમે પણ યોગ સાધો છો. ગમે તે લોકમાં ભાઇ હોય તે કેમ ન આણી આપો ? મ્હારે તો ભાઈ જોઇએ અને જોઇએજ. તમે કહેતાં હતાં

કે ગુરૂપત્નીએ વર માગ્યું ત્યારે કૃષ્ણ પરમાત્માએ દીકરો આપ્યો અને દેવકી માએ કહ્યું ત્યારે પરલોકથી દીકરા આણ્યા હતા; તેથી હું કહું છું કે મ્હારા ભાઇને આપો. તમે પણ યોગી જેવાંજ છો."

ઉભયમાં શોક ઉભરાયો. કુમારનાં મીઠાં વચનોએ મીઠી મીઠી વાતોમાંથી શોક મોહનું વિષ ઉત્પન્ન કર્યું. કુમુદની હૃદયવૃત્તિ બહુજ નરમઘેંશ, વિચાર, વિકાર અને શોકને અનુભવી રહી હતી. તેણે નિશ્વાસ નાખતાં પ્રતિ ઉત્તર કર્યો: "કુમાર, ક્યાં એ મહા વિભૂતિઓની વાતો અને ક્યાં હું રંક અબળા? પ્રભુ તમારી ઇચ્છા પરિપૂર્ણ કરો."

સ્નેહધનઃ "તમે વરી આજે આમ કેમ ફરી જાઓ છે? આમાં કૃષ્ણ પરમાત્મા પુરૂષ હતા અને તમે રંક અબળા છો એમ કેમ મનાય? તમેજ શિક્ષણ આપતાં હતાં કે, ચંદ્રાગતની સ્ત્રી શ્રીમંતિની, વ્રતના પ્રભાવથી પાતાળ લોકથી પતિ પામી હતી અને સાવિત્રી યમ પાસેથી પણ પતિને પાછી લાવી હતી. તો પછી ગમે તે લોકમાં હોય પણ મ્હને તો મ્હારા ભાઈ જોઇએ અને જોઇએ. પછી રામ અને લક્ષ્મણ જેવું કરાય ને પરાક્રમ બતાવાય. બાંધવ વિના બ્હાંયે કોણ ઝાલે? મ્હને તો હવે ખરેખરૂં એવું મન થયું છે. તમે તો જે વાતો કરો છો તેવું કરી બતાવતા નથી અને કરવા દેતાંયે નથી. કુમુદબા, એ તે કેવું! હું તો રડી પડીશ."

ખરેખર બન્ને જણુ રડી પડયાં અને હૃદય ખાલી થયું ત્યાં સુધી અશ્રુધારા વર્ષાવી રહ્યાં. કુમારને છાતી સાથે ચાંપી છાનો રાખવા સાડીના પાલવ વડે તેનાં આંસુ લુછયાં અને સોડીયા વડે પોતાનાં આંસુ લુછયાં અને બોલીઃ "કુમાર, વૃથા શોક શા માટે કરો છો? રડીને શીદને રડાવો છો? આજે તમને આ શું થયું છે? શાંત થઇ ક્લેશ છોડો."

સ્નેહધનઃ "હું ક્યાં ક્લેશ કરૂં છું? તમને રડતાં જોઉં છું ત્યારે મ્હારૂં મન ઉભરાય છે અને આંસુ ખાળ્યાં રહેતાં નથી. લ્યો, તમે છાનાં રહો તો હું પણ રહી જાઉં."

કુમુદઃ "લ્યો, આ આંસુ લુછયાં. હવે તમે શાંત થાઓ."

સ્નેહધનઃ "કુમુદબા, તમે યોગ અને પુરૂષાર્થની સિદ્ધિની વાતો તો મ્હોટી મ્હોટી કરો છો, પણ કરી બતાવતાં તો કંઇયે નથી. તમેજ યોગવાસિષ્ઠ વાંચતાં વાંચતાં ઉપદેશ કરતાં હતાં ને પૌરુષેણ

चरेन्तेभ्यः संकटेभ्यः सुबुद्धयः ॥" ( શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરૂષો પુરૂષાર્થ કરવાથીજ અનાયાસે ભયંકર સંકટમાંથી તરે છે. )

કુમુદઃ "સાધ્ય અને અસાધ્ય એવા બે પુરૂષાર્થ છે, તેનો વિવેક પણ વિચારવાનો છે."

સ્નેહધન: "જગતમાં પુરૂષાર્થ આગળ કંઇ અસાધ્ય નથી એમ રણજીતસિંહનો દાખલો આપી તમેજ કહેતાં હતાં ને આજે આમ કેમ કહો છો? કહેવામાં પકડાઈ ગયાં છો."

કુમુદઃ "હા ભાઇ! અમે પકડાઇ ગયાં છીએ તો અમારી આંગળી પકડી ઘેર ચાલો."

સ્નેહધન દોડતો દોડતો ઘરમાં પેસી ગયો. કુમુદ વિચારના વમળમાં ગુંચવાતી ગુંચવાતી, હોઠે આંગળી મૂકી વિચાર કરતાં કરતાં મગજમાંથી કંઈ વિસ્મૃત થયેલું તાજું કરતી હોય તેમ પોતાની સ્મૃતિ તાજી કરવા લાગીઃ "હા, પરિચિત જન જણાય છે. સ્વર પણ પરિચિત છે. અરે!" કહી ઉંડો નિશ્વાસ મૂક્યો. "ખરેખર, સ્વર તો એમના જેવોજ. મુખમદ્રામાં કંઇક ફેર છે. ના પોષાક અને વખત વહેવાથી ફેર છે. હા, મુખમુદ્રા પણ એજ. અરે, આ કલ્પના અસ્થાને છે. અસંભવિત સંભવિત ધારી ભ્રમણા કરવી એ ભ્રમણતા છે. આમ તે હોયં? ના, ના, આ તો ક્યાં યુરોપનાં વિદ્વજ્જન અને વળી શ્રીમાન્! વિદ્યા તો શ્રમે પ્રાપ્ત થાય, પણ અઢળક દ્રવ્યની કંઇ સંભાવના છે? ના, ના, આ તો ખોટી ભ્રમણા છે. અરે, પણ બાળ સ્નેહધનને આ કેવી પ્રેરણા થઈ હશે? શું કંઇ ઇશ્વરી સંકેત હશે? નિર્મળ નિસ્વાર્થ હૃદયમાં ભ્રાતૃભાવનાના અણચિન્તવ્યા ભણકારા શા હશે? એ વિચાર કરવા કામના નથી. ભ્રમણામાં ભમી જવાય. ના, ના, તો પણ સંદેહ પડ્યો ત્યાં તપાસ કરવી. તપાસ કરવામાં આપણું શું જાય છે? પણ હાય, હાય, ત્રણ ત્રણ વર્ષે તે આવી કલ્પના પણ સંભવે? મન કેવું ગાંડું છે? ન કલ્પવાનું કલ્પે છે. અનંત દુઃખોનું કારણ મનજ છે. વર્ષાદ થતાંજ પર્વતોમાંથી અનેક ઔષધિઓ ઉગે છે તેમ મન વિચારના ઘોડા ઉપર બેઠું કે સેંકડો સુખ દુઃખના અંકુરો ઉત્પન્ન થયાજ છે. માટે મનને તો વિવેકમાંજ રહેવા દેવું જોઇએ." આવા આવા વિચારમાં રાત્રિનો કાળ અતીત થયો. પ્રાતઃકાળે મારી તપાસ કરવાનો નિશ્ચય કર્યો અને નિદ્રાને આધીન થઇ.

સર બ્યાડલો પોતાના નિવાસ સ્થાન ઉપર જઇ જરા એકાન્તે બેઠો. સ્નેહધનનાં માર્મિક વચનોથી તેનાં હૃદયમાં ભ્રાતૃભાવનો ઉદધિ ઉભરાઈ ગયો હતો. "ધન, અશ્વર્ય, અને ઉદ્યમનું સંબંધી સિવાય શું પ્રયોજન? અરે, પણ લાવણ્યમયી કુમુદને ઝેરના કેરથી દારૂણ દુઃખ આપ્યા પછી કેમ સુખ બતાવી શકું? આજના સકળ વર્ત્તમાનથી અને સ્નેહધનના વર્તનથી મ્હારી પરીક્ષા કાલે થઇ જવાની. પ્રાતઃકાળ પ્રથમ પ્રયાણ કરીજ નાંખવું." પ્રાતઃકાળની લાલ ઉષાની છટા પ્રસરતા પહેલાં તો અતિથિએ કલ્યાણગ્રામના પ્રદેશ ઉપરથી મોટરને દોડાવી દીધી. આશાથી ભરેલી કુમુદ પ્રાતઃકાળમાં ઉઠી શું કરશે? તેના ચિત્તની શી સ્થિતિ હશે? ચિત રૂપી વેદિ ઉપર નિરાશા અને દુઃખોનો અગ્નિ પ્રદીપ્ત થઈ મહાન્ જ્વાળા પ્રસરાવશે. પ્રભુ કોઇને નિરાશાની પરાકાષ્ટા અનુભવાવશો નહિ.

## પ્રકરણ ૭ મું

### વિદ્યાચતુર અને અતિથિ.

दैवं पुरुष कारेण यो निवर्तितुमिच्छति<br>
इह वाऽमुत्र जगति ससम्पूर्णा मिवाञ्छितः ॥ १<br>
ये समुद्योग मुत्सृज्य स्थिता दैव परायणाः<br>
ते धर्ममर्थं कामंच नाशयन्त्यात्मविद्विषः ॥ २<br>
संवित्स्पन्दो मनःस्पन्द ऐंद्रियस्पन्द एवच<br>
एतानि पुरुषार्थस्य रूपाण्येभ्यः फलोदयः ॥ ३<br>
( योगवासिष्ट )

"જે માણસ પુરૂષાર્થથી દૈવનો પરાભવ કરવા ઇચ્છે છે તે માણસના આલોકમાં કે પરલોકમાં સઘળા મનોરથો સંપૂર્ણ થાય છે.(૧)

પોતે પોતાનીજ શત્રુતા કરનારા જે લોકો ઉદ્યોગને છોડી દઇ દૈવનેજ આધીન થઇ રહે છે, તેઓ ધર્મનો, અર્થનો અને કામનો નાશ કરે છે. (૨)

પુરૂષાર્થનું સ્ફુરણ, પુરૂષાર્થનાં સાધનોની ઇચ્છા અને તેથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ એટલાં પુરૂષાર્થનાં રૂપ છે અને એઓથીજ ફળની પ્રાપ્તિ થાય છે." (૩).

કલ્યાણગ્રામમાંથી નીકળેલો સર બ્યાડલો, મિસ ફ્લોરાની સાથે મુસાફરી કરતો અને નિવાસ કરતો રત્નનગરીમાં પહોંચ્યો હતો. રત્નનગરીના બુદ્ધિશીલ દિવાન વિદ્યાચતુરને

ત્યાં તેમની યોગ્યતા પ્રમાણે આદર સત્કારથી આતિથ્ય થઇ રહ્યું હતું. રત્નનગરીનો પ્રધાન અને અતિથિ વ્યાપાર સંબંધે વિનોદે ચઢયા. ભારતવર્ષના નિર્માલ્ય વ્યાપારો માટે ક્લેશ ભરેલા ઉદ્દગાર કહાડી વિદ્યાચતુરે શરૂઆત કરી: "ભારતના વ્યાપારો ઉન્નતિક્રમમાં ક્યારે આવશે? આશા ઉભરાવે છે, અમી પૂરે છે. ત્યાર પહેલાં વ્યાપારી મંડળનું અનિતિજ્ઞ વલણ ઢલણ નિરાશા પ્રબળ કરી મનને નિર્બળ બનાવે છે."

સર બ્રાડલો: "વ્યાપારમાં અનીતિનું વલણ ઢલણ અનિષ્ટકારક છે, નીતિનાં ફળ ઉત્તમ શ્રેણિમાં લઇ જનારાં અને મહત્તા સ્થાપન કરનારાં છે ત્યારે અનીતિનાં ફળો અધમતામાં લઇ જઇ અનિષ્ટતા કરનારાં છે. વિશેષ કરી તે અધોગતિનાં સાધનભૂત છે. નીતિનાં એ ફળમાંથી મહાન્ તથા ચિરસ્થાયી સુખો ઉદ્દભવે છે અને અનીતિની ઉપાધિમાંથી ભયંકર વિનાશનું વિષ વિસ્તરે છે, અને તે ભભુકી ભસ્મીભૂત કરે છે. વ્યાપારમાં ફતેહ મેળવવા માટે શકિત કરતાં સદ્દવર્તનશીલ ચરિત્ર ઉપર વધુ આધાર રહે છે."

વિદ્યાચતુર: "તૃષ્ણાના તુરંગ ઉપર દોડનાર વ્યાપારીઓ ધંધાની સ્પર્ધામાં મહાન્ શ્રીમાન્ થવાની ઇચ્છા રાખી માત્ર દ્રવ્ય કેમ મેળવી શકાય એટલુંજ વિચારે છે. તેની કેફમાં તેમને નીતિ, રીતિ, દયા કે પાપ પુન્યનો વિવેક રહેતો નથી."

સર બ્રાડલો: "આપનું કહેવું સત્ય છે. કેવળ સુવર્ણનો મ્હોટો જથો મેળવી શ્રીમાન્ કેમ થવું એજ સૂત્ર તેમના મનોઘટમાં રમી રહ્યું હોય છે."

વિદ્યાચતુર: "અરે, મહાન્ શ્રીમાન્ થવાની તૃષ્ણામાં જેમ ફાવ્યું તેમ ખેલવા મંડી જાય છે. પછી વ્યાપારમાં ખોટ આવો કે નફો આવો તેની ચિંતા નહિ. નફો ન મળ્યો તો નવલ કલ્પના ગોઠવી, આશા બાંધી, કાલ્પનિક લાભોની કલ્પનાના ફંદમાં ફસ્યા જાય છે. ફસે છે અને ફસાવે છે."

સર બ્રાડલો: "આપે સત્ય અવલોકન કર્યું છે. વ્યાપારી આલમના લોભીઆઓ મ્હને આ વ્યાપાર નથી આવડતો કે નથી સમજાતો એમ કહેતાજ નથી. તેઓ સર્વજ્ઞ હોય તેમ સર્વજ્ઞતાનો આડંબર રાખી કાર્ય ધકેલ્યા જાય છે. એ એમની મનુષ્ય હૃદય ઉપર છાપ પાડવાની પદ્ધતિ છે."

વિદ્યાચતુરઃ '' જે એમના ટ્રૅપમાં લેવાઇ ગયા તે બધાને નિર્માલ્ય ગણી તેઓ ફુલાય છે. જે એમના લોભને આડે આવે છે તે બધાની લુચ્ચામાં જ ગણત્રી ગણે છે અને જે એમના ઉપર વિશ્વાસ રાખી ઠગાય છે તેને કેવળ મૂર્ખા ગણે છે!"

સર બ્રાડલોઃ " એવા નરાધમો ધિક્કારને પાત્ર છે. જેમનું જીવન ઉજ્વળ નથી તેમનું જીવન કામનું શું? વ્યાપારમાં ઠગાઇથી લાભ મળે છે એ માનવું ભૂલ ભરેલું છે. લાભપ્રદ વ્યાપાર કરવાને નિત્યક્રમ એ એક સચોટ સિદ્ધાન્ત છે અને પ્રત્યેક વિષયમાં આંતરગત થઇ નિપુણતા મેળવવાથી જ વ્યાપારમાં મહત્તા અને શ્રેષ્ઠતા મેળવાય છે."

વિદ્યાચતુરઃ " વ્યાપારીઓ લોભવશ થઇ અનેક તર્ક વિતર્કોથી જનપંથમાં લોભની જાળ બિછાવી નવીન નવીન માર્ગો ઉપર દોડે છે અને ફસાવે છે, તેઓ જનમંડળ અને પોતાની જાત એ બેના દ્રોહી છે."

સર બ્રાડલોઃ " ભલે, પાપ ભરેલી લોભવૃત્તિને કાબુમાં રાખી નવીન પ્રવૃત્તિથી યત્ન કરે તો તે ધન્યવાદને પાત્ર છે. નવા નવા તર્ક વિતર્કોથી નવીન માર્ગો ખોલી તે તરફ દોડે અને જનમંડળને તે ઉપર ધસારો કરાવે એ બુદ્ધિવિજય છે. પરંતુ તે કાર્યના સૂત્રધારે ફતેહમંદ થવાની કુંચી બરાબર સમજી, કાર્યસિદ્ધિ કરવાની મહાન્ ફરજ લક્ષમાં રાખી વર્તન રાખવું એ અવશ્યનું છે. તે સાથે ઉત્સાહ, જાતિશ્રમ અને દક્ષતાથી રચેલા કાર્યક્રમની પદ્ધતિ એટલાની અવશ્ય જરૂર છે."

વિદ્યાચતુરઃ " સાંપ્રત કાળમાં શેરો, મીલો, બોન્ડો, લોનો, સ્ટીમરો, રેલ્વેઓ, નેહેરો, એરશિપો, ખેતીવાડી તથા ખાણો એ બધાં ઉદ્યોગો ખોલવાની આવશ્યકતા છે અને તે સિવાય ભારતવર્ષનો ઉદય નથી."

સર બ્રાડલોઃ " સર્વ દેશોનો ઉદય એ ઉદ્યોગોની ખિલવણી ઉપર છે, પરંતુ લોભગ્રસ્ત પુરૂષો લોભની જાળ બિછાવી તે માર્ગે ઉપર પ્રજામંડળને દોડાવી ફસાવે છે. એવા નરાધમોનાં હૃદય પથ્થર જેવાં કઠણ હોય છે. માટે તેમના મુખમાંથી જે ઉદ્દગાર નીકળે તેથી ઠગાતાં સાવધાન રહેવું. વળી લોભની મોહજાળ બિછાવનારા એવા પ્રપંચ માધુર્યત્વથી વાણી પ્રવાહ ચલાવે છે કે, તેના ફાંદામાં સર્વ ફસાઇ

જાય છે. કેમકે તેમને ડૉળ ઘાલી ઢોંગ કરતાં સારો આવડતો હોય છે. આવા નરોથી કાર્યની ઉત્પાદકતા અનર્થ કર્તા છે. પરંતુ એ કાર્યો, કર્તવ્ય સમજનાર પુરૂષોના હાથથી ઉન્નતિક્રમમાં મૂકાય અને તેમાં જે પુરૂષ કાર્ય ઉપાડે તેનામાં રહસ્યની ખાંચ ખુંચો સમજવાની શકિત હોય અને યોગ્ય તર્ક, ચિત્તશકિત અને નિયમિતતા ભરેલી દેખરેખ, અને તે સાથે સમય પરત્વે મળતી પ્રત્યેક તકનો લાભ લેવાની કાર્યવાહિની શકિત અને ઉત્સાહ હોય તો તે માટે પુરતું છે."

વિદ્યાચતુરઃ "વ્યાપારમાં જોડાયા સિવાય કોઇ પણ પ્રજાનો પ્રારબ્ધમાર્ગ ઉન્નત થતો નથી. પરંતુ જ્યારે અધમ નરોના વર્ત્તમાન મળે છે ત્યારે મનોવૃત્તિ પાછી હઠે છે કે એ માર્ગને કેમ ઉન્નત કરવો ?"

સર બ્રાડલોઃ "દિવાન સાહેબ, વ્યાપારી ઉપર છેક અશ્રદ્ધાળુ પણ ન થાઓ. બુદ્ધિવાન્ પુરૂષો કાર્ય ઉપાડે છે એમાં કંઇ તેઓ બદદાનતથી કાર્ય કરે છે એમ કલ્પવું શ્રેયસ્કર નથી. કેમ કે સાહસિક પુરૂષો ઘુમે છે, તેમાં કેટલીક વખત સવળા પાસા પડે છે અને કેટલીક વખત અવળા પાસા પણ પડે છે. તેથી કાર્યને તજવું યોગ્ય નથી. જેને કાર્ય સોંપો તે કાર્યદક્ષ હોવો જોઇએ એ સિદ્ધાંત સચોટ રાખો."

વિદ્યાચતુરઃ "હાલમાં ચાલતા જનપ્રવાહમાં કેમ માર્ગ લેવો તે સૂઝતું નથી અને તેથી અમારૂં રાજ્ય હાલમાં કેટલાક ઉદ્યોગારંભમાં સ્તંભ્યું છે."

સર બ્રાડલોઃ "જગતના વ્યાપારી ઉત્પાતે આપને સ્તંભાવ્યા હશે, પરંતુ યુરોપ, અમેરિકા, એશિયા અને આફ્રિકામાં પ્રારબ્ધને ઉન્નત કરવા શરાફો, દલાલો, એન્જીનીઅરો, કંટ્રાકટરો, વકીલો અને ઉચ્ચ બુદ્ધિવાન્ પુરૂષો પણ ફાંફાં મારી રહ્યા હોય છે. તેઓ ઉન્નતિક્રમમાં પ્રારબ્ધ રંગ ખીલાવે છે અને પ્રસંગ આવે અધોગતિમાં પડી ફસે છે અને ફસાવે પણ છે. આમાં મુખ્યત્વે કરી બહુ લોભિયા હોય છે તે જ ફસાય છે. સામાન્ય બુદ્ધિશીલ વ્યવહારિક માણસો તો ડૂબતા નથી અને ડુબાડતા નથી. પરંતુ સત્ય કહીએ તો વ્યાપાર એટલે જ સાવચેતી રાખવાનું દારૂખાનું છે. એમાં ગાફેલ રહ્યા કે આગ લાગી અને વ્યાપારમાં એક વખત છક્કડ ખાધી ને આગ લાગી કે સર્વસ્વ બળીને ખાખ! અસ્ત વ્યસ્ત! બીજો માર્ગ જ નહિ.

વ્યાપારમાં મુખ્ય મુદ્દો એ છે કે જોખમદારીને વશ ન થવું, પણ જોખમદારીને તાબે રાખવી. એ વ્યાપારની મહા કળા છે. એ કળા ચુકાઈ કે થઇ રહ્યું ! અદ્ધર હવામાં ઉડનારને કોણુ ઝીલે ? ”

વિદ્યાચતુરઃ “ અમે પણુ એ જ લક્ષણો ઉપર લક્ષ આપી પ્રજાને દોરવા ધારીએ છીએ. ”

સર બ્રાડલોઃ “ ના, તેમ પણુ થઈ શકે નહિ. તેને તો ઉન્નતિક્રમમાં મૂકવા જ દો. પ્રજાને ધુમવા દો. કેમકે જ્યારે આ દેશની પ્રજા યુરોપની પ્રજા પ્રમાણે ઘણી રીતે ઘડાશે ત્યારે તેને યોગ્ય શિક્ષણુ મળશે. કેમ કે વ્યાપાર કહો, ધંધો કહો, કે રોજગાર કહો, એ સમયના કાળચક્ર પ્રમાણે રીતિ સ્થિતિ બદલે છે. વ્યાપારનાં કાર્યે ગુપ્ત ભેદી રાખવા પડે છે. તેમાં કેટલોક બાહ્ય દેખાવનો ભપકો અને ટાપટીપ રાખવી પડે છે. તેથી બાહ્ય દ્રષ્ટિથી સત્ય સ્વરૂપ દ્રષ્ટિગોચર થતું નથી અને તેનું ગુહ્ય સ્વરૂપ દીર્ઘદ્રષ્ટિથી પૂરા અંદર પેઠા સિવાય આભાસ આપી શકે એમ હોતું નથી. એ સાથે એ પણુ લક્ષમાં લેવાનું અવશ્યનું છે કે, નિપુણુ વ્યાપારીઓનાં મગજો રોજ નવી નવી યોજનાઓનાં ઉત્પાદક હોય છે. તેમાંની એકાદ યોજના જનમંડળને બંધ બેસતી થઇ ગઇ તો તેના વિજયની પતાકા ફરકી રહે છે, તેની ગણુના થાય એમ નથી. આ પ્રમાણથી આપના ધ્યાનમાં આવશે કે યોજના માત્ર ઘડવી એ મૂર્ખતા છે, એ વિચાર જ મૂર્ખતા ભરેલા છે. પરંતુ યોજના અનુકૂળ પડવાના સંજોગો પ્રમાણિકપણુ ઉપર આધાર રાખે છે. ”

વિદ્યાચતુરઃ “ ત્યારે આપ એ સિદ્ધાંત ઉપર આવો છો કે પ્રજા વર્ગને વ્યાપારમાં દોડવા દેવો. ”

સર બ્રાડલોઃ “ હા, તમારી પ્રજાને નાસિપાસ ન કરતાં ઉન્નતિ માર્ગમાં ધસવા દેવી. ફક્ત તેને નીતિનાં બંધનની જરૂર છે. પ્રજા વ્યાપારમાં નહિ પડે ત્યાં સુધી યોગ્ય શિક્ષણુ મેળવી શકશે નહિ. વ્યાપારનાં સકળ કાર્યો કસોટી કહાડનારાં હોય છે. કાર્યદક્ષતા સાથે અનુભવની એમાં ખાસ આવશ્યક્તા છે. ન્હાનાં મ્હોટાં બજારો સર્વે કાળ સરખા હોતાં નથી. મ્હોટા વ્યાપાર સાથે ન્હાના વ્યાપારનો નિકટનો સંબંધ હોય છે. તે સંબંધને બંધબેસ્તો કરી શકે તે જ વ્યાપારમાં જયવંત થાય છે. વળી એટલી જ આવશ્યક્તા નાણાં બજાર અને વ્યાપાર સાથે લક્ષ આપવાની છે. બન્ને બજારો સાથે

સરખાં ચાલતાં હોતાં નથી. એક બજાર તેજીમાં હોય ત્યારે બીજું મંદીમાં હોય છે. નાણાં બજારમાં સગવડ હોય છે ત્યારે માલના બજારમાં પ્રતિકૂળતા હોય છે અને વ્યાપારની તેજી મંદીમાં નાણાં બજાર એક સરખી સ્થિતિમાં હોય જ નહિ. એ લક્ષમાં રાખી દક્ષ પુરૂષોએ કળ વળથી કાર્યદક્ષ થવાની બુદ્ધિ વાપરવી એજ વ્યાપારી બુદ્ધિની કુનેહ છે."

વિદ્યાચતુરઃ "અલ્પજ્ઞ જનો ખરે વ્યાપારે ન જતાં સટ્ટે ચઢી જાય છે તે માટે પ્રતિબંધક કાયદો કરવા વિચાર છે."

સર બ્રાડલોઃ "આપનો એ વિચાર સ્તુતિપાત્ર છે. થોડે નાણે મ્હોટા વ્યાપાર કરનાર લોભીઆઓને સટ્ટાનો માર્ગ સરળ લાગે છે. પરંતુ સટ્ટો જેટલો સહેલો છે તેટલો જ નાશ કરનાર ભયંકર શસ્ત્ર છે. કોઇ પણ વ્યાપારી ગૃહસ્થે એ માર્ગે જવું ઉચિત નથી. વ્યાપાર એ એક દિવ્ય જ્ઞાનમય વિદ્યા છે. જે મનુષ્ય ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો વિચાર કરી એ વિદ્યાને સુક્ષ્મ બુદ્ધિથી વાપરે છે તેને યારી દે છે. એ વિદ્યા મૂર્ખાઓ કે સટોરીઆઓને પ્રાપ્ત થવી દુર્ઘટ છે. ઉદ્ધતાઇથી વ્યાપાર કરવાથી વ્યાપારીની સ્થિતિ વિકટ થઇ પડે છે, માટે વ્યાપારી ગૃહસ્થોએ શાંત રહી ગંભીરતાથી વ્યાપારની કુંચી હલાવવી યોગ્ય છે. એ સૂત્ર લક્ષમાં રાખી આપના રાજ્યમાં સટ્ટાનો પ્રતિબંધ કરશો તો તે પ્રજાના હિતમાં હિતકર થશે."

વિદ્યાચતુરઃ "અમારી પ્રજા વ્યાપારી આલમમાં નામના કહાડે અને દેશ પરદેશ સાથે વ્યાપાર વૃદ્ધિ કરે એવી અમારી પવિત્ર ઇચ્છા છે."

સર બ્રાડલોઃ "યુરોપ, અમેરિકા તથા જાપાન આદિ દેશોમાં ઉદ્યોગો જે ધમધમાટ મચાવી સરસાઇ ભોગવે છે તેનું શિક્ષણ તમારી પ્રજાને આપો. તમારા સ્ટેટની મદદથી બેન્કનું સાધન કરી આપી નાણાની અનુકૂળતા કરી આપો. તે છતાં પણ પરદેશી બજારમાં પ્રવેશ કરવાને તમારે નામદાર બ્રિટિશ સરકારની મદદની જરૂર પડશે માટે તેમની મદદ લેજો. એ ઉદાર સરકાર તમને બનતી મદદ આપશે એવી મ્હારી ખાત્રી છે. પરદેશી પ્રજા સાથે તમારી પ્રજાને વ્યાપારની હરીફાઇમાં ઉતારવા, દ્રવ્ય, કુશળતા, ચાંચલ્યતા, સદ્વર્તન, પ્રમાણિકપણું, સાહસિકપણું ઉન્નત કરવાની આવશ્યકતા છે. તે સાથે સત્તાની મદદની અનુકૂળતાની જરૂર છે. તમારી પ્રજા જેમ જેમ સમૃદ્ધ અને

પૃથ્વી ખેડશે તેમ તેમ કાળે કરી તેમને સર્વ સંપત્તિ પ્રાપ્ત થશે અને લક્ષ્મી તથા વૈભવ તેમનાં દાસ બની રહેશે."

વિદ્યાચતુરઃ "સમુદ્ર અને પૃથ્વી પર્યટણ માટે અમારી પ્રજા માટે અમે માર્ગ ખુલ્લો કર્યો છે. અમારૂં સ્ટેટ સર્વે ભાર વહેવા ધારે છે. હવે એ ખર્ચ કેમ ઉભો કરવો એના જ વિચારમાં છીએ."

સર બ્રાડલોઃ "તમે જરા ઉદાર રહેજો. પ્રજાને નિપુણ થઇ વ્યાપારી થવા દો અને તમે તમારૂં રાજત્વ સાચવો. તમારી પ્રજા ધનાઢ્ય થશે એ તમારૂં જ દ્રવ્ય વધે છે એમ માનજો. જાપાનનો શહેનશાહ મિકાડો એક આદર્શ નૃપતિ થઇ ગયો છે, એમાં લેશ પણ શંકા નથી. ત્યાં ખરો રાજા એ જ કહેવાય છે. હમણાં હું એની રાજ્ય વ્યવસ્થાનો જ અભ્યાસ કરી રહ્યો છું. હવે તે પ્રમાણે ભારતવર્ષમાં વ્યાપાર, ખેતી અને હુન્નરની વૃદ્ધિ કરવાની યોજના તૈયાર થાય અને જાપાનની ઉન્નતિ જે રીતે થઈ તેજ રીતિ ગ્રહણ કરવામાં આવે તો આપની અને ભારતવર્ષની પ્રજા સુવર્ણગિરિ પર આનંદ કલ્લોલ કરે."

વિદ્યાચતુરઃ "વ્યાપારના સૂત્રોનું સામાન્યપણે આજે ઠીક પૃથક્કરણ થયું છે. પરંતુ અમારા સ્ટેટ સાથે ભારતવર્ષના વ્યાપારની ખાસ સંકલના ગુંથવી જરૂરની છે. જ્યાં સુધી પરદેશના બજારમાં ભારત વ્યાપાર કરતું નહિ થાય ત્યાં સુધી મહાન્ જય નથી. હું જાણું છું કે શહેનશાહ મિકાડોએ ચાળીસ વર્ષમાં પ્રજાને વ્યાપાર અને હુન્નરને શિખરે ચઢાવી દીધી છે. આજે તે પ્રજા સુધરેલા દેશના હુન્નરને ટક્કર મારે એવી વસ્તુઓ બનાવે છે. ખેતી કરવામાં અને વિજ્ઞાન વિદ્યામાં જાપાનની પ્રજા નિપુણ થઇ રહી છે. તમે ગમે તે દેશનો માલ લાવી જાપાન મોકલો કે પછી ત્યાંથી તેના જ જોટાનો તેવો જ માલ તમને સસ્તી કિંમતે મળશે. એ શું બતાવે છે? મિકાડોની ભારે કાળજી અને પ્રજાવત્સલતાનો એ અચુક પુરાવો છે. અમારે પણ તેમ જ કરવું ઉચિત છે. તમે મદદ કરજો."

સર બ્રાડલોઃ "હું મ્હારાથી બનતી દરેક પ્રકારની મદદ આપવા તૈયાર જ છું. વ્યાપાર વ્યવહારનો કાળક્રમ એટલો બધો આગળ ચાલ્યો છે કે, અમે ઇંગ્લેન્ડને એજ સલાહ આપી રહ્યા છીએ કે, 'યુરોપની જૂદી જૂદી પ્રજા, કોલોનીઓ, અમેરિકા અને જાપાન વ્યાપારમાં પૂર વેગે વધ્યાં જાય છે, તેનો પૂર પ્રવાહ ઇંગ્લેન્ડનાં

વ્યાપારને ખેંચાવશે, માટે ઇગ્લેંડે વ્યાપારમાં આગળ વધવું જોઇએ. ઇંગ્લેંડ સાથે ભારતવર્ષને સાંધશો તો તમે જગત માત્રને વ્યાપારમાં થરથરાવી વ્યાપારી આલમમાં ચક્રવર્તીપદ ધારણ કરશો. ભારતવર્ષ ધન વૈભવમાં તાજું થશે, પરંતુ જ્યારે અવર દેશો ધમધમાટ કરી ઇગ્લેન્ડને પાછળ પાડવા યત્ન કરે છે, ત્યારે ભારત કે જે ઇંગ્લેન્ડનું એક અંગ છે તેને ઉન્નતિમાં લાવી આંગળીએ આંગળી ઝાલી ભૂમંડળમાં કેમ વીર હાક ન વગાડવી ?"

વિદ્યાચતુરઃ "આપના વિચારને ઇગ્લેંડના બુદ્ધિવાન્ પુરૂષો સંમતિ આપો. તથાસ્તુ."

સર બ્રાડલોઃ "ભારતના ઉદ્યોગની દરેક શાખા ખીલવવાની છે. તે કેવી રીતે ખીલવવી તે સંબંધી જૂદી જૂદી યોજનાઓ રચવાની જરૂર છે અને ભારત વ્યાપારમાં કેમ ફાવતું નથી તેની ખાંચખુંચો ચર્ચવાની આવશ્યકતા છે. તે અવકાશે વિચારીશું."

દિવાનજીની પાસે બેઠેલો રાજ્ય બારોટ આ સર્વ વિવાદ શ્રવણ કરતાં કરતાં સ્તબ્ધ જેવો થઇ ગયો હતો. તેનું મનન કરતાં કરતાં મગજ તંત્રને તાણી રહ્યો હતો. તેની મુખમુદ્રા ઉપર તિરસ્કારની છાયા પ્રસરી ગઇ હતી અને આંખમાં દેશભક્તિ ઉભરાઇ રહી હતી. તેમના તરફ દિવાન સાહેબની દ્રષ્ટિ પડતાંજ બારોટે જરા ખુંખારો ખાધો અને સ્ફુર્તિ આણી મુખકમળ ઉપર વિદ્યુત્ જેવી ચાંચલ્યતા દર્શાવતાં મુછના આમળા દીધા.

વિદ્યાચતુરઃ "કેમ બારોટજી, શું વિચારમાં પડયા છો ?"

રાજબારોટઃ "બાપુ, હું તો આ બધી વાતચિત સાંભળી પુતળુંજ બની ગયો છું."

વિદ્યાચતુરઃ "કેમ, એમ કેમ ?"

રાજબારોટઃ "આવા ઉજળા શંખ જેવા જણાતા દેશને પાયમાલ કરનારા શંખભારતિ છે એ જાણીને મ્હારી મગજતુલા તો ઉત્પાત કરી રહી છે. બાપુ, હદ, હદ, ભારતની દુર્દશા ! ! ! આહા ! મ્હારા ભારત ! ત્હારામાં વસનારા જ ત્હારા આ હાલ કરે છે !"

વિદ્યાચતુરઃ "લક્ષ્મીનો લોભ એવો જ છે. બારોટજી ! વ્યાપારી વર્ગ લક્ષ્મીનો દાસ છે. તે લોભાંધ થઇ અનર્થના અનેક માર્ગ ઓળંગે છે. તે નીતિજ્ઞ થાય તો સામાન્ય જન મંડળનું રક્ષણ થાય, વ્યાપારની વૃદ્ધિ થાય અને દેશમાં ઘણી સરળતા થાય."

રાજબારોટ આંખથી વિદ્યુત્ જેવા ચમકારા મારતો લાંબા લાંબા હાથ કરતાં બોલ્યોઃ "બાપુ, મ્હારી વાણીના શસ્ત્રપ્રવાહથી તેમની શુદ્ધશાન ઠેકાણે લાવવા તૈયાર છું."

વિદ્યાચતુરઃ "બારોટજી, અમારી વાતચિત દરમ્યાન આપે એ વિષય ઉપર કંઈ કવિતા બવિતા તૈયાર કરી છે કે શું?"

રાજબારોટઃ "હા હા, બાપુ, સાંભળો અને આપના સાહેબ પણ સાંભળો. બારોટોના ઝડાકા તો જુઓ."

સર બ્રાડલોઃ "બારોટજી, શ્રવણ કરાવો ત્યારે."

વિદ્યાચતુરઃ "ચલાવો બારોટજી."

એક, બે અને ત્રણ ખુંખારા ખાધા અને રંગમાં ખીલેલા બારોટે શબ્દ પ્રહાર કરતાં કરતાં, લાંબા લાંબા હાથ કરી કવિતા ઉચ્ચારવા માંડીઃ

( કવિત. )

વ્યાપારીનો વેશ કરી, વ્હેવાર ન રાખે લેશ;
એવા વિવેક હીન, જનને ધિક્કાર છે.
વિવેક વિચાર તજી, વિહારી થઇને ફરે;
વિચરે વિનય રહિત, તેનો શો વિચાર છે!
પર દ્રવ્ય હરવાને, અહર્નિશ પાશ નાખે;
પ્રભુ તણા ડર તણી, જેને ન દરકાર છે.
કુટિલ કુકર્મો કરી, કાળી ટીલી માથે લે છે;
એવા કાળા મુખવાળા, કુડાને ધિક્કાર છે. (૧)

વિદ્યાચતુરઃ "શાબાશ, શાબાશ, બારોટજી શાબાશ."

રાજબારોટ—"અરે બાપુ, મીઠી મીઠી વાતો કરી જેઓ ભોળાઓને ભરમાવે છે તેમને માટે પણ જરા સાંભળોઃ

સાકરીઆ વાણી થકી, સત્ય રહિત વાતો કહી;
ઉલટ સુલટ સમજાવીને, સપડાવે છે.
માખણ બતાવે, તેમાં ખાપણ ન આવે લેશ;
ખોટી ખટપટ કરી, શાખને ગુમાવે છે.
કરોડોનું કુડું કરવા, કોટિ પોતે ઉંધી બાંધે;
કરોડો કુભાંડ રચી, કુડાં કર્મો બાંધે છે.
વિશ્વમાં વિશ્વાસ ખોઈ, માન પાન હીન થઈ;
વિગ્રહોની જાળ બાંધી, વિપત્તિને સાંધે છે. (૨)

રાજબારોટઃ " અરે બાપુ, કેટલાક લુચ્ચા વ્યાપારીઓ નવા નવા ફન્દાના ફાંસા તૈયાર કરી તેમાં બધાને ફસાવે છે તે સંબંધી પણ સાંભળો." બારોટજીએ હાથના ચાળા કરતાં ઉદ્દગાર કહાડયોઃ

ફંદો છંદો ઉંધા બાંધી, ખંધો થઇ બંદા ફરે;
અક્કલ વિનાનો અંધો, અંતે તો ફસાય છે.
અસત્યના ધંધામાંથી, સાર ક્યાંથી મળી શકે;
આખરે વિશ્વાસઘાતી, પૂરો વગોવાય છે.
લીમજી, ભીમજી ને ખીમજી, ખટાઉ બની;
ખટપટો ભારે રાખી, ખટલા ઉપાડે છે.
લાલા માળાવાળા બની, ગળાં કાપી ગરીબોનાઃ
આખરે વડીલો તણાં, નામને ડુબાડે છે. (૩)

વિદ્યાચતુરઃ "વાહ વાહ, બારોટજી, પણ એવાઓ માટે શું કરવું?"
રાજબારોટઃ "બાપુ, મ્હારે મન તો સહેલો સટ ઉપાય એજ છે કેઃ

અક્કલ વિનાના એવા, અંધાઓનો ઓઘો બાળો;
દેશમાંથી દુર કરવા, દુરાગ્રહ ધારોને.
પિંઢારા પિંજારા જેવા, પાપીઓને પુરા કરી;
ચળવળ પુરી કરી, રૂડી રીત બાંધોને.
વિવેક વિનય થકી, વહેવારીયા રીત ધારી;
વિશ્વના વેપાર બધા, વ્હેવારમાં લાવોને.
અંગમાં ઉમંગ લાવી, અનીતિનો પાશ કહાડી;
રીતિ નીતિ રૂડી થકી, વ્યાપાર ખિલાવોને. (૪)

વિદ્યાચતુરઃ " બારોટજી ઠીક કરી. પરંતુ હવે કરવું શું? શું વ્યાપાર ઉદ્યોગને મોઢે તાળું દેવું?"

રાજબારોટઃ " બાપુ એમ તે થાય? થોડા કાળા મેંઢા માટે દેશ ડુબાય? એ તો નીતિનો સૂર્ય ઉદય થશે કે પ્રપંચનું તિમિર નાશ પામશેઃ

" દેશ ને વિદેશ માંહે, વિચરો વિવેક કરી;
વણુજ વ્યાપાર તણી, પુરી ખોજ કાઢીને.
રીતિ નીતિ રૂડી રાખી, હિમ્મતથી હામ ધરો;
ચંચળતા રાખી ચિતે, પુરી શાખ પાડીને.
દેશ ને વિદેશ મધ્યે, બંધારણ બાંધો રૂડાં;
કુડાં કૃત્ય કરવા તણા, સર્વે માર્ગ કાંડીને.

ન્હાના મોટા વાડા સાંધી, મહાજનને સંઘ સાંધી;
વ્યાપાર વધારો આખા, વિશ્વમાં વિચારીને. "

સર બ્રાડલોઃ "થેંક્યુ મિ. બારોટજી!"

વિદ્યાચતુરઃ "વાહ વાહ, બારોટજી, ખુબ કરી."

રાજબારોટઃ "બાપુ, અમે તો તમારાં રમકડાં છીએ."

એટલામાં ઘડીઆળમાં સાડાનવને ટકોરો થયો. ગુડબાય કહી બન્ને છુટા પડયા. અતિથિ, સૌંદર્ય ઉદ્યાનના પુસ્તકાલયમાં આવેલા નિવાસ સ્થાનમાં શયનાર્થે ગયો. તર્ક અને વિતર્કમાં પડેલા વિદ્યાચતુરે હૃદયમાંથી ઉદ્દગાર કહાડયોઃ " અહો, પ્રાચીન ભારત! ત્હારી અર્વાચીન ગણાતી પણ પ્રાચીન વ્યાપાર કળામાં નિપુણતા મેળવી જયવંત થઇ ક્યારે દીપશે? ઓ મ્હારા ભારત પ્રદેશ! તું સુખ વૈભવના શિખરે હાસ્ય કરતો ક્યારે જણાશે?

---

# પ્રકરણ ૮ મું

## સૌંદર્ય ઉદ્યાનમાં અતિથિની રાત્રિ

વિવિધ ચર્ચા કરી શ્રમિત થયેલો અતિથિ વિશ્રાન્તિ માટે શયન સ્થાનમાં ગયો. સૌંદર્ય ઉદ્યાન* આપણે નિહાળ્યું છે. એમાં આવેલા પ્રાસાદના એક ભાગમાં અતિથિને ઉતારો હતો. સૌંદર્ય ઉદ્યાન અને તેમાં આવેલા પ્રાસાદ–મેહેલની વ્યવસ્થા પ્રધાનપત્નીના હાથમાં હતી. તેમાં તે પ્રતિદિન નવલ નવલ ફેરફારો કર્યા કરતી હતી. પ્રધાન પત્નિએ પ્રાચીન સંસ્કૃત કવિઓની કલ્પનાથી લખાયલાં વર્ણને ઉપર લક્ષ આપી, તેમની રસિકતાને અનુસરી તથા સાંપ્રત દેશકાળ સ્થિતિને અનુલક્ષી તેમાં આર્ય વૈભવ માટે રચના રચી હતી તેમ જ પાશ્ચિમાત્ય પવનથી દેશમાં પડેલા સંસ્કારો લક્ષમાં લઇ અંગ્રેજી ઢબની રીતિ નીતિ અને ભપકો ધ્યાનમાં લઇ પ્રાસાદને સર્વદેશી અનુકૂળતામય બનાવી સૌંદર્યતાને અધિદેવ બનાવ્યો હતો. બાળક કુસુમ, જે સ્થાનમાં વિકસી વિનોદ કરતી હતી, તે કરતાં આજે ઉદ્યાનમાં અને પ્રાસાદમાં વધારે સૌંદર્યતા અને ભવ્યતા વધી હતી. નવા અતિથિઓની સૂચનાથી

---

* સરસ્વતીચંદ્રના ૩ જા ભાગમાં સૌંદર્ય ઉદ્યાનનું વર્ણન છે.

અને નવીન નવીન ગ્રંથોના અવલોકનથી સારગ્રાહી સામગ્રીઓ યથા સમયે સર્વને યથાયોગ્ય ભોક્તમાન કરાવાતી હતી. કુમુદના સંસાર-તંત્રની છિન્નભિન્નતા થવાથી પ્રધાનપત્ની ઉદાસીન જણાતી, પણ તેથી તેણે પોતાના કર્ત્તવ્યમાં ખામી આણી નહોતી. પોતાના સર્વ કર્ત્તવ્યમાં પ્રાસાદ અને ઉદ્યાનને વિસરી ગઇ નહોતી. તેથી તેમાં ગ્રીષ્મ, વર્ષા, શરદ તથા હેમંતાદિ ઋતુઓમાં પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળના વખતમાં, રાત્રિની ચંદ્રિકા સમયમાં તથા અન્ધકારના સમયમાં હરવા ફરવા માટે નૌતમ અનુકૂળતા સચવાઇ રહી હતી. રાજ્યદ્વારી તેમજ સામાન્ય પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોને લાભ લેવા લાયક અનુપમ સ્થાનો યોગ્ય રીતિએ રચી રાખ્યાં હતાં. વિનોદ, વિહાર અને સુખ ભોગવવાની જેવી રચના હતી તેવીજ ચિંતા, શોક અને દુઃખના ઉભરા કાઢવાના ખુણાઓ અને ઝીણી ઝીણી ચિંતાઓના આપોઆપ ખુલાસા થઇ સમાધાન થાય એવા પ્રસંગોનાં સ્થાનો ગોઠવ્યાં હતાં. આવી રીતે ત્યાં સૃષ્ટિ ચમત્કારના ન્હાના મ્હોટા અનેક ચિત્તાકર્ષક દેખાવનો બહોળો જમાવ કરેલો હતો. સૌંદયતાને અનુલક્ષી ચકરીઓ, કુંજો, મંડપો, વેલો, ચઢાવેલી પર્ણકુટીઓ, તથા હીંચકે હીચવાનાં સ્થાનો યોગ્ય ક્રમમાં દીપતાં હતાં. ફુવારા, ઝરા, ધોધો, ન્હાનાં તળાવો વગેરે જળાશયના કૃત્રિમ દેખાવો મનોહર રીતિએ ઉભા કરેલા હતા. અરણ્ય, મેદાનો, રેતાળ પ્રદેશના દેખાવો, પહાડ પર્વતના ઉંચા અને કોતરના નીચાં તથા ગુહાઓના ઉંડા કૃત્રિમ સષ્ટિ સૌંદર્યની અદ્ભુતતાને ઉભરાવતા હતા. એ સર્વની વ્યવસ્થા પ્રધાનપત્ની કરતી અને તેમાં ઉત્તરોત્તર વધારો સુધારો કરવામાં શિથિલતા દર્શાવતી નહોતી. ઉદ્યાનમાં આવેળા પ્રાસાદમાં અતિથિ માટે ખાસ યોજના રચેલી હતી. પરંતુ આજે અતિથિ બે હતા અને ગોઠવણુવાળો ભાગ એક હતો. તેમની સગવડ કરવાનો ભાર પતિસહચારિણી પ્રધાન-પત્નીને શિરે આવ્યો. સમયાનુકૂળ ચતુર ગૃહિણીને કુમુદવાળા ઓરડાની સ્મૃતિ આવી. કુમુદ હાલમાં હાજર નહોતી તેમ હાલ આવે એવો સંભવ જણાયો નહોતો. તેથી ગોઠવણ કરવાની ઉતાવળમાં પ્રાસાદના કુમુદવાળા ભાગમાં મુકામ અપાયો હતો. અતિથિના ખાસ ઓરડામાં મિસ ફ્લોરાનો સામાન જઈ પડયો હતો ત્યારે બીજા અતિથિનો સામાન કુમુદવાળા પ્રાસાદના ભાગમાં જઈ પડયો હતો. આ મુકામની વ્યવસ્થા કુદરતી રીતે ગોઠવાઇ ગઇ હતી. એમ કરવામાં

કાંઇ કોઇનો હાથ કે કાંઇ વિચાર નહોતો. સેવકોને આજ્ઞા અપાઇ ને સેવકોએ ત્વરા ને ત્વરામાં ગોઠવણ કરી દીધી હતી. આજે અતિથિ કુમુદવાળા ઓરડામાં વિશ્રાન્તિ લેવા માટે ગયો.

સૌંદર્ય ઉદ્યાન અને આખા પ્રાસાદ–મહેલનું વર્ણન કરી કાળક્ષેપ કરવો જરૂરનો નથી. પરંતુ કુમુદના આશ્રમ ઠામમાં શી વ્યવસ્થા હતી, તે ઉપર સ્વાભાવિક દોડતી જીજ્ઞાસાને તૃપ્ત કરવા અવલોકન કરીશું તો અયોગ્ય ગણાશે નહિ.

ઉદ્યાનના મધ્ય ભાગમાં આવેલા પ્રાસાદના પૂર્વ ભાગમાં કુમુદનો આશ્રય નિર્માણ થયેલો હતો. મંડપ ભાગ ભવ્ય અને ઊંચી બાંધણીનો હતો. તેની પાછળ એક ગચ્ચી હતી, અને તેની પાછળ ગુણસુંદરીને બેસવા ઉઠવાનો ભાગ હતો. કુમુદની સંસારી સ્થિતિ વિલક્ષણ દશાને પામી ત્યાર પછી એ ઓરડામાં બે જાળીયાં પડાવી ગુણસુંદરીની જ્યારે ઇચ્છા થાય ત્યારે નજર થઇ શકે એવી ગોઠવણ કરેલી હતી. બાંધણી ભવ્ય મનોહર તેમજ શાંતિ ઉત્પન્ન કરે એવી હતી. તેમાં પ્રાચીન અને અર્વાચીન બેના મિશ્રણની વ્યવસ્થા હતી. જે જોનારને અનુપમ લાગવા સાથે કુમુદના સૌભાગ્યકાળ તથા વૈધવ્યકાળ બેનું સ્મરણ કરાવતી હતી. દ્વાર સ્હામે ન્હાનો સરખો ફુવારો હતો, અને તેની આગળ પાછળ તુળસીનાં કુંડાં ગોઠવેલાં હતાં. પગથિયાં ચઢતાં જ દ્વાર ઉપર પ્રણવ મંત્ર ॐ નું સ્મરણ કરાવતો તખ્તો ટાંગેલો હતો. અંદરની રચના એક બાજુએ ભવ્યતા, રસિકતા, સૌંદર્યતા અને સુઘડતાનું ભાન કરાવતી ત્યારે બીજી બાજુએ શુચિ, શુદ્ધિ, શાંતિ તથા યોગ વિભૂતિનું ભાન કરાવતી હતી. મનોહરતા અને વૈભવનાં ઘણાં સાધનો આ ઓરડામાંથી ખસેડયાં હતાં. પરંતુ કુમુદની બાલ્યકાળની અથઇતિ દ્રષ્ટિગોચર થાય તેવાં સર્વ ચિહ્નો તેણે સંઘરી રાખ્યાં હતાં. ગોઠવેલો હતો અને તેના સામેના દ્વાર ઉપર ગુલાસુંદરીનો ફોટોગ્રાફનાં દ્વારમાં પેસતાં જ વિદ્યાચતુરનો ફોટોગ્રાફ મૂકયો હતો. એક બાજુએ બાલ્યકાળનાં બધાં ગુજરાતી અને અંગ્રેજી પુસ્તકો સફાઇથી ગોઠવ્યાં હતાં, અને તે સાથે બાલ્યકાળની કુમુદની, સરસ્વતીચંદ્રની તથા બુદ્ધિધન આદિ પોતાના શ્વસુર પક્ષની તથા બીજી સખીઓની અને પરિચયમાં આવેલા આપ્ત જનોની છબીઓ હતી. બીજી બાજુએ ગેરૂથી રંગેલે કપડે બાંધેલાં સંસ્કૃત પુસ્તકો અને તે તરફ મહાત્મા વિષ્ણુદાસ, રાધેદાસ, વિહા-

રઘુર્સી, ચંદ્રાવલી મૈયા, મોહિનીમૈયા, બિંદુમતી, ભક્તિમૈયા વગેરે ભક્ત જનમંડળના ફોટોગ્રાફ હતા. તે તરફ એક સોફા ઉપર મૃગચર્મ અને ઊનનું વસ્ત્ર પડેલું હતું. તે સોફાની સ્હામે સર્વાંગ ચિત્રેલી પ્રમાદધનની છબી અને તેની પાસે કુમુદની હાથ જોડી કંથાધારી ઉભેલી છબી ગોઠવેલી હતી. સઘળી છબીઓ ઉપર રક્ત રંગનાં રેશમી કવરો ઢાંકેલાં હતાં.

આ સર્વના મધ્ય ભાગમાં અતિથિ સારૂ ટેબલ ખુરસીઓ તથા બીજો જોઇતો અસબાબ ગોઠવ્યો હતો. અને સુવા સારૂ પગથીઆંવાળો છત્રપલંગ ઉભો કરી આપ્યો હતો. ઓરડાના બીજા ભાગમાં ન્હાની મ્હોટી ઉપદેશની કહેવતો તથા શ્લોકો કુમુદે સ્વહસ્તે સુંદર અક્ષરે લખી ટાંગેલા હતા તે જ્યાંના ત્યાં હતા. લાઇટ પૂર દમામથી ઝગઝગી રહી હતી.

શ્રમિત થયેલો અતિથિ શય્યા ઉપર પડયો. ઘટિકા માત્ર આંખો મિંચી શ્રમને શાંત પાડયો. ચક્ષુઓ ખુલતાંજ પ્રાસાદની ભવ્યતા ઉપર દૃષ્ટિ ગઇ. ત્યાંથી બારીમાં અને બારીમાંથી ઉદ્યાનમાં પડી. આ સમયે અનુપમ સૌંદર્યતાથી નભમંડળને આનંદમય કરી રહેલો ચંદ્ર પૂર્વ દિશાની ક્ષિતિજ રેખાથી કેટલેક ઊંચે ચડયો હતો. તેનાં કિરણો ઉદ્યાનમાં અને પ્રાસાદના ઘણા ભાગમાં વાંકાં ચુંકાં થઇને જઇ શકાય ત્યાં જઇ ચુકયાં હતાં. ઉદ્યાન અને રત્નનગરીના માર્ગ ઉપર પ્રકાશ પાડીને અંધકારની મહત્તાને નષ્ટ કરી, લીલા છમ વસ્ત્ર સજેલી મેદિની ઉપર સ્રીના અંગને ન ઢાંકે અને ન પ્રત્યક્ષ કરે એવી ઝીણી મલમલની મ્હોટી ચાદરની પેઠે ઢંકાતી ચંદ્રિકા, સૌંદર્યતા દર્શાવતી, ચતુર રસિક જનની આંખને અણસારા કરતી આનંદ કલ્લોલ કરી રહી હતી. તેની સૌંદર્યતાને નિહાળતો નિહાળતો અતિથિ શય્યામાં બેઠો થયો. તેની દૃષ્ટિ એક લેખ ઉપર પડીઃ

“भोगाभोग विलोप कोप कलहैरस्तोक शोकाकुलं।
कामं काममकाम धाम समय योगं वियोगानुगम् ॥
रोगोद्गार विकार पाक विषमं निर्मूल्य नेत्र व्यथाः ।
लोकं मोक्ष फलस्य संशय तरोहे के विवेकं नुमः ॥”

“ભોગના વિલાસો જેના વડે વિનાશ થાય છે, ક્રોધ કલહ વડે ઘણા શોકથી જે વ્યાપ્ત રહે છે, જેનો સમય સંયોગ છતાં વિયોગ સહિતજ છે, જેનું પરિણામ આટપણું રોગ વિષમ વિકાર

રૂપ છે, તેવા કામને જે મૂળમાંથી ઉખેડી વિષય વ્યથાને દૂર કરી નાંખે છે. અર્થાત્ એનું ફળ મોક્ષ છે. વિષય સુખમાં દુઃખનો તર્ક કરવારૂપ વૈરાગ્ય વૃક્ષના મૂળને જે જળ સિંચન સમાન છે એવા એક વિવેકનેજ અમે નમસ્કાર કરીએ છીએ."

કુમુદે સ્વહસ્તે લખેલા લેખ ઉપર દ્રષ્ટિ પડતાં અતિથિ ચમક્યો. અંતઃકરણમાં છુપાયલા ઘાએ પ્રત્યાઘાત કર્યો. હૃદયે ઉછળવા માંડયું, અને ઉછળેલા હૃદયમાંની જીજ્ઞાસાએ એને ઉઠાડયો. લેખની પાસે ગયો. એક બે અને ત્રણ વાર લેખ વાંચ્યો. પ્રિયાના મનોહર હસ્તાક્ષરથી પ્રિયાનું સ્મરણ તાજું થયું. વિચારમાંથી મન વિકારમાં ગયું. લેખ તરફની દ્રષ્ટિ નીચે પડતાં ભગવી કંથા દ્રષ્ટિએ પડી. કંથા ઉપર હાથ લંબાવ્યો. તેને ઊંચી કરતાં બે હાથ જોડી પવિત્રતાનો સંસ્કાર જણાવતી, ઉદાસીનતા ધારણ કરેલી કુમુદની કંથાધારી છબી દ્રષ્ટિએ પડી. છબી જોતાંજ મુખનું નૂર ઝાંખું થયું. વિવર્ણ થઈ ગયેલો અને બ્હીલો બનેલો અતિથિ નીચુંજ જોઈ રહ્યો. અંતઃકરણમાંથી ખેદ ભરેલો દીર્ઘ નિશ્વાસ વહી રહ્યો. કુમુદસુંદરી સાથે પોતાની આગલી વર્તણુંકનું ભાન થતાં નખશિખ સુધી કમ્પી ઉઠયો. તેની નીચે બીજો હસ્તલેખ હતો તે વાંચવા લાગ્યોઃ

"ज्वलतु गगने रात्रौ रात्रावखण्ड कलः शशी
वहतु मदनः किंवा मृत्योः परेण विधास्यति ।
ममतु दयितः श्लाघ्यस्तातो जनन्य मलन्वया
कुलममलिनं नत्वेवायं जनो न च जीवितम् ॥"

"ચંદ્ર, ગગનમાં રાત્રિએ પૂર્ણકળામાં પ્રકટો! મદન મ્હને બાળી નાંખો! મૃત્યુથી વધારે તે એ શું કરવાનો હતો? હું તો મ્હારા શ્લાધ્ય તાતને, વિમળ વંશની જનનીને, અને વિમળ કુળને દયિત ગણું છું. તેના આગળ મ્હારો પ્રિયજન પણ દયિત નથી, અને આ મ્હારૂં જીવન પણ દયિત નથી." (ભવભૂતિ).

આ લેખ વાંચતાં વાંચતાં અતિથિ ઊંડા વિચારમાં પડયો. મસ્તિકમાં પૂર્વ સંબંધના અનેક વિચારો તરવરવા લાગ્યા. તે વિચારતાં વિચારતાં મુખ દીન થઇ ગયું. અવલોકન કરનાર શક્તિની જીજ્ઞાસાએ આગળ ચાલવા માંડયું. અતિથિએ પાસેના તખ્તા ઉપરનો ગલેફ ઊંચો કર્યો. ગલેફ ઊંચો થતાંજ તેની નીચે પ્રમાદધનનું સર્વાંગ ચિત્ર દ્રષ્ટિએ પડયું. ચિત્ર જોતાંજ અતિથિ હિબકાઇ

થઇ ગયો. તેનું મુખ મ્લાન ગરીબડું બની ગયું. અંતઃકરણ ઊંડા નિશ્વાસથી ભરાઇ ગયેલું ડસડસી રહ્યું. છાતીએ હાથ મૂકી પૂર્વ જન્મને સ્મૃતિમાં તાજો કરતો હોય તેમ છબીને જોતો જોતો આવેશમાં આવી ગયો. હૃદયના ચીરાઇને કટકા થતા અનુભવવા લાગ્યો. છબી નીચે હસ્તલેખ હતો:

(દ્રુતવિલંબિત છંદ)

"જગત ચક્ર ભલે અટકી પડે, સરિત ને ગૃહ વાયુ ભલે ખડે;
ધર કરે ક્ષરતા જઇ અક્ષરે, પણ પતિ પરણી ન સતી ફરે."

( ઇંદ્રવધ આખ્યાન. )

"पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।
पत्युर्गति समा नास्ति दैवतं वा यथा पतिः ॥"

"પતિજ સ્ત્રીઓના દેવ, સખા અને ઉત્તમ ગતિ ગણાય છે. સ્ત્રીઓને પતિના જેવો આશ્રય અથવા દૈવત ( બીજું ) નથી."

"સ્ત્રીનું સર્વ સૌભાગ્ય અને પરમ તત્વ પતિમાં છે." અતિથિએ છબી ઉપર એક બે ત્રણ એમ અનેકવાર દૃષ્ટિ કરી સ્તંભિત થઇ ગયો. લેખ વાંચતાં જ ચંદ્રિકાના તેજ પેઠે કુમુદની મનોનિગ્રહની ઉજ્વળતાએ છાપ પાડી, અને તે વિચારતાં વિચારતાં તો મનોભાવનામાં કુમુદની શિયળ રક્ષિણી બુદ્ધિએ જય મેળવ્યો. પરાજય પામેલો અતિથિ વિલક્ષણ દશાને અનુભવતો આંસુ વર્ષાવવા લાગ્યો. આંસુની ધારા અટકી જ નહિ. વળી જીજ્ઞાસાએ તરફડીયાં માર્યાં. કુમુદની કંથાધારી છબી નિહાળતાં વૃત્તિ ગઇ. છબીને હાથમાં લીધી અને તેની પાસે જ સૌભાગ્યના સાદા પણ સફાઇ ભરેલા અલંકારોથી અલંકૃત થયેલી કુમુદની મુગ્ધાવસ્થાની બીજી છબી હતી તે લીધી. હૃદય–પ્રીતિના બળે હૃદયને ધડકાવી મૂક્યું. મસ્તિકને ધમધમાવી નાખ્યું. મનને એબાકળું વિહ્વળ બ્હિલું બનાવી દીધું. મનની વેદનામાં ને વેદનામાં બન્ને છબીઓને નિહાળતો નિહાળતો અતિથિ ટેબલ પાસે ગયો; ટેબલ ઉપર બન્ને છબીઓને એક બીજી સામે ગોઠવી, અને પ્રત્યેક પ્રત્યેક અંગને એક બીજા સાથે સરખાવવા લાગ્યો. કુમુદની મુગ્ધા વયની મનોહરતાની છાપ પાડતી છબીને નિહાળતાં અને સ્મરણ કરતાં પૂર્વ સંબંધ સ્મરણમાં તાજો થયો. પ્રેમ ઘેલડીએ કરેલી પ્રેમ ચેષ્ટાનો અંતરસાક્ષી આજો બન્યો. દૈન્ય મુદ્રાથી ઘટિકા પર્યંત છબી સામું નિહાળી રહ્યો. પોતાની જાત

ઉપર ક્રોધ કરી, ભ્રકુટિ ચ્હડાવી પગ ઠબકાર્યો. ધિક્કારના અનેક ઉદ્ગાર ક્હાડતાં જાત ઉપર તિરસ્કાર વર્ષાવ્યો. દુષ્ટ સંગતિ ઉપર અનેક ફિટકારના ફટકા માર્યા. કેટલીક વાર સુધી બોલ્યા ચાલ્યા વિના, હાલ્યા વિના, સ્તબ્ધ રૂપે પોતાના ચિરાતા હૃદયની ચીસો અનાહત નાદ પેઠે સાંભળતો બેબાકળો થયો હોય તેમ મૌન્ય ધારી રહ્યો. નેત્રોએ આંસુનો વર્ષાદ વર્ષાવવા માંડયો હતો તે હજી અટકયો નહોતો. ઇષ્ટ મૂર્તિની છબી નિહાળતો નિહાળતો ધરાતો નહોતો. તેની તરફથી નયનને નિવૃત્ત કરવાની હૃદય શક્તિ રહી નહોતી. દુઃખિત અંતઃકરણની ગુહાના ચીરામાંથી ધ્વનિ થયો:

"અરેરે! મ્હેં એને બહુ વિતાડયું. મ્હારે લીધેજ એના આ હાલ થયા છે. એને માટે શું કરૂં? મ્હેં મ્હારે હાથેજ મ્હારી આભ્યંતર સ્થિતિ બગાડી છે. મ્હેં દુષ્ટે અમૃત વેલીમાં વિષનો સંસ્કાર કરી તેને ભસ્મીભૂત કરી મૂકી છે. હું દુષ્ટ છું. હું નિર્દય છું. હું કૃતઘ્ન છું. ખરેખર મ્હનેજ ત્હારા ગુણોની પરીક્ષા ન આવડી. જે કાળમાં રસિકતાની અલબેલી રસધર્મથી રંગવા આવી ત્યારે મ્હેંજ તેનો અનાદર કર્યો. અમૃતનો પ્યાલો હાથમાં આવેલો ફેંકી દીધો. હવે તેને લેવા આ મૂર્ખ મન વૃથા તલપાપડ થાય છે. તને તે અધિકાર શો? અરેરે, મ્હેં તે એવાં શાં પાપ કર્મ કર્યાં કે આવી મહાદેવી જેવી મનોહરાને દુઃખી કરવાને બુદ્ધિ સુજી! અરેરે. **पूर्व दत्तेषु या कन्या.** પૂર્વ દત્તે મળી પણ ભોકતા ન થવાયું." અંતઃકરણમાંથી ઊંડો નિશ્વાસ બહાર નીકળ્યો તે સાથે જરા બબડયો:

**"क्रतु धनाना फल मग्र्यमाहुः ।**
**फलं क्रतूनाम विवादि पुण्यम् ॥**
**पुण्यस्य पूर्ण फलमिन्द्र लोको-**
**द्विरष्ट वर्षाः स्त्रिय एव नाकम् ॥ १ ॥"**

ધનનું મુખ્ય ફળ યજ્ઞ યાગ કરવો તે છે. યજ્ઞનું ફળ સુંદર ઉત્તમ પુણ્ય થાય તે છે. સારા પુણ્યનું ફળ સ્વર્ગ છે અને સ્વર્ગ પામવાનું ફળ સુંદર સ્ત્રી છે. ખરેખર, ક્રૂર રાક્ષસ તે હુંજ છું. મ્હારા જેવો બીજો મૂર્ખ કોણ? અરેરે, દુષ્ટ હૃદય, તને તે કોની ઉપમા આપું!"

**"विकसति सहकारे कु:सहे कर्णिकारे ।**[१]
**मधुकर परिहारे पल्मिते सिन्धु वारे ॥**

---

૧ જે સમયે આંબાનું વન પ્રફુલ્લિત થયેલું છે, ભ્રમરનો ત્યાગ કરનારા પણ પુષ્કળ વિકસ્વર થયેલા કણેરના વનને નિહાળી સિંધુવાર

अहह विरहभीत्या कामिनी कण्ठलग्नां ।
त्यजति नववसन्ते हन्त कापालिकः कः ॥ ”

જેમ જેમ છબીને નિહાળવા લાગ્યા તેમ તેમ પ્રેમાળ પત્નીના પૂર્વે પ્રેમ સ્મરણ તેના મનના મર્મને અણચિન્ત્યા વલોવવા માંડયા. તજેલી પ્રિયાનાં કુતૂહલો સ્મર્ણમાં સ્ફુરી રહ્યાં અને પ્રિયતમાએ પ્રથમ અવસ્થામાં રસ અને ઉત્સાહથી આંખને, કાનને અને હૃદયને જે રસિકતા અનુભવાવી હતી, તે રસનો ફુવારો હૃદયમાં જોરભેર ઉડવા લાગ્યો. રસજ્ઞતાના અમૃતની મહત્તાને અનુભવવાની શક્તિવાળી પ્રિયાંગના સાથે જે વિલાસ અનુભવ્યા હતા તે ચિત્ર અતિથિના હૃદયમાં તાદૃશ્ય ખડું થયું. પ્રેમ અનુભવના ચમત્કારને જેમ જેમ સ્મરણમાં અનુભવતો ગયો તેમ તેમ વિરહ અગ્નિની જ્વાળા રોમાંચને ખડાં કરી નખથી શિખા પર્યંત ફરી વળી. પ્રેમ અગ્નિની જ્વાળાંથી સપડાયલા અતિથિના હૃદયમાં આ ભીષણ વેદનાનો આઘાત થયો, અને ક્ષણે ક્ષણે તેના હૃદયમાં વિચાર પ્રબળ થવા લાગ્યા. તેણે પ્રિયાંગનાની બન્ને છબી ઉપર દ્રષ્ટિ ફેરવી. ત્યાંથી પ્રાસાદની છત ઉપર નાંખી. ત્યાંથી નૈઋ આકાશ તરફ નાંખી. ઘણી વાર સુધી સ્થિર નેત્રે જોઇ જ રહ્યો. ભ્રકુટીને વક્ર કરી કંઇક વિચારી જ રહ્યો.

અંતઃકરણમાંથી ધ્વનિ નીકળ્યો. “આહા, આ શું! પિતાના ભયથી સુવર્ણપુરનો ત્યાગ શો? સમુદ્રમાં પડવું શું? તેમાંથી સ્ટીમર ઉપર જઈ બચવું શું? ત્યાં મિ. ડબલ્યુ સી. ફ્રોસ્ટ સાથે સંબંધ શો? ગ્રીન્સ કોટનના ભાગીઆનો મેળાપ શો? લંડનમાં જવું શું? ઉદ્યોગ હુન્નરની સીમાને અવલોકવી શી? યુરોપ અને અમેરિકાનું પર્યટન શું? જાપાનમાં ક્રોબેમાં જવું શું? આ નવા પ્રયાણનો આરંભ શો? પ્રિયાનો કલહ શો? તેના પ્રેમની વેદના શી? અરેરે, આભ્યંતરથી ભ્રષ્ટ થયેલો, અણઅધિકારી થયેલો, અધિકારથી તરછોડેલીને ક્યાં શોધવા નીકળ્યો છે? ખરેખર, લગ્નબંધનના પ્રેમની સત્તા અનિવાર્ય છે. અરે, પણ તે ક્યાં અને કેવી રીતે સત્તા ચલાવે છે! હવે આ પુનર્જન્મ છે. હા, પુનર્જન્મમાં ગત જન્મના અધિકારની સત્તા શી? કર્મના અનુલ્લંઘનીય નિયમની સત્તા તૂટી શકે એવી નથી. મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવાં કર્મનું ફળ તેને પ્રાપ્ત થાય

---

(અંગોઠના વૃક્ષ) નું વન પ્રફુલ્લિતપણે હસે છે, તે સમયમાં વિરહના ભયથી કંઠે વળગેલી કામિનીનો શું કાપાલિક પણ ત્યાગ કરી શકે?

છે. આકડો વાવનારને આમ્રફળનો લાભ મળતો નથી. કૌવચ વાવનારને મોગરાનો લાભ મળતો નથી. બાવળ વાવનારને શૂળો ભોંકાયા સિવાય રહેતી નથી. દુષ્ટ કર્મ કરીને સુખાનુભવ પ્રાપ્ત કરવાની આશા રાખવાની આશા કોટી કલ્પે પણ સફળ થતી નથી. કર્મ પોતાના યોગ્ય અથવા અયોગ્ય પ્રકાર પ્રમાણે જ સુખ અથવા દુઃખનાં ફળને પ્રકટાવે છે. આ નિયમાનુસારે મ્હારાં કુત્સિત કૃત્યોને લીધે જ હું પિતાજીથી તજાયો છું. વડિલ જનોએ મ્હને કલંકિત ઠરાવ્યો છે. જગત જનોએ મ્હારી નિંદા કરી છે. પ્રિયાના પ્રીતિથી ભ્રષ્ટ થયો છું. આમ જનોમાં મહા દુઃખાગ્નિ પ્રકટાવ્યો છે. તે દુઃખાગ્નિની માતા આહૂતિ થઇ છે. આહા, માતા, પવિત્ર માતા, ત્હારો બદલો શી રીતે વાળીશ !" એક ભીષણ નિશ્વાસનો મહા આઘાત નીકળ્યો, અને શ્વાસ સાથે પાછો મનમાં સમ્યો. પણ હૃદય ગુહામાં મ્હોટી ફાટ પાડી અતિથિને સ્તબ્ધ કર્યો. તે મૌન્ય ધારી, ઘટિકાની ઘટિકા સુધી ડસડસી બેસી રહ્યો. વળી પ્રિયાંગનાની છબી ઉપર દૃષ્ટિ પડી. તેની ભગવી કંથાએ મનમાં ઉલ્કાપાત ઉત્પન્ન કર્યોઃ " અરેરે, મ્હારા જેવો કૃતઘ્ન કોઇ નથી. સ્વામીભક્તિપરાયણ સાધ્વી, સહચારિણિ ! ત્હારી પ્રીતિનો બદલો વાળવો તો રહ્યો, પણ ત્હારી પ્રેમભરી ભક્તિનો અનાદર કરી તને જે દુઃખ આપ્યું છે, તે મ્હારાં દુષ્ટ કૃત્યોથી ત્હારા મનને કેટલું દુઃખ થયું હશે ? ત્હારા કોમળ હૃદય ઉપર કેટલા ચીરા પડયા હશે ? ત્હારી સુશીલતાને કેટલું ઓછું લાગ્યું હશે ? ત્હારી રસજ્ઞતાને કેટલો ધોકો પહોંચ્યો હશે ? ત્હારા કલ્પેલાં સુખની અભિલાષાઓ કેટલી બધી ઊંધી વળી હશે? પ્રેમબંધનથી બાંધવા ધારેલા ત્હારા કેટલા કાલ્પનિક કિલ્લા તુટી ગયા હશે ? અને જ્યારે મ્હારા અવસાન કાળના સમાચાર મળ્યા હશે ત્યારે તને જીવવું કેવું અળખામણું લાગ્યું હશે ? ત્હારા દિવસો કેમ જતા હશે ? ત્હારા જેવી પ્રેમાળ પ્રેમદાના અંતઃકરણને કાળી નાગ જેવા મ્હેં ડંખ માર્યા. મ્હેં અવિચારે અનાદર કર્યો ! અરેરે, બાહ્યાભ્યંતરથી ભ્રષ્ટ થયેલો હવે તને મળીને પણ શું કરનાર છું ? જોવું અને રોવું; એમ કરવામાં સાર શું છે? મુવેલાને જીવતો મનાવવામાં લાભ શો ? બાહ્યાભ્યંતરથી ભ્રષ્ટ થયેલાને જીવતો જાણી જીવતી મહા દુઃખી થાય તે થવા દઉંશ નહિ. અગમ્ય વેશે છુપો છુપો ભટકીશ, અને મ્હારા હૃદયમાં ઉત્પન્ન થયેલા પ્રીતિના સંસ્કારને ઉત્તરોત્તર ઉન્નત કરી તેની અગ્નિજ્વાળામાં બળી મરીશ."

હાલ્યા ચાલ્યા વિના ઘડીક વાર સુધી જોઇ રહ્યો. સ્તબ્ધ થયેલા મૌન્ય હૃદય ઉપર ચીરા પડયા. તેના અનાહત નાદે નેત્રમાંથી અશ્રુ-ધારા વર્ષાવવા માંડી.

દૃષ્ટિ પ્રતિમાં ભણી વાંકો વળી તેને સંબોધીને બોલ્યોઃ "આ હૃદય જો. ત્હારા ત્યાગથી મ્હને જરા પણ શાંતિ નથી. અરે, એ હું કોને જણાવું? મ્હારા સુખ દુઃખની ભાગીયણ પત્નીને મ્હેંજ દુઃખી કરી છે. મ્હેં જ મ્હારો અધિકાર ઊંધો વાળ્યો છે. હૃદય કોને બતાવું? કોને બતાવું?" હૃદય ગુહામાંથી એવો ધ્વનિ થયો અને તેના ચીરામાંથી નીકળતા નિશ્વાસ સાથે કંઠ જોડાયોઃ–

(શિખરણિ વૃત્ત.)

"કથું કેવી રીતે કઠિન કૃત્યો, મુજ (અવળાં) અવનવાં;
પુરા કૂડા દીસે, અધમ ધર્મોથી અભિ ભર્યાં.
પડયા પાસા ઉંધા, હૃદયગત વાતો રદ થઇ;
પડી ભાંગી આશા, દિવસ થકિ જે તૂં દુર ગઈ.
મહારે દુષ્કર્મે, પુરી પુનિત બાજી રદ થઈ;
ખરે મ્હેં ખોઇ છે, સગુણ મણિ માળા મુરખ થઇ.
અરે મ્હેં પાપીએ, પરમ દુઃખ દીધું વિણ દયા;
સદા જેણે મૂને, અતિ સુખ તણા આશ્રય લહ્યા.
હવે નિત્યે રહે છે, નયન તુજ વીના જળ ભરી;
તુટી મારી આશા, અધવચ ગયાં સુખ વિખરી.
પુરો પીડાયો છું, પુનિત તુજ પ્રેમે ટળવળી;
તજી યુવા મધ્યે, ભર રસ ભરેલી રસ કલી.
હવે આ સંસારે, વિકટ પુરૂં ત્હારૂં મિલન છે;
પ્રિયા પ્રેમી ત્હારા, વિરહ થકિ સારૂં મરણ છે.
પડયા હૃદયે ચિરા, પરમ દુઃખ કેરા અવનવા;
બતાવું રે કોને? તુજ વિના ધરે કો મુજ દયા?
અરે આ સંસારે, કવણ મૃદુ શબ્દે સુખ કરે!
વિના ત્હારા મ્હારી, કવણ ચિત ચિંતા દુર કરે?"

આ સમયે પ્રાસાદની ગચ્ચીમાં પડતા જાળીઆ આગલ એક દિવ્ય દેહલતા લપાઇ લપાઇને કંપતી જણાતી હતી. આશ્ચર્યથી ચકિત થયેલી દેહલતાનું હૃદય ઉદ્વેગથી પરિપૂર્ણ, ઉલ્લાસથી ઉભરાઈ ગયું હતું. શૂન્ય હૃદય વાળી જડભરત પેઠે ઉભી રહી. આંખને ફેરવી



આ સમયે પ્રાસાદની ગચ્ચીમાં પડતા જાળીઆ આગળ એક
દિવ્ય દેહલતા લપાઈ લપાઇને કંપતી જણાતી હતી.

પૃષ્ઠ ૧૪૦

[Luhana Mitra Press, BARODA.]

શકતી નહોતી. તેના હૃદયમાં શું ભાવ ઉત્પન્ન થતો હતો તેની તેને સમજ પડતી નહોતી. ઉચ્ચ અભિલાષાના તરંગો હૃદય સાગરમાં ઉછળવા લાગ્યા. હૃદય તરંગોમાં નૌકાની પેઠે દેહલતાની અધિદેવી હિંડોળા ખાવા લાગી. તેના મર્મ ભાગને ખેંચી કહાડવા લાગી, અને અનેક તર્ક વિતર્કથી રૂંધાયલા અંતઃકરણમાંથી આંતર મર્મના ચીરાઓની અસહ્ય વેદનાએ તેને ગાભરી બનાવી દીધી. તેણે મગજમાંથી હૃદયમાં અને હૃદયમાંથી મગજમાં કપિની પેઠે કુદકારા માર્યા. કપિ–ઘા ન્યાયે આંતર ઘાને વિસ્તીર્ણ કરી નાખ્યો. હૃદય ઘાએ દેહલતાને કંપાવવા માંડી. તેના વિકારને અનુભવતી નખ શિખ સુધી થરથરવા લાગી. તે બેબાકળી બની, ભય અને વ્યાકુળતાથી બ્હીલી થયેલી, વિચલિત ચિત્તથી સ્થિર દ્રષ્ટિએ જાળીઆમાંથી લપાઇ છુપાઇને જોવા લાગી. કાન માંડીને સાંભળવા લાગી. વિચિત્ર દેખાવે શંકા આણી. પરિચિત અવાજે મન ખેંચ્યું. બુદ્ધિ દીપકવડે અંધકારમાં રહેલી આશાને સ્પષ્ટ કરવા લલચાવી. તેના હૃદયના ચીરામાંથી મહા યત્ને થોડુંક બોલાઇ ગયું:–"પ્રભુએ મ્હારૂં જીવન તે કેવું ઘડયું હશે? હજુ આ દેહને શું શું સંસ્કાર થવાના હશે?"

આંતર ઉર્મિને આશાનાં કિરણ મળવાથી સતેજ થયેલા કાન જાળીઆ સાથે જડાયા અને તેમાં ધીમે ધીમે ધ્વનિ જવા લાગ્યો. તેના અર્થભાવે હૃદયમાં ભરાવા માંડયું અને ઉભરાવા માંડયું. કાનમાં અવાજ આવ્યોઃ—

"મને ભોળે ભોળે, સ્વજન ગણી પ્રીતિરસ ભર્યો;
ખરે મેં મુર્ખાએ, પુનિત રસને વિષ જ કર્યો.
હવે કોની સાથે મુજ હૃદયનું દુઃખ જણવું?
મને કીધું નક્કિ, તુજ જપ જપતાં જ મરવું."

આર્ય મહિલાના આંતર ધર્મમાં ધ્વનિ થયોઃ–"અરેરે! એવું ના કરતા." દયાની અધિદેવીને દયા આવી.

"પુરા પ્રેમે નિત્યે, તુજ પિયુષ પાવા પ્રીતિ રડી,
કરી જુદા રંગો, અવ નવિન રીતે રિઝવતી;
હવે ના શું આણે, તુજ હૃદય મધ્યે જરિ દયા,
તજી છે પાપીએ પુનિત પદવાળી કર ક્ષમા."

"અરેરે! આ શું? પરમ ભાગ્યહિણી પાસે ક્ષમા શી? હતભાગિનીને પાપમાં ન નાંખો." દયાની અધિદેવીએ આર્જવતાથી હાથ જોડયા.

"હતો ત્હારી સંગે, રસિક રસ કેવા ભજવતી !
કટાક્ષો ત્હારાથી, મૃદુ રસ ભરીને રિઝવતી.
હવે એવી લીલા, કવણ કાળે હું લેઇ શકું ?
ગયા તે તો દિનો, નસિબ ફુલટે તે ઉડી ગયું.
કવચિત્ હું આવીને, દુઃખ દેતો'તો વચનથી;
તને હું મારતો, અરર કૃતિ તે પાપીજ નડી.
કદાપિ જો ભાગ્યે, ફરિ થકિ મળું ઇષ્ટ મુર્તિ;
ક્ષમ માગું ત્હારી, મુજ કર રહી એજ યુક્તિ."

ઇષ્ટ જનની અંતરની વાત જાણી કંપ થયો. હૃદયમાંથી ભીષણ નિશ્વાસ નીકળ્યો:–

" ધરી હૈયા સાથે, સદય મૃદુ આલિંગન કરી;
વહીને ઓષ્ઠેથી, મધુર વદને ચૂંબન કરી.
કરી નીચાં નેત્રો, પરમ પ્રિતથી જે નિરખતી;
હવે આ પાપીને, નહિ શું સ્વિકારે મન ધરી ! "

" અરેરે આમ ના કરો, આર્ય મહિલાના સતીત્વ માટે સંશય શો ? અરે, પણ મ્હારી ત્રિકાળ અવસ્થા કેવી ? ભાગ્યદેવી, તને હું શું કહું ? " નેત્રમાંથી અશ્રુધારા ચાલી. પણ કર્ણ તો જાળીઆમાં જ જડાઇ રહ્યા.

" મહાલક્ષ્મી જેવી, લટભ લટકાળી મધુરતા;
શશીમુખી તૂમાં, અતિશય સુધાની શિતળતા,
પ્રિયાના લાવણ્યે, પુનિત રસ વામે મુજ ઉરે;
મહાદેવી ત્હારા, હૃદય વણ કયાં આ મન ઠરે ?"

અંતર ઉર્મિમાં આનંદનાં કિરણો પ્રકાશ્યાં, અને નિશ્વાસ મૂકયો: " અરેરે, પાણી વહી ગયા પછી પાળ ! "

" મ્હને મીઠાં મીઠાં, મધુર વચનોથી વશ કરી;
મતિ મ્હારી ઠારી, સુખદ રસ દેતી રસ ધરી.
ઝુલાવી ઝુલંતી, રસિક મદ માંહી રસધરા;
વિના ત્હારા મ્હારા, દિન ક્યમ જશે રે મનહરા.
ધીમે ધીમે મ્હારા, પઠ હૃદયમાં રંગ ભરવા;
વિલાસી વિશ્રાંતે, કરતી રસ ધર્મો અવનવા.
કવચિત્ ધારિ વિદ્યા, વિનય મન કરંતી કરિ મયા;
કવચિત્ કુત્સાક ધારી, વિનય નવ દેવી ધરિ દયા."

આતુર હૃદયે, હૃદય ખુંપાવી શ્રવણ કરવા માંડયું:–

" ગુલાબી સાળુડે, ક્વચિત્ મન ખેંચી વશ કરી;
પુરા સ્નેહે નેહે, મદન નયને કૌતક ભરી.
વિલાસો મ્હારાને, રમણિય નિરાંતે ખિલવતી;
ગયા એવા વારા, વિવિધ કલ્લોલે રિઝવતી.
પ્રિયા મૂર્તિ ત્હારી, હૃદય પટમાં જો વસિ રહી;
ભુલાવી ભૂલે ના, હૃદય રથ મધ્યે જડિ સહી.
શશાંગી કાન્તિ તો, લલિત લાવણ્યે મન વસી;
કરે છે ઉત્પાતો, અધિક દુઃખ દે છે મન કસી. "

" આહા ! ઇષ્ટ જનનો મોહ અનિવાર્ય છે. ધર્મ બંધનમાં બંધાયલા સંબંધી જનોના સ્નેહનો પાશ કેવું પરિણામ પામે છે ? 'હાય ! આ તે હું શું અનુભવું છું ! ભુલાવી ભૂલે ના હૃદય રથ મધ્યે જડિ સહી.' આ વાક્યની શ્રવણ ઇચ્છા કલ્પે પણ કલ્પી નહોતી. પ્રીતિ પ્રતિના સાર રૂપે પરિણામ પામે છે. પ્રણયીનું હૃદય પ્રણયિનીના હૃદયનાં દર્શન રૂપ છે. સત્યાનુભવી મહાશયોનું આ કથન હું આજે અનુભવું છું. ધર્મ બંધનથી થયેલો સંબંધ પણ પૂર્વોક્ત છે. તે સ્થુળ સૂક્ષ્મદેહમાં પૂર્વ સંસ્કારથી એવો જડાયલો રહ્યો છે કે, મન કદાપિ અનેક સ્થાને ભટકે પણ ત્યાં શાંત થતુંજ નથી. દિવામાં જેમ તેલ અને પ્રકાશનો સતત સહચાર રહે છે, તેમ પૂર્વ સંબંધથી બંધાયલા સંબંધનો સહચાર રહે છે. ધર્મ સંબંધમાંજ બુદ્ધિ સુસ્થિર અને સુપ્રતિષ્ઠિત થાય છે." આશાના કિરણથી પ્રફુલ્લ થયેલા હૃદયભાવને સ્વસ્થ કરી આતુર અંતઃકરણે વળી શ્રવણ કરવા માંડયું:–

" ક્વચિત્ ગોરા ગાલો, અંબર પટ મધ્યે છુપવતી;
ક્વચિત્ ગોરે ભાલે, પુરણ ચંદ્રકને હિસવતી.
ક્વચિત્ વેણી ગુંથી, કરણ ફુલ મધ્યે ઝુલવતી;
ક્વચિત્ નુપૂર સૂરે, મદન મ્હેરામે ખિલવતી.
ક્વચિત્ અંકે બેસી, નવલ કરતી તું અડપલાં;
ક્વચિત્ કૂ કૂ શબ્દે, પ્રણય કરતિ તું કરણમાં.
ક્વચિત્ બાળે વેશે, નિધિ નિત મોદે ઝુલવતી;
ક્વચિત્ ગોરા રંગે, લલિતસું લિલા લહરતી. "

પૂર્વ ક્રીડા અનુભવતી હોય તેમ સાંભળનારીનું મન પ્રફુલ્લ થયું

અને માનગર્વ ખંડિતાને મનાવતાં આનંદ અનુભવની માનિનીની પેઠે પ્રિયાને સ્વામી મીઠો લાગ્યો. આનંદ પ્રફુલ્લ થતા અંતઃકરણ ઉપર કોમળ સૂરના સુસવાટા વહેતાજ રહ્યાઃ

"વિણા પુસ્તક ધારી, ખરી સંસારે તું સરસ્વતી;
સદા દેવી જેવી, મૃદુ સુખ ભરંતી સહચરી.
ગુણી જ્ઞાની શાણી, સદા દુઃખ હરંતી સરવનાં;
પુરી આણી શાંતી, દુઃખ ગૃહ વિષે ના રહિ મણા.
સગાં સાથી સર્વે, અનુચિત જનોમાં હળિ જઈ;
પિતા માતા કેરા હૃદય મધે પૂરિ વસિ ગઈ;
વિદેશી દેશી તો, કિરતિ મહા ત્હારી સ્ફુરિ રહી;
ખરા મેં મુર્ખાએ, અરર કિંમત તો નવ લહી."

સાધ્વીએ હડપચી ઉપર હાથ મૂકી પળ વાર નીચું જોઈ હૃદય ઉપર હાથ મૂકયો. તે વિચારમાં નિમગ્ન થઈ. ઇષ્ટ જનની સ્તુતિથી પ્રેમ ભારમાં દબાઇ. દબાઇ ગયેલા અંતઃકરણને પ્રેમામૃત સિંચન મળવાથી પ્રેમ જીવનના ચાંચલ્યે ચળવળાટ વધાર્યો. એના મનમાં શું થતું હતું, તેની એને સમજ પડતી નહોતી. વિચાર, વિકાર અને વિભ્રમમાં ભ્રમણાએ ભમાવવા માંડી. "હા સ્વરમાં તો બાંધોજ નથી. આકૃતિમાં કંઇક કૃત્રિમતા લાગે છે. ઉદ્‌ગાર પણ મ્હારા જીવનને અનુસરતા છે. હાય હાય, આ શું? હું સ્વપ્નમાં છું કે જાગ્રતમાં છું? મનને કંઈ પણ ખાત્રી નથી. પ્રભુની અસીમ લીલાની વિલક્ષણતાનો હું ભોગ થઇ છું." ભેદાયલા મર્મમાંથી નિશ્વાસની મહા જ્વાલા નીકળી. ભ્રમણામાં ભમતી સંશયાત્મક થયેલી સંયમને છેદવા યત્ન કરી આંખ અને કાન માંડી જાળીઆ આગળ જડાઇ ગઈ. વળી તેના કાન ઉપર સ્વર આવ્યોઃ

"[1]પદ્મા કેરી ચોળી, મૃદુ વિનયથી દઇ મ્હને,
કટાક્ષો ત્રાંસા દે, ચકિત કરિ થોભી નહિ કને;
અરે આ તો ઠાલા, અપળ ઉભરા છેજ સઘળા,
વદુ શું સ્વ મુખે, મુજ કઠિન કૃત્યો નિરબળાં.
કુડાં કાળી[2] કૃત્યે, મુઢ મતિ મ્હને હાય ન સુજે,
વિચારંતા તે તો, હૃદય મહિ વન્હી નવ બુઝે;

---

૧ રાજ્ય રાજેશ્વરમાંથી પન્ના વેરવાનો હમણો જડેલો હતો તે કુમુદે પ્રમાદધનને આપ્યો હતો. ૨ કૃષ્ણકલિકા.

અરે નિશ્વાસોથી, નયન દ્વયથી અશ્રુ ઝરતાં;
ધવાયું છે હૈયું, દુઃખદ દુઃખ જાયે ન કથતાં."

વિભ્રાંત થયેલાં અંતઃકરણમાં ધ્વનિ થયોઃ "આ તો એજ, એમાં જરા પણ સંશય નહિં. આ, એ પદ્મા તથા કુલટા કૃષ્ણકલિકાને સંબોધી બોલ્યા."

અતિથિએ ક્રોધે ભૃકુટી ચ્હડાવી પગનો પ્રહાર કરતાં કૃષ્ણકલિકા પ્રત્યે ધિક્કારના ફુત્કાર ઉડાવતાં ફરી ઉદ્‌ગાર કહાડયોઃ

"કુડાં કાળી કૃત્યે, સુઢ મતિ મ્હને હાય ન સુઝે."

"અરે દુષ્ટ કૃષ્ણકલિકા, ત્હારાં કૃત્યથી જ મ્હારી ધાર્મિક અને સંસારી સ્થિતિ નષ્ટ થઇ છે."

વળી દીનતાથી દ્રવતા મુખમાંથી ઉદ્‌ગાર આગળ ચાલ્યોઃ—

"કુડાં એવાં કૃત્યો, કપિરૂપ સર્વે કરિ અને;
પુરા મ્હેં પાપીએ, છળ વિધિ કર્યો પ્રિય જનને;
અરે સંભારતાં, સઘળું અવળું મૂજ મનને;
દબાયે છે હૈયું, નિશદિન તપે તાપ સુ-તને."
"પ્રયાસે જે મૂર્તિ, પ્રિય જન ગણી દુઃખ હરતી;
સદા ધીમે ધીમે, રસિક કરવા ગુણિ મથતી.
પ્રિયા એવે કાળે, સુલલિત સુખ મ્હેં નવ લિધું;
કુડા કુરંગોથી, વિષય રૂપિ મ્હેં તો વિષ પિધું."
"વિરોધે વ્યાપ્યો છે, દુઃખદ ઘન છાયા રસ બધે;
ગયું ઔચિત્યે સૌ, ઉન્નતિ ક્રમ પાછો ક્યમ વધે!
કહિ ત્હારા યત્ને, યદિ પૂરવ પુન્યો ઉદ્‌ભવે;
નિરાશા લાગે છે, ગત વિભવ શૂં ફાલશે હવે?"

"અરે હાય હાય! નિરાશાનું ઝરણુ ઉભય ક્રુરે સરખું જ વહે છે."

"ગુરૂ જેવી લાગી, જડભરત મનને રસિક તો,
કળી ના શક્યો હું, ઉંચ રસિકતાની કિંમત તો;
પશુવૃત્તિ વાળું, ક્ષુદ્ર મન મ્હારૂં નવ ખિલ્યું,
વિના ત્હારા મ્હારૂં, મન નવ વિશ્રાંતિ થકિ ઠર્યું."

પૂર્ણ પ્રાયશ્ચિત્તના ઉદ્‌ગારોને અનુભવતી સાંભળનારી આંફ્લી ફાંફ્લી બની ગઇ. અંતઃકરણ ઉપર "વિના ત્હારા મ્હારૂં મન નવ વિશ્રાંતિ થકિ ઠર્યું." એ શબ્દોએ કુતૂહલ કરી મૂક્યું. પ્રેમધ્વનિએ

અંતઃકરણને ઉભરાવવા માંડયું. હૃદયમાં ધમધમાટ થઇ રહ્યો. ધમધમી રહેલા હૃદય ઉપર વળી પ્રેમવાક્યે પ્રહાર કર્યો:—

"ફર્યો પૂરો મહિયે, વળિ વિલોક્યું મેં અતિ ઘણું;
પુરો રજ્યો ખંતે, નહિ મણા રાખી વળિ અણું;
ગુણી જ્ઞાની સાથે, સુજ્ઞ પરિચયમાં હળિ ગયો;
વિના ત્હારી મૂર્તિ તદપિ જીવ આ શાંત ન થયો."
"ઉંચી રીતિ નીતિ, મૃદુ વદન નિર્દોષથી ભર્યું,
વિલાસો મ્હારામાં, સકળ મન જેનું હતું ઠર્યું;
અતિ ખંતે ખંતે, નવલ સુખ દેતી દિન દિને;
થતાં સ્મર્ણો તેનાં, વિકટ દુઃખ થાયે મુજ મને."
"સુઘડ જ્યોત્સ્નાથી, જે ભૃકુટિ પુર મ્હારે ભભકતી;
સદા શીલે સત્યે, સુવર્ણમય કાંતિ ઝમકતી;
શશી રેખા જેવી, વિભુતિ તુજ ભાલે ભભકતી;
ખરે એ સ્મર્ણે તો, મતિ ગતિ થઇ છે ચમકતી."
"નમીને કલ્યાણી, પ્રફુલ વદને વાત કરતી;
મૃદુ બોલી બોલી, વિનય વિકટે ભાત ભરતી.
સગાં સ્નેહી સાથે, અતિ ઉમળકે તું વિચરતી;
ખરે દેવી જેવી, સકળ જનને શાંત કરતી."

શબ્દ શ્રવણથી સાંભળનારી લજ્જાવનત વદના થઇ. તેના હૃદયમાં અનેક નવા જ ભાવો ઉત્પન્ન થયા. હૃદયમંદિરમાં ઉચ્ચ અભિલાષાઓએ ઉલ્લાસમાં સ્ફુરવા માંડયું. એકલી જાળીની પાસે છાનીમાની પ્રેમથી ઉછળતી, દબાયલા અંતઃકરણે નિઃશબ્દે અશ્રુધારા વર્ષાવતી ઉભી. અશ્રુધારાથી ગાલ ભીંજાઇ ગયા. હૃદયના શત ઘા કટકા અનુભવ્યા. અંતઃકરણને કંઇ સુઝતું જ નથી. માર્ગ વિનાનું અંતઃકરણ અંધની પેઠે અધર તાલ લટકવા લાગ્યું. ફાંફાં મારવા લાગ્યું, સ્વર તો કાન ઉપર અથડાતો જ રહ્યો:

"સમીપે આ કાળે, મુખ શું લઇ આવું તુજ કને;
મનસ્વી વિચારો જરિ અભય ના દે મુજ મને.
હવે એકે રસ્તો, મુઢ મતિ મ્હને હાય ન સુઝે;
વિના મર્ણું હાવે, હૃદય ગત વન્હિ નહિ બુઝે."
"હવે આજે જોતાં, અતિ ઉમળકે કોણ મળશે?
મીઠી મીઠી વાતો, અતિ પ્રિતથી કોણ કરશે?

હવે શું નિર્બાધે, વિચરી શકીશ હું તુજ કને?
અરે હાથે આજે, મરણ મિઠું લાગેછ મુજને."

"ક્ષમા કરો, ક્ષમા કરો; કર્ણદ્વારપર આવા શબ્દ ન નાખો. આર્યધર્મે આર્ય રમણીઓને પતિ સિવાય બીજું કંઈ જ સૂચવ્યું નથી. આપને આવી શંકા શી?

**नसा स्त्री त्यभिमं तव्या यस्या भर्ता न तुष्यति ।**
**तुष्टे भर्तरि नारीणां तुष्टः स्वात्परमेश्वरः ॥**

જે સ્ત્રીવડે પતિ સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ. સ્ત્રીઓને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાય છે.

(શાંતિ પર્વ)

**शुश्रूषां परिचर्यां करोत्य विमनाः सदा ।**
**सु प्रतीता विनीता च सा नारी धर्म भागिनी ॥**

જે સ્ત્રી પ્રસન્ન મનવડે નિરંતર પતિની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે અને વિનય રાખે તેને ધર્મભાગી જાણવી.

અરેરે! વિધાતાની વિચિત્ર ઇચ્છા! સંસારનાં અવનવાં ચિત્રો મ્હારી આગળ ઉભાં કરી મ્હને તું કેમ થકવે છે? નેત્રના પલકારા જેટલો કાળ, યુગાન્તર જેટલો અનુભવે છે. અનેક ભવોનો અનુભવ એક ભવમાં થવા માંડયો છે. મ્હારૂં પ્રારબ્ધ શું? મ્હારો ધર્મ શો? મ્હારા ધર્મથી હું પતિત થઈ નથી, થવાની નથી અને થઇશ પણ નહિ." અનેક સંકલ્પ વિકલ્પોએ સાંભળનારીના ચિત્તમાં ચમકારા કરી ચમત્કાર કરવા માંડયા. સ્તબ્ધ થયેલી બાળાએ હૃદય ગુહામાં થતા ઉલ્કાપાતોને અશ્રુની ધારા ચલાવતાં અનુભવ્યા.

અતિથિની ટુટેલી હૃદય ગુહામાંથી નિકળતા અનાહત નાદે, અશ્રુધારા વર્ષાવતી હૃદય વેદના સાથે ગર્જવા માંડયું:

"હવે કેવી રીતે, મુજ હૃદયનું દુઃખ જણવું?
વિયોગી વ્હાલીને, કવણ વિધિ થકિ હું વિનવું?
દિધાં દુઃખો ભારી, હૃદય તે તણું કેમ મનવું?
ખરી વૃત્તિ મ્હારી, જણવિ કેમ એને રિઝવું?"

દીન મુખે દયાર્દ્રભાવ દર્શાવતા અતિથિના શબ્દોથી કુમુદના મસ્તકમાં રમ્ય વિચારોએ તરવરવા માંડયું. તેના શોકાગ્નિથી ભસ્મીભૂત થયેલા અંતઃકરણમાં આનંદ ઉર્મિએ સ્ફુર્તિ પુરી. પતિભક્તિ પરાયણ સાધ્વીને પતિ પ્રત્યે દયા અને ભાવના ઉભરાવા માંડી:

"મ્હારા જેવી ભાગ્યહીન ઉપર આટલી બધી કૃપા શી? મ્હારાથી આપના હૃદયની પરીક્ષા થઈ નથી. જાણે અજાણે દોષ મૂક્યા છે. આપની અંતઃભાવનાની ઊંચી પરીક્ષા કરવામાં હું ઠગાઇ છું. અરે રે! મ્હારે માટે આપ આટલું આટલું ટળવળો છો! આપને જરા પણ શાંતિ નથી. હૃદયના એ ઉદ્દગારો સ્પષ્ટાભાસ આપે છે. આપને માટે હું શું કરૂં? અરે, મ્હારે માટે જ આપ આટલી વ્યથા પામો છો, અને તે મ્હારા પિતાના જ ઘરમાં. તેમાં પણ મ્હારા જ આશ્રમમાં. અહાહા! દૈવ, તું મ્હારી પૂંઠ કેમ છોડતો નથી? અરે રે! કેવી કૌતુકી સ્થિતિ છે? કે જે સ્થિતિમાં કયો ધર્મ ગ્રાહ્ય છે તે સમજાતો જ નથી, પળાતો નથી અને પાળવાનો મનને હુકમ પણ થઇ શકતો નથી. હાય હાય! મ્હારી તે ત્રિકાળ દશા કેવી? ભૂતકાળમાં થયેલા સંસ્કારોના અવનવા વિચારો! મ્હારા મગજ ઉપર વારા ફરતી ચઢી મસ્તી ન કરો. મ્હને રંકને ન સતાવો, બળેલાં અંતઃકરણમાં પ્રેમ જીવનનાં બીજને સજીવન ન કરો. અરે રે, મ્હારે માટે આપના હૃદયમાં આવો પુનિત પ્રેમ પ્રકાશે છે, તેનો તો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મ્હારા વ્યથાવશ પડેલા અંતઃકરણે કેવા કેવા ઉદ્દગાર કઢાવ્યા છે! હાય હાય, પતિવ્રતાના ભાગ્યના મહેશ, મ્હને ક્ષમા નહિ કરો? હું ઠગાઈ છું. મનુષ્ય હૃદયની પરીક્ષા ઘણી જ ઊંડી છે. મ્હેં આપના હૃદયની ગુહામાં રચાયેલાં પ્રેમ જીવનને પરખ્યું નથી. મ્હારા ઉદ્દગાર શું અસત્ય નહોતા?

* " અરે નિર્માલ્ય નારી રે!
" હું નો અભિલાષ જાણી લે.
" મરી જા રે! મરી જા રે!
" મને છોડી, છુટી જા રે!"

"ના, ના, આવા વિચારના હૃદયમાં આવો પ્રેમજીવન પ્રવાહ કેમ પ્રવાહિત રહે?" પ્રેમજીવન પુરનારના ઉપર ઉપકારના ઉભરા ઉભરાવા માંડ્યા. અને શ્રવણે પોતાનું શ્રવણ કરવાનું કામ જાળીયાં સાથે જડાઈ વધારે વધારે કરવા માંડ્યું:

"મહા દેવી ત્હારા, મહત્ ગુણ ગાને મન હર્યું;
મળી ના વિશ્રાંતિ, મૃદુ જગ રંગે ન મન ઠર્યું.
પુરા પશ્ચાતાપે, પુનિત છબિને હું વિનવિને;
ઠરૂં એની પાસે, અગર મરૂં વિના તે નિર્જને."

---

* સરસ્વતીચંદ્ર ભાગ ૨ ના પૃષ્ઠ ૨૯૫ માં છે.

" અરે અરે, એવું સાહસ કોટી કલ્પે કલ્પતા ના." કંપતા અંતઃકરણે કુમુદે મનમાં ને મનમાં ઉદ્દગાર કર્યો.

" અધિકારી ત્હારો, જગત નિયમે હું નહિ હવે;
થયો છું ગોઝારો, વચન વદને થકિ આ ભવે.
મ્હારી આ ટાણે, ભયંકર થઇ છે અવદશા;
હવે લાગે પાકા, તુજ મિલનના રે વસવસા."

પતિધર્મપરાયણ સાધ્વીના ચિત્તમાં પવિત્રતાના અને વિપરિત સ્થિતિ કાળના વિચારો ઉભરાવા લાગ્યા. શરીર ઉપર શોકભરી અસર પ્રસરી ગઈ, અને તેના ચિત્તમાં વમળ જાળ ડોળાઇ ગઈ. ડોળાયલા અંતઃકરણમાંથી દીર્ઘ નિશ્વાસ નિકળ્યો અને નિરાશાના ચિહ્ને કુતૂહલ દર્શાવ્યું.

અતિથિ ક્ષણવાર થંભ્યો. કંઇ બોલ્યો ચાલ્યો નહિ અને માત્ર કુમુદની બાલ્યકાળની અને કંથાધારી વૈધવ્ય દર્શાવતી છબીને જોઈ જ રહ્યો. હૃદયાગ્નિથી તપતા અંતઃકરણે તપતાં તપતાં તુલના કરવા માંડી. તપેલા અંતઃકરણમાંથી ધ્વનિ થયોઃ—

" છતાં મ્હારા ત્હારી થઈ અવનવિત અવદશા;
ધરી કંથા અંગે, કુમુદ શું નિહાળું ગ્રહદશા ?
નહીં મ્હેં જાણીતી, ગતિ તુજ તણી આવિજ થશે;
ખરે ઔદ્ધત્યેથી, અતિ દુઃખ સહ્યું છે હરનિશે.
હૃદય મ્હારૂં ત્રાસે, છબિ નિહાળતાં તુજ તણી;
મુખે નાહિ સુર્ખી, કૃશ બની શરીરે અતિ ઘણી.
કપાળે ના ભાળું, સુમન ચંદ્રક ચિત્ત હરતો;
ફિકાં ગાત્રો લાગે, ટિલડિ યા ટપકી વિણુ તો.
મૃગાક્ષીનાં નયનો, અંજન વિણુ લુખાં અતિ દિસે;
નથી સ્ફુર્તિ પૂરી, અતિ ચમકતી જે ચોદિશે.
સુની નાસા દીસે, વિરહિત વેસર મૌક્તિક જડી;
લુખા કર્ણો દીસે, વિહિત ઝાલર મૌક્તિક મણી.
ભ્રકુટી ભાળંતા, ભભક નવ દિસે મનહરા;
થયા ઓષ્ઠો ફીકા, ધવળતા પસરી પુરી જરા.
દિસે વેણી લુખી, નવ સુગંધિત તૈલથી ભરી;
જટાધારી ત્હેં તો, શિર મણિ ચમકે નવ જરી.

કુળાં કાંડાં મધ્યે કનક કંકણુ તો ન ચળકે,
રૂડા પાદો મધ્યે, નુપુર મણિકાન્તિ ન ઝળકે;
મણિ માળા કંઠે, સુલલિત રૂડી ન લહરતી,
નિવિ નિતંબોની, મદન ઉપાધિને સંહરતી.
ઉદાસી શી લાગી, પરમ શુદ્ધ શાંતિ સર કરી,
પરિતાપો સોસી, પુનિત બની પુરી મન ધરી;
વિસાર્યા વિષયો સૌ, વિષવત્ ગણીને થરથરી,
ધરી અંગે કંથા, સકળ શણગારો દુર કરી. ”

“ અરેરે, મ્હારે લીધે આની આ સ્થિતિ થઇ છે! હવે હું આ વિટમ્બનામાંથી તેને શી રીતે મુક્ત કરૂં ? સંસારનો પ્રવાહ કેવો વહે છે? મ્હારા અધમ કૃત્યથી આ બિચારી સુશીલાની શું સ્થિતિ થઈ? હરિ, હરિ, હું પણ શું થોડું અનુભવું છું ! પ્રિય જનનો વિયોગ આહા, કેવો હૃદયભેદક છે. હૃદયના વજ્ર જેવા પડને વિંધી નાખે છે અને હૃદયપટ ઉપર જે પ્રેમી ચિત્ર આલેખાય છે તે કદિ પણ ભુસાતું નથી. ધર્મબંધનથી પ્રેમબંધન સુદ્રઢ થાય છે ત્યારે તેનું બળ મહાત્મ્ય મહદ્ પરાક્રમી થાય છે. તે કોઇથી પણ પરાજય થતું નથી. પ્રેમપ્રવાહના વેગ આગળ શૂરા સંતો અને ભક્તો પણ મંદતા પામે છે. તત્વવિચાર, વિદ્વતા અને આત્મજ્ઞાન એ બધાં અર્થશૂન્ય, બળહીન લાગે છે. મનોવ્યથાની મહાન્ વેદના અનુભવ્યા વિના તેની કિંમત અંકાતી નથી. અરેરે, અજ્ઞાનતામાં બેદરકારીથી કરેલાં કૃત્યોનો પરિપાક થતાં શું અનુભવ અનુભવાય છે? અરેરે ! યૌવન મિઠાશમાં વિષ ભેળવ્યું. જીંદગીના પ્રથમાનંદનો વિકાસ અને પ્રીતિ સુખના ઉલ્લાસની લલિત લહરીઓનો હૃદયમાં વિકાસ, એ સર્વ ઉભયને માત્ર સ્વપ્ન દર્શન જેવું જ થયું છે. લગ્ન ગ્રન્થીની પવિત્રતા, લગ્નપ્રેમની ઉચ્ચતા, ગૃહસંસારની દિવ્યતાને દીપાવે એવી તું, મ્હારાં ઉદ્ધતાઇ ભરેલાં સાંહસથી કડવા અનુભવને અનુભવે છે. હરિ, હરિ. આ તો સુગ્રીવ અને વાનરની વાત જેવો ઘાટ થયો છે. રખડાવીને રખડયો છું. અરેરે ! મ્હેં કેવી નિર્દયતા રચી ? ધર્મશીલા ઉપર કેવા ખોટા આરોપ મૂક્યા? દુષ્ટ કૃષ્ણકલિકાના કુસંગથી કેવાં કૌતક કર્યાં ?

**मोह जालस्य यानिर्हि मूढैरेव समागमः**
**अहन्यहनि धर्मस्य यानिः साधु समागमः ॥**

સુહૃદનો સમાગમ કેવળ મોહ ઉત્પન્ન કરનાર છે. નિત્ય સાધુ સમાગમ, ધર્મનો ઉત્પાદક છે."

દુષ્ટ સંગતિનો લાભ મળ્યો. દુષ્ટ સંગતિએ પ્રેમજીવનને ભસ્મીભૂત કરી નાખી મૃતમય કરી નાખ્યું. ભસ્મીભૂત થયેલું પ્રેમ જીવન સજીવન થનાર નથી. તુટેલી બાજી સંધાનાર નથી. ઉભય જીવનને ભ્રષ્ટ કરનારને શિક્ષા થવી યોગ્ય છે. પ્રેમજીવનને ભસ્મીભૂત કરનાર હૃદય વેદનાથી પ્રેમ ભડકે બળે છે, પણ નિરપરાધીને, વિના અપરાધે મૃત જીવનમય કરનારને, દેહાન્ત શાસન સિવાય બીજું શાસન નથી. તેને તે થવું જ જોઇએ.

હવે શા સારૂ આ, મૃત જીવનમાં મોહ ધરવો?
હવે શા સારૂ આ, જડ વપુનો ભાર સહવો?
હવે શા સારૂ આ, ગત વિષયનો શોક કરવો?
હવે તો આ દે(હ)ને, વિસરજન સ્વર્ગેજ કરવો.

પ્રેમજીવનને ભ્રષ્ટ કરનારા દુઃખી દેહ, તું એ શિક્ષાને જ પાત્ર છે. હરિ, હરિ, આ કેવી વિલક્ષણ વિટમ્બના! એ વિડમ્બનાનો અવધિ નથી, ઉપાય નથી. પડદો ફોડતાં સુખ નથી, તેમજ નહિ ફોડવામાં પણ સુખ નથી. દુઃખી થતી કુસુદને સુખી કરવા મન ઉત્સુક છે, પણ તેનો કંઇ માર્ગ નથી. માર્ગ કહાડતાં વિડમ્બના વધે છે. વિડમ્બનાની જાળને ઉકેલવાની શક્તિ નથી. ત્યારે જેણે વિટમ્બના ઉભી કરી છે તેને ભોગવવા દો. દુઃખી દુર્ભાગી જીવનને ભોગવવામાં અને ભવિષ્યમાં સુખ નથી એવા જીવનને લંબાવવામાં શું સાર છે? હા, હા, એનો ઉપાય સીધો અને સહેલો છે." એમ કહી ભૃકુટીને કઠોર કરી, ક્રોધાધીન થયેલો અતિથિ જુસ્સામાં ઉભો થયો. પગને ઠપકાર્યો અને ટેબલ ઉપર મુષ્ટિપ્રહાર કર્યો.

આ દેખાવથી જાળીઆમાં કંપતી દેહલતા વિષમય થઇ, પથ્થરના પુતળા જેવી થઇ ગઇ. એક, બે, ત્રણ એમ અનેકવાર દૃષ્ટિ નાંખી, તેથી મનની ખાત્રી થઈ કે આ તો જરૂર પોતે કંઇક ક્રૂર સાહસ કરવા માગે છે. એ ભયંકર ભયાનકતાએ કુસુદને ગભરાવી, ડરાવી, શિથિલ કરી બેબાકળી કરી. હૃદય ઉપર ભાર આવી પડયો. ઉદ્‌ગાર કાઢવા પ્રયત્ન કરતાં છતાં પણ મ્હોમાંથી એક શબ્દ પણ નીકળતો નથી. આંખો આંસુથી છલકાઇ ગઇ. પાંપણોથી ગાલ ઉપર, હોઠ ઉપર અને સ્તન ઉપર આંસુની ધારા શ્રવી રહી. હૃદય ધબકવા

માંડયું. "હાય, હાય." આ સિવાય બીજો ઉદ્દગાર નીકળી જ શક્યો નહિ. નિશ્વાસના સુસવાટા શ્વાસ સાથે મ્હોડેથી વહેવા માંડયા. તે ડસડસીને પથ્થરના પુતળા પેઠે સ્તબ્ધ થઇ ગઇ.

અતિથિએ હાથમાં પિસ્તોલ લીધી. તેમાં દારૂ ભર્યો. તેમાં ગોળી નાંખી અને બડબડયોઃ--

"હવે શા સારૂ આ મૃત જીવનમાં મોહ ધરવો? હવે તો આ દેહને વિસર્જન જ કરવો. કંથાધારી મહાદેવી, ત્હારી મૂર્તિના ચર્ણ આગળ જ આ પતિત પંચમહાભૂતને વિસર્જન કરૂં છું. મ્હને ક્ષમા કરજે."

ક્રોધાકુળ થયેલો અતિથિ ટોટી શોધવા ફાંફાં મારવા લાગ્યો. ટોટીની ડબ્બી ખોલતાં નીચલો લેખ દ્રષ્ટિએ પડ્યો.

"सहसा विदधी न क्रियामः।"

"કોઇ ક્રિયામાં સાહસ કરવું નહિ."

મન જરા અટકયું એટલે શાંત થયું. શાંત થતાં જ વિચાર આવ્યો. વિચાર આવતાં જ લેખ ફરી વાંચ્યો. એટલે વિચાર જ્યોતિએ જીવનતત્ત્વ ઉપર અજવાળું નાખ્યું અને આ કૃત્ય પુરૂષાર્થ-રહિત સાહસ લાગ્યું.

'प्रज्ञाळ मानसं दुःखं हन्यात शरीरमौषधम्।'

"જ્ઞાનથી માનસિક દુઃખ અને ઔષધથી શરીરનું દુઃખ દૂર કરવું."

એ વિચારે, વિડમ્બનાની ગુંચ ખોલવા સંકેત કર્યો. મને હાથ ઉપર હુકમ કર્યો અને હાથે અગ્ન્યાસ્ત્ર (પિસ્તોલ) ને દૂર ફેંકી દીધું.

જાળીઆમાં લપાયલી કુસુદની વ્યાકુળતા શાંત પડી. હૃદયના ઊંડા ભાગમાંથી નિશ્વાસ સાથે "હાઆઆસ" શબ્દ ધ્વનિ નીકળ્યો અને પાછો સમાયો. જોનારીએ જોયા જ કર્યું.

પિસ્તોલ દૂર ફેંકી અતિથિ દ્રઢ ચિત્તવૃત્તિથી કુસુદની છબી સામું સંયમ કરી તટસ્થ ઉભો રહ્યો.

"કુસુદ, તને શી રીતે સુખી કરૂં? કંથાધારી મહાદેવી, ત્હારા હૃદયના સાંત્વન માટે કંઈ પ્રાયશ્ચિત્ત છે? પ્રભુ, માર્ગ દર્શન દો. કંથાધારી ભગવતી, ત્હારી તપશ્ચર્યાના બળે ઉભયના દુઃખના અવધિનો માર્ગ ખોલ."

* * * *

તટસ્થ ઉભેલો અતિથિ "કુમુદ, કુમુદ" નો પ્રેમમય ઉદ્‌ગાર કહાડતો એકાએક પલંગ ઉપર પડયો.

## પ્રકરણ ૯ મું

### કંપતી દેહલતાની સ્થિતિ

"एको धर्म्मः परंश्रेयः क्षमैका शांन्तिरुत्तमां ।
विद्यैका परमां तृप्तिर हिंसैका सुखा वहां ॥
शुभाशुभ फलं कर्म्म मनो वाग्देह सम्भवं ।
कर्म्मजा गतयो नृणा मुत्तमाद्यम मध्यमाः ॥
मनु स्मृ. श्लोक १२१-१२२

ચીરાયલી હૃદય ગુહામાં, આશાના અંકુરથી આશ્ચર્યચકિત થયેલી કંપતી દેહલતા અગાસીમાં ધીમે ધીમે પગ ઉપાડતી, શયનશૈયા તરફ જતાં જતાં વિભ્રમમાં પડી. ફરી ફરી જાળીઆ તરફ નિહાળતી શૈયામાં જઈ પડી. ઉદ્વેગ અને આશાની પરિસીમાથી છલાછલ ભરાયેલું હૃદય ઉછાળા મારી, ઉચ્ચ આશાના તરંગને ચકડોળે ચઢાવી, હૃદય સાગરને મહાતોફાને ચઢાવી રહ્યું હતું. તોફાની તરંગોએ મગજની તર્કવિતર્ક શક્તિને દિગ્મૂઢ કરવાથી તેને આધીન થયેલીને પોતાની સ્થિતિનું ભાન નહોતું. તેના મનની ગુંચવણોએ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ જાળ લાંબી પ્રસારવા માંડી, અને ગુંચમાં ગુંચ ભરાવાથી ગુંચોનો કુંજ વધવા માંડયો. કુમુદ નિસ્પંદ દ્રષ્ટિથી પથારીમાં પડી પડી છત ઉપર દ્રષ્ટિ ઠારી આંસુ સારવા લાગી. ગાઢ નિશ્વાસે વહેવા માંડયું. તેની હૃદય ગુહામાંથી મહાભારત યત્ને પણ શબ્દ નીકળતો નહોતો. અંતર ઉર્મિમાં નવીન આશાનાં કિરણોએ પ્રકાશનો અંકુર

---

* ધર્મ એજ એક પરમ શ્રેયનું સાધન છે. ક્ષમા એ ઉત્તમ શાંતિ છે. વિદ્યા એ પરમ તૃપ્તિ છે, અને અહિંસા એ સુખનું સાધન છે.

માનસિક, વાચિક અને શારીરિક, એ ત્રણે પ્રકારનાં કર્મથી શુભ અને અશુભ ફળ ઉત્પન્ન થાય છે. મનુષ્યની ઉત્તમ, મધ્યમ અને અધમ ગાત કર્મથી થાય છે.

ઉત્પન્ન કર્યો હતો. તેમણે એને હર્ષ શોકથી બહુ બેબાકળી બનાવી, ગભરાવી, આંસુના પ્રવાહ સાથે વાણીનો પ્રવાહ વહેવડાવતી કરી. નેત્રમાંથી છલાછલ વહેતો આંસુનો પ્રવાહ કર્ણ પ્રદેશથી ઉતરી પથારીમાંના તકીઆને પલાળી રહ્યો ત્યારે હૃદય ગુહામાંથી નીકળતો વાણીનો પ્રવાહ હૃદયને ચીરી શયનગૃહને શોકવ્યાપ્ત કરી ધ્વનિત થઇ રહ્યો:

" હૃદય બળે છે ભડકે મ્હારૂં,
ચિત્ત વિષે હું તે શું વિચારૂં,
સુઝે નહિ એકકે રે વાટ,
લાગે મનને અતિ ઉચ્ચાટ.
ત્રિકાળ વિષે શી સ્થિતિ મ્હારી,
ભોગ વિયોગ વિષે ભમનારી.
નિરખું શું હું કૌતુક આજ !
દિસે છે વિપરિત મહારાજ.
અમુઝણ થાયે મનને ઘણી,
શિદ સતાવો જગના ધણી.
અશરણને લો શરણે નાથ.
દો સુબુદ્ધિ ગ્રહિ મુજ હાથ.
જીવન મ્હારૂં ચુર્ણ થયું છે,
વિપરિતતાને વેગે વહ્યું છે.
સ્થિરતાએ નવ બેસે ઠરી,
પળ પળમાં જાયે છે ફરી."

ઉદ્દગાર કહાડતાં કહાડતાં મુખ દીન થઇ ગયું. શોક અને આશાના મર્મો, એના મનને વલોવવા લાગ્યા. સ્વર્ગસ્થ ગણાયલા પતિની જીવનઆશાના વિચારે વિલક્ષણ વિકારિણી કરી. ભુલાયલો પતિ હૃદયપટ ઉપર ચિત્રાઇ સ્ફુરી આવ્યો. જે જે સુખ દુઃખના પ્રસંગો વીતેલા તેના અવનવા રંગના ફુવારાની ધારાઓ ઉડવા લાગી. સમર્થ અભિલાષો સિદ્ધ કરવા, પ્રેમમય જીવનને ઉન્નત કરવાને બાંધેલા કિલ્લાની ભ્રાંતિઓ તેને ભમાવવા લાગી. જગમાં સહધર્મચારિણી થઇ, સહચાર કાળે વિચરવા કરેલા સંકલ્પ વિકલ્પો તેની ચોપાસ વીંટળાઇ વળવા લાગ્યા. તે સ્તબ્ધ થઇ દિગ્મૂઢપણે સેજમાં પડી પડી છત સ્હામું જોઇ રહી. વળી ઉદ્દગાર નીકળ્યો:—

" શું દેખું છું વિપરિત ઘાટ,
મનને લાગે અતિ ઉચાટ.
હૃદયે હાર ખાધી બહુ વાર,
ક્ષણે ક્ષણે થયું છે ખુવાર.
પ્રાણેશ્વરે ન લીધી સંભાળ;
છેદી પ્રિત તણી પરનાળ.
ત્યાગી ત્યાગ લીધો તત્કાળ,
જીવનને કિધું બેહાલ ! "

આ ઉદ્‌ગાર નીકળતાંજ મુખ ઉપર શોકના સેરડા તરી આવ્યા. હૃદયમાંથી ઊંડા નિઃશ્વાસે નીકળીને શયનગૃહના વાતાવરણને શોકમય કરી નાંખ્યું. જેમ વિજળીનો ચમકારો ક્ષણ માત્રમાં મહા ઉલ્કાપાત કરે તેમ હૃદય ગુહામાંથી પૂર્વે કાળથી સંસ્કારિત થયેલા પ્રેમ બીજે ચમત્કારોનો હૃદય ઉપર સજ્જડ ઘા માર્યો. મહાન્ ગાંભીર્ય રાખી સહન કરનારીએ સહન કર્યો. પણ ચીરાયલી હૃદય ગુહામાંથી ઉદ્‌ગારો બહાર નીકળ્યા સિવાય રહ્યા નહિ.

" ખરેખર સરસ્વતીચંદ્ર, મ્હારે મન તમારો વાંક વસનાર નથી, અને મ્હારૂં મન તે માનનાર પણ નથી. તો પણ મ્હારા પ્રથમ જીવનમાં પ્રેમમંત્ર મૂકી પ્રીતિની શુદ્ધ અપરિસીમ પરનાલિકાનું ભાન કરાવી, પ્રેમબીજ રોપી તેના અંકુરને તમે જ ઉન્નત કર્યું; એ વાત સત્ય. તમે રસજ્ઞ કરવા ધારેલા વિનયશીલ શરીરની અંતર ઉર્મિ સ્ફુરતાં પહેલાં છેદી એ પણ સત્ય. અસ્વામિકા થયેલી આપના સ્વાધીનમાં આવેલી તે કાળે આપે સમર્થ કામશસ્ત્રના ઘાથી બચાવી મ્હારા પાતિવ્રત્યનું રક્ષણ કરી વર્ત્તમાન અને ભવિષ્યથી બચાવી એ પણ સત્ય. મ્હને કલ્યાણ બુદ્ધિથી શમદમના પૂણ્યમાર્ગને પ્રત્યક્ષ કરાવ્યો તે પણ સત્ય. જો કે આ કાળે જગત સાથેનો મ્હારો શારીરિક યોગ નષ્ટ થયેલો છે, માનસિક યોગમાં તૃપ્ત રહું છું, ઉભયને અનુભવી અપૂર્વ આનંદને અનુભવું છું. એ બધાની ભાગી થવું એ આપના ઉપદેશના કૃપા પ્રસાદનું ફળ છે, એ પણ સત્ય. આપ અંતર સંબંધે સખા અને ગુરૂ છો, અને કુસુમના હૃદય વલ્લભ સંબંધને લીધે મ્હારા તમે આપ્ત અને પુર્વવત્ છો; પણ પૂર્વવત્ સંબંધને લીધે, મ્હારા ભુતકાળના ભાગ્યને ભસ્મીભૂત કરનાર અને પ્રેમ જીવનમાં ભડકો લગાડનાર તમેજ છો. અરેરે, હજી પણ ભવિષ્યના જીવનનો

ભેદ ક્યાં જણાય છે?" બંધ પડેલા ઉદ્‌ગારે ધ્વનિ કરવા માંડ્યોઃ—
અરેરે!

"પરણ્યે પરહરી પહેલી તકે,
જીવન નષ્ટ કીધું કતકે;
અતિ પ્રિય વસ્તુ જગમાં જેહ,
તે તો જાણું છું એક દેહ.
દેહ છે સર્વનું મૂળાધાર,
જેથી સકળ ચાલે વ્યવહાર;
તન રક્ષા ધર્મ સર્વથી મ્હોટો,
તે તજે આવે સર્વનો ટોટો.
પ્રાણ છે સર્વ થકી રે શ્રેષ્ટ,
એથી અન્ય સકળ છે નેષ્ટ;
તેને પરહર્યો પળની માંય,
સમુદ્રમાં ઝોકાવી કાય.
સુસંગત છે સુખનું મૂળ,
દુષ્ટ સંગતથી થાયે શૂળ;
કુબુદ્ધિના સાથી થયા નાથ,
પાડી પડ્યા વિપત્તિને હાથ.
બુદ્ધિ સુજ્ઞાન યુક્ત ન હોય,
તો તો નિરંતર દુઃખને જોય;
વિપત્તિમાં સુજને તો ઉતારી,
પોતાની દેહને ન ઉગારી.
જગમાં સુખના હેતુ જેહ,
તે જાતાં સઘળુ તજ્યું મેંહ;
નાના લલિત સુંદર વ્યવહાર,
તન મનથી ત્યાગ્યા ઝટ વાર,
રજની વ્યવહાર રંગની કરી,
ભગવી કંથા પ્રેમે ધરી.

"અરેરે, જળમાં અદ્રસ્ય થયાના અવસાનના અત્યંત દુઃખદ વર્તમાન, વજ્રપાત સમ જરા પણ રૂઝાતા નથી. દુઃખનો અનિવાર્ય ઓઘ મનને ક્લેશમય પ્રવાહમાં આકર્ષી જાય છે. મમત્વથી બંધાયલા શરીરમાં ક્લેશ થાય એ સ્વાભાવિક છે. મેરૂ સમાન ધૈર્યવાળા મહા

પુરૂષોનાં હૃદયો પણ ક્ષણ વાર ખસી ગયાં છે તો મ્હારી અબળાની શી તાકાત? વિદ્વાનો અને તત્વવેત્તાઓની મહાન્ બુદ્ધિ જ્યાં બંધાઇ જાય છે, વજ્રપિંડ વિંધતી સાક્ષરો અને કવિઓની શક્તિ જ્યાં મંદ થાય છે, અનુભવ, વિદ્વતા, આત્મજ્ઞાન અને તત્વજ્ઞાનવાદીઓનાં ગમે તેવાં સાર્થક વચનો જ્યાં નિરર્થક નિવડે છે ત્યાં મ્હારી શી તાકાત? દૈવની અકળિત શક્તિ ન કળી શકાય એવી છે. અરે રે! યૌવનના વિકાસ પ્રારંભમાં જ, જીવનયાત્રાના પ્રયાણની શરૂઆતમાં જ, હૃદયમર્મ વિકસતાં પહેલાં જ, પ્રતિયજ્ઞનો પરમ ધર્મ સમજાતાં પ્રથમ જ યૌવનની મિઠાશમાં પૂર વહાલ ઉપજતાં પહેલાં જ હૃદયભેદક બનાવે વિયોગરૂપી વિષ ભેળી દીધું. અરે રે!

"વ્હાલા વિદાય થઇ ચાલ્યા ગયા, ગયા હા!
મૂકી ગયા નયન નિર્મળ આંસુ ધેર્યાં.
ફૂળું મિઠું જીવન ઝેર ઝીણે ભરાયું;
અરે રે, પ્રેમિલું હૃદય ક્રૂરે શોક ભીનું."

છલાછલ આંસુથી ભરાયલી આંખમાંથી ક્ષણે ક્ષણે બિંદુધારા વહેવા માંડી. શોકસાગરે હૃદયમાં ઉલ્કાપાત કરવા માંડયો અને ઉદ્દગાર નિસરવા માંડયાઃ

"પરમ ધરમ રીતિથી કરી,
અચળ ભક્તિ સ્વામિમાં ધરી.
હૃદયે રાખ્યા હૃદયાધાર,
પ્રેમ જીવન કેરા આધાર.
પૂર્વ કર્મથી વિખુટી થઇ,
પણ અંતરમાં છબી આ રહી.
સતિ જીવનનો પતિ વહેવાર,
ધર્મ જીવનનો એ અધિકાર.
સપ્ત પદિની પ્રતિજ્ઞા જેહ,
પ્રેમે નેમે પાળી તેહ.
અસત્યવાદિની નથી થઈ નાથ,
પ્રાણ જીવનને અરપી હાથ.
દંભ વિના પતિ સાથે રહી,
અધર્મ પંથે જરા નથી ગઈ.

તરછોડી નાથે ઘણી વાર,
પણ નવ લીધો દોષ લગાર.
પ્રિય હિત કરીને ઠરવા માટ,
હૃદયે ધાર્યા'તા બહુ ઘાટ.
પ્રભુએ લીધી સ્વર્ગની વાટ,
આશા ભાંગી ભાંગ્યા ઘાટ."

દીન હૃદયની રંક કુમુદને "આશા ભાંગી, ભાંગ્યા ઘાટ" એ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં વિચારો ઉઠયા. વિચારોએ દુઃખદ વિકારોના ઉભરા ઉભરાવ્યા અને તે ઉભરાણના ઘાથી ઘવાયલી હૃદય ગુહામાંથી શોણિતનો પ્રવાહ ચક્ષુદ્વારા જળ થઇ વહેવા માંડયો. આશાભંગ થયેલી બાળિકાઓ! તમારા ઘાને આ લેખથી તાજા કરવા બેદરકાર થજો. અસહ્ય અપરિસીમ ચિંતામાં ખેંચાઇ હૃદયને ભસ્મીભુત કરવામાં સાર નથી. પૂર્વ કર્મના પ્રારબ્ધને મિથ્યા કરવા માટે ચિંતા બળવત્ત નથી. ચિંતા એ એનો પુરૂષાર્થ નથી. ચિંતાથી લાભ નથી. હાનિ વેઠી સંસારને હાનિ કરવામાં શું સાર છે? રોઇને રડાવવું એ શું? ખોઇને ખોવડાવવું એ શું? જો પુરૂષાર્થ સુઝે તો પુરૂપાર્થ કરજો. હાલ તો ભાવિને આધીન થવાના સૂત્રથી સાંત્વન મેળવી કુમુદના ઉદ્‌ગાર પ્રત્યે લક્ષ આપઃ

"પ્રારબ્ધ ઉલટે ઉલટી ગયું,
અસ્ત વ્યસ્ત જીવન તો થયું.
પૂર્વ જન્મનાં પ્રગટયાં પાપ,
દુઃખી જીવનથી ભરાયું માપ.
પૂર્વે ન કર્યાં પુન્ય ને દાન,
જપ તપ કિધાં નહિ બળવાન.
સાધુ સંત સંતોષ્યા નથી,
ધર્મ કર્મ કાંઈ કીધાં નથી.
પૂજન અર્ચન કરીને દાન,
સંતોષ્યા નથી પ્રભુ બળવાન.
યજ્ઞ યાગ કીધા વિણુ મહાન,
ક્યાંથી પામીએ સુખ સમાન.
પૂર્વે દત્ત જો કીધું હોય,
તો તો આ ભવમાં સૌ હોય.

કોટિક કરીને કુડાં કામ,
તોડયાં હશે ધર્મનાં ધામ.
પ્રેમી જોડાંને જુદાં કરી,
દીધાં હશે દુઃખો દિલ ધરી.
પ્રેમ જીવનને કરી નષ્ટ,
દીધું હશે ભયંકર કષ્ટ.
યોગી જનને કરીને ભ્રષ્ટ,
સંસારી કીધા હશે નષ્ટ.
પ્રેમી જોડાં પર કરીને ઘાવ,
લીધા હશે કિલ્મિશના દાવ.
પ્રેમ જીવનને ભ્રષ્ટ કરનાર,
કેમ કરી ઉતરે ભવ પાર ? ”

છાતી ઉપર હાથ મુકી નયન પથને ભીંત ઉપર સ્થિર કરી સ્તબ્ધ થયેલી કુમુદ મગજમાં કંઇ શોધતી હોય તેમ શોધી પોતાનો બચાવ કરવાને પ્રતિ ઉત્તર કરતી હોય તેમ ઉદ્દગાર કહાડવા લાગી;

“ આ ભવમાં કંઇ કીધું નથી,
સત્ય નિયમ વ્રત તાગ્યાં નથી.
પતિમાં રાખી પુરી પ્રિત,
નેક વૃત્તિથી રહી છું નિત.
સપ્ત પદિની પ્રતિજ્ઞા જેહ,
તે પ્રેમે પાળી છે મેંહ.
અંતઃ રંગે કિધાં તોફાન,
તેને મ્હેં તોડયાં બળવાન.
અંગ વિભૂતિ સાચવી સાર,
એ પ્રભુનો પુરો ઉપકાર.
સુંદરી જનનું ભૂષણ જેહ,
પતિવ્રત્ત પુરણ પાળ્યું તેહ.
દેહે નિયમે નથી થઇ નષ્ટ,
વિપરિત મદને દીધાં કષ્ટ.
યોગ્ય અયોગ્ય સંયોગ આવ્યા,
વિપરિતતાએ દાવજ સાધ્યા.
શુદ્ધ કસોટી માંહી કસાઇ,

પતિવ્રત્ત ધર્મમાં રહી હું જડાઇ.
ધર્મ કર્મથી વિભુતિ વધે છે.
જન્મ જન્માંતરે ફળ મળે છે.
મહાજન એવું કહે છે કથી,
પ્રત્યક્ષ બીજું પારખું નથી.
આજ તણો જોવાથી ઠાઠ,
વિપરિતતાનો દીસે ઘાટ.
કારમું આ છે સ્વપ્ન કે સત્ય ?
જે હું દેખું છું પ્રત્યક્ષ.
વિધવા સૌભાગ્યવતિ થાય,
એ તે કૌતુક શું દેખાય ? "

આશાનાં શુભ્ર કિરણથી આશ્ચર્યચકિત થયેલી કુમુદના મુખમંડળ ઉપર એ વિચારથી ઉત્સાહની સ્ફુર્તિ પ્રસરી ઉઠી. કંઇક નવીન કૌતક અનુભવતી હોય તેમ હૃદયમાં નવીનતા અનુભવવા લાગી. કંઇક આશાના કિરણથી પ્રકાશ પડતી બોલી:

" આશાના અંકુર દેખાય,
દૈવ કૃપાથી સત્ય જો થાય.
દૈવી વિપરિતતા દેખાય,
ભાગ્ય દશા ગતિ ઉલટી જાય.
પૂર્વે પુરાણે વ્યાખ્યા એક,
શ્રીમંતિની દીસે નેક.
ભાગ્ય ફુટેલું પામી ફરી;
શંકર વ્રત પુરૂં આદરી. "

આર્ય દેશની શુદ્ધ આર્યાઓ ! તમારા અપરિસીમ મહાબળની તુલના તોલવાની મ્હારા જેવી પામરમાં ક્યાંથી શક્તિ હોય ! સતી સાધ્વીઓની અસીમ શક્તિના ગુણાનુવાદ માટે દંભ ભર્યા વિચારોને માર્ગ જડે એમ નથી. સાત્વિક વૃત્તિની અધિદેવીઓના સત્તા પ્રસાદમાં મહા કલ્યાણ છે અને જ્યારે તેમના કૃપા પ્રસાદનો કળશ ઢોળાય ત્યારે તો ત્રણે લોકમાં શું બાકી રહે ?

અનુસુયાના કૃપા પ્રસાદથી નર્મદાને શું નથી મળ્યું ? સાવિત્રીના તપના પ્રભાવથી તેના પતિકુળને ભૂષણવંત થવામાં શી બાકી રહી હતી ? શ્રીમંતિનીના વ્રતાચરણથી નષ્ટ થયેલા પતિનું જીવન કેવી

આશ્ચર્યતાથી પુનઃ પ્રાપ્ત થયું હતું? દમયંતી, તારા, સીતા અને મૈત્રી આદિ મહા સમર્થ સતી સાધ્વીઓનાં જીવન કેવો સુબોધ આપે છે! શુદ્ધ મહિલાની જોડ જગતમાં મળવી મુશ્કેલ છે. પ્રાચીન આર્યમહિલાના ગુણાનુવાદનાં કથનો શ્રવણ કર્યા પછી નિશ્ચય થાય છે કે તેવાં રમણી રત્નો, યુરોપ, અમેરિકા કે આર્મિનિયામાં જડે એમ નથી. થોડા અનુભવથી સિદ્ધ થવા લાગ્યું છે કે આર્યાવર્તની બાળિકાઓને પશ્ચિમ તરફની કેળવણી આપવાથી શુદ્ધ આર્યાના સંસ્કારો પડવા અને તેવા લાભ સંસારને મળવા મુશ્કેલ છે. ત્યારે આર્ય મહિલાઓ! દીન રંક કુસુદની આર્જવતા ધ્યાનમાં લઇ તમે મૈત્રી, સાવિત્રી અને સીતાનું અનુકરણ કરી તેવી થવા યત્નવાન થાઓ. જ્યારે સદ્વિચારો સેવાય છે ત્યારે અંતઃકરણની તેવી જ સ્થિતિ થાય છે. ઉચ્ચ સ્થિતિ પામવાને ઉચ્ચ ચિન્તવનની જરૂર છે. દીર્ઘકાળથી સેવેલાં સદાચરણો સદ્વિવેકે ફળે છે. એ વિચાર સ્ફુરતાં કુસુદે લાંબો નિશ્વાસ મૂક્યોઃ

"મ્હેં નથી કીધું એવું વ્રત,
આશા બાંધું છું હું અસત્ય.
પૂર્વ પુણ્યથી આશા ફળે,
ખોયેલું ભાગ્ય ફરી મળે.
વડિલ સ્નેહી કે વ્રતનું પુણ્ય,
એમાં શું નિશ્ચય કરૂં અન્ય.
કર્મ કથાનો મ્હારો ભાગ,
વિચારતાં ઉઠે છે આગ.
હૃદયને નવ સુઝે ઘાટ;
કોણ બતાવે સત્યની વાટ."

મર્મોથી છેદાયલી હૃદય ગુહામાં ગુંચવાયલી કુસુદ ક્ષણભર થોભી સ્થિર વૃત્તિ કરી નમન કરતી હોય તેમ ચિહ્ન કરી દીન મુખથી આર્જવતા દર્શાવતી બોલીઃ

"જગ પાવન શ્રી યોગિરાજ,
શાન્ત દાન્ત ગુરૂ મહારાજ.
ચરણ શરણ ત્હારે છું નાથ;
ઝાલો ભવસાગરમાં હાથ.
ચંદ્રાવળી સતી સાધવી,

આવી ખોલો ગુંચ માવડી.
શોક મૂઢ વિકારિણી નાર,
તેને શરણે લો આ વાર.
શાન્ત દાન્ત સિધ્ધેશ્વરી માત,
જાણે છે તું સર્વે વાત,
વિઘ્ન તોડી મુજ મહેશ્વરી,
સત્ય દર્શક થા માતેશ્વરી."

"માતેશ્વરી ચંદ્રાવળી મૈયા, ત્હારી ભગવી કંથાધારી પુત્રીની હવે તો સંભાળ લે. હવે ગુંચોના કુંજમાં ગુંગળાવ નહિ. મા, રંક અનાથનું તું પૂર્વ કાળથી સાન્ત્વન કરતી આવી છે. માજી, આજે તું કેમ દૂર છે? મર્મોથી મ્હારૂં હૃદય વલોવાઇ જાય છે. ભૂત અને ભવિષ્યના ભણકારા ભડકાવે છે, ગભરાવે છે, ગુંચવાવે છે અને કંઇ પણ ગમ પડવા દેતા નથી. મ્હારા હૃદયનો ખુલાસો ક્યાં કરૂં? આ સંસારમાં મ્હારા તે શા હાલ? સંસારમાં બબ્બે પુરૂષોને ખપ ન લાગી. આત્મહત્યા કરવા ગઇ. ત્યાં જમે પણ ન સંઘરી. સ્વાર્પણ કરવા ગઈ ત્યાં સંસારના ભણકારા વાગ્યા. ત્યારે વૈધવ્યને મિઠું માની બેઠી તેમાં હવે સૌભાગ્ય ડોકીયાં કરે છે. મહા દુઃખે સંસારને ભૂલી મનને મનાવ્યું, વૈરાગ્યાધાન કીધું, ભગવું ધર્યું ત્યારે સૌભાગ્યનું કુમ કુમ ગેરૂનો ત્યાગ કરાવવા તત્પર થયું છે. ભગવી કંથાને જરકસીની સાડી કરવા મથન કરે છે. અમાંગલિક થયેલા અવયવોને મંગળ ભૂષણોથી અલંકૃત કરવા ઉદ્યોગ આરંભે છે. સંસારમાં એકથી અનેક સ્થિતિનું રૂપાંતર પામતી પામતી રોડાની પેઠે અથડાતી ત્હારી પુત્રી હવે કંટાળી છે. એના ઉપર કૃપા કર. અનંત અંધકારમાં વિજળીના ચમકારા જેવો સૌભાગ્યની આશાનો અંકુર આ શો ચમત્કાર બતાવે છે તેની જરાયે ગમ પડતી નથી! માતુશ્રી, સત્યદર્શક થા. મ્હારા હૃદયના ગુંચવાડાને ભાંગ."

છેલ્લા ઉદ્‌ગાર કાઢતી કાઢતી કુમુદ, ગદ્‌ગદ કંઠથી ગલગલિત થઇ ગયેલી ચંદ્રાવળીનું ધ્યાન કરતી હોય તેમ છત સામું સ્થિર દ્રષ્ટિ કરી ઘટિકા સુધી જોઇ રહી. ચંદ્રાવળીની પ્રતિમાને ધ્યાનમાં ખડી કરી દ્રઢ સંયમ કર્યો. ચંદ્રાવળીનું સંપૂર્ણ ધ્યાન થતાં જ તેના સન્મુખ જાણે પોતાના હૃદયનો ભાર ઓછો કરવી હોય તેમ હૃદય મોકળું મૂકી રડી પડી. જરા ઉભરાથી હૃદય ખાલી થયું એટલે

મન સ્થિર થયું અને હૃદયમાં નવું બળ આવ્યું. તેણે જરા સ્થિર ચિત્તે ફરી સંયમ કર્યો, "શ્રી વિષ્ણુદાસ ગુરૂ મહારાજ, ગુરૂ મહારાજ." એ શબ્દનો ઉચ્ચાર કર્યો. સ્થિર ચિત્તે હાથ જોડી તટસ્થ વૃત્તિએ ચિન્તવન કર્યું.

**अनुष्टुप छंद.**

**'अखंडानंद बोधेन शिष्य संताप हारिणे ।**
**सच्चिदानंद रुपाय श्री विष्णु गुरवे नमः ॥**
**विश्वेश्वरं विश्वरुपं विश्वं विश्वतो मुखं ।**
**विश्वंभरं विश्वनाथं विश्वमूर्ति नमो नमः ॥'**

ચિન્તવન કરતાં કરતાં કુમુદ નિદ્રાને આધીન થઇ ગઈ. નિદ્રાને આધીન થયેલી કુમુદ તે સ્થિતિમાં પણ શાંત નહોતી. તેની અડધી વિંચેલી આંખો જોનારને તે જાગતી હોય એવું ભાન કરાવતી હતી. તેની યોગિની જેવી તેજજ્યોતિથી ચમકારા મારતી મુખમુદ્રા ઉપર ભય, હર્ષ, શોક, આશ્ચર્ય અને ક્લેશયુક્ત દેખાવના ભાવો વારે ઘડીએ પસાર થતા હોય તેમ જણાતું હતું અને તેના પ્રત્યાઘાતો હૃદય સ્થાનમાં પ્રવેશ કરી દેહમાં શીત, જડતા, રોમોદ્‌ગમ, દૈન્ય અને કંપની ધ્રુજારીનો ભાસ કરાવતા જણાતા હતા. કેશપાશ છૂટો થઈ પથારીમાં પસરી ગયો હતો. ઓઢેલી કંથા અવ્યવસ્થિત થઇ ગઈ હતી. કપાળ ઉપર પ્રસ્વેદની ઝરી ફુટી બિંદુ બંધાયાં હતાં. રક્ત સુકાઇ જવાથી સુકા પડેલા કંપતા અધરોષ્ઠ ફિક્કા જણાતા હતા. વારેવારે શરીરની શિથિલતા જણાતાં નિદ્રિત કુમુદની વિપત્તિનો અનુભવ થતો હતો. તેનાં ભવાં, આંખ અને નાકની આકૃતિ ક્ષણે ક્ષણે વિચિત્ર રૂપ ધારણ કરતી, તેથી જાણે તેના હૃદયમાં નવીન ધૈર્ય, નિડરતા, હર્ષ અને આશાના અંકુર ફુટવાથી નવિન જ્યોતિનો ફુવારો મહા આનંદ વર્ષાવી રહ્યો હોય એમ ભાન થતું હતું. દૃઢ સંયમ કીધા પછી નિદ્રામાં પડેલી કુમુદને સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નસૃષ્ટિની અલૌકિકતામાં આપણા નયન પથને માર્ગ આપી આવકારદાયક કરીએ.

પ્રાસાદમાં શય્યાપર પડેલી કુમુદ પાસે અનુપમ તેજસ્વી વિભૂતિથી દીપતી ચંદ્રાવળી મૈયા આવી. ચંદ્રાવળીએ શ્વેત ચંદ્ર જેવું વસ્ત્ર ધારણ કર્યું હતું. કપોળમાં ચંદ્રરેખા જેવી ભસ્મની આડ કરી હતી. ગળામાં સ્ફટિકની મનોહર માળા પેહેરી હતી. હાથમાં માતા-

જીનું ત્રિશૂળ ધારણ કર્યું હતું. ચંદ્રાવળીને જોતાં જ કુમુદ ગદ્‌ગદિત થઈ આંસુ સારતી મૌન્ય ધારી તેના ખોળામાં પડી. એટલામાં એક મહાન્ ભયંકર ગર્જના થઇ અને તે થવા સાથે જ ચંદ્રાવળીની પાછળ અનુપમ તેજનો પુંજ જણાયો. તેજ-પુંજમાંથી દૈવી વિભૂતિ ઉત્પન્ન થઇ. તેનું ચંદ્ર જેવું આહ્લાદકારક મુખ, તેજસ્વી સ્નિગ્ધ લાંબા કાળા મેઘ સરખા કેશ, મૃગ જેવી મનોહર આંખ, કામદેવના ધનુષ્ય જેવી વાંકી ભ્રૂકુટી, શુક જેવી મનોહર નાસિકા, દાડમની કળી જેવા અણીઆળા, હીરા જેવા ચળકતા દાંત, પ્રવાળના રંગ જેવા અધરોષ્ઠ, કમળ નાળ જેવા કોમળ હાથ, કદલીના સ્તંભ જેવા મનોહર પગ અને તેના પ્રત્યેક અવયવનું મનોહર સૌંદર્ય મહાન્ વિભૂતિનું ભાન કરાવી રહ્યું હતું. કાનમાં દીપી રહેલાં રત્નજડિત કુંડલો, પગમાં દીપતાં ઝાંઝરો, કંઠસ્થાનનાં ઝુકી રહેલી મુક્તાફળની માળા, અને દિવ્ય કંકણથી દીપતા આઠે હાથમાં આવી રહેલાં આયુધથી અસીમ મહત્તાની છાપ પડતી હતી.

દિવ્ય વિભૂતિએ કુમુદના ગળામાં શ્વેત પદ્મની માળા આરોપી. રૂદ્રાક્ષનો કંઠો ચંદ્રાવળીના ગળામાં પહેરાવ્યો. દરેકની કંઠમાળાને પદ્મનાળથી ગાંઠી દીધી. કુમુદ તે દૈવિ વિભૂતિ ભણી એકી ટસે જોઈ રહી. દૈવિ વિભૂતિએ કુમકુમનો ચાંદલો કર્યો. એટલામાં દૈવિ વિભૂતિના વાહને રૌદ્ર ગર્જના કરી. એક હાથમાં કુમુદ અને બીજા હાથમાં ચંદ્રાવળીને લેઇ દૈવી વિભૂતિ સિંહ ઉપર આરૂઢ થઈ ગગનમંડળ પ્રત્યે ચઢી. ચંદ્રમંડળ અને તારાગણોને નિહાળતાં કુમુદ દિંગ્મૂઢ થઇ ગઇ. તેણે ચંદ્રાવળી સ્હામું જોયું. સિંહ અને અષ્ટભૂજા મૂર્તિ અલોપ થઇ ગઇ. કુમુદ અને ચંદ્રાવળી ગગન મંડળમાં અધર લટકી રહ્યાં. ભયથી વ્યાકુળ થયેલી કુમુદે ચંદ્રાવળી તરફ જોયાં કર્યું. ચંદ્રાવળીએ હાથ લાંબો કર્યો. તે સાથે એક પાંખ ચંદ્રાવળીને અને બીજી પાંખ કુમુદને થઇ અને જોડીઆં પક્ષીની પેઠે બન્ને અદ્ધર ઉડવા લાગ્યાં. ઉડતાં ઉડતાં સૃષ્ટિ ઉપર અનેક વનો, ઉપવનો, રમણીય વૃક્ષ, ઘટાવાળા મનોહર પ્રદેશો, સરોવરો, સરિતા અને નદીના અનેક પ્રવાહો, પહાડો, પર્વતો અને નગરોના અનેક દેખાવો દ્રષ્ટિગોચર થવા લાગ્યા. બંને જણાંએ ગગન મંડળમાં ચક્કરો ઉપર ચક્કરો ખાવા માંડ્યાં. ચક્કરો ખાતાં ખાતાં કુમુદ થાકી.

કુમુદે પ્રશ્ન કર્યોઃ "માતાજી, આ અનુભવ શો થાય છે ?"

ચંદ્રાવલીઃ “ ભૂમંડળનો અનુભવ છે.”

કુમુદે પુનઃ પ્રશ્ન કર્યોઃ “ મ્હને કંઇ સમજાતું નથી.”

ચંદ્રાવળીઃ “દ્રષ્ટિ નાંખી નિહાળ. ગુરૂ કૃપાપ્રસાદથી ભાન થશે.”

તેની પાંખોએ જોરભેર ભ્રમણ કરવા માંડયું.

નર્મદા નદીનો પ્રદેશ દ્રષ્ટિએ પડયો. ચંદ્રાવળી વર્ણન કરતી ગઇઃ–“શૂળભેદ તીર્થ, ભીમેશ્વર, નારદેશ્વર, આદિત્યેશ્વર તથા અનુક્રમે વરૂણેશ્વર, તે આગળ કોટિ તીર્થ છે. દેવતીર્થ, અમરકંટક, રાવણેશ્વર, ઋણતીર્થ, વટેશ્વર, તુરાસંગમ, સોમતીર્થ, પિંગલેશ્વર, કર્કોટેશ્વર તથા નંદિતીર્થ અને દીપેશ્વર તીર્થ, જ્યાં વ્યાસજીનું ધામ છે.”

પાંખોએ બહુ જોરથી ચક્કર લીધું અને ભૃગુપુર દ્રષ્ટિએ પડયું. ત્યાંનાં તીર્થ જોતાં ચંદ્રાવળીએ કહ્યુંઃ “*હરિશ્ચંદ્રપુર કે જે અંતરિક્ષ લોકમાં દેખાય છે તે અહીં છે.” ત્યાંથી કુમુદની દ્રષ્ટિ સુવર્ણ બિંદુશ્વરમાં પડી. કુમુદે મહા તેજનો પુંજ જોયો અને પ્રશ્ન કર્યોઃ “માતાજી, આ શું છે?”

ચંદ્રાવળીઃ “ એ સતિ સાધવી ધનકુરબાના ગુરૂ મહારાજનો આશ્રમ છે.”

“તે કોણ હતાં ?”

“ભરૂચના બ્રહ્મક્ષત્રીમાં દેસાઇ કુટુંબમાં છેલ્લાં થયેલાં +સતી છે. સતિત્વનો તેજ પ્રવાહ પરમ પૂજ્ય છે.” એટલામાં એક મહાન્ ચક્કર આવ્યું અને તે ચક્કરના પ્રવાહમાં તેઓ દધિચી મુનિના આશ્રમ પાસે થોભ્યાં. આશ્રમ અત્યંત રમ્ય હતો. રાયણનાં વૃક્ષ ઉપર તપશ્ચર્યા કાળનો મહાત્માનો ઘટ થયેલો ઓજસ દ્રષ્ટિગોચર થયો.

કુમુદે પ્રશ્ન કર્યોઃ “ આ શું આશ્ચર્ય છે ?”

ચંદ્રાવળીઃ “ મહાત્માના સંબંધમાં પ્રશ્ન ન કરતાં જોયા કર.”

ભવ્ય ભભક મારતાં સુંદર દેવાલયોમાં સમાધિ દીઠી. મહા દિવ્ય ગંધ અને તેજનો પ્રવાહ ચાલી રહ્યો હતો.

ભ્રમણ વાયુનો હેલ્લો લાગ્યો. ચક્કર મહાબળથી ફર્યું. બન્ને જણું ક્ષણ વારમાં ચિત્ર વિચિત્ર શિલાઓનાં શિખરોથી આચ્છાદન

---

* મત્સ્ય પુરાણ પૃષ્ઠ ૫૧૨.

+ ભરૂચમાં બ્રહ્મક્ષત્રી જ્ઞાતિમાં સ્વ. કલ્યાણરાયજી હુકમતરાયજી દેસાઇજીનું કુટુંબ સુવિખ્યાત છે. તેમના કુટુંબમાં થયેલાં ઉક્ત સતી માતાનાં પગલાં હજુ દશાશ્વમેધના ઓવારા ઉપર એક ન્હાની દેરીના આકારમાં જોવામાં આવે છે.

થયેલા સુંદરગિરિ ઉપર આવી લાગ્યાં. સુંદરગિરિનો પર્વત જોતાંજ આશ્ચર્યચકિત થયેલી કુમુદે હર્ષ ધ્વનિથી સૂચન કર્યું કે "માજી, આ તો સુંદરગિરિ."

ચંદ્રાવળીએ મ્હોં મલકાવી આનંદ દર્શાવ્યો. આ બે જીવાત્મા સુંદરગિરિ ઉપર આવ્યા, ત્યારે નક્ષત્રગણ અસ્ત થવાની તૈયારીમાં હતા. યોગીઓ ઉઠવાની તૈયારી કરવા લાગ્યા હતા અને શાંત પર્વત ઉપર ધીમેધીમે વ્યવહાર કાળનું ચૈતન્ય પ્રસરવા માંડયું હતું.

રાધેદાસનાં પ્રથમ દર્શન થતાં જ ચંદ્રાવળીએ પ્રશ્ન કર્યો: "ગુરૂ મહારાજ કહાં હય ?"

રાધેદાસ: "અગમ્ય સ્થાનમેં, અદ્દભૂત કાર્યમેં, ગુપ્ત સંકેતમેં બૈઠે હંય."

ચંદ્રાવળી: "મધુરીકા સંદેહ નિવેદન કરાનેકા હય."

રાધેદાસે સવિનય પ્રતિ ઉત્તર કર્યો: "ગુરૂજીકે પાસ જાનેમેં આપકુ પ્રતિબંધ નહિ હય. આપ અગમ્ય સ્થાનમેં લે જાવ. જયસી મૈયાકી મરજી."

કુમુદ: "ગુરૂ મહારાજે આજે ગુપ્ત એકાન્ત કેમ શોધ્યો હશે ?"

ચંદ્રાવળી: "મહાત્માઓનાં સર્વ કાર્ય કારણભૂત હોય છે. તેમાં સામાન્ય બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી; પરંતુ એટલું જણાવવું મ્હને યોગ્ય જણાય છે કે, સંયમ સિદ્ધિ માટે એકાંતવાસ મુખ્ય છે. એકાન્ત રૂપ જળસિંચનના પ્રભાવથી હૃદયવૃક્ષ અંતરાદેશરૂપ ફળના ભારથી સત્વર નમે છે. ગૃહસ્થાશ્રમમાં હિસાબ વિના જેમ ગડબડ ગોટાળો આવે છે તેમ એકાન્ત સેવન વિના મનુષ્યનું અંતઃકરણ વિવિધ ચક્કર ઉપર ચઢે છે અને એકાન્ત સિવાય સાવધાનીથી નિશ્ચયાત્મક નિર્ણય ઉપર આવી શકાતું નથી. એકાન્ત એ બહિર વિચરી થાકી ગયેલી વૃત્તિનો શ્રમ ઉતારનાર આરામ ખુરસી છે. એકાન્તમાં શાંત વિચારથી થાકેલી આત્મવૃત્તિ ટટાર થાય છે. ભૂલોકમાં દંભરૂપી દોરીથી વિવિધ વિકૃતિ થતાં લોભ, મોહ, મદ, મત્સરાદિ પાશનાં મહા જાળાં ગુંથાયલાં છે. તે જાળાંમાંથી વૃત્તિને શુદ્ધ પ્રદેશ ઉપર લઇ જવાનો એજ માર્ગ છે. એકાન્ત સિવાય અણિમા સિદ્ધિ પ્રાપ્ત થતી નથી અને જ્યારે અણિમા સિદ્ધિના પ્રદેશમાં મન જાય છે ત્યારે પારમાર્થિક મનુષ્યત્વનું યથાર્થ ભાન થાય છે. એટલું જ નહિ, પરંતુ મહાત્માઓને સાક્ષાત પરમા-

ત્માની ગુઢ સાંકેતિક ભાષાનો બોધ થાય છે અને તેના યોગથી જ મહાત્માઓ પ્રાણી, પદાર્થ તથા નક્ષત્રમંડળના અગમ્ય પ્રદેશરૂપ અકળનીય પુસ્તકને ઉકેલી શકે છે. મનુષ્યની આંતર વૃત્તિને વાંચી શકે છે અને ભૂત ભવિષ્યના અકળનીય અકથનીય પ્રદેશના લેખો ઉકેલી શકે છે. અકળનીય સિદ્ધાંતોને સિદ્ધ કરવા મહાત્માઓ અણિમા સિદ્ધિને સંયમથી સાધવા એકાન્ત લે છે અને એવા કાર્યમાં તેઓ યોજાએલા હોય છે ત્યારે તે મહા મહત્ત્વતા ભરેલું હોય છે."

કુમુદઃ "માતાજી, ત્યારે શું ગુરૂ મહારાજનાં દર્શન નહિ થાય? સત્ય દર્શન એમને એમજ રહેશે?"

ચંદ્રાવળીઃ "ના, બેટા, ગુરૂ મહારાજને સર્વની ચિંતા છે. તેમને સત્ય માર્ગ દર્શાવવો ન હોત તો મ્હને ત્હારી પાસે આવવાને કેમ પ્રેરત?"

કુમુદઃ "ગુરૂ મહારાજના ગુપ્ત સંકેત સ્થાનમાં કેમ જવાશે? તે કયાં હશે?"

ચંદ્રાવળીઃ "અગમ્ય સ્થાન અગમ્ય જ છે, પણ મહાત્માના કૃપા પ્રસાદથી ત્યાં જવાશે. તું ધીરજ ધર. મ્હારો હાથ પકડ અને મ્હારી સાથે ચાલવા માંડ."

ચાલતાં ચાલતાં મહા અંધકાર ભરેલો માર્ગ આવ્યો. તેમાંથી બંને જણાં ઊંડી ખોમાં સરી ગયાં. ખોના પ્રદેશમાંથી ઊંચે દૃષ્ટિ કરતાં સૂર્ય મંડળને સ્પર્શ કરતો હોય એવો ઊંચો અને અનેક વર્ણો-વાળાં વિચિત્ર વનોથી પ્રફુલ્લ થયેલો પર્વત દૃષ્ટિગોચર થયો. પર્વતને સ્પર્શેલાં વાદળાંનો સમૂહ મનોહર દેખાતો હતો. સ્વચ્છ પુષ્પોની લતાઓના અગ્ર ભાગો આગળ સારસ પક્ષીઓ વિશ્રામ લેતાં જણાયાં. નેતરનાં વૃક્ષોથી પ્રબળ વિસ્તારવાળા ઝરા ઢંકાઇ ગયલા દ્રષ્ટિગોચર થયા. શિલાઓના ખાડામાં ઉગેલી લતાઓ વૃક્ષના આશ્રયરહિત હોવાથી પવનથી કંપાયમાન થયેલી છિન્નભિન્ન પથરાયલી જણાઇ. શિખર ઉપરથી શિલા ઉપર પડતા પાણીના પ્રવાહોની થતી છિન્નભિન્નતાથી જૂદાં પડતાં પાણીનાં રજકણો જાણે મોતીનો સમૂહ વિખરાતો હોય એમ દેખાવા લાગ્યું. વૃક્ષોથી ભરપૂર થયેલાં વનો શીતળતાનું ગાંભીર્ય દર્શાવતાં દૃષ્ટિ સન્મુખ ઉભાં થયાં. પર્વતની મનોહરતા જોઇ મોહિત થયેલી કુમુદ બારિકીથી નિહાળવા લાગી. એટલામાં ઊંડાણમાં માર્ગ

આવ્યો. તે માર્ગે આગળ જતાંજ શિખર ઉપર તથા માર્ગની બાજૂએ જ્યોતિર્લતા નામની ઔષધિઓ દીવાઓની પેઠે મહા તેજ પ્રસારી રહેલી જોઇ. કુમુદ આશ્ચર્યચકિત થઇ. હવે માર્ગ નહોતો. દિવ્ય જ્યોતિર્લતાઓ દિવ્ય તેજ ભભકાવી રહી હતી. ત્યાંથી ક્યાં જવાશે એ પ્રશ્ન કરતાં પહેલાંજ ચંદ્રાવળીએ પર્વતને સ્પર્શ કરતાંજ તેના બે ભાગ થયેલા જણાયા અને તેમાં પ્રવેશ કરતાં મનોહર અગમ્ય સ્થાન દૃષ્ટિગોચર થયું. સ્ફટિક અને નીલમણિનાં મિશ્રણવાળી ગુહા મનોહર હતી. ચંદન, કપુર, તથા કેસરના વૃક્ષોમાંથી સુગંધિ લઇ વાતો વાયુ સર્વત્ર વ્યાપી ગયો હતો. ત્યાં મૃગચર્મો પડેલાં હતાં. દરેક મૃગચર્મો પાસે અગ્નિથી ભરેલી ધુણીઓ ધુંધવાતી હતી. રૂદ્રાક્ષની માળા અને સુંદર જળથી ભરેલી તુમડી પ્રત્યેક આસન પાસે પડેલી હતી. કુમુદે આ જોતાંજ ચંદ્રાવળી સામે દૃષ્ટિ કરી. ચંદ્રાવળીએ કાંઇ પણ પ્રશ્ન ન કરવાની ઇશારત કરી. ગુહાના અંતર ભાગની સ્ફટિકની ભીંત ઉપર મણિધર નાગ ફેણ વડે ફુંફાડા મારતો, વિષના ફુવારા ઉડાવી રહેલો દૃષ્ટિગોચર થયો. કુમુદ કમ્પી ગઈ અને ડરથી સ્તબ્ધ થઈ ગઈ. ચંદ્રાવળીએ નાગની ફેણ પકડીને જરાક મરોડી એટલામાં શિલાના બે ભાગ થઈ ગયા. ચંદ્રાવળિ અને કુમુદ અંદર પેઠાં અને શિલા સંધાઇ ગઈ. કુમુદ આશ્ચર્યચકિત થઇ ગઇ. આગળ ચાલતાં મહા ભય ઉત્પન્ન થયો. આખો માર્ગ જીવતા સર્પનાં બિછાનાંથી આચ્છાદન થયેલો હોય તેમ સળવળતા અને ફેણોથી ફુંફાડા મારતા નાગોથી ભરેલો દેખાયો. તે ઉપર પગ દઇ જતાં કુમુદ ગાભરી બની ગઈ. ચંદ્રાવળીએ હાથ પકડી ખેંચી. પગને સ્પર્શ થતાંજ મુખમલ જેવા સુંવાળા નાગોના બિછાનામાં મહા દિવ્યતા લાગી. આગળ ચાલતાં રૌદ્રગર્જના કરતા વિકરાળ સિંહોની જોડી દ્રષ્ટિગોચર થઈ. કુમુદના તો હાંજાજ ગગડી ગયા. ચંદ્રાવળીને જોતાંજ સિંહોએ તેના પાદ ઉપર માથું મૂકી નમન કર્યું. બે સિંહની વચ્ચેના પ્રદેશમાં પગ મૂકતાંજ મહાન્ વિદ્યુતનો ચમકારો થયો અને જ્યોત્સ્નાનો ઝગમઘાટ થઈ રહ્યો. ચંદ્રાવળી કુમુદનો હાથ પકડી જ્યોતિના પ્રદેશમાં કુદી પડી. કુદકારો મારતાં જાણે ઊંડાણમાંથી લપસી પડયાં હોય એવો અનુભવ થયો. જમીનને પગનો સ્પર્શ થતાંજ જ્યોતિ શાંત થઇ ઊંચે દૃષ્ટિ કરતાં ગુહા મંડપમાં મહાન્ દિવ્ય વિભૂતિમાન મહાત્માઓ દૃષ્ટિગોચર થયા. પરમ ઐશ્વર્યથી વિરાજિત મહાત્માના

ડાબા વિભાગ ઉપર વિષ્ણુદાસ બેઠા હતા. ચંદ્રાવળી અને કુમુદે સાષ્ટાંગ પ્રણામ કર્યા. ગુરૂ મહારાજે અમૃતમય દ્રષ્ટિથી પોતાનાં નેત્ર-દ્વારા સર્વેમાં અમૃત રેડયું. ચકિત થયેલી કુમુદ હાથ જોડી ઉભી રહી.

વિષ્ણુદાસઃ "બેટા કુમુદ, પ્રશ્નોત્તરમાં કાળ વ્યતીત કરવાને અવકાશ નથી. મ્હારી પાસે આવ. મૃગચર્મ ઉપર પદ્માસન વાળી બેસ. અને ચક્ષુ વિંચી સ્થિર ચિત્તે સંયમ કર. ત્હારા મનની સર્વે પ્રકારે પ્રતિતી થશે. વર્ત્તમાન કાળથી આગળ જતી નહિ."

કુમુદે વિનયથી નમન કર્યું અને પદ્માસન વાળી સંયમ કર્યો. ગુરૂ મહારાજે જમણો કર કુમુદના મસ્તક ઉપર મૂક્યો. ક્ષણ માત્રમાં કુમુદ વિલક્ષણતા અનુભવવા લાગી. વાંચક, કુમુદના અનુભવ માર્ગ ઉપર આપણા નયન પંથને લંબાવવા દઈશું.

---

## પ્રકરણ ૧૦ મું

### સ્વપ્નમાં સંયમ

**રથઃ શરીરં પુરુષસ્ય દ્રષ્ટં આત્મા નિયન્તેન્દ્રિયાણ્યાહુરશ્વાન્।**
**તૈરપ્રમત્તઃ કુશલી સદશ્વૈર્દાન્તૈઃ સુખં યાતિ રથીવ ધીરઃ॥**

"શરીર એ રથ, આત્મા એ નિયન્તા અને સર્વ ઈન્દ્રિયો એ અશ્વ સ્વરૂપ છે. ધીર વ્યક્તિએ, અપ્રમત્ત થઈને, વશ થયેલા સારા અશ્વવાળા રથ ઉપર અધિરૂઢ થયેલા સારથીની પેઠે ઇન્દ્રિયોદ્વારા પરમસુખે સંચરન કરવું." વનપર્વ ૨૧૦-૨૩.

---

સત્યદર્શન કરવા ઇચ્છતી કુમુદસુંદરી સ્વપ્નમાં ગુરૂ કૃપાથી સંયમમાં અલૌકિકતા અનુભવે છે. પદ્માસન વાળી બેઠેલી કુમુદના હાથની ગુરૂ મહારાજે જ્ઞાનમુદ્રા વળાવી અને મસ્તક ઉપર હાથ મૂક્યો કે તેની સાથેજ સંયમ થઇ ગયો.

**હૃદયે ચિત્ત સંવિત** ( પાતંજલ સૂત્ર ) હૃદયમાં ( સંયમ કરવાથી ) ચિત્તનું જ્ઞાન થાય છે, અને તે સંયમ જ્યારે સ્વાર્થમય થાય છે ત્યારે યોગીને પ્રાતિભ, શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્તા એ છ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે; અર્થાત્ સ્વાર્થમય

સંયમથી મન એ સૂક્ષ્મ વ્યવહિતાદિ વસ્તુઓને જાણવાના સામર્થ્ય-વાળું થાય છે. એટલે દિવ્ય શબ્દ શ્રવણ, દિવ્ય સ્પર્શાનુભવ, દિવ્ય સ્વરૂપનું દર્શન, દિવ્ય રસના સ્વાદનું જ્ઞાન અને દિવ્ય ગંધનો અનુ-ભવ થાય છે. અન્ય સાહાય્ય વિના યોગથી ઉપજેલા શુક્લ ધર્મયુક્ત મનમાં જે સૂક્ષ્મ, વ્યવહિત, વિપ્રકૃષ્ટ, અતીત અને અનાગત પદા-ર્થોને યથાર્થ જાણવાનું સામર્થ્ય આવિર્ભાવ પામે છે તેને **પ્રતિભ** કહે છે. દિવ્ય શબ્દને ગ્રહણ કરવાના સામર્થ્યવાળું શ્રોત્ર તે **શ્રાવણ**, દિવ્ય સ્પર્શને ગ્રહણ કરવાની શક્તિ તેને **વેદન**, દિવ્યરૂપને ગ્રહણ કરવાના બળવાળું તે **આદર્શ**, દિવ્યરસને ગ્રહણ કરવાના સામર્થ્ય-વાળી રસનાને **આસ્વાદન**, અને દિવ્ય ગંધને ગ્રહણ કરવાના બ-ળવાળી જે નાસિકા તેને **વાર્તા** કહે છે.

પ્રાતિભના પ્રાદુર્ભાવથી સૂક્ષ્માદિ પદાર્થોનું જ્ઞાન, શ્રાવણથી દિવ્ય શબ્દનું જ્ઞાન, વેદનથી દિવ્ય સ્પર્શનું જ્ઞાન, આદર્શથી દિવ્ય રૂપનું જ્ઞાન, આસ્વાદથી દિવ્ય રસનું જ્ઞાન અને વાર્તાથી દિવ્ય ગંધનું જ્ઞાન–યોગીઓને થાય છે. તે સ્વાર્થમય સંયમનું આનુષંગિક ફળ છે. યોગી-ઓ તે વિભૂતિઓનો પ્રસાદ કૃપાથી બીજાઓને પણ આપી શકે છે. કુમુદસુંદરી આજે ગુરૂ કૃપા પ્રસાદથી ભૂતકાળ અને વર્ત્તમાનકાળનાં કાર્યોને અનુભવવા લાગી. સુભદ્રા અને સમુદ્રના સંગમ આગળનો રમણીય પ્રદેશ તેને દ્રષ્ટિગોચર થયો. ઉછળતાં મોજાંથી સુભદ્રાનો વેગ સમુદ્ર તરફ પૂર જોસમાં મહાઘોષ કરતો વહેતો હતો અને તેના સ્હામું સમુદ્રના તરંગો ભીષણ ગર્જના કરતા ધસતા હતા. બન્ને રેજાઓનો સંગ્રામ થતાં જળનાં અનંત રજકણો ઉડતાં અને સફેદ ફીણનો રૂપેરી રંગનો ઉભરો ઉભરાતો દ્રષ્ટિગોચર થતો તથા તેમના પાછા પછડા-વાથી કાનના પડદાને ફાડી નાખે એવો મહાઘોષ થતો. સુભદ્રા અને રત્નાકરના રેજાઓના સંગ્રામમાં સુભદ્રામાંથી જતી અને સમુદ્રમાંથી આવતી અનેક વસ્તુઓ અથડાતી પછડાતી અને છિન્નભિન્ન દશાને પામતી હતી. તેમાં એક ઝાડની ડાળીએ મનુષ્ય આકૃતિ બાઝેલી અને તે લાકડું સુભદ્રા અને રત્નાકરનાં રેજાઓની મારામારીમાં સુભદ્રા અને રત્નાકર વચ્ચે હિંચકા ખાતું જણાયું. લાકડે બાઝેલી આકૃતિ ધારી ધારીને જોતાં પુરૂષની જણાઇ. તે પુરૂષની આકૃતિ કિશોર વયમાં ખીલેલા તરૂણની હતી. શરીર ઉપર વસ્ત્ર નહોતું. રેશમી કોરની ધોતીનો કછોટો વાળ્યો હતો. લાકડા સાથે હાથની મૂઠ સજ્જડ બાઝેલી

હોવાથી મુખમુદ્રા છેક લાકડાની અડોઅડ દબાઈ ગયેલી હતી; તેથી તે ઓળખી શકાતી નહોતી. માથાના વાળ પાણીથી તરબોળ થયેલા છુટા વિખરાઇ ગયેલા અને સુગંધિત તેલ લગાવેલા હોવાથી ચળક ચળક થતા હતા. ગૌરવર્ણ, શરીર રૂવાબદાર, ચિત્તાકર્ષક હતું. ધારીને જોતાં કુમુદ ઘટિકા માત્ર સ્તબ્ધ થઇ ગઇ. ભયના કંપથી તેણે આંખ વિંચી કે તત્ક્ષણાત રત્નાકરમાં તણાતા મનુષ્ય આકૃતિવાળા લાકડા ઉપર પોતે જઇ બેઠેલી જણાઇ. ભયંકર ગર્જના કરતા સમુદ્રના તરંગો લાકડા સાથે અથડાવા લાગ્યાં. લાકડું, મનુષ્ય આકૃતિ અને કુમુદસુંદરી, એ ત્રણે જણ મહાવેગથી સમુદ્રમાં તણાવા લાગ્યાં. ભયથી થર થર કંપતી કુમુદે લાકડા સાથે સજ્જડ થયેલી આકૃતિને નિહાળી નિહાળીને જોઈ. "એ તો એજ" એમ મન સાથે નિશ્ચય થયો. તેને બેભાન હાલતમાં જોઈ અમંગળ શંકાથી કંપી ઉઠી અને અંતરમાં ઉંડો ત્રાસ પડયો. હૃદય ગુફામાં ચીરા પડયા. નયનમાંથી આંસુની ધારા વહેવા માંડી. અમાંગલિક શંકાથી ઉંડો નિઃશ્વાસ મૂક્યો અને આકુળ વ્યાકુળ થઇ ગઇ. તે અમંગળ શંકાથી ખિન્ન થયેલી ધ્રુજતી ધ્રુજતી સ્થિર દ્રષ્ટિથી પ્રેમમૂર્તિને નિહાળી રહી. સમુદ્રનાં તરંગો સાથે ઉછળતું લાકડું મહાસમુદ્રના પ્રવાહમાં પડયું. એટલામાં દીવાદાંડી નજરે પડી. તે સાથે કાનને ફાડી નાખે એવી સિસોટીનો અવાજ કાને આવ્યો. દીવાદાંડી પાસે સંજ્ઞાદર્શક વાવટા લટકાવ્યા હતા. ત્યાં એક સ્ટીમર ઉભેલી દેખાઈ. તે સ્ટિમર ઉપરથી કોઇએ જૉલી બોટ (ન્હાની હોડી) એકદમ પાણીમાં ઝુકાવી. ખલાસીઓ બોટને લાકડા સ્હામી હંકારી આવતા જણાયા. ટુંકા વખતમાં હોડી નજીક આવી અને તે પરના માણસોએ ચપળતાથી લાકડે બાઝેલી મનુષ્ય આકૃતિને હોડીમાં લઈ લીધી. તે સાથે કુમુદસુંદરી પણ હોડીમાં ગઇ. હોડી સ્ટીમર તરફ હંકરાઇ જવા લાગી. હોડીમાં બેસી સ્ટીમર તરફ જતાં શહેરનો મનોહર દેખાવ દ્રષ્ટિગોચર થતો હતો. સુંદર મહેલો, અટારીઓ અને બગીચાના દેખાવો મનને આકર્ષણ કરતા હતા. હોડીમાં બેઠેલો ખલાસી કંઇક લવતો હતો. વિજળીના દીવાથી દેદીપ્ય દેખાતો મનોહર મહેલ રાણાસાહેબનો છે. પાસેનો પવનચક્કીરૂપી પતાકાનો દેખાવ દેતો બંગલો દીવાન સાહેબનો છે, પાસે ગેસ્ટ હાઉસ છે અને પેલી દીવાદાંડી. આટલું વર્ણન કરતાંમાં સ્ટીમર આવી પહોંચી. સ્ટીમર ઉપર ઇન્ડસ Indus

એવું મોટે અક્ષરે અંગ્રેજીમાં લખેલું હતું. એ. સ્ટી. ને. કંપનીની સ્ટીમર હતી.*પ્રિય મૂર્તિ સાથે કુમુદ પણ સ્ટીમર ઉપર ગઈ. એટલામાં સ્હામી બાજુએથી ટપાલ અને ઉતારૂ લઈ હોડી આવી. ટપાલના કાગળની રસીદ કૅપ્ટનને આપી અને બંદર ઉપરથી વાવટાની સંજ્ઞા અપાઇ એટલે સ્ટીમરે સિસોટી વગાડી. સમુદ્રના પાણીમાં વેગથી ધસતાં, સફેદ સફેદ ફીણના પ્રવાહ ચલાવતાં સ્ટીમરે ગમન કરવા માંડયું. સ્ટીમર ઉપર ચઢતાં પહેલાં તો ડૉક્ટર ઔષધના ઉપચારો કરવાની તૈયારી કરી ઉભા રહ્યા હતા. સમુદ્રમાંથી કહાડેલી અચેતન હાલતની પુરૂષ આકૃતિને એક સુંદર કેબીનમાં લઇ જઇ ઔષધોપચાર કરવા માંડયા. ક્ષણ માત્રમાં શરીરમાં ગરમીનો સંચાર થઇ ગયો અને પ્રિય મૂર્તિને હાલન ચાલન કરતી જોઇ કુમુદને જરા શાંતિ વળી ધૈર્ય આવ્યું અને અમંગળને ઠેકાણે મંગળમય આશાનાં કિરણોએ હૃદય ઉપર ઝળકવા માંડયું. એડન આવતાં સુધી સંપૂર્ણ શુદ્ધિ આવી નહોતી. એડન આવતાં જ કંઇક નવીન નિહાળવાની જીજ્ઞાસાના અંકુરે પ્રિય મૂર્તિને ઉત્તેજિત કરી; તેથી તથા બે અંગ્રેજ ગૃહસ્થો દયાભાવથી વારંવાર આગતા સ્વાગતા કરવામાં ભાગ લેતા હતા, તેમણે પ્રેરણા કરવાથી પ્રિય મૂર્તિમાં કંઇક નવીન ઉત્સાહ આવ્યો. ઉત્સાહે પોતાનું કાર્ય કર્યું અને ડુબેલા પુરૂષની તનની સ્થિતિ સાથે મનની સ્થિતિ ઉત્તરોતર સુધરતી ગઇ. આગતા સ્વાગતા કરનાર ગૃહસ્થમાં એકનું નામ ડબલ્યુ. સી. ફૅાસેટ હતું અને બીજા ગ્રીવ્ય કૅાટનના ભાગીઆ હતા. કુમુદ સુંદરી પણ પ્રિય મૂર્તિની સાથે બધો અનુભવ કરતી હતી. ડૅાક્ટરે સારવાર કરવા માંડી તે વખતે ડુબેલા પુરૂષના શરીર ઉપરથી કેટલાક અલંકારો હાથ લાગ્યા. હાથની આંગળીની હીરાની વીંટી, હાથનું નક્કર કડું, ગળામાંની મોતીની કંઠી અને કાનમાં પહેરેલી મોતીની કંઠી. એ સર્વ ચીજની કિમ્મત લગભગ, મોતીનો ભાવ બહુ ચઢેલો હોવાથી, ત્રણ હજાર સુધીની અંકાઇ હતી. તેમાંથી અંગ્રેજ ગૃહસ્થોની ભલામણથી ફર્સ્ટક્લાસની ટિકિટ લેવાઇ. તબિયત નાંદુરસ્ત હોવાથી જ્યાં ઓછામાં ઓછાં ઝોલાં લાગે અને વધારેમાં વધારે તાજી હવા આવે ત્યાં તેની કૅબિન હતી. આ કૅબિન ન્હાના મહેલ જેવી હતી. એને ચાર બારીઓ હતી. તેમાં ઉના પાણીનો બંબ હતો. સુંદર આરસની મેજ હતી. તેની પાસે કપડાં મૂકવાનું કબાટ હતું. બીજી વસ્તુઓ મૂકવા માટે ખેંચવાના ખાનાનું કબાટ

* પ્રમાદધન.

હતું. એક ઘોડી ઉપર મ્હોં ધોવાનું વાસણ હતું, તેનો ખપ ન હોય ત્યારે એક ખાનામાં અદ્રશ્ય થઇ જતું હતું. સુંદર બિછાના સાથે એક મોટો સોફો હતો. આ સિવાય અનેક પ્રકારની બીજી સગવડ હતી. કૅબિનની બહાર આવતાંજ બોટની વિશાળતા ઉપર દૃષ્ટિ ગઇ. બોટ આશરે ૩૪૦૦ ટન વજનની હતી. તેમાં સઘળા પ્રકારના ઉતારૂઓ સારૂ સંપૂર્ણ ગોઠવણ રાખેલી હતી. દરેક કૅબિનમાં ત્રણ ત્રણ ઉતારૂ સારૂ સગવડ હતી. આ સિવાય ખેંચવા ઉઘાડવાના સુંદર પડદાઓ જડેલા હતા. સ્ટીમરમાં કૅપ્ટન, ઍન્જીનિયર, કોઠારી, ડૉકટર, વગેરે જૂદાં જૂદાં કાર્યો માટે જૂદા જૂદા અધિકારીઓ હતા. ન્હાવા તથા ખાવા પીવા સારૂ તથા શયન કરવા સારૂ અતિ ઉત્તમ પ્રકારની યોજના હતી. સ્ટીમરમાંનો વૈભવ, રાજ્યમહેલના વૈભવનું અનુકરણ કરે એવો હતો. સંગીતનો હૉલ જૂદો હતો; તેમ તેમાં પુસ્તકશાળા પણ હતી. તેમાં અપૂર્વ સગવડ હતી. દૂધની સગવડ માટે સ્ટીમર ઉપરજ બકરાં તથા ભેંસો પણ હતાં. સર્વ પ્રકારે વૈભવની જરૂરી ચીજનો તેમાં તોટો નહોતો. સર્વ ગોઠવણ સંતોષકારક હતી.

મુંબાઇથી ૧૬૫૦ મૈલને છેટે આવેલું એડન ઉત્તરોત્તર ઉન્નતિમાં આવતું દૃષ્ટિગોચર થયું. ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન તથા અંગ્રેજ સરકારના ફડફડતા વાવટા ભવ્યતાની છાપ પાડતા હતા. શહેરમાં ઉદ્યોગ અર્થે હિન્દુ, પારસી, મુસલમાન, વ્હોરા અને મેમણની વસ્તી વસેલી જણાઇ. તેમાં આરબ, સોમાલી અને યાહુદીઓ પણ ઓછા નહોતા. પાણીની તંગી ટાળવા પાણીની વિશાળ ટાંકીઓ ખાસ જોવા જેવી હોવાથી તે જોઇ સ્ટીમર ઉપર ગયા. સિસોટીનો અવાજ થયો અને સ્ટીમર પવનના વેગથી ચાલવા લાગી. સ્ટીમર એડનથી રાતા સમુદ્રમાં પેઠી. સમુદ્રમાં અતિશય ગરમી લાગવા માંડી. પંખીઆ માછલીઓ ક્ષણે ક્ષણે બોટ ઉપર ઉડી આવવા લાગી. આફ્રિકાના ડુંગરો નજરે પડવા લાગ્યા. તે સાથે વિચિત્ર ખડકોએ દૃષ્ટિને તાજુબ કરી. એટલામાં સ્વેઝ આવ્યું. ત્યાં શાર્ક માછલીઓ દ્રષ્ટિગોચર થઈ. નાળના મ્હોડા આગળ વૉટર એક બાંધેલો છે. તે અવલોકન કરતાં કરતાં સ્ટીમરે સ્વેઝની ચેનલ અને પોર્ટશેડ છોડી ભુમધ્ય સમુદ્રમાં દોડવા માંડયું. પોર્ટસૈયદથી ૧૬૦ મૈલને છેટે આવેલું એલેકઝાન્ડ્રિયા દ્રષ્ટિગોચર થયું. પ્રાચીન કીર્તિના દ્રષ્ટાંત સ્વરૂપ એલેકઝાન્ડ્રિયાનો ભવ્ય કિનારો, પશ્ચિમ ઉત્તરથી દક્ષિણ પશ્ચિમ લગી ગોળ વર્તુલાકૃતિથી અને

સુંદર ભવનોથી ભભકી રહ્યો હતો. અનેક સ્ટીમરોના લંગરાવાથી સુશોભિતતાનો અધિદેવ થયેલો કિનારો, મછવાઓ અને ન્હાનાં મ્હોટાં વહાણોને સમુદ્રના મોજાંમાં ડોલાવતો હતો. સમુદ્ર જાણે અનેક હીંચકાઓનો સમૂહ સંગ્રહી બેઠો હોય એવી છાપ પાડવા લાગ્યો. એના વાયવ્યકોણ ઉપર આવેલી દીવાદાંડી અને તેની પાછળ કાઠી ઉપર ફરફરતા તુર્કી સરકારના વાવટાની બલિહારી બાંકી હતી. રક્ત વસ્ત્રપટ ઉપર શ્વેત અર્ધ ચંદ્રાકૃતિ સાથે શ્વેત તારા જેવી આકૃતિ પાડેલો વાવટો ફડફડાટ કરી મનોહરતા દર્શાવતો, મન ખેંચતો હતો. તેમાં તાડ જેવી ઊંચી દેખાતી પવનચક્કીઓ હેડંબા રાક્ષસીની પેઠે ફુરરર ફુરરર ઉડતી, ડોકીયાં કરતી, નટ ચરિત્ર કરતી હોય તેમ છાપ પાડી રહી હતી. તેમાં તુર્કી મનવાર ઉપરથી સરકારી બેન્ડનો મધુર સ્વર શ્રોતાજનોના કર્ણમાં મધુરતા વર્ષાવી શાન્તિ પ્રસારી રહ્યો હતો. તે છોડી સ્ટીમર સમુદ્રથી ઘેરાયલા પર્વત જેવા મનોહર માલ્ટા પાસે આવી પહોંચી. જૂદી જૂદી ત્રણ ટેકરી ઉપર વસેલું મનોહર શહેર, જાણે પાણીથી ઘેરાયલો પર્વત સન્મુખ ખડો હોય તેવી છાપ પાડે છે. સેંટ જૉનનું દેવળ ક્રિશ્ચિયનોના પરમ મંગળનું મકાન્ ભવ્યતાવાળું સ્થાન દૃષ્ટિને આંજી નાખવા લાગ્યું. નાઈટ્સ ઑફ સેન્ટ્ જૉનના પ્રાચીનકાળનાં બખ્તર, તોપો અને પ્રાચીન અસ્ત્ર શસ્ત્રની અગણિત સંખ્યા તથા વીર પુરૂષોના જેવાં દ્રશ્ય થતાં પુતળાંઓ પ્રાચીન વીરતાનું ભાન કરાવતાં હતાં. ઇટાલીઅન તથા અરબ્બી મળી ખીચડો થયેલી ભાષાના રસધ્વનિ શ્રવણ કરતાં કરતાં સ્ટીમર સ્પેનના પર્વતોનું દિગ્દર્શન કરાવતી જીબ્રાલ્ટરના બંદરમાં પેઠી. યુરોપની કુંચી સમાન જીબ્રાલ્ટરની ભવ્યતા બાંકી હતી. તેના મકાનોનું સૌંદર્ય થોડું લક્ષ ખેંચે એવું છે. તો પણ ગામમાં વ્યાપારી મંડળનું ધ્યાન ખેંચનાર “ એક્સચેંજ ” નામનું મકાન સૌંદર્ય માટે ગર્વ બતાવ્યા સિવાય રહ્યું નહિ, અને નગ્ન જનને હરવા ફરવાનું સ્થાન “ અલ અચેડા ”એ પણ લક્ષ ખેંચવામાં બાકી રાખ્યું નહિ. કિલ્લા ઉપર બાર બાર ટનની તોપોએ ભયંકર દેખાવ દઇ જોનારની આંખ આંજવામાં બાકી રાખી નહિ. પહાડને કોરી બાંધેલા બુરજોની ભવ્યતાએ તેની મજબૂતાઇની ખાત્રી આપવાને પાછી પ્હાની કહાઢી નહિ. ડુંગરમાં રહેલી ગુહાઓએ પોતાની સંપૂર્ણ વિકાળ વિકટતા બતાવી. આ સર્વેનું દિગ્દર્શન કરતાં કરતાં સ્પેન અને આફ્રિકાના કિનારાના પ્રદેશને જોડતાં

છોડતાં 'બે ઑાફ બીસ્કે'માં પેઠા. ક્રેપટ્રફાલગર તથા "સેન્ટ વિન્સેન્ટ" જ્યાં મહાન્ નૌકાયુદ્ધ થવાનું લોક વર્ણન કરતા હતા તે છોડી, સ્પેનના રાજ્યકર્ત્તાના લાલ અને પીળા રંગના વાવટાથી રાજ્યગૌરવ દર્શાવતાં ગામોને છોડી પોર્ટુગાલના બર્લિન રૅાકની ટેકરી તથા પોર્ટો વગેરે કિનારાના પ્રદેશને તજી "સૌધામપ્ટન" નજીક આવી પહોંચ્યા.

ઉદયમાન ચંદ્રકળા જેવી શૃંગારની અધીશ્વરી બનેલી સૌધામપ્ટનની ભૂમિ દૃષ્ટિને ઠારવા લાગી. બન્ને કિનારાની લીલીછંમ દેખાતી ભૂમિ રમ્ય દેખાવની મહત્તા જણાવવા લાગી. રમણીય સમુદ્રના તીર પ્રદેશ ઉપર લંગરવા અંકુશમાં રહેલાં પણ નિરંકુશપણે ડોલતાં હજારો વહાણો, સ્ટીમરો અને ન્હાની મ્હોટી હોડીઓ નિર્ભયપણે વિચરતી આનંદ કરતી જણાતી હતી. મનુષ્યસૃષ્ટિના સ્થૂળ દેહમાં આરોગ્ય, વીર્ય, સુઘડતા, વિદ્યા, સાધુતા, અસાધુતા, સરળતા, કઠિનતા અને કુતૂહળ બતાવનારી મહાન્ શક્તિઓ છે, તેનું દિગ્દર્શન થવા માંડયું. ઈંગ્લેન્ડની મહાન્ સમૃદ્ધિ, વૈભવ, ભોગ તથા ત્યાગ, પ્રમાણિકતા અને અપ્રમાણિકતાના સર્વદર્શી સંસ્કારોનાં દર્શન થવા લાગ્યાં. ગોદીની ભવ્ય ઇમારતોની ભવ્યતા આગળ સ્થાને સ્થાને ઉદ્યોગે લાગેલા ઉદ્યાગી સમૂહની ચાંચલ્યતાએ મનભર મનોહરતાનાં ચિત્ર ખડાં કરવા માંડયાં. કસ્ટમ હાઉસની કષ્ટકર રીતિઓનો અનુભવ લઇ રહેતાંમાં તો રેલ્વેનો ઘંટ વાગ્યો. અંગ્રેજ સાથીઓ સાથે સર્વે મંડળ વાર્તા વિનોદ કરતું રેલ્વે ઉપર આવી લાગ્યું. ભારતવર્ષમાં ચાલતી રેલ્વે કરતાં આ રેલ્વેનો વેગ ભારે હતો તેમજ સુખ સગવડનાં સાધનો પણ ઉચ્ચ કોટીનાં હતાં. લોકસંઘનો મહાન્ સમૂહ ચટપટ ગાડીઓમાં સમાઈ ગયો અને લંડનના વેટર્લુ સ્ટેશન આગળ રેલ્વે તીવ્રતાથી જઇ પહોંચી. અસીમ તીવ્રતાથી હર્ષિત થતા ઉતારૂઓએ સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર સામાનનો ઢગલો વાળી દીધો અને સર્વે ઉતરી પડયા. સ્ટેશન જેમ જેમ પાસે આવતું તેમ સર્વે હર્ષિત થતાં અને સમુદ્રમાંથી બચેલા પુરુષના હૃદયમાં ચિંતાએ ઉલ્કાપાત કરવા માંડયો. સર્વે ઉતર્યાં તે સાથે પરિચિત થયેલા અંગ્રેજ ગ્રહસ્થો સાથે અમે પણ ઉતર્યાં. એમના મુખમંડળની કાન્તિ લાવણ્યરહિત થવા લાગી. કરમાયલા મુખમાંથી નિશ્વાસ ઉભરાવા માંડયો અને અંતઃકરણમાં અનેક શંકાઓ ઉત્પન્ન થઈ. તેની છાયા મુખમંડળ ઉપર તરી આવી. મ્હને દયા આવી, પણ એટલામાં મિ. ડબલ્યુ સી. ફૉસેટે તેમનો

હાથ પકડયો અને સ્નેહમય વાણીથી કહ્યું: "આપ યોગ્ય માર્ગે લાગો અને આપને યોગ્ય લાગે ત્યાં સુધી મ્હારા ભેગા રહેજો. અપરિચિત નગ્રમાં દ્રવ્ય વિના દુઃખી થશો. આપના જ્ઞાનની પરિપાક દશા કરવાને મ્હારી સંગતિની આપને આવશ્યકતા છે."

બીજા ગૃહસ્થે તેમના કહેવા ઉપર વજન મૂક્યું અને વિનયથી મ્હોં મલકાવતાં સર્વ પ્રકારે મદદ કરવાનું વચન આપતાં સંમતિ દર્શાવી. મજુરે ઘોડાની બગીમાં સામાન મૂક્યો, ગાડી લંડનના ભવ્યતાવાળા માર્ગને ભેદતી નૌતમ કૃત્રિમ અને અકૃત્રિમ સૌંદર્યને નિહાળાવતી ઓગણીસમા ડાર્ચેસ્ટર પેલેસમાં જઈ પહોંચી. નિવાસ સ્થાન આવ્યું. સ્નેહી અને અતિથિએ સ્થાનનો આશ્રય લઇ, મુસાફરીના શ્રમને ઉતારવાને એકે સોફા ઉપર અને બીજાએ આરામચેર ઉપર પડી વિશ્રામ લેવા માંડયો. સહનિવાસમાં કેટલોક કાળ વીતી ગયો. તે કાળ વીતતો ગયો તેમ તેમ નવીન સૃષ્ટિનું દર્શન થતાં અને એ સૃષ્ટિના મહા ઉદ્યોગ, બુદ્ધિ અને પરાક્રમના પ્રવાહનું હાર્દ સમજાતાં એમનું શરીર કંપવા લાગ્યું. ચિત્તમાં નવીન નવીન ચમત્કારોએ ચમકારા કરવા માંડયા. હૃદયમાં પ્રકટેલા વિચારોએ મુખમુદ્રા ઉપર સ્ફુર્તિ આણી અને ચર્ચામાં તેનું પ્રતિબિંબ હૃદયબળને બળિષ્ટ કરવા લાગ્યું. મિ. ડબલ્યુ. સી. ફ્રૉસેટના પ્રયત્નથી, સહચારથી તથા ઉપદેશથી અધમતામાં સડેલું હૃદય ઉચ્ચ સંસ્કારને પામ્યું, ઉચ્ચ અભિલાષી થયું. પારસને સ્પર્શ કરતાં કથિર કાંચનતાને પામે છે તેમ અહીં પણ તેવોજ ચમત્કાર થયો. ઇંગ્લાન્ડની ન્હાની મ્હોટી પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ઇમારતો જોઇ. નાના પ્રકારના અલૌકિક અનુભવો અનુભવાયા અને તેનાં દિગ્દર્શને કુમુદને સ્મૃત્તિ નષ્ટ કર્યા જેવી બ્હાવરી બનાવી. એક વિચારતાં બીજું આવે અને બીજું નિહાળતાં ત્રીજું અવલોકાય. અપૂર્વ ઉચ્ચતાને પામેલા અપરિચિત પ્રદેશનાં વિદ્યાકળા, વૈભવ અને ઉદ્યોગનાં સાધનોએ કુમુદને બ્હાવરી બનાવી અને એક કોથળામાં ગજા ઉપરાંત ભાર ભરવાથી જેવી દશા થાય તેવી રીતે સામટો અનહદ અનુભવનો સમૂહ તેના મગજ ઉપર ધસી જવાથી તેનું મગજ અતિ ચમત્કારથી બ્હાવરૂં બની ગયું અને મુર્છાને વશ થઈ ગયું. મુર્છામાંથી જાગ્રતિમાં આવતાં ઘણા કાળનો અંતરાય પડી ગયેલો લાગ્યો. જાગ્રતિમાં આવતાંજ લંડનના "રૉયલ ઍક્સચેંજ" નામના મકાનમાં અતિથિને વ્યાપારી આલમમાં દમામ દર્શાવતો નિહાળ્યો. અનેક સોદા થતા, અનેકને ઉત્તર અપાતા, અનેક

જણના કાર્યમાં સહાનુભૂતિ પુરાતી, એટલુંજ નહિ પરંતુ સમયાનુકૂળ કુશળતા જોઇ તેના પ્રત્યે સર્વે વિનય અને માનવાળી લાગણી દર્શાવતું જણાયું. મહાગૂ દ્રવ્યાધીશની પંક્તિમાં તેમનું પદ ધરાતું નિહાળતાં કુમુદ તાજુબ થઇ ગઈ. તે સાથેજ શરીર ઉપર વિદ્યાપદવીને છાજતો ચાંદ લટકેલો દૃષ્ટિગોચર થયો. કુમુદે નીચાં વળી વળીને વાંચવા માંડયો, પણ કંઇ સમજાયું નહિ, તે ઉપર "મહાન્ કુશળ વ્યાપારી" અક્ષર કોતરેલા જણાયા. "રૉયલ ઍક્સ્ચેંજ" માંથી કાર્ય આરોપી "ક્યુ ગાર્ડન" માં ઉપડી ગયાં. "ક્યુ ગાર્ડન" વનસ્પતિના સમૂહથી આચ્છાદિત થયેલો વનસ્પતિશાસ્ત્રનું દર્શન દેવા લાગ્યો. કુમુદના મનમાં મહા નિશ્વાસ ફુટયો. દેશ વિદેશની વનસ્પતિનું દિગ્દર્શન દેતો આવો બાગ ભારતવર્ષમાં નથી, એ હતભાગ્ય ઉપર તેણે ધિટકાર માર્યો. અતિથિ "સાઉથ કેનસિંગટનના મ્યુઝિયમમાં" ભાષણ કરતો દેખાયો. વક્તાની ગાંભીર્ય ભરેલી શૈલી જોઇ કુમુદ છક થઇ ગઇ. અતિથિની સામાન્ય પ્રકારની કુશળતાની છાપ એવી પડતી દેખાઇ કે તે જોઇ તે આનંદાશ્ચર્ય પામી, આનંદ અનુભવવા લાગી. વ્યાપાર અને ઉદ્યોગ સંબંધે નવીન નવીન કૌતુકો જણાયાં. રાજ્યદ્વારી પ્રસંગોમાં મહાન્ ચાંચલ્યતા દર્શાવતા અતિથિને નિહાળ્યો. ટુંકા વખતમાં અતિથિ સમુદ્રપ્રયાણ કરતો જણાયો. તેણે થોમસ કુકની કંપની પાસેથી અમેરિકા થઇ જાપાન જવાની સામટી ટીકીટ લીધી.



# પ્રકરણ ૧૧ મું.



## સંયમનું અનુસંધાન



**इन्द्रियाणां निरोधेन रागद्वेष क्षयेण च।**
**अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥**

**મનુ. ૬–૬૦**

**"ઇન્દ્રિય સંયમ, રાગ દ્વેષ આદિનો ક્ષય, અને પ્રાણી માત્ર પ્રત્યે અહિંસા દ્વારા મનુષ્ય અમૃતત્વ મેળવવા યોગ્ય થાય છે."**



સ્વામીના જીવનસ્વરૂપનું ભાન થવા ઉત્સુક થયેલી કુમુદસુંદરીને સ્વપ્નમાં થયેલો સંયમ ચાલુજ હતો.

થોમસ કુકની કંપનીમાંથી ટિકીટ લઇ પ્રયાણના ઉત્સાહપ્રવાહને આધીન થએલો અતિથિ સ્ટીમરમાં બેઠો. સ્ટીમર ઉપર નિરીક્ષા કરનાર કુમુદ પણ સાથેજ હતી. દૃષ્ટિમર્યાદામાં જળમય પ્રદેશ વિના હવે બીજું દ્રષ્ટિગોચર થતું નહિ. ભરસમુદ્રમાં સૃષ્ટિલીલા નિહાળતો અતિથિ સ્ટીમર ઉપર છેક આગળના ભાગમાં બેઠો બેઠો ગંભીરતાથી મનન કરતો હતો. તેના હાથમાં એક પુસ્તક હતું, તેમાં કંઇકિ લખતો અને પાછું બંધ કરતો. આમાં કુમુદનો જીવ ભરાયો. મહાસાગરમાં તેજ પાડતો સૂર્ય અસ્તાચળમાં પેસી ગયો. તેજ અને જળની વચ્ચે શ્યામતા ડોકિયું કરવા લાગી. સૃષ્ટિદેવીએ શાંતતા પ્રસારવા માંડી. મહાન્ પ્રચંડ સમુદ્ર ઉપર કાળાશનો ઝભ્ભો ફરી વળ્યો. જેમ શીદીભાઇને કાળો કોટ પહેરાવ્યો હોય તેમ સમુદ્રભાઇ ઉંડા જળને લીધે મૂળ તો કાળા હતા અને તેમાં વળી રાત્રિએ કાળાશનું પ્રતિબિંબ પાડયું; એટલે તે ભયંકરતાનો અધિદેવ થઈ ઘૂરવા લાગ્યો. શીદીભાઇના મુખમાં જેમ શ્વેત દાંત ચળકી કંઇક સૌંદર્ય અને કંઇક ભયાનકતાનું ભાન કરાવે છે તેમ આકાશનાં નક્ષત્ર ગણ અને ન્હાના મ્હોટા તારાઓએ કંઇકિ ચળકતી ચળકી સૃષ્ટિ સૌંદર્યની મહત્તા દર્શાવી. સ્ટીમર તો પાણી કાપતી વેગવાહિનીજ રહી. ઘણાં બંદરો ફર્યાં. એકથી બીજી સ્ટીમરોમાં ફેરફાર પણ થયા. ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધોના અનુભવો પણ થયા. ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધોમાં રૂતુનું પ્રમાણ વિચિત્ર હોય છે. ઘડિકમાં સાગર ઉપર સવિતાનારાયણ પૂર્ણ તપે છે, અને બીજી ઘડીએ ગગનતળમાંથી ધુમ્મસ સમુદ્રતળ સુધી છાઇ જાય છે. ધુમ્મસ ઘાડો વર્ષે છે ત્યારે બે ત્રણ હાથથી પણ વધારે દૂર દૃષ્ટિ ચાલતી નથી. એવે સમયે સ્ટીમરનું સીટીનું ભૂંગળું ઘોર ગર્જના કરી રહે છે. આ નવીન દેખાવે ઘડીભર કુમુદને ગભરાવી પણ તેની સહવાસિની થયેલીને હવે વધુ કૌતુક લાગતું હતું નહિ. હવે એનું લક્ષ દેશવિદેશની ભૂગોળની મર્યાદા પર નહોતું અને તેથી તે દરેક શહેર અને માર્ગનું નિરીક્ષણ કરતી નહોતી; પરંતુ સારઆહી થવા સત્વનું તારતમ્ય કાઢતી હતી. અતિથિની બુકમાં એનું લક્ષ સચોટ લાગી રહ્યું હતું. તે બુક અતિથિના ગજવામાં રહેતી, તેથી તે નિરૂપાય બનતી. અતિથિ સેજ એમાં

પોતાનો અનુભવ ટપકાવતો. અનુભવ ટપકાવતાં પુસ્તક એક દિવસ કૅબિનના કોચ ઉપર પડી રહ્યું. કુમુદે પુસ્તક ઉઘાડી વાંચ્યું.

"જનસમાજનું કલ્યાણ અને દેશોન્નતિ કરવાને પરિશ્રમની જરૂર છે. એ કાર્ય માટે લગભગ પિસ્તાલીશ હજાર અમેરિકનો પારિસમાં રહે છે અને નવીન શોધ બહાર પડતાંજ પોતાને દેશ વર્તમાન પહોંચાડે છે. તેમ પોતાની નવલ શોધોને પ્રસારી લાભ લેછે. પ્રત્યેક મોસમમાં લગભગ એંસી હજાર અમેરિકનો, મિસરની પિરામીડો જોવા જાય છે અને ભૂતકાળના કળાકૌશલ્ય ઉપર લક્ષ આપે છે.

"અમેરિકનોમાં લગભગ ચાલીસ ટકા જેટલા માણસો જગતનું પર્યટન કરી આવેલા છે અને દરરોજ નવીન વિદ્યાકળા માટે યત્નશીલ રહે છે. જે જે દેશમાં નવલતા નિરખે છે અને જેમાં સારગ્રાહી વ્યાપાર જણાય છે તે તુરત ઉપાડી લે છે. આ તે પ્રજાનો ઉજ્વળ ઉદ્યોગ છે. ઉદ્યોગ કંઇ ઘેર બેઠાં બેઠાંજ ઉન્નતિક્રમમાં ઉકળતો નથી. જર્મની કરતાં કૃષિ વિદ્યા તથા સાયન્સમાં હવે અમેરિકા પાછળ નથી. અમેરિકાની યુનિવર્સિટીઓમાં દુનિયામાં ચાલતી સર્વ જૂની અને નવી વિદ્યાનો સમાસ થઇ રહેલો છે. અમેરિકાનો વ્યાપાર દુનિયાના પોણા ભાગમાં ડોકિયાં કરી રહ્યો છે. યાંત્રિક કળામાં હજી ઇંગ્લેંડ, અમેરિકાથી મહાન્ થયું નથી."

" ઓ, હો, આ તો બધો અમેરિકાનો અનુભવ ચિત્ર્યો છે." ચકિત થતાં કુમુદે થોડાં પાનાં ઉલટપાલટ કર્યાં. તેમાં નીચેનું લખાણ દ્રષ્ટિગોચર થયું.

" અધમ સંગતિનાં ફળ, અને ઉદ્ધતાઇ ભરેલાં કૃત્યોની હવે પરિસીમા ભોગવાઈ ગઈ છે. હવે નીતિનિપુણ થવા આત્મ નિરીક્ષક થવાની આવશ્યકતા છે. તેને માટે સદ્ગુણને પ્રતિકૂળ થઇ પડે એવી ટેવોનો ત્યાગ કરી અનુકૂળ ટેવોને સ્થાપન કરવી આવશ્યકીય છે. કુસંગતિ, કુટેવો, સ્વાભાવિક આસુરી તરંગો અને મનોવૃત્તિ ઉપર સામ્રાજ્ય ચલાવનાર મદન વિકારો, વિહારો અને વિચારોને વશ કરવા નિત્ય નિરીક્ષાની આવશ્યકતા છે."

નિત્ય નોંધ પોથીઃ-

૧ **મિતાહારઃ** અજીર્ણ થાય અને કાર્ય માટે અકુશળ થવાય એવું અને એટલું ખાવું નહિ. માંસાહારી થવું નહિ. મદ્ય આદિ

દુર્વ્યસન કરવાં નહિ. દરેક વ્યસન દુઃખદાતા છે, અનીતિનું અધિપતિ છે. આરોગ્યનો આધાર મિતાહાર ઉપર છે.

૨ **મૌન્ય:** નજીવી વાતમાં મૌન્ય રાખવું. પરમાર્થ સધાતો હોય કે પોતાનો સ્વાર્થ બગડતો હોય તે સમયેજ બોલવું. તે સિવાય વ્યર્થ લવારો કરવો નહિ.

૩ **વ્યવસ્થા:** દરેક કાર્યમાં વ્યવસ્થા રાખવી. અવ્યવસ્થિત કાર્ય પદ્ધતિવાળો મનુષ્ય નિરર્થક માર્યો જાય છે. દરેક કામ યોગ્ય વખતે કરવું. મુલ્તવી રાખવાથી માઠાં પરિણામ આવે છે. જે કંઇ કરવું તે સ્થિતિ વિચારીને, ગોઠવીને વ્યવસ્થિત રીતેજ કરવું.

૪ **નિશ્ચય:** સંપૂર્ણ વિચાર કરી નિશ્ચય કરવો. નિશ્ચય કર્યા પછી અડગ થઇ કાર્ય આરંભવું અને તે પરિપૂર્ણ કરવું.

૫ **કરકસર:** કરકસર એ બીજો દીકરો છે. પરોપકારાર્થે તથા આત્મરક્ષણાર્થે ખર્ચ કરવો. પારકાને દુઃખ થાય એવો અને અનીતિને માર્ગે ખર્ચ કરવો નહિ.

૬ **ઉદ્યોગ:** સતત પ્રયત્નશીલ રહેવું. લાભકર્ત્તા ઉદ્યોગ કરવો. નકામાં અને અનિષ્ટ કાર્ય કરવાં નહિ.

૭ **શુદ્ધભાવ:** નિર્દોષ અને ન્યાયપરાયણતાનો વિચાર કરવો. બોલવું પણ તેવુંજ વ્યાપારી કે સાંસારિક પ્રસંગમાં બીજાને નુકસાન થાય કે દગો દેવાય એવા કૃત્ય કરવાં નહિ.

૮ **ન્યાય:** જનમંડળના લાભાર્થે યત્ન કરવાની ફરજ છે, તે ભૂલી કોઇનું અનિષ્ટ કરવું નહિ. એ ફરજથી પતન થવું નહિ.

૯ **ક્ષમા:** હદપાર જવું નહિ. ત્હારૂં કોઇએ હદપાર નુકશાન કર્યું હોય તો પણ દક્ષ થઇ વેર લેવા કરતાં ક્ષમાશીલ થવું એમાંજ મનુષ્યની મહત્તા છે. પોતાના કાર્ય પાછળ જ મંડયા રહેવું. દુશ્મનોની પૂઠે લાગવાથી પોતાનું કાર્ય થઈ શકતું નથી.

૧૦ **સ્વચ્છતા:** શારીરિક સંપત્તિ ઉપર, વસ્ત્રાદિ અલંકાર ઉપર તથા ઘરમાં અસ્વચ્છતા રહેવા દેવી નહિ.

૧૧ **શાંતિ:** નજીવી બાબતોથી અથવા સાધારણ કે અનિવાર્ય અકસ્માતથી મનને ઉગ્ર કરી શાંતિનો ભંગ કરવો નહિ.

૧૨ **નમ્રતા:** મહાપુરૂષોને અનુલક્ષી નમ્ર રહેવું. 'નમ્યું તે સૌને ગમ્યું."

પાનું ઉથલાવતાં દરેક ગુણવાર પાનું જુદું પાડી તારીખવાર નિત્ય નોંધ કરી હતી. તે સાથે એક કલાકવાર નિરીક્ષાનો કોઠો હતો.

પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, સાયંકાળ અને રાત્રિયે શું શું કરવું અને કર્યું, તે સર્વ તેમાં દર્શાવ્યું હતું. દરેક તારીખમાં દુર્ગુણ માટે કાળું ટપકું અને સદ્દગુણ માટે રાતું ટપકું કરતો અને આખરે તેના સરવાળા તાણેલા હતા. આવી રીતે અતિથિએ સદ્દગુણસંપન્ન થવા પ્રયાસ કરી મહદ્દગુણ સત્તા પ્રાપ્ત કરી હતી. તે નિહાળી કુમુદે ઊંડો નિશ્વાસ મૂક્યો: " આહા, શું પ્રસંશનીય ભગિરથ પરિશ્રમ છે? જો મ્હેં પૂર્વકાળમાં આશ્રય દીધો હોત તો કાંઇ આ વિપત્તિ આવત? અરેરે! મ્હારાજ ભાગ્યની પરિસીમા છે. જે સ્થિતિ અદ્રશ્ય છે તે સ્થિતિ દ્રશ્ય હાલતમાં હોત તો કેવું આશ્વાસન મળત?"

વળી થોડાં પાનાં ઉલટાવ્યાં, તેમાં શંકાના મથાળા નીચે સંક્ષિપ્તમાં કંઇક લખ્યું હતું:

" કુમુદના આચરણ માટે જરા પણ સંદેહ લઇ જવાનું કારણ હોય તો તે નવીનચંદ્ર છે. નવીનચંદ્ર ઉત્તમ નરરત્ન છે. તેના આચરણ માટે જરા પણ શંકાનો અવકાશ નથી. પરંતુ એજ સરસ્વતીચંદ્ર હોય તો, કુમુદનું મન તેના આગલા વિવાહિત પુરૂષ તરફ તણાય એ થોડું શક ભરેલું છે. જેટલા જેટલાના વિવાહ એક ઠેકાણેથી ભાંગી બીજે ઠેકાણે થયા છે, તેવાં દરેક સ્ત્રી પુરૂષને કોઇ સ્થળે એકઠાં મળેલાં હોય ત્યારે નિહાળવું. શું ચિતાર થાય છે? આંખો કેવી લેહેકાય છે? મનોવૃતિ કેવી નાચે છે? ઉષ્ણ શ્વાસ કેવી વિચિત્ર રીતે વહે છે? અને ઊંડા નિશ્વાસ કેવી રીતે મૂકાય છે? હા, પ્રેમને એક વખત જે તરફ વાળેલો હોય છે તે તરફથી પાછો ખસેડતાં તેનું ભુંસી નાખેલું ચિત્ર પ્રસંગોપાત પાછું હૃદયપટ ઉપર તાજું થાય છે અને તે ઉભયને નવીન કલ્પના કરાવે છે એમાં જરા પણ શક નથી. એવા થયેલા વિવાહ તોડનાર પતિવ્રતા અને બ્રહ્મચારીઓનાં વ્રત્તને ખંડન કરનાર અનાયાસે મહાપાતકના કારણરૂપ થાય છે."

શંકા વાંચી કુમુદનું હૃદય થડકી ગયું. મુખ મ્લાન થઇ ગયું અને તે પર વિચાર કરવા લાગી: " સ્વામીના મનમાં મ્હારા શુદ્ધ ચરિત્ર માટે શંકા છે અને તેને માટે સિદ્ધાંત પણ સચોટ મૂકેલો છે. તે ન્યાયપરાયણ કેમ ના કહી શકાય? આત્મા આત્માનો સાક્ષી છે, તે શાખ પૂરે છે. સરસ્વતીચંદ્ર જેવા જ્ઞાતા મ્હારા ગુરૂ ન થયા હોત તો હું ભ્રષ્ટા થઈ હોત, પરંતુ પવિત્ર આચરણ! ત્હારી મ્હને સહાયતા છે."

એટલામાં નિરીક્ષા પોથીમાં નીચે લખેલા સમાધાન ઉપર દૃષ્ટિ ગઈ. "ભારતવર્ષમાં ગયા પછી, સુક્ષ્મ નિરીક્ષણ કરતાં કુમુદમાં મ્હારા પ્રત્યે પ્રજ્વલિત પ્રીતિ રહેલી જણાશે. તન મનથી ભ્રષ્ટ ન થતાં આત્મબળથી આત્મસિદ્ધિને ટકાવી રહી હશે તો શાસ્ત્ર અને લોક વ્યવસ્થાથી ઉત્તમ માર્ગ કહાડી, વડિલોને સાન્ત્વન આપી તેનો સ્વીકાર કરવો, અને ભ્રષ્ટ પાતકી થઇ હોય અને તેનું ચિત્ત પૂર્વના વિવાહિત પતિમાંજ ચોંટયું હોય તો તેને અપરોક્ષ રીતે સમજાવી, કોઇ જનસેવાના કાર્યમાં યોજી અથવા કોઇ બીજે માર્ગે વાળી, અદ્રશ્ય રહી તેના હિતનું ચિન્તવન કરી, જીવનપર્યંત બ્રહ્મચારી રહી, જનકલ્યાણમાં પ્રવર્તવું."

કુમુદના મનને જરા આશ્વાસન મળ્યું. તે મનમાંજ બોલી: "દયાના અધિદેવ! તમે મનુષ્ય મટી હવે દેવ થયા છો. તન મનના નાથ, તમારો ઉપકાર હું ક્યાં વાળીશ? તમે ગરીબ કુમુદને હરેક પ્રકારે સુખી કરવા તત્પર છો. રંક કુમુદમાં જરા પણ શંકા ન કરો. પતિવ્રતાનું દૈવત છે. ગુણસુંદરીની દિકરીમાં ગુણની હીણતા કેમ હોય? જેનાં માતપિતા ઉજ્વળ છે તેનાં કૃત્યો માટે શંકા શી? અરે! પણ સ્વામીના મનમાં મ્હારા પતિવ્રત માટે શંકાએ ઘર કર્યું છે. અરે રે, હજુ પણ આ નિષ્ઠુર જીવન ટકી રહ્યું છે? હૃદય, તું ફાટી કેમ જતું નથી? અરે, પણ જીવનનાથને પુનઃ પતિ કરતાં સુધીજ ત્હારે ટકવાની જરૂર છે, ત્યાં સુધી આ સૃષ્ટિનો પવન ખા. અરે રે!" કહીને કુમુદે ચીરાયલી હૃદય ગુહામાંથી ગાઢ નિશ્વાસ મૂક્યો. આ નોંધપોથીની શંકાથી તેને જે આઘાત લાગ્યો તેણે તો એના ચિત્તના ચી[illegible] કર્યાં અને મગજ ચગડોળે ચઢાવ્યું. તેથી અમેરિકાના પ્રયાણમાં તેનું ચિત્ત ભ્રમિત રહ્યું અને તેથીજ અમેરિકાના અદ્‌ભુત અકથનીય વૃત્તાંતમાં લક્ષ ન રહ્યું. અમેરિકાનું સવિસ્તર ચિત્ર નિરૂપણ કરતાં અનેક ગ્રંથો ભરાય એમ છે, પણ તે ઉપલા કારણથી સારગ્રાહી કુમુદને યાદ ન રહ્યું, પરંતુ વચ્ચે વચ્ચેના મહાન્ ચમત્કાર સ્વચ્છ ચાદર ઉપર થીંગડાં માર્યાં હોય તેમ સ્મૃતિમાં રહ્યા. કૅલિફૉર્નિયામાં અરાઢ કરોડની બક્ષિસ આપી એક તરૂણીએ ઉજ્વળ ઔદાર્ય દર્શાવી યુનિવર્સિટી સ્થાપી હતી. તેની મહતા અને દક્ષતા વિચારી કુમુદ ચકિત થઇ ગઈ. ઘણી યુનિવર્સિટીઓને નિહાળી. તેનો વિદ્યાક્રમ ભારતની યુનિવર્સિટી કરતાં વિશેષ મહત્તા ભરેલો હતો. ત્યાંની યુનિવર્સિટીઓ બી.

એ. એમ. એ. ના શિક્ષણ સાથે તન, મન અને બળનું પણ શિક્ષણ આપે છે. યુદ્ધ શિક્ષણ, કૃષિવિદ્યા, લુહાર, સુથાર અને કડીઆનું કામ તેમ જ વ્યાપારિક કળાનું શિક્ષણ પણ અપાય છે. જમીન, ખાણો ઉદ્‌ભિજ્જ વસ્તુઓ કેવી રીતે ઉપયોગમાં લાવવી તથા નિર્જીવ વસ્તુને કેવી રીતે મૂલ્યવાન્ બનાવવી એ શીખવવા સાથે જરૂરનું શિક્ષણ અપાય છે. તે એવા ક્રમથી અને સરળતાથી અપાય છે કે, વ્યવહારમાં ઉપયોગી અને હેતુ સિદ્ધ કરનાર હોય છે. પિષ્ટપેષણ કે નિરૂપયોગી હોતું નથી. કેટલીક યુનિવર્સિટીઓ મફત વિદ્યાદાન આપે છે. ચિકાગોની યુનિવર્સિટીનાં નિરીક્ષણથી તો હદજ વળી. ત્યાં અંતર વિદ્યાનું નિરીક્ષણ થાય છે અને વિદ્યાર્થીની દક્ષતા, યોગ્યતા તેમજ આરોગ્યતા ઉપર વધુ લક્ષ અપાય છે.

વ્યાપાર અને કળાકૌશલ્યની અદ્‌ભુતતાએ તો કુમુદને છક કરી નાખી. વૉશિંગ્ટન અને ચીકાગોની ભવ્ય દુકાનો અજબ ધંધો કરતી ચકિત કરી નાખે એવી છે. કેટલીક દુકાનોને તો ન્હાના કસ્બાની ઉપમા આપીએ તો ચાલે. લગભગ પચીસ મજલાવાળી એક દુકાનના વ્યાપારે કુમુદને આશ્ચર્યમાં નાખી. દરેક મજલામાં નવીન નવીન વ્યાપારનાં સાહિત્ય ભરેલાં હતાં. ત્યાં ગ્રાહકોનો અને વકરાનો પાર નથી. દરેક માળમાં યંત્રની સહાયતાથી તરત જવાય આવાય છે. દરેક ગ્રાહક સાથે સભ્યતા અને વિનયથી પ્રમાણિકપણે વર્તન ચાલે છે. વ્યાપાર વિનય ગ્રહણ કરવા જોગ લાગ્યો. વ્યાપારીનો વિનય હલકા ભારે ગ્રાહક સાથે એક સરખોજ હોય છે. તેમ જે વસ્તુ ઉપર જેટલી કિંમત હોય છે તેટલી જ લેવાય છે. વ્યાપારીઓ ગ્રાહક સાથે માનપૂર્વક મધુરતાથીજ વાતો કરે છે અને વર્તે છે. કોઈ ગ્રાહક ખરીદ્યા વિના માત્ર વસ્તુઓની કિંમતો પૂછી પૂછીને હેરાન કરે અને વગર ખરિદ્યે ચાલ્યો જાય તો પણ વિનયી વ્યાપારીઓ, તેમને દરવાજા સુધી વળાવવા જઈને રીત પ્રમાણે સાહેબ સલામ કરવામાં કે વિનય બતાવવામાં શિથિલ થતા નથી. આ વિનય એ વ્યાપારની વૃદ્ધિ કરવાની કુંચી છે. સત્ય, શીલત્વ, ચોખ્ખી રહેણી કરણી એ વ્યાપારિક છાપ પાડનારાં મહા સાધન છે.

કુમુદે આખા દેશમાં બ્રહ્મચર્યથી થયેલાં બળવાન–હૃષ્ટપુષ્ટ–બાળક અને બાળિકાઓને નિહાળ્યાં. દેશોદય અને આત્મકલ્યાણનો એજ માર્ગ છે એમ તે મન સાથે વિચારવા લાગી. યુદ્ધકળા અને યાંત્રિકશા-

ળાઓ તથા કારખાનાંઓની અદ્દભુતતા જોઇ કુમુદને ભારે સંતાપ થયો અને મનમાંજ બડબડીઃ–" હાય, ભારતમાં આવું એકે નથી. ત્યાં આવું તે ક્યારે થશે ? " હૃદય તરંગમાં દેશપ્રીતિના વિચારે નૌકા પેઠે ડોલવા માંડયું. સાગરના અંતભાગે ક્ષિતિજ રેખા પેઠે ભારતની દુર્દશાના ચિત્રે ચિતરાઇ તેના મર્મભાગને હચમચાવી નાખ્યો. તે સ્વપ્નમાં ને સ્વપ્નમાં ઉથલપાથલ કરવા લાગી, અને અમેરિકાના વ્યાપાર ઉદ્યોગના નવીન દેખાવોના ચમત્કારોથી તેના મન ઉપર અત્યંત બોજો આવવાથી મુર્છાવશ થઇ ગઇ. તે મુર્છાવસ્થામાંથી જરા જાગ્રત થઇ ત્યારે જાપાનનો આ બાજૂનો કિનારો દૃષ્ટિગોચર થયો.

જાપાનનું મનોહર શહેર કોબે જોઇ કુમુદ સ્તબ્ધ થઈ ગઇ. શહેર અલૌકિક સૌંદર્ય દર્શાવતું રળિયામણું સ્વચ્છ છે. રસ્તા પહોળા અને ભવ્ય મકાનોથી ભરપૂર છે. ત્યાં સ્ટીમર પહોંચતાંજ જકાતખાતાંના અમલદારોએ સર્વનો માલ તપાસ્યો. તેની સાથે અતિથિની પણ જડતી લેવાઇ. કુમુદ આ કૌતુકથી જરા ચકિત બની; પરંતુ તેની જાણમાં આવ્યું કે અહીં મ્હોટો જર્મનીનો ગવર્નર હોય કે ઇંગ્લેન્ડનો પ્રધાન હોય કે અમેરિકાનો પ્રેસિડેન્ટ હોય તો પણ તેનો દરેકે દરેક લગેજ તપાસાય છે અને તેના હાલ કાઠિયાવાડમાંથી આવતાં વિરમગામના સ્ટેશન ઉપર લોર્ડ કર્ઝનની નીતિથી દેખાય છે તેવા થાય છે. ત્યાર બાદ શહેરમાં જવાની પરવાનગી મળે છે. સેંકડો જાપાનીસોને હર્ષભેર ઉદ્યોગે લાગેલા જોઈ કુમુદ આભીજ થઈ ગઇ. કેટલાક વ્યાપારીઓ સ્ટીમર ઉપર પોતાનો માલ બતાવવા આવ્યા. તેમાં ચિત્રો, જાપાનીસ ફેન્સી વસ્તુઓ, છરીઓ, સાબુ, મોજાં અને ગંજીફાક વગેરે મુખ્ય હતાં. જાપાનીસો દેખાવે ગિટ્ટી ખરા પરંતુ તેમના શરીરના દરેક અવયવો પૂર્ણતાને પામેલા મજબુત હતા. આંખમાં વિલક્ષણ ધુર્ત્તતા અને ચકોરતા દર્શન દેતી હતી. તેઓ પ્રથમ મમતાની સાથે નમ્રતાથી ડોકું નમાવી વાત કરનારા, પરંતુ કાર્યદક્ષતામાં એવા નિપુણ કે તેમની કાર્ય સાધવાની કળા માપી શકાય નહિ. કોબેબંદરની વિશાળતા અને ભવ્યતા મનોહર છે. ત્યાં સેંકડો સ્ટીમરો ડોલાં ખાતી દૃષ્ટિગોચર થઇ. ત્યાં યુરોપ અને અમેરિકાનાં મૂખ્ય મુખ્ય દેશના કોન્સલો ( વકીલો ) રહે છે. તેમના રૌપ મપાયા. આ શહેર જાપાનના વ્યાપારનું મુખ્ય મથક છે. શહેરમાં જવાની પરવાનગી મળતાં જ અતિથિ ઉદ્યોગના પરમ ધામરૂપ

અને નૂતન કળાકૌશલ્યથી ભરપૂર, કોબે નગરમાં મિ. કે. હાસમની ઑફિસમાં ગયો. કોબે તેમ યાકોહોમા, ઓસાકા, ટોકીઓ વગેરે અલૌકિક ઔદ્યોગિક પ્રેક્ષણીય નગરો ને તથા "નાગાસાકી," "મોજી" વગેરે બંદરો નિહાળી અતિથિએ મહાન્ અનુભવ મેળવ્યો. સમગ્ર જાપાનનું તારતમ્ય કહાડતાં તેને જણાયું કે જાપાનનો રાજા એ પ્રજારૂપી શરીરના આત્મા જેવો છે. જાપાનીસ પ્રજા એટલી બધી રાજભક્ત જણાઇ કે, રાજા એજ જાણે પ્રજાનો ઇશ્વર છે. રાજા પ્રજાનો પરસ્પર વિલક્ષણ પ્રેમ જણાયો. ત્યાંના પ્રત્યેક શહેરમાં હુન્નર ઉદ્યોગનાં એટલાં બધાં કારખાનાં જણાયાં કે જગતની કોઈ પણ હુન્નરકળા ભાગ્યે જ બાકી રહી હશે. અહા! કૃષિની ઉન્નત દશાએ તો અતિથિની જીવન સાર્થકતા જ કરી. જાપાનનું કોઇ પણ ખેતર ખેતી વિનાનું જણાયું નહિ; ઉત્સાહથી કામ કરતા ખેડૂતોના ઘરમાં લક્ષ્મીનો ટોટો નથી. તેઓ ભારતવર્ષના ખેડૂતો જેવા દરિદ્રી જણાયા નહિ. જ્યાં જોઇએ ત્યાં કૃષિનાં અને હુન્નર ઉદ્યોગનાં સંગ્રહસ્થાનો તથા તે તે ઉદ્યોગને ખીલવવાના નવીન નવીન પ્રયોગો નજરે પડયા. જૂદા જૂદા દેશના હુન્નરના નમુના સાથે જાપાનીસ હુન્નરનો નમુનો, માલની કિમ્મત તથા બીજા દેશ કરતાં સસ્તો ભાવ જણાયો. જૂદા જૂદા અનુભવી અમલદારો પરદેશ મુસાફરી કરી તે તે વિદ્યા વિજ્ઞાન, અને હુન્નર ઉદ્યોગ શીખી આવી પોતાના દેશને તેનો લાભ આપતા જણાયા. દેશનો ઉદ્યોગ વ્યાપાર ખીલવવાને અનેક બેંકો ઉભી થયેલી જણાઇ. પ્રત્યેક બેંક વ્યાપારી અને ઉદ્યોગી જનોને પૈસા ધીરી તેમને ઉત્તેજન આપતી જણાઇ. એ વખતે પ્રેક્ષકથી એક ઊંડો નિશ્વાસ નંખાઇ ગયો. તેણે કહ્યું: "અહા! ભારતવર્ષ! ત્હારી બેંકોનું ગાડરીઆ પ્રવાહ જેવું ધોરણ કયાં અને આ દેશની વ્યાપારોત્તેજક તથા હુન્નરોત્તેજક બેંકો કયાં? ત્હારા દેશના ફકત નફાના આંકડા વધારનારા બેંકોત્પાદકોનો હૃદય આશય કયાં? અને આ દેશના ખરા દેશભક્ત અને વ્યાપાર હુન્નરવર્ધક બેંકોત્પાદકોના હૃદયનો ઉચ્ચ આશય કયાં? ત્યાંની બેંકોમાં વ્યાપારીઓને અને ઉદ્યોગી જનોને કરોડો રૂપિયાની ધીરધાર થતી દેખાઇ. બેંક આગળ ઉભેલા એક વ્યાપારીને કોઇ પરદેશીએ પ્રશ્ન કર્યો. તેના જવાબમાં સંભળાયું કે: "અમારા જાપાનમાં એવો નિયમ છે કે એક જાપાનીસ બીજા જાપાનીસને ઠગતો નથી અને તેથી જ કરોડો રૂપિયાની ધીરધાર થાય છે." એ સાંભળી

"ધન્ય ધન્ય" શબ્દ કહેવાઈ ગયા અને એવી જ પ્રતિજ્ઞા ભારતવાસીઓ લે તો હિંદ દેશ કેવી ઉચ્ચ સ્થિતિ પર મૂકાય તેનું ભાન થયું. આગળ ચાલતાં એક પાગોડા (બુદ્ધ મંદિર) જોવામાં આવ્યું. તેના તરફ દૃષ્ટિ ફેંકતાં દરવાજાપર ત્રણ યુવતીઓ બેઠેલી જણાઈ. એક યુવતીએ આંખે બે હાથ દીધા હતા. બીજીએ બે કાને અને ત્રીજીએ પોતાને મોઢે બે હાથ દીધા હતા. આ દૃશ્ય જોઈ એક જાપાનીસને તેનું રહસ્ય પૂછતાં જણાયું કે: "એ સ્ત્રીઓ જાપાનીસોને કિંબહુના જોનાર જનસમૂહને શિખામણ આપે છે કે: "કોઇની નિંદા કાને સાંભળવી નહિ, મ્હોઢેથી કોઇની નિંદા કરવી નહિ તેમજ આંખવડે કોઇનું નડારૂં થતું જોવું નહિ:" જે દેશના હૃદયમાં આવી ઉચ્ચ અભિલાષા હોય તે દેશ સુખ વૈભવને શિખરે ચઢે તેમાં બાકી શું? અહા! જાપાન! જાપાન! તું સર્વ દેશને સભ્યતા શીખવે એવો બન્યો છે. ઓ મ્હારા પ્રિય ભારતવર્ષ! તું પણ એવું ક્યારે શીખશે? અને તું પણ એવા સુખ વૈભવને શિખરે ક્યારે ચઢશે?" એવા ઉદ્‌ગારો કહાડતાં કહાડતાં જ બાળક–બાળિકાઓની નિશાળોમાં અપાતી શારીરિક, માનસિક, ઔદ્યોગિક કેળવણીનું દિગ્દર્શન કર્યું. અહા! કેવાં હૃષ્ટપુષ્ટ બાળકો! કેટલા આનંદથી કેળવણી લે છે? ક્યાં ભારતવર્ષના હાડપિંજર જેવા વિદ્યાર્થીઓ અને ક્યાં જાપાનના બળવાન્ વિદ્યાર્થીઓ! સર્વત્ર કેળવણીની શાળાઓ જોઈ હૃદય પ્રફુલ્લ થયું. માસ્તરો અને મિસ્ટ્રેસોના ચ્હેરા ઉપર આનંદની છાયા હતી તેમ જ વિદ્યાર્થીઓના ચ્હેરા પણ આનંદદર્શક હતા. આપણા દેશમાં જેમ માસ્તર અને મિસ્ટ્રેસોના ચહેરા જેમ ઘોડાના તોબરા જેવા હોય છે અને વિદ્યાર્થીઓ માસ્તરોને જોતાં જ જાણે "વાઘ" આવ્યો હોય તેમ બ્હીતા હોય છે તેવું જણાયું નહિ! ઓ જાપાન! ત્હારૂં જે જોયું તેમાં સૌભાગ્ય જ જણાયું. ધન્ય છે તને! ધન્ય ત્હારી પ્રજા અને ધન્ય ત્હારો રાજા! ફરતાં ફરતાં ક્ષેત્રો તરફ નજર ગઈ ત્યાં શું જણાયું? ઓહો! જ્યાં જોઇએ ત્યાં એક તસુ જેટલી જગ્યા પણ ખેતી વગરની નકામી જણાઇ નહિ. પ્રત્યેક સ્થળે લીલી કુંજર જેવી ખેતીવાડી દૃશ્યમાન થઈ. ક્યાં ભારતવર્ષનાં કરોડો એકર નકામા પડેલાં સ્મશાન જેવાં ખેતરો અને ક્યાં પ્રત્યેક તસુ જેટલી જગ્યામાં પણ ખેતીવાળું જાપાન! ખરેખર જાપાનમાં ખેતીનો પ્રદેશ ન્હાનો હોવા છતાં પુષ્કળ ઉત્પન્ન થાય છે. તેનું કારણ એજ છે કે ત્યાંના ખેડૂતો

શ્રમ કરનાર, નવીન વૈજ્ઞાનિક ખાતર ખંતથી મેળવી ધાન્ય ઉત્પન્ન કરનાર જણાયા! આગળ ચાલતાં કેટલાક ગાડીવાળાઓને વર્ત્તમાન-પત્રો વાંચી આનંદ કરતા જોતાંજ ભારતવર્ષના વાંચનને અપ્રિય ગણી બેઠેલા નિરક્ષર ગાડીવાળાઓની અવદશા ઉપર દયા ઉત્પન્ન થઈ. ત્યાંના વિદ્વાનોની દેશને ખીલવવાની લાગણી સંબંધી તેમનું જીવન વ્રત જાણ્યું ત્યારે અંતઃકરણ આનંદ પ્રફુલ્લ થયું. ત્યાંનો રાજા મિકાડો એ ત્યાંની પ્રજામાં ઇશ્વરરૂપ ગણાય છે તેનું કારણ એ જણાયું કે તે પ્રજાને સુખ સમૃદ્ધિ આપવા હમેશાં દક્ષ રહે છે. પ્રજામાં વિદ્યા, વિજ્ઞાન, ઉદ્યોગ, હુન્નર, કળા, વ્યાપાર વધે અને પ્રજાને પારકા દેશો ઉપર આધાર રાખવો ન પડે તે માટે પોતાના દેશના યુવાનોને પરદેશમાં મોકલી ત્યાંથી ગ્રાહ્ય કરવા જેવી વિદ્યા શીખવે છે અને પછી તેને પોતાના દેશમાં ઉચ્ચ ઓધ્ધે ચઢાવે છે. જાપાનમાં પણ એક સમયે ભારત-વર્ષના જેવો જ પરદેશગમન માટે નિષેધ હતો પણ પાછળથી જ્યારે તેઓએ પરદેશગમનના ફાયદા જાણ્યા ત્યારે ઉચ્ચ કુળના પુરૂષો ગુપચુપ ઇંગ્લંડાદિ દેશોમાં જઇ જૂદા જૂદા વિષયોનો અભ્યાસ કરી આવ્યા અને તેમણે પોતાના સ્વાત્મભોગે દેશને ઉચ્ચ સ્થિતિએ લાવી મૂક્યો. શહેનશાહ મિકાડોએ પણ અંતઃક-રણપૂર્વક પ્રત્યેક જાતિની અનુકૂળતા કરી આપી પ્રજાને ઉચ્ચ સ્થિતિએ મૂકી દીધી છે. વળી મિકાડો પોતે જાતે કવિતાનો શૉખીન છે અને રાજ્યમાંના કવિઓને પોતાની સમક્ષ બોલાવી કવિતાઓ રચાવે છે તથા તેમને ઇનામ આપે છે. એટલું જ નહિ, પણ ન્હાનાં બાળકો પણ કવિતા બનાવી નિર્ભય ચિત્તે રાજા સમક્ષ હાજર થાય છે. એ તે કેટલી સરળતા! કેટલી પ્રજાભક્તિ! જાપાનની શ્રીમંત સ્ત્રીઓ અને બાળકીઓ પણ ઘરમાં ન્હાના મ્હોટા ઉદ્યોગો કરતી જોવામાં આવી. તે જોઇ અતિથિએ ભારતવર્ષના શ્રીમંતોની નિરૂદ્યોગી અને આળસુ સ્ત્રીઓ માટે ઊંડો નિશ્વાસ નાંખ્યો! આ સર્વ જોઇ અતિથિ અનેક પ્રકા-રના વિચારો કરતો કરતો પોતાના નિવાસ સ્થાનમાં આવી પહોંચ્યો. કુમુદને પણ એ સર્વેનું દિગ્દર્શન થયું. એ જોઇ કુમુદ છક થઇ ગઇ. કોબેમાં મનોહર બંગલામાં બેઠેલા અતિથિનું મન આજે સ્થિર નહોતું. તેના હાથમાં સચિત્ર "દૈવી જીવન" માસિક પત્ર હતું. તેમાં કુમુદની કંથા પહેરેલી ગાંભીર્યદર્શક છબી આવી હતી. તે જોઇ

અતિથિ ભારે નિશ્વાસ મૂકતો હતો. પ્રેમઘાતના ભોગવતો અતિથિ, ખિન્ન થયેલો અસ્વસ્થ હૃદયથી ખુરસી ઉપરથી ઉઠયો. પ્રેમ દુઃખથી ક્રોધાક્રાન્ત થયેલા, ગ્હીડવાયલા બ્હેબાકળા મગજે પિસ્તોલ ભરી અને બે હાથ ઊંચા કરી ઉદ્‌ગાર કહાડયો કેઃ “ મ્હારી કુમુદ, તને દુઃખ દેનારને આ સિવાય અન્ય પ્રાયશ્ચિત્ત નથી. ” આ શબ્દનું ઉચ્ચારણ કરી પેટમાં જેવી પિસ્તોલ ચાંપવા જાય છે કે, એકદમ એક તરૂણ વીરે તેને બે હાથે બાથ ભીડી પિસ્તોલ દૂર ફેંકી દીધી. દૂર પડેલી પિસ્તોલમાંથી ભયંકર શબ્દ ધ્વનિ થયો. તે સાથેજ કુમુદના હાંજા ગગડી ગયા. ચક્ષુમાંથી શ્રાવણ ભાદરવો વહેવા માંડયો. તરૂણે અતિથિને સવિનય સાંત્વન આપ્યું. અતિથિએ જર્મન મેલ સ્ટીમર ‘ શેર્ન હોર્સ્ટ” માં બેસી ભારતવર્ષમાં આવવા નિશ્ચય કર્યો. ગભરાયલી કુમુદને આથી સાંત્વન મળ્યું અને કંઇક આશાનું બીજ ઉન્નત થયું. મનવારો, ટૉર્પીડો તથા અનેક ન્હાની મ્હોટી સ્ટીમરોને મૂકી સ્ટીમર “ શેર્નહોર્સ્ટ ” ભરદરિયે પડી હોંગકોંગ તરફ હંકેલાઇ ગઈ. અસરકારક દેખાવો જોવાથી અતિથિ તેમ કુમુદનાં અંતઃકરણ અસ્વસ્થ હતાં. અતિથી રાત્રિનો દેખાવ નિહાળવા સ્ટીમરના આગલા ભાગમાં બેઠો. સુમ્ સુમ કરતી કાળી કરાળ રાત્રિએ, સમગ્ર આકાશ તથા મહાસાગરના તટ ઉપર કાળી ચાદર બિછાવી દીધી અને સમુદ્રની કાળાશ સાથે રાત્રિની કાળાશે મળી ભયંકરતા પાથરી. તેમાં ઝગઝગતા ન્હાના મ્હોટા તારાઓએ કાળી કાલિકાના નાકમાં હીરાની નથની ચળકતી હોય તેમ ચળકીને મનોહરતાની મિઠાશ પૂરી હતી. એટલામાં ધુમ્મસનું જોર વધ્યું. ધુમ્મસના જોર સાથે સ્ટીમરના ભુંગળામાંથી સિસોટીએ પૂર્ણ ધ્વનિથી ફુંકાવા માંડયું. કેમ કે ધુમ્મસના પ્રભાવથી ચાર હાથ છેટેની ચીજ પણ જણાતી નહોતી. સ્ટીમર પૂર વેગથી ચાલતી હતી. શેંઘાઇ બંદર આવતાં એક સ્ટીમર આડી અથડાઈ પડી અને તેના વચ્ચેથી બે ટુકડા થઈ ગયા. આ ભયંકર બનાવથી બન્ને સ્ટીમરો ઉપરનાં માણસો અને તે સાથે અતિથિ અને કુમુદ બેબાકળાં બની ગયાં. જોતજોતાંમાં ટુટેલી સ્ટીમર દરિયાને તળીએ પહોંચી ગઇ. હજારો જીવાત્માઓનો કોલાહલ થઇ રહ્યો. હાનિનો પાર ન રહ્યો. અતિથિ થરથરી ગયો અને ભયાભાવથી કંપતી કુમુદ દિંગ્મૂઢ થઇ ગઇ. સ્ટીમરે પ્રયાણ શરૂ કર્યું. એટલામાં પ્રચંડ વ્હેલ મચ્છનો દેખાવ દ્રષ્ટિગોચર થયો. પ્રથમ

પાણીના ફુવારા જેવું જણાયું. દૂરથી દેખાતી વ્હેલ માછલી સમર્થ હતી. તેણે ત્રણ વખત પાણીના ફુવારા ઊંચે ઉરાડયા, તે છેક વીસ પચીસ વામ ઊંચા ઉડયા હશે. આ ભયંકર પ્રાણીની ભયંકર રમત કુમુદ ચિંતા અને શોકગ્રસ્ત નેત્રે નિહાળીજ રહી. ભય સામે સજ્જ થવાની તૈયારી કરવા લાગી, પણ તે ક્ષણ વારમાં અદ્રશ્ય થઇ ગયું. શેંઘાઇથી સિલોન થઇ સ્ટીમર મુંબાઈ આવી પહોંચી. પાલવાના બંદર ઉપર સ્ટિમ લાન્ચમાં બેસી બીજાઓ સાથે મિસ ફ્લોરા અતિથિના સત્કાર માટે સન્મુખ આવી હતી. અતિથિ સાથે કુમુદ પણ ઉતરી. પાલવા ઉપર પારસી પ્રમદાઓનું મોટું ટોળું ભમતું હતું તેમજ સત્કારાર્થે ઘણા સભ્ય જનો પણ આવેલા દ્રષ્ટિગોચર થતા હતા. ઘણા ઉતારૂઓના સ્નેહી સાથી આવી પહોંચ્યા હતા. એક પછી એક વિકટોરિયા અને ટ્રામમાં બેસી બેસીને સિધાવ્યા, તેમ અતિથિ પણ બ્રુમમાં બેસી મિસ ફ્લોરા સાથે ઉતારે ગયો. ત્યાંથી કલ્યાણ આશ્રમમાં અતિથિ ભાષણ કરતો દ્રષ્ટિગોચર થયો. કુમુદે પોતાનેજ પોતાની દ્રષ્ટિ સમક્ષ રદિયો આપતાં નિહાળી.

આ બનાવથી તે આશ્ચર્યચકિત થઇ. ત્યાંથી અતિથિને સુવર્ણપુરના પોલિટિકલ એજન્ટ સાથે ધીરપુરના ગરાસીઆ અને બુદ્ધિધનનો પ્રસંગ શ્રવણ કરતો નિહાળ્યો. તેમાં કુમુદના કર્ણપટપર એક શબ્દ આવ્યો: "બુદ્ધિધનને દિવાનપદ ઉપરથી ખસેડી સખ્ત શિક્ષા કરવી પડશે." આ શબ્દધ્વનિએ તેને કંપાવી મૂકી ને બ્હાવરી બનાવી દીધી. હવે અતિથિ રત્નનગરીમાં દાખલ થયેલો દૃષ્ટિગોચર થયો અને ત્યાંથી કુમુદના પુસ્તકાલયમાં જોવામાં આવ્યો. કુમુદ ચકિત થઇ ગઇ. કુમુદે બીજી કુમુદ જોઇ અને જાગ્રતિમાં અનુભવેલો અનુભવ અનુભવ્યો. કુમુદ ચકિત થતી વર્ત્તમાન જોઇ રહી. વર્ત્તમાન જોનારીને ભવિષ્યની ઇચ્છા થઇ. ભવિષ્ય જોવાની ઇચ્છા થતાંજ કરાળ કાળ જેવી પ્રચંડ કાળભૈરવીની મૂર્ત્તિ ગગનમંડળને રોધ કરતી, કાળદંડને ફરકાવતી, રૌદ્ર ગર્જના કરતી, ક્રૂર દ્રષ્ટિથી ભયવ્યાકુળ થતી દ્રષ્ટિગોચર થઈ. ભય વ્યાકુળ થયેલી કુમુદે ભયને માર્યે છાતીને ફાડી નાખે એવી જીવન મર્યાદાને અનુભવતી કારમી ચીસ પાડી, અને ચંદ્રાવળીની સૅાડનો આશ્રય લેતાં તેની સૅાડમાં લપાઈ જવા યત્ન કર્યો. તેના કર્ણદ્વાર પર સ્વર આવ્યો: "અધીરી, ઇચ્છાવૃત્તિથી આજ્ઞા લોપી લેં ત્હારો અધિકાર ખોયો છે." આ સ્વરે કુમુદને પાણીથી પાતળી

બનાવી દીધી અને ગગનમંડળમાંથી ઊંડાણમાં ઉતરી પડતી હોય તેમ તે નીચે પડી. શય્યા ઉપર અશ્રુધારા અનુભવવા લાગી. ભયંકરતા અનુભવનારીનું કાળજું ધડકી રહ્યું. ધડકતે હૃદયે તેણે ચક્ષુ ખોલ્યાં ત્યારે નભોમંડળમાં લાલ ઉષાને ઓળંગી સૂર્યનારાયણ હજી જગત્ માત્રને તેજસ્વી કરી રહ્યા નહોતા.

ગાલ ઉપર આંગળી મૂકી અનુભવનારી ઊંડા વિચારમાં તલ્લીન થઇ હતી.

## પ્રકરણ ૧૨ મું

### નિરાશામાં આશા અને આશામાં નિરાશા!

" આશા નિરાશા હૃદયે સ્ફુરે છે,
ક્ષણે અમિ, અગ્નિ ક્ષણે ભરે છે.
જીવિત કૃતિને શુદ્ધ ન્યાય દે છે,
પ્રભુ કળાનો મહા બોધ દે છે. "

નભમંડળમાં લાલ ઉષાનો રંગ ફેલાતાં પહેલાં કુમુદની આંખ સ્વપ્નમાંથી ઉઘડી ચુકી હતી. નિરાશાના પ્રદેશમાં આશાનાં કિરણનો પ્રતાપ બળવાન્ થતાં પહેલાં નિરાશાનો અંધકાર તેને ડોકીઆં કરતો ગુંચવતો જણાતો હતો. ભય વ્યાકુળ થયેલી નિદ્રામાંથી ઝબકીને જાગી અને ઊંડા વિચારમાં પડી. આંતરવૃત્તિને સમાધાન આપતાં પેહેલાં તો અનેક કુતર્કોએ કુચેષ્ટા કર્યા. તેની આંતરવૃત્તિ ડોહોળી નાંખવા માંડી. આકુળ વ્યાકુળ સ્થિતિમાં ચક્ષુ ખોલી ફાટેલાં ચક્ષુઓને ચોતરફ ચગાવી, વળી બંધ કરી. આશાના અંકુરે હૃદયમાં રંગ પૂર્યો. નિરાશાને ખસેડી આનંદનો ઉમળકો ઉભરાયો. ક્ષણ માત્રમાં રંગ ફર્યો. ઉદાસીનતાના પડદાએ મુખમુદ્રા ઉપર ગંભીરતા પ્રસારી આશાને દબાવી, પરંતુ સ્વપ્ન ચમત્કારથી તેના હૃદયમાં એક નવીન ભાવનો ઉદય થયો હતો તે ભાવે તેની આંતરવૃત્તિને અવનવી રીતે વશ કરી હતી, તેથી કુમુદ પથારીમાં પડી પડી સ્થિર દ્રષ્ટિએ છત સામું કેટલીક વાર સુધી જોઇ રહી. શરીર ઉપર પડેલી રજાઇ લાંબી કરી પગ સુધી પ્રસારી અને છાતી

ઉપર હાથ મૂકી આંખને વારે વારે ફાડીને જોતી હોય અને સ્મૃતિને તાજી કરવા મગજને ખેંચી ખેંચી તેનું અનુમોદન મેળવતી હોય અને ખાત્રી કરતી હોય તેમ વધારે વાર પડી રહી નહિ, એટલામાં તો તેની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. આંસુની ધારાએ તેના ગાલ ભીંજવી દયામણી બનાવી દીધી, પરંતુ તેના શૂન્ય થતા હૃદયમાં સાંસારિક આશાનાં બીજે અંકુર ફોડયું હતું, તેથી વદન પ્રફુલ્લ થતું જણાયું. પ્રફુલ્લવદનાના હૃદયમાં આશાએ ચમત્કાર કર્યો. ગુંચવાયલા હૃદયમાંથી આશાના ઉદ્ગારોએ વહેવા માંડયું:—

"હવે વિયોગ શું ટળશે?
પુનિત વિશ્રામ શું મળશે?
નિરંતર સુખ શું લઇશું?
અતિ આનંદે શું રહિશું?"

કુસુદનું મન વધારે ચંચળ થયું, તેથી હૃદય ઉન્મત્ત થઇ જરા ઉછળ્યું અને પૂર્વસ્મરણના પ્રભાવે હૃદયમાં ભાવ તાજો કર્યો:

"હૃદય મંદિરમાં રહો છો,
પુનિત પ્રેમે વિરાજિત છો,
પિયુષ સ્વર્ગીય પાઓ છો,
અમિ અરપી ધરાઓ છો."

બોલતાં બોલતાં વળી વિચારમાં પડી. મ્હોંને સંકોચતાં અને દયાર્દ્રભાવ દર્શાવતાં હાથનો ચાળો કરતાં બોલી:—

"રસિક શંકા કરો શાને?
ઉરે અદકું ધરો શાને?
વૃથા ભ્રમથી ભમો શાને?
દુઃખે દેહને દમો શાને?
પધારો પ્રેમ જીવનમાં,
ધરો શંકા નહિ મનમાં.
ચરણ રજની હું છું દાસી,
કરો શંકા શાને ત્રાસી?
શંકાનું શળ કહાડીને,
સ્વિકારો સ્નેહિ સાથીને.
સુધા...મૃત પી પાઇને,
કરો તૃપ્તિ પધારીને."

દયામણે મોઢે હૃદય પર હાથ મૂકી બોલી:—

"હૃદય ગુહા ચીરાયે છે,
નયન તો આંસુ સારે છે.
જીવન આ ઝેરી લાગે છે,
વિવિધ મર્મે વિંધાએ છે.

અરેરે!

વિવિધ સ્મર્ણો સ્મરાવીને,
નવિન રંગે રંગાવીને;
માયાએ ખુબ રમાડી છે,
વિધિ રેખે ભમાવી છે.

"હા, આજના સ્વપ્ન દર્શનના ચમત્કાર સાથે મ્હારા ચાલતા અનુભવનો વિચાર કરૂં ત્યારે શી નિશ્ચયાત્મક વૃત્તિ ઉપર આવું? સ્વપ્ન સાચાં નથી. હા, એ સત્ય છે. બધાં સ્વપ્ન સાચાં નથી, પરંતુ અનુભવના અનુસંધાનનું સ્વપ્ન વૃત્તાંત શો નિશ્ચય કરાવે છે? હું તે જાગ્રતમાં છું, સ્વપ્નમાં છું કે ભ્રમણામાં છું, તેનો નિશ્ચય કરવાને પણ શંકાશીલ થાઉં છું. રાત્રિનું વૃત્તાંત ખરેખર મ્હારી જાગ્રતિનું છે અને ગુરૂ મહારાજ તથા ચંદ્રાવળી મૈયાના પ્રસાદથી સ્વપ્ન દર્શન થયું, તેમાં જે ખાત્રી થાય છે તેથી સંદેહ છેદન થાય છે. યોગની સિદ્ધિદ્વારા મહાત્મા સર્વ કાર્યમાં કૃપાપ્રસાદ દર્શાવવા સમર્થ છે. મહાત્માનો કૃપાપ્રસાદ સત્ય દર્શન દર્શાવી ખાત્રી આપે છે. હા, ખાત્રી આપે છે, પરંતુ ભવિષ્યનો ભરમ જરા પણ જણાતો નથી. ગમે તેમ છે. મન, વચન અને કર્મથી પતિસેવા કરવી એ મ્હારૂં કર્ત્તવ્ય છે અને હવે એ કર્ત્તવ્ય મ્હારે હાથ ધરવું ઉચિત છે. સત્સંગ કદિ નિષ્ફળ જતો નથી. સાધુના સમાગમથી કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી. સરસ્વતીચંદ્ર, ખરેખર તમે સાધુ છો. તમારા સંસર્ગમાં હું વખતો વખત વિલક્ષણ સ્થિતિમાં આવ્યા છતાં મ્હારા પતિવ્રત ધર્મનું તમે રક્ષણ કર્યું છે. આજે હું ઉજળે મોઢે ધર્મપરાયણ છું તે તમારી સાધુતાનો જ પ્રતાપ છે. અધમ સુખોની ઇચ્છાથી ધર્મ તજવાને જરા પણ અધમ મન કર્યું હોત અને કામ વાસનાને તાબે થઈ, મનની અદ્રઢ સ્થિતિ કરી, પુનર્લગ્નના વિચારને અનુમોદન આપ્યું હોત તો આજે જે વિચાર કરવાનો અને અનુભવ ભોગવવાનો વખત આવ્યો છે તે શું આવત અને ઉજળે મોઢે કોઇને મ્હોં પણ બતાવી શકાત?

"આહા! પતિવ્રતાના વ્રત આગળ કામદુધા, કલ્પતરૂ કે ચિન્તામણિ શી ગણત્રીમાં છે? સ્ત્રીની સર્વ સત્તા પતિવ્રતમાં જ છે. આ સર્વોત્તમ વ્રતમાં જ પરમ ધર્મ, પરમ કલ્યાણનું સાધન અને પરમ દૈવત સમાયલું છે. પતિવ્રતના પ્રભાવથી જ સ્ત્રીઓ મહા મુનિઓ વડે સન્માનિત થઈ છે, જગતમાં પ્રસંશાને પામી છે અને દેવલોકમાં મહત્તા મેળવવાને ભાગ્યશાળી થયેલી છે. ઓ પતિવ્રત! હારી મહત્તા હું આજે આંકી શકતી નથી. જગતમાં એવો કયો અભ્યુદય છે કે તે પતિવ્રત્તા પ્રાપ્ત ન કરી શકે? જગતમાં એવો કયો કામ છે કે તે પતિવ્રતા ન મેળવી શકે? જગતમાં એવો કયો અર્થ છે કે તે પતિવ્રતા ન સિદ્ધ કરી શકે? મહાત્માઓ શિક્ષા આપે છે તે સત્ય છે કે, પતિની સેવાથીજ પતિવ્રતાઓ સંસાર સાગરના પારને પામેલી છે, દુઃખરૂપ દાવાનળથી મુક્ત થઇ છે, પરમ અભ્યુદયને પાત્ર થયેલી છે, અને એ સર્વ મન, વચન અને કર્મથી સિદ્ધ કરવું એ મ્હારૂં કર્ત્તવ્ય હવે મ્હારે શિર આવ્યું છે તે હું પૂર્ણ કરીશ. રંક કુસુદની બુદ્ધિમતી બ્હેનો, હું વિના છાકે સવિનયથી કહું તેનો દોષ ન લાવતાં ધ્યાનમાં ઉતારવા કૃપા કરજો. પતિવ્રતાનો પ્રતાપ એ એક સર્વોત્તમ કલ્યાણનું સાધન, વિજયનું મૂળ અને સર્વના ઉદયનું કારણ છે. સર્વાંશે તે ઉત્તમ સંતતિ તથા સંપત્તિરૂપ કલ્પલતાને ઉત્પન્ન કરનારૂં સાધન છે તેમજ પવિત્ર યશ રૂપ અમૃત આપનાર સ્થાન છે. જનલોક કે સ્વર્ગલોકમાં એવો એકકે પદાર્થ નથી કે તે પતિવ્રતના પ્રતાપ પાસે મળવો અલભ્ય હોય. દમયંતીના પતિવ્રત પ્રતાપથી નળ રાજા અપ્રતીમ આપત્તિથી મુક્ત થઈ સ્વરાજ્ય પામ્યા. સીતાના સતીત્વથી ભગવાન્ રામચંદ્ર, રાવણ જેવા સમર્થ વૈરીનો વિનાશ કરી કુળપરંપરાના રાજ્યને પ્રાપ્ત કરી શક્યા. સાવિત્રીના મહા પતિવ્રત પ્રતાપથી સત્યવાન કુળસહ ઉન્નતિક્રમમાં આવ્યો. શ્રીમંતનીના વ્રત પ્રતાપથી તે ડુબેલું સૌભાગ્ય પામી અને તેના પતિને સ્વરાજ્ય પ્રાપ્ત થયું. અનસુયાના પતિવ્રત પ્રતાપથી દેવેંદ્ર પુત્રવત થયા. પતિવ્રત એ સ્ત્રીનું સર્વ દૈવત છે અને પતિવ્રતા કુલીન સ્ત્રી એ કુળનું, ઘરનું, નગરનું દેશનું અને જનમંડળનું દૈવત છે. આ વાત સાત્વિક બ્હેનોએ ભૂલવી જોઇએ નહિ. વિષય વાંચ્છનાની કુડી ટેવને આધીન થઈ હું સ્વચ્છંદી બની હોત તો મ્હારૂં કલંકિત કૃત્ય મ્હને કેટલું ડંખત? ક્ષણિક સુખની ઇચ્છાથી દોરાઇ હોત તો મ્હારી શી દુર્દશા થાત? હા, સત્યને કસોટી છે અને કસોટીમાં કસાયા સિવાય પરમ સુખની આશા વ્યર્થ છે.

તરૂણાવસ્થામાં થતા વિકારોને વશ થઈ ક્ષણિક મોહમાં લુબ્ધ થતાં સર્વ કાળ સાવધાન રહેવું એ શું શ્રેયસ્કર નથી? એક પગથિયું ચુક્યાં કે કેટલી હાનિ થાય છે તે તમારા મનનેજ પૂછો. પ્રભુએ મ્હને બચાવી છે. આજે મ્હારૂં મન તેના આનંદને અનુભવે છે. સત્યનો બેલી પ્રભુ છે. હા, છે ને ખરી છે એ વાત કોઇ ભૂલતાં નહિ."

સ્મિત હાસ્ય કરતી, અંતરમાં ને અંતરમાં આનંદ પ્રફુલ્લ થયેલી કુમુદ, આનંદની અસીમ સીમાને અનુભવતી પથારીમાં પડી પડી આનંદના ઉભરા કહાડવા લાગી:—

" મ્હને આવે આજે, પરમ મંગળનો ઉમળકો,
ખરે દીસે જાણે, વિકટ ગત કાળ વહિ ગયો.
હૃદયમાં ઉત્પાતો, અવનવિત રીતે ચળકતા,
હરે છે સંતાપો, વળિ કરે છે છમકલાં.
પુરી થૈ છે મ્હારી, અકળિત અતિશે અવદશા,
ફળો ચાખ્યાં કૂડાં, કલહ પ્રણયનાં ભાગ્ય વશ આ.
હવે સંભારંતા, હૃદય મહિં વન્હિ શિદ ભરો,
કરી કૂ તર્કોને, ઉભય મન દુઃખી કયમ કરો.
પ્રભુ દાસી કેરૂં, હૃદય નવ જોતા, કયમ ડરો,
પુરા પ્રેમી થૈને, હૃદય શંકાથી શિદ ભરો?
ગમે તેવી પીડા, અકથ દુઃખનો ભાર ભરશે,
પ્રીતિ કિર્ણો મ્હારાં, તમ હૃદય વિણુ નહિજ ઠરશે.
પ્રભૂ પૂરા પ્રેમે, અધિક અમિ અર્પો કરી દયા,
મયા રાખો ઝાઝી, મહત્ મમતાથી ધરિ મયા.
વિદેશે દેશે તો, રઝળિ મુજ સારૂ દુઃખિ થયા,
રહો ગુપ્તજ શાને, રટન કરૂં ત્યારે તજી દયા.
સદાના છો સાથી, કમળ મુખ જોવા તમ ચહું,
નિહાળું હું ક્યારે, ચિત મુજ થયું આતુર બહુ.
મળો વેગે આવી, અમૃત રસ રેલો રસ ધરી,
મળે ના વિશ્રાંતિ, તમ હૃદય વિના ચિત જરી.
ઉગારી ને તારો, સંશય મન કેરો દુર કરી,
હવે વેગે આવો, ભિતિ ભય છોડો હદ કરી.
પ્રિતિ યંત્રે વ્હાલા, મનહર કળા નૌતમ કરી,
રિઝીને રિઝાવો, રસિક વલ્લભ છો રસ ભરી."

* * *

જરા વિચારમાં ને વિચારમાં છત સામું દષ્ટિ નાંખી. હોઠ ઉપર આંગળી મૂકી મનમાં ને મનમાં વિચારવા લાગીઃ " શું એમના મનમાં મ્હારી ખાત્રી નહિ હોય ? શા માટે મ્હારાથી છુપાતા હશે ? ગમે તેમ હોય પણ એમના મનમાં ઊંડું શલ્ય છે કે શરમ છે. હવે એનો ભેદ કેમ તોડવો ? વળી ઉદ્દગાર નીકળ્યાઃ-

" હવે શાને માટે, વિપરિત રીતે રો' વિચરતા,
કરો શાને માટે, નયન દ્વયમાં અશ્રુ ઝરતાં.
છુપો શાને માટે, રસિક છબિને રે છુપવતા,
પુરી થૈ છે ખાત્રી, પુનિત મુખ મુદ્રા નિરખતાં.
ફરો છો તો ફંદે, પણ ફસિ પડો છો હૃદયમાં,
વિચારીને સ્વામી, હૃદય ભય રાખોની હદમાં.
ખમી ભારે દુઃખો, પરિચિત થઇ શું આ કરો?
નિરાશા ધારિને, ઉભય મન અગ્નિ કયમ ભરો?
સુશીલ જ્યોત્સ્નાથી, ભૃકુટિ પુર મ્હારે ભભકતી,
ન છૂપી છૂપાયે, સુવર્ણમય કાન્તિ ઝમકતી.
શશી જેવી મુદ્રા, વિભુ ત ભરી પુરિ ચમકતી,
નિહાળંતા સ્નેહી, જન થકિ રહે કેમ છુપતી ?"

પ્રેમઘેલી, પ્રેમાર્દ્રવૃત્તિથી હાથ જોડી વિનતિ કરતી હોય તેમ વિનય દર્શાવતી દીનતાથી સ્નેહછાકમાં બોલીઃ—

" હવે જાણી મ્હેં તો, હૃદય ગત પુરી તમ તણી,
તદા શાને માટે, અધિક દુઃખ દો છો મન કસી.
નકામાં ઠાલાં છે, કલ્પિત ભય કેરાં અડપલાં,
મ્હને લાગે કૂડાં, જિવન મુજનાં છે વિતકડાં. "

પથારીમાં પડી પડી હૃદય તરફ હાથ કરી પ્રશ્ન કરતી હોય તેમ બોલીઃ—

" મનોહારી મૂર્ત્તિ, હૃદય મધ્યે આ વસી રહી,
પુરી આલેખું છું, પુનિત તમ મૂર્ત્તિ મન મહીં.
પુરા પ્રેમે વ્હાલા, હૃદય સુક્ષ્મમાં રિઝી રમો,
સ્થુલે પેખૂં ત્યારે, પુનિત મુર્તિ કહો અમ છુપો ?"

* * * × *

દુઃખ અને પીડામાં ઉછરેલી કુમુદ ઘડીભર સ્તંભી; એટલામાં તો એના મુખ ઉપર શોકની છાયા ફરી વળી અને પ્રફુલ્લ મુખ ઝાંખુઝપ ખેદિત થઇ ગયું. કુમુદની મનમાં શંકા આવી અને દુઃખમાં

ઉછરેલીને દુઃખજ ભાસવા લાગ્યું. જેમ સાપથી બીધેલો રજ્જુને પણ સાપ ધારી ડર્યા કરે તેમ દુઃખના વિચારોથી ભરાઈ ગયેલા તેના મગજમાં તેનુંજ ચિંતવન થઇ શંકાનું વમળ ઉભું થયું. તેણે પથારીમાં પડયાં પડયાં લાંબો હાથ કરી પ્રશ્ન કર્યો:—

"હવે કોને કે'વી, સકળ મનની આ ભ્રમણુતા,
પુરી પીડાઇને, અકળિત સહું છું વિકળતા.
વિવેકે વ્હાલાને, વિનય નયથી કેમ મનવું?
પુરી શાંતિ અર્પી, હૃદય તેનું કેમ ઠરવું?"

ઊંડો નિઃશ્વાસ મૂકતાં બોલી:—

"દશા મ્હારી આ તો, દીન દીન જનોથી દીન બની,
અધિકારો મ્હારા, અધમ પદ પામ્યા રદ બની.
સ્થિતિ છિન્ને ભિન્ને, ભય મય થઇ છે અવદશા,
સુધારૂં શી રીતે, ઉભય મનમાં છે વસવસા!"

અરેરે! અણધાર્યાં કેટલાં બધાં વમળ છે:—

"વિધી સંસારીની, વળિ ધરમ શાસ્ત્રો તણી નડે,
વળી જ્ઞાતિ નાતી, તણું વમળ વચ્ચે કુદિ પડે.
રીતિ ભીતિ જોતાં, વડિલ મત વચ્ચે કદિ અડે,
પતિવ્રતની સામે, સકળ બંધન એ નહિ નડે."

વળી ઊંડો નિશ્વાસ મૂકતાં મૂકતાં બોલી: "વિધિ રેખા, તને શું કહું?

પુરી પીડાઇ છું, અસિમ અતિ દુઃખો સહી કરી,
સીમા સુખો કેરી, નવલ નવ દિસે મન જરી.
ઝુણી જ્ઞાનિ વાતો, સકળ મન માંહિ ગઇ ડુબી,
વિધિ રેખા કેરી, અવનવિન દિસે ખરી ખુબી!
પુરી આ સંસારે, વિપરિત દિસે છે અવદશા,
સુઝે નાહિં માર્ગો, ક્ષણ ક્ષણ સ્ફુરે છે વસવસા.
ઝુરી ઝુરાવું છું, વિકળ અતિ થાઉં વિણુ કળા,
દિસે નાહિં દીશા, દિન દિન બની છું હિણુકળા."

દીનતાથી દીન બનેલી આકુળ વ્યાકુળ બનેલી માર્ગ ન સુઝવાથી, નિરાશાથી ગભરાયલી અકળાયલી આંસુ સારતી બોલી:—

"હવે સંસારે આ, સુલભ સુખને કેમ બરવાં?
હવે સંસારે આ, વિકટ દુઃખને કેમ હરવાં

હવે સંસારે આ, સુખદ મારગો કેમ કરવા ?
ભિતી તોડી ભારી, પ્રિય જનને કેમ રિઝવવા ?"

આંસુ સારતી સારતી કુમુદ પથારીમાં પડી. સ્વચ્છ આકાશમાં સૂર્ય, પોતાનાં સુંદર કિરણોને પ્રસારી સૃષ્ટિનો મનોહર દેખાવ કરી રહ્યો હતો તે તરફ તેનું ધ્યાન ખેંચાયું નહોતું. તેનાં ચક્ષુઓ આંસુથી ભરાઇ ગયાં. ચક્ષુ પ્રદેશમાંથી આંસુની ધારા કાન આગળ થઇ માથા નીચે દબાયલા તકીઆને પલાળી રહી હતી. તેવામાં સુંદરે બૂમ પાડીઃ " કેમ બેટા કુમુદ, હજી કેમ ઉઠી નથી ?"

કુમુદે ચટપટ આંસુ લુછી નાંખી ખોખરો સ્વર દબાવવાનો પ્રયત્ન કરતાં પ્રતિઉત્તર કર્યોઃ " અમસ્થા."

સુંદરે ધારી ધારીને કુમુદ સ્હામું જોયું.

કુમુદની મુખમુદ્રા શોકાર્દ્ર ભાવથી દ્રવતી અને આંખો આંસુ સારેલી લાગી. તે બોલી ચાલી નહિ. આજે પ્રમાદધનનું સંવત્સરી હતું. આથી તેને શોકનું કારણ ધારી પોતાના હૃદયને શોકમય કરતી પાછી ગઈ. ઘરમાં જતાં ગુણસુંદરી સામી મળી. તેણે સુંદરને પ્રશ્ન કર્યોઃ

" કેમ ભાભીજી, મ્હોં કેમ ઉતરી ગયું છે ?"

" ના રે, કંઇ નહિ." શોકમય સ્વરથી સુંદરે પ્રતિઉત્તર કર્યો.

ગુણસુંદરીએ આગ્રહથી કારણ જાણવા પ્રશ્ન કર્યોઃ " ના, ના, ખરૂં કારણ કહો."

દીનતા ભરેલો ભાવ બતાવતાં દુઃખિયારી ભાભીએ ઉત્તર કર્યોઃ " ના, ના, એમાં શું કહેવા જેવું ને ન કહેવા જેવું હતું ? હું કુમુદ પાસે ગઈ હતી એ બિચારી દુઃખિયારીને જોઈને મ્હને વધારે લાગી આવ્યું. માટે આજે તમે એને છેડતાં નહિ."

શોકની વાતથી શોક વધ્યો અને ઘરમાં સર્વે કોઇ શાંત અને શોકમય થઇ ગયાં.

---

## પ્રકરણ ૧૩ મું

### વસંતની એક રાત્રિ.

परिमल भतो वाताः शाखा नवांकुर कोटयो
मधुर विरुतोत्कण्ठा वाचः प्रियाः पिक पक्षिणाम् ।

विरल सुरत स्वेदोद्गारा वधू वदनेन्दवः
प्रसरति मधौ रात्र्यां जातोन कस्य गुणोदयः॥ (शृंगार शतक.)*
साध्वी शीलवती दया वसुमती दाक्षिण्य लज्जावती।
तन्वी पाप पराङ्मुखी स्मितवती मुग्धा प्रियालापिनी।
देव ब्राह्मण बंधु सज्जनरता यस्यास्ति भार्या गृहे।
तस्यार्थागम काम फलदा कुर्वन्ति पुण्य प्रियाः॥ †

આનન્દમયી લહેરોમાં નાચતાં કુસુમના સ્વામીભક્તિપરાયણ થયેલા હૃદયમાં નવીન ભાવનો ઉદય થયો. તે વિચારવા લાગીઃ " સ્વામી વિદ્યા, કળા અને નીતિનો પૂર્ણ પ્રકાશ કરવા તન, મન, ધનનો હોમ કરી રહ્યા છે અને તેમની પ્રેરણાથી માયારૂપ અલબેલી મુંબઇના વ્યાપારીઓ પૂર્ણ પુરૂષાર્થથી વ્યાપારના મંત્ર તંત્રમાં લચીચપી રહ્યા છે ત્યારે બીજી બાજૂએ વિદેશીય કળાનું અનુકરણ કરી કળાકૌશલ્યની હરિફાઇમાં વધવા કળાવાનો મચી રહ્યા છે અને બુદ્ધિવાનો બુદ્ધિકળાને ચાકે ચઢાવી નવીન કળાની શોધમાં મંડી રહ્યા છે. વિદ્યાકળાની સુખરૂપ રેલી કરવા મહાજનો પ્રતિદિન વિચારી જ રહ્યા છે. વ્યાપારને દેશવિદેશમાં લંબાવવા આડતીઆઓ ઘુમીજ રહ્યા છે. કવિજનો આળસુ જનોને કવિતાથી ઉન્નતિ ક્રમમાં મૂકવા ઉશ્કેરી રહ્યા છે. વ્યાપારને સહાય કરવા દેશ વિદેશ નાણાની મદદ સારૂ બેંકો કહાડી રહ્યા છે અને તેની શાખાઓ ચારે ખંડમાં પ્રસરાવી દીધી છે. વળી સમુદ્રપર્યટનને માટે ભારત જનના ધર્મ, રીતિ, નીતિને, અનુકૂળ કરવા નૌકાઓ બંધાવી ચલાવી રહ્યા છે, તાર અને ટેલીફોનમાં નવીન સુધારા કરાવવા મંડી ગયા

---

* વસંત ઋતુનો ફેલાવો થાય છે ત્યારે વાયુ સુગંધીને ધારણ કરે છે, શાખાઓમાં નવાંકુર આવે છે, કોયલોની મધુર વાણી ઉત્કંઠા ઉત્પન્ન કરે છે માટેજ તે પ્રિય લાગે છે, અને રાત્રિમાં ચંદ્ર જેવાં સ્ત્રીઓનાં મુખ ઉપરના કામક્રીડાના શ્રમથી પ્રસ્વેદનાં ઝીણાં ઝીણાં મોતીઓ બંધાય છે. વસંત ઋતુમાં કયા ગુણોનો ઉદય થતો નથી?

† જે પુરૂષના ઘરમાં સ્ત્રી પતિવ્રતા, શીળવતી, દયારૂપી ધનવાળી, ડહાપણ ભરેલી, લજ્જાવાળી, પાપથી દૂર રહેનારી, હસતા મુખવાળી, દેખાવડી, પ્રિય બોલનારી; દેવ, બ્રાહ્મણ, કુટુંબીઓ તથા સજ્જન પુરૂષોપર પ્રીતિ રાખનારી હોય છે તે પુરૂષના ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પુણ્ય ઉપર પ્રીતિ બતાવનારા દેવો સફળ કરે છે.

છે. વિદ્યાકળાના ઉપાસકોને ઉચ્ચ કેળવણી આપી દેશ વિદેશ કેળવવા મોકલી રહ્યા છે. વિદ્યુતના જોરથી યંત્રો ચલાવવા, જળ પ્રવાહથી કાર્યો કરવા તથા સૂર્યના તાપને કામે લગાડી ભાનુતાપનાં યંત્રોને પ્રયોગશાળામાં સુધરાવી રહ્યા છે. વિદ્વાનો સાથે વાદ વિવાદ કરી ભારતવર્ષને હુન્નરકળામાં ચઢીઆતો કરવાના વિચારને હચમચાવી રહ્યા છે. આટલો બધો શ્રમ લેનારને આનંદ માટે મ્હારે શું કરવું?

**सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते**
**यत्र त्वं तदहं तत्र प्रथमे सात्र वीविदम् ॥**

સપ્તપદી કાળે આ પ્રતિજ્ઞાઓ કરી છે તેને પાર ઉતારવા યત્નશાળી થવાની આવશ્યકતા છે. મુંબઈના આધિ વ્યાધિ અને ઉપાધિથી શ્રમિત થયેલાને સાન્ત્વન આપવાનું કર્ત્તવ્ય શી રીતે બજાવું? ખરેખર, અલબેલી મુંબઇ રંક જનોને ઉદ્યોગનું પોષણ આપનાર મહામાયા છે. રઝળતાં રખડતાંનું આશ્રય સ્થાન છે. અન્ન વિનાનાં, દ્રવ્ય વિનાનાં, દુઃખી રંકોનું રક્ષણ કરનાર રક્ષક છે. વિદ્યાકળા નિપુણોનું વિશ્રામ ઠામ છે; પરંતુ વિદ્યાકળાના ઉદાર આશ્રયદાતા, રાજ્યદ્વારી મહાશયો, અને દેશહિતૈષીઓને તો જરાપણ વિશ્રામ ન આપનાર વીર ભૂમિ છે. શારીરિક વ્યાપારને વિશ્રાન્તિ જરૂરની છે. વિદ્યાકળાના વ્યસનીને તેની દરકાર ક્યાં છે? અરે! પણ સ્વામી જ્યારે બાહ્ય વ્યાપાર ચલાવે છે ત્યારે ગૃહરાજ્યમાં આનંદ ઉપાધિનો વ્યાપાર મ્હારે જ ઉપાડવાનો છે. પૂર્વની વંદનીય વિદુષીઓ પતિને પ્રેમાનંદમાં કેવી રીતે પ્રફુલ્લ કરતી હતી? સ્વામી સર્વ ગુણના અધીશ્વર છે. તેમના આંતર મર્મને આનન્દિત કરવા શા યત્ન કરૂં? હૃદય, મન અને પ્રાણ એ તો પ્રાણેશ પાસે જ ધર્યાં રહે છે; પણ તેમને વિશ્રાંતિ શી રીતે આપું?"

ઉચ્ચાભિલાષામાં હૃદય નિઃશબ્દે વિદીર્ણ થયું. નિષ્પંદ દૃષ્ટિથી કુસુમ રંગમહેલની છત ઉપર દ્રષ્ટિ ઠારી રહી. ગૃહિણીના તપ વિચારમાં કલ્પનાએ અંકુર ફોડયું: "આ તો વસંત ઋતુ છે, વસંતની મોહિનીમાં વિશ્રાંતિ આપું. હૃદયનાથને હૃદય પારણેથી પ્રેમ પારણે ઝુલાવું, ડોલાવું અને મ્હારા આમરંગી રંગે રંગી રંગાઉં."

યૌવનકાળના ચંચળ ઉન્મત્ત હૃદયે સુખની અભિલાષામાં રંગમહેલને શણગારવા માંડયો. સાહિત્યસંપન્નતાની કંઈ ખામી નહોતી. કમભાંજ જરા ફેરફાર કરવાનો હતો, તે દાસ દાસીઓ પાસે કરાવી

નાંખ્યો. વચ્ચેના ભાગમાં હીંડોળો ઉભો કરી દીધો. ચારે બાજૂએ શ્વેત બિલ્લોરના આરસાઓને એક બીજામાં પ્રતિબિંબ પડે તેમ ગોઠવ્યા. હીંડોળાથી થોડે છેટે અને તેની મર્યાદામાં આરસનું ગોળ ટેબલ ગોઠવી દીધું. અને તેની પેલી તરફ પલંગને પુષ્પોથી શણગારી દીધો.

પુસ્તકો અને સાહિત્યનાં સાધનો રોજની રીત પ્રમાણે ત્યાંનાં ત્યાંજ રહેવા દીધાં. આયનાવાળા ટેબલ ઉપર ગુલાલ ભરેલા કાસેટા અને સુગંધિત પદાર્થો ગોઠવાવ્યા ને તેની નીચે ન્હાનો પિચકારી જેવો હાથ બંબો, કેસરનો રંગ ભરી અદ્રશ્ય મૂકી રાખ્યો અને યાંત્રિક યુક્તિથી ચાંપ દાબે ત્યારે તે ઉડે એમ ગોઠવી ચાંપને હીંડોળા પાસે ગોઠવી. બીજી બાજૂએ આયના પાસેના ટેબલ ઉપર ગુલાબજળ ભરેલો ચાંદીનો ફુવારો, તેના તેજ ગુલાબજળથી ઉડયા કરે એવી યુક્તિવાળો ગોઠવી રાખ્યો અને અત્તર, સેન્ટ આદિ સુગંધિત પદાર્થ ગોઠવ્યા. ત્રીજી બાજૂએ આયના પાસેના ટેબલ ઉપર પુષ્પમાળાઓ અને પુષ્પોનો ઢગલો ગોઠવી દીધો. ચોથી બાજૂએ આયના પાસેના ટેબલ ઉપર ફળ ફળાદિ મેવા સાથે ઉકાળેલું દૂધ આદિ ભોજ્ય પદાર્થો ગોઠવ્યા. રંગમહેલમાંનો ગાલીચો બહાર કઢાવી નાંખ્યો. સુંદર આરસની ફરસબંધીને સાફસુફ કરી વિજળીના પંખાને ફરફરાવી દીધો અને રોશનીથી રંગમહેલને ઝગઝગતો કરી દીધો.

મનોહર રૂપ લાવણ્યવતી, પતિને વિશ્રાન્તિ અને આનંદ કેમ મળે તે સંબંધી ગાલ ઉપર આંગળી મૂકી વિચારવા લાગી: "પતિ, એજ સ્ત્રીની પરમ ગતિ છે. પતિના હૃદયમાં વસી, તેના અંતઃ આત્માને પરમ વિશ્રાન્તિ અને આનંદ આપી તેમની શ્રમિત થયેલી શરીર સમૃદ્ધિને આશ્વાસન આપવું એ સ્ત્રીનું ખરૂં કર્ત્તવ્ય છે. સ્વામી સંસારના વહન માટે, પરમાર્થ માટે તથા દેશોન્નતિ માટે, મહા કષ્ટો સહન કરી શ્રમિત થાય છે. તે તરફ નજર કરતાં તેમના પ્રતિ સૌમ્યદર્શી અને શીલવાન રહી તેમના પ્રેમપાત્ર બનવું. તેમ થવાને નમ્ર, વિનયી, મૃદુભાષિણી થવું એ જરૂરનું છે. સંસારમાં નમ્રતા અને ધૈર્યથી જ પ્રેમ વધે છે અને વ્યાવહારિક કાર્યમાં પણ નમ્રતાથી અસરળતા સરી જાય છે અને આનંદની મીઠી મહત્તા ભરેલી અમી અર્પે છે. સંસારને સુખમય કરવા માટે મોટા પેટની પણ જરૂર ખરી. પતિની સહચારિણીનું પદ પામવાને રૂપ, યૌવન, ધન કે જ્ઞાન એટલું જ બસ નથી; પરંતુ વિનય નયથી તેના આત્મરંગને ખીલાવી હલાવી આંતર

તૃપ્તિ આપવી એ પણ જરૂરનું છે. સ્વામીની જ્ઞાનશ્રેણી મહાન્ છે. મહાન્ પુરૂષના વિલાસ પણ મહાન્ હોય છે. તેના આંતરમર્મને જાણી લેવાનું કામ દુર્ઘટ છે. મ્હારી શક્તિ તો અલ્પ છે, તો પણ આંતરશ્રદ્ધા બલિષ્ટ છે. આંતર અને બાહ્ય સર્વે સ્થળે પરમ ચૈતન્ય વિચરે છે. તે ઇચ્છાશક્તિના પરમાણુ આન્દોલન દ્વારા પ્રેરે છે, માટે ઉત્તમ ઇચ્છા દ્વારા પતિમાં સુખની વિલાસવૃત્તિ રચું"

બાળ સૂર્યનાં કિરણની પેઠે નૂતન પ્રેમ વિચારમાં આનંદ કલ્લોલ પરિપૂર્ણ થયેલા ચિત્તે, દ્રવ્ય લાવણ્યનો ઉત્કર્ષ કરવા યત્નો આરંભ્યા.

બાહ્ય લાવણ્ય વિના આકર્ષણ નથી. જ્ઞાન અને પુસ્તકો એ પતિની દૃષ્ટિને ઠારતાં નથી, પણ શરીર સૌંદર્ય એજ દૃષ્ટિને આકર્ષે છે. લલિત લાવણ્ય, એ હૃદયની પ્રેમ પાંખડીઓને વિકસાવે છે. વાણી માધુર્ય, એ સુધારસ રેલાવી રસ પુરે છે. બુદ્ધિચાતુર્ય, એ સમય રંગને અનુલક્ષી અપૂર્વ સુખ અનુભવાવે છે. શુષ્ક વિદ્યા એ પતિનું આંતર હરતી નથી. સ્વચ્છંદતા એ પતિના આંતરમાં નિવાસ કરતી નથી. ઉચ્છૃંખલતા એ પતિના હૃદયમાં અમી પુરતી નથી. સ્વતંત્ર સ્વેચ્છાચારિપણું એ પતિના હૃદયમાં પ્રેમ વિકસાવતું નથી. કૃત્રિમ સૌાંદર્ય એ કૃત્રિમ કાર્યો કરે છે; પરંતુ જીવનના સતત સાથીનું હૃદય તેથી ભોળવાતું નથી. હૃદયનાથના હૃદયમાં અમૃત પુરવાને, નિવાસ કરવાને, વિશ્રાન્તિ પમાડવાને, અપૂર્વ દૈવી પ્રેમ અનુભવવાને, નિર્દોષ, શુદ્ધ, મમત્વરહિત, ધર્મપરાયણ, આંતર પ્રેમની આવશ્યકતા છે. તેમાં કૃત્રિમતાની ચાંચ ખુંપતી નથી. ઢોંગમાં પ્રેમ વિરસતો નથી. ક્રિશ્ચિયારીમાં ખિલતો નથી. કપડાંના ઉલ્કાપાતથી કે રૂમાલના પછાડાથી મહત્તા આવતી નથી. લક્ષ્મીથી તે ઠગાતો નથી. વિશુદ્ધ પ્રેમ એ તો ઇશ્વરી પ્રસાદ છે. ઇશ્વરી ગુણો સાથે જ તે પ્રસાદ રહે છે. ઇશ્વરી સત્તા, અદ્રશ્ય રીતે સર્વ પ્રત્યે સાક્ષીભુત છે. મનસા, વાચા અને કર્મણાથી હૃદયનાથને હૃદય અર્પાયા સિવાય, અનહદ સુખની અમી વરસતી નથી. અપૂર્વ સુખની સીમા ઇચ્છનારીએ લગ્ન બંધનનો હેતુ વિચારી, સતીત્વનો પ્રભાવ ધ્યાનમાં લઇ, પ્રેમ જીવનની મહત્તા અનુલક્ષી, ઇહલૌકિક અને પારલૌકિક સુખ સમૃદ્ધિ સંપાદન કરવા શુદ્ધ આચાર, વિચાર અને વાણીદ્વારા પતિસેવામાં હૃદય અર્પવું એજ ઉચિત છે.

કુસુમે આયના પાસે ઉભી રહી ધીમે ધીમે બાહ્ય સૌંદર્ય શણુગાર્યું. સુગોળ બાહુમાં સુગોળ માણિક્ય બંગડી ધારણ કરી, સુગોળ આંગળીમાં સુગોળ રત્ન અંગુઠી ચળકાવી. સુગોળ ગ્રીવામાં ગોળ ગોળ મોતીની મનોહર માળા સુગોળ પયોધર સૂધી લટકાવી. કેશ પ્રદેશમાં કર્ણુફુલની મૌક્તિક સેરો લટકાવી અને મનોહર રક્ત વાસંતી રંગનાં અશોક પુષ્પના ગુચ્છાથી કેશપાશ શણુગાર્યો. નરમ અને ઝીણુા વાસંતી સાળુથી શરીર આચ્છાદન કર્યું. સાટીનના વાસંતી કમખાને છાતી સાથે તંગ પહેર્યો. સુવાસિત પદાર્થોથી સર્વ સ્થળ સુવાસિત કરી નાંખ્યું. આયનામાં જોનારી પોતાનેજ ભૂલી. પોતેજ પોતાના ઉપર પળવાર મોહલુબ્ધ થઇ ગઇ. પતિના જીવન આનંદમાં આનંદ માનનારીએ ઘટિકા માત્ર પતિની છબિમાં દૃષ્ટિ પરોવી પ્રેમ નમન કર્યું અને હૃદયમાં માનસિક પ્રેમ પૂજન કર્યું. પતિપ્રાણુા, પતિસ્વરૂપના ભાનમાં તદાકાર થઇ ગઇ.

અસ્વચ્છતાની અધિદેવીઓ, કટુભાપણુની સ્વાદિયણો, કંકાસને શોધનારીઓ, અભિમાન મમત્ત્વની ભરેલી સ્વચ્છંદાઓ, પિસિયારીની મહાદેવીઓ, પરપતિમાં મુગ્ધ થતી અનાચારિણીઓ, અધર્માચરણુને આદર આપતી અધર્મિણીઓ, ફેલફિતુરથી ઠગતી ઠગણીઓ, અસત્યવાદી કર્કશાઓ, પરહિતને નષ્ટ કરતી કુટિલ કુત્સિત કર્માચારિણીઓ, તમે તો દુર્ગુણોને તજો ત્યાં સૂધી કે પછી આવતા જન્મમાં સદ્‌ગુણી થાઓ ત્યાં સૂધી પતિના શુદ્ધ ધાર્મિક પ્રેમ જીવનના સુધારસમાં આનંદ કલ્લોલ કરવાનું મુલતવીજ રાખજો.

પ્રેમ જીવનમાં એક વખત સંશયે નિવાસ કર્યો તો પછી તે મધુર જીવન નષ્ટ ભ્રષ્ટ થાય છે. પ્રેમ જીવનને ઉન્નત કરવાને શુદ્ધ હૃદયમાં પવિત્ર પ્રેમ એજ માત્રા છે. એજ રસાયણુ છે. એજ જીવનનાથને વશ કરનાર મહા મંત્ર છે, જંત્ર છે અને તંત્ર છે.

ઉન્નત નીલ આકાશમાં શુભ્ર ચંદ્ર ચઢી આવ્યો અને સમુદ્ર તથા ભૂમંડળ ઉપર શ્વેત કિરણુ વિસ્તારતો વિસ્તારતો કુસુમના રંગમહેલમાં પ્રવેશી ગયો. તે સાથે સુધા વર્ષાવતો મન્દ મન્દ વાયુ પણુ દાખલ થયો અને કુસુમના રંગભુવનને સુખદાયક સ્થળ બનાવવા લાગ્યો. ચંદ્રને અવલોકતાં અવલોકતાં તો હૃદયમાં અનેક ભાવો ઉદય થયા. મનની સ્થિરતા ચલાયમાન થઇ કંપવા લાગી, નાસિકાની નસો ઉન્નત થઇ લાલ સુરખી પ્રસારવા માંડી. ગાલ ઉપર નારંગી રંગની

રતાશે દીપવા માંડયું. ઉષ્ણ નિશ્વાસે પ્રકટી વહેવા માંડયું અને દેહલતાની પાંખડીએ પાંખડી ખીલાવી દીધી. એટલામાં ખભા ઉપર પવિત્ર હાથનો સ્પર્શ થયો. સ્પર્શ સાથે મન્મથના ચમત્કાર બળ વડે તે પરવશ જેવી થઇ ગઇ અને થોડી વાર નીચું જોઇ રહી.

થોડી વારમાં પ્રેમ ઉલ્લાસથી નાચતાં ચક્ષુઓ એકી ટસે જોઇ રહ્યાં. સ્થિર જેવાં થઇ ગયાં. પવન અને પાણીના ઝપાટાથી ડોલતા કમળનાળ જેવી કુસુમ, એક પાસ ચંદ્રની આહ્લાદકારક સૌંદર્યતાથી ઉભરાયલા પ્રેમમય હૃદયથી અને બીજી બાજૂએ પતિના કોમળ કર સ્પર્શથી પરવશ થયેલી ડોલી રહી. કરસ્પર્શના આકર્ષણથી આકર્ષાઇ હીંડોળા ઉપર જઇ બેઠી.

ચંદ્રનાં કિરણથી પ્રકાશિત થયેલી કુસુમનું ગૌર દેહલતા સરસ્વતીચંદ્ર જોઇ રહ્યો. પ્રેમજ્યોતિપૂર્ણ ચક્ષુ અને કમળ પત્ર જેવા ગાલ, અને પ્રેમોન્મત વદન મંડળ ઉપર દૃષ્ટિ ઠરી. કુસુમના હૃદયમાં એક નવલ ભાવ ઉદય થયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. શરીર કંપવા લાગ્યું. હૃદય, મન, અને પ્રાણ સર્વ તે એક પ્રેમમૂર્ત્તિ તરફ ધસી ગયાં. દેવ વિનિંદિત મૂર્ત્તિ સામું તે પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી. ત્યાંથી આંખ ફેરવવાનીએ શક્તિ રહી નહોતી. ઉચ્ચ અભિલાષાના ઉલ્લાસમાં નિમગ્ન થએલી કુસુમને સરસ્વતીચંદ્ર પણ જોઇજ રહ્યો. ચક્ષુ અને હૃદય એમમેકને મળી ઉન્મત્ત થયાં.

પ્રેમી હૃદય એકમેકને મળી ઉન્મત્ત થાય છે ત્યારે પરસ્પરના પ્રેમમાં આનંદ પ્રફુલ્લ થઈ ઉભય જગતને વિસરે છે. સ્થાન તથા કાળને પણ ભૂલી જાય છે દોષ તથા ગુણ વિસ્મૃત થાય છે. નીચે પૃથ્વી છે અને ઉપર આકાશ છે. એ પણ સ્મરણમાં રહેતું નથી. કેવળ પ્રણય સુખ વિના અવર સર્વે વિસ્મૃત થાય છે, ત્યારે જગતમાં ઇંદ્રપુરી અવતીર્ણ થઇ હોય એમ ભાસે છે. આ દંપતિ મન્મથ દેવનો મહા પ્રસાદ પામી ડોલી રહ્યાં હતાં.

ઉભયના પરસ્પર સ્પર્શથી અને અવલોકનથી ઉભયે રોમાંચ અનુભવ્યો. તેમની હૃદય વૃત્તિમાં પ્રેમરસે પ્રેમરસને વધાર્યો ને ઉભરાવ્યો. દૃષ્ટિએ દૃષ્ટિ સંધાવાથી કોઇએ પલકારો માર્યો નહિ. એક બીજાને નિહાળવામાં સામસામાં ચક્ષુઓ વિના સકળ જગતને તો શું પરંતુ પોતાને પણ સ્મરણમાં રાખી શક્યાં નહિ. લજ્જાવત થયેલી કુસુમના ગાલ ઉપર રતાશ ચળકવા માંડી. તેણે કંપતાં કંપતાં રૂપાની

ઘંટડી જેવા નાદથી ઉચ્ચાર કહાડયો : " આજે આપને ઘણું અસુરૂં થયું."

લલનાના ચંદ્ર વદન ઉપર દૃષ્ટિ ઠારતાં પરવશ થયેલા સરસ્વતીચંદ્રે પ્રતિઉત્તર કર્યો: " પ્રેમ ચિન્તવનને લીધે તમને એમ લાગે છે."

કુસુમ: " અમે ચિન્તવન કર્યા કરીએ એ તો અમારો ધર્મ છે; પરંતુ તમને તો શરીરની ફિકરે નહિ. નાથ જુઓ, અતિ શ્રમથી શરીર કેવું થઇ ગયું છે ?" મધુર વાણીમાં પટુતા લાવી પ્રેમ અને દયા દર્શાવતાં કહ્યું.

સરસ્વતીચંદ્ર : " પ્રાણ, હમણાં જાહેર પ્રજાની સેવાનો બોજો વધારે છે. સ્થૂળ દેહ ઉપર તેની અસર છે."

કુસુમ : " શું વિશ્રામની આવશ્યકતા નથી ? જીવનને ટકાવવાનું એ પણ સાધન છે ને જીવનથીજ સર્વ કાર્ય સાધ્ય થવાની આશા છે. તેને નિભાવવા માટે ઉત્તમ પૌષ્ટિક ખોરાક, વિશ્રામ અને થોડી કસરતની પણ જરૂર છે. બળદ અને ઘોડાને ચંદીની રાતબ જોઇએ ત્યારે મનુષ્યના સ્થૂળ દેહને ઉન્નત કરવા પણ કંઇ યોજના હોવી જોઇએ કે નહિ ? નાથ, વિચારના અતિશ્રમથી પણ દેહ જર્જરિત થાય છે."

સરસ્વતીચંદ્ર: " ભારતની સેવા માટે જે કરીએ તે ઓછું છે. સત્ય વાત છે કે સ્થૂળ દેહનું સ્વાસ્થ્ય સંભાળવું જોઈએ છતાં પણ કોઇક પ્રસંગે દેશસેવા અને જનસેવા આગળ દેહસેવાની વિશેપ દરકાર રાખવાની નથી. દેશને માટે પ્રાણાર્પણ થાય, સર્વસ્વની આહૂતિ અપાય તો પણ ચિંતા નહિ. સ્વાર્થનો ભોગ અપાયા વગર દેશસેવા થતી જ નથી."

પતિની મુખમુદ્રા ઉપરથી હૃદય પરીક્ષક, પતિના હૃદયની ચિકિત્સા પામી ગઈ કે, 'પતિના મગજમાં દેશ વાત્સલ્ય ઉભરાયું છે. જ્યાં સુધી તેનું ચક્ર ઠેકાણે પડશે નહિ ત્યાં સુધી સંસાર અને હું, તેમના હૃદયને જડનાર નથી. માટે એમના મગજની ગાડીમાં બેઠા સિવાય છુટકો નથી.'

પ્રેમવાહિનિએ ધીમે ધીમે પતિના મગજમાં પેસવા માંડયું: " કયા વિષયો હાલ પ્રાધાન્યત્વ પામેલા છે ?"

સરસ્વતીચંદ્ર: "સ્વરાજ્ય (Home rule) અને ઉદ્યોગોન્નતિ. (Industrial Development.)"

કુસુમ: "આધુનિક દુનિયાના અમેરિકનો અને જાપાનીસોએ એ પ્રયોગને પૂર્ણ અનુભવ્યો છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરતાં પહેલાં ઉદ્યોગોની ઉન્નતિ સર્વાંશે થવી જોઇએ. જુના ઉદ્યોગોને ઉત્તેજન મળવું જોઇએ. ભારતવર્ષના ખુણે ખુણામાં નવા ઉદ્યોગો ઉત્પન્ન કરવા જોઇએ અને પ્રજાએ પોતાના સ્વાશ્રય ઉપરજ ભારતવર્ષના લુપ્ત ગૌરવને ઝળકાવવું જોઇએ."

સરસ્વતીચંદ્ર: "સંસ્થાનિક પ્રજાઓના જેવું સ્વરાજ્ય મળે એજ અમારી ઇચ્છા છે. ભારતવર્ષ જેવા અનેક જ્ઞાતિવાળા દેશને માટે બ્રિટિશ ગવર્નમેન્ટના છત્ર નીચેનું સ્વરાજ્ય ( Home rule ) યોગ્ય થઇ પડે એમ છે. પરંતુ તે પહેલાં ભારતવર્ષના ઉદ્યોગોને ઉત્તેજન મળે એવાજ પ્રયાસો કરવાનો અમારો ઉદ્દેશ છે. સ્વરાજ્યને માટે હાલ અમારો વિશેષ આગ્રહ નથી."

કુસુમ: "નાથ, ઉદ્યોગ વિના વ્યાપાર નથી, વ્યાપાર વિના લક્ષ્મી નથી અને લક્ષ્મી વિના ભારતની ઉન્નતિ કહેવાશે નહિ. માટે પ્રથમ તો દેશની પ્રજાને કેળવવી જોઇએ. દેશના ઉદ્યોગો ઉન્નત થયાથી દેશનું કેવું કલ્યાણ થશે તે તેમને સમજાવવા સતત ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. પ્રમાણિકપણે દેશી ઉદ્યોગો ચાલે અને તેને દેશીઓ તરફથી ઉત્તેજન મળતું રહે તો પછી ભારતવર્ષના સુખવિભવમાં શું બાકી રહે ? ઉદ્યાગોની પ્રગતિ એજ દેશને સુખી બનાવનાર મૂળ સૂત્ર છે. જે જે દેશોને આપણે સુખને શિખરે જોઇએ છીએ તે સર્વે ઉદ્યોગના જ પ્રતાપ છે; સ્વરાજ્યના થોડા. જાપાન અને અવર સંસ્થાનોની પ્રજાઓને ઉન્નત થવામાં એજ સહાયભૂત થયું છે. હુન્નર ઉદ્યાગની અને નીતિની કેળવણી માટે અને આત્મોન્નતિ કે દેશોન્નતિ માટે સ્વાર્થનો ભોગ આપી સતત પ્રયાસ કરવો એજ મનુષ્યમાં મનુષ્યત્વને ઉન્નત કરનારૂં બીજ છે."

સરસ્વતીચંદ્ર: "જેઓ ઉચ્ચ અભિલાષા ધરે છે અને પ્રમાણિકપણે સાહસ ખેડે છે તેઓજ સર્વદા વિજય પામે છે. ઉચ્ચ અભિલાષા ન ધરનાર અને ઉત્સાહથી સાહસને ન ધરનાર મનુષ્યો સસલાની પેઠે ડરી બેસે છે. તેઓ જ્યાં હોય છે ત્યાં ખાબોચીઆના જળની પેઠે ગંધાયા કરે છે. સંશય એ વિજયનો મહાન્ શત્રુ છે. સર્વદા અભય થઇ નિશ્ચિંત જીવે પવિત્ર કાર્યને લક્ષમાં લઇ પ્રવૃત્તિ કરનાર જય પામે છે. ભારતવર્ષના હુન્નર ઉદ્યોગના સંબંધમાં પણ એમ જ છે."

કુસુમઃ "કાયદેસરના બંધારણમાં સ્વરાજ્ય અને ઉદ્યોગોન્નતિ થવામાં શું હરકત છે ?"

સરસ્વતીચંદ્ર "કાયદેસરના બંધારણમાં જ અમે સર્વેએ એ કાર્યો પાર પાડવાનો ઉદ્દેશ ધારણ કર્યો છે. તેમાં પણ પ્રથમ તો આ દેશના ઉદ્યોગોને જ ખીલવવા ભગીરથ પ્રયત્ન કરીશું. સ્વરાજ્યને માટે આ દેશ યોગ્ય થતાં જ બુદ્ધિમાન રાજ્યકર્ત્તા તરફથી તે મળ્યા વગર રહેશે નહિ એવી અમારી ખાત્રી છે અને તેથી તેને માટે અમારે કંઈ પણ પ્રયત્ન કરવાની હમણાં જરૂર નથી."

કુસુમઃ "સ્વાર્થાંધમતિ કોઇ કાળમાં વિજયી થઇ નથી અને થશે પણ નહિ. સ્વાર્થનો મહાન્ ભોગ આપીને, શારીરિક સુખ દુઃખની પરવા કર્યા વગર જ ઉદ્યોગ કરવાનું વીરત્વ ભારતમાં પ્રકટાવો. બીજાના ઉપર આધાર રાખવાનું છોડી દો, આત્મબળ ઉપર આધાર રાખો. સ્વજાતિબળ ઉપર વિશ્વાસ રાખી યત્ન કરનારા આખા વિશ્વપર વિજય મેળવે છે. ભૂતકાળની ભીરૂતાને ભસ્મીભુત કરો. ભવિષ્યકાળના ભયને તોપને ગોળે ઉડાવી દો અને ઉદય કાળના ચિત્રને આલેખવા સાથે વર્ત્તમાન કાળમાં પ્રયત્નશીલ થાઓ. ઉન્નત થયેલા દેશના જનમંડળમાં જન્મેલાં બીજાં મનુષ્યો છે તેવાં જ ભારતમાં જન્મેલાં મનુષ્યો એ પણ મનુષ્યો જ છે. તેઓ કાંઇ પશુ નથી. સર્વ મનુષ્યને સર્વ પ્રકારનાં સુખ ભોગવવાનો સરખો હક્ક છે. સર્વને સુખ ભોગવવાની ઇચ્છા થાય છે જ. મનુષ્યની શક્તિ અદ્દભુત છે, અસાધારણ છે. કલ્પના પણ ન કરી શકાય એવી છે અને તે ક્યારે વિલક્ષણ રૂપ ધરે છે તે પણ કલ્પાવું દુર્ઘટ છે. પૂર્વકાળમાં મનુષ્ય રૂપે વીર ભીષ્મ, ભીમ, અર્જુન, વ્યાસ, શંકર અને સાંપ્રત કાળમાં ફ્રેંકલિન, વૉશિંગ્ટન, ગૅરિબાલ્ડી, નેપોલીઅન, ગ્લૅડસ્ટન, પ્રિન્સ બિસ્માર્ક અને શિવાજી, રણજીતસિંહ, રાણા પ્રતાપ વીગેરે ભારતવર્ષના અનેક વીરો અને જાપાનવાસીઓને જે ઇશ્વરે મનુષ્ય બનાવ્યા છે તેજ ઇશ્વરે સામ્પ્રતના ભારત જનોને પણ બનાવ્યા છે. સર્વ મનુષ્ય પ્રાણીમાં બુદ્ધિતત્ત્વ સરખું છે અને હક્ક પણ સરખા છે. તેને કેળવવાપર આધાર છે. અયોગ્યને સુયોગ્ય બનાવવાની આવશ્યકતા છે. પ્રમાદ આળસ, ભીરૂતા અને ભય શંકાને દૂર મૂકી, વીરત્વ ધારી ઉદ્યોગે લાગનારને સર્વ અનુકૂળ છે. ભારતવાસીઓને ઉદ્યોગપ્રિય બનાવો અને તેમને કેળવી સુખી બનાવો; એટલે સર્વસ્વ મળ્યું એમ સમજાશે."

સરસ્વતીચંદ્રઃ "ભારતવર્ષમાં સ્વરાજ્ય ( Home rule ) ન હોવાથી ભૂમંડળમાં ભારતની પ્રજાનો દરજ્જો ઘણો જ હલકો પડે છે."

કુસુમઃ "ભારતની યોગ્યતા થશે અને ઐક્યતા ભરેલી માગણી ઇગ્લેંન્ડની પ્રજાના કાન ઉપર જશે તો ન્યાયપરાયણ માગણીઓ તેઓ કબૂલ રાખશે એવી આપણી ખાત્રી છે. આપણા પ્રજાપ્રેમી શહેનશાહ પંચમ જ્યોર્જની વિદ્યુત્ જેવી પરિક્ષક શક્તિ અદ્દભુત છે. તેઓ સર્વ પ્રજાને સમાન જ ગણે છે. ભારતવર્ષની પ્રજાને પણ તેઓ પોતાની બીજી પ્રજા જેવી જ ગણે છે. માટે પ્રથમ ઉદ્યોગ હુન્નર પાછળ મંડો અને પ્રજાને શીખવો કે તેઓ ઉદ્યોગપ્રિય થાય, તેમજ દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપે. સ્વરાજ્ય તો તેઓ પોતાની ખુશીથી જ અર્પણ કરશે."

સરસ્વતીચંદ્રઃ "તું શું કહે છે?"

કુસુમઃ "પ્રભુપ્રણિત સિદ્ધાંતથી કહું છું અને એ વાતની સત્યતા ઇતિહાસનાં પાનાં ઉલટાવતાં જણાશે. ઇંગ્લેન્ડે કોને સ્વરાજ્ય આપ્યું નથી? ફક્ત ભારત સિવાય જ સર્વે મ્હોટાં સંસ્થાનોને સ્વરાજ્ય આપ્યાં છે અને તે વિગ્રહ સિવાયજ સરળતાથી આપ્યાં છે. હા, અમેરિકા સાથે તો વિગ્રહ થયો હતો. પરંતુ તે સદી ઉપરની વાત છે અને તે કાળમાં ઇંગ્લેન્ડની પ્રજાના વિચાર સાંકડા હતા. તેના સાંકડા વિચારને અમેરિકાએ પાઠ શીખવ્યો અને તે શિક્ષણક્રમાનુસાર તે ચાલે છે અને ચાલશે. નિર્બળ–નિર્બુદ્ધ પુરૂષોને તો સ્ત્રીઓ પણ વશ થતી નથી અને આળસુઓને તો કુંડી ઉપરનું ફળ ખાવાને પણ પરાકાષ્ટા થાય છે!"

સરસ્વતીચંદ્ર જરા મુછમાં હસ્યો.

કુસુમ બોલીઃ "તમે શું હસો છો? સ્વાવલંબન, ન્યાય અને સત્યનો પથ પકડો. અંતઃકરણપૂર્વક દેશના ઉદ્યોગોને ઉન્નત કરવા યત્ન કરો. અધમ જીવન ગાળવા કરતાં સમસ્ત પ્રજાએ ઉચ્ચ સ્થિતિએ જવું એવો નિશ્ચય કરો. જો ભારતના નેતા પુરૂષોથી નહિ બને તો અમે સ્ત્રીઓ સર્વે અર્થ કરી આપીશું."

સરસ્વતીચંદ્રને અટ્ટહાસ્ય થયું. તે ખડખડ હસી પડયો અને બોલ્યોઃ "દેવિ! અમારાથી બનતું કરવા અમે કદી પણ ચુકીશું નહિ. દેશના કાર્યમાં સન્માર્ગ ચુકવો એનુંજ નામ આત્મઘાત છે. આત્મ-

ધાતી નેતાઓ કદિ સચોટ કાર્યો કરી શકતા નથી. દેશનાં કાર્ય કરવાને તો તન, મન અને ધનનો ભોગ આપી ભેખ ધારણ કરી સર્વ કાર્યો કરવાં જોઇએ. અમારૂં મંડળ તેજ પદ્ધતિથી કામ કરશે."

આ વિનોદમાં સ્વામીને આનંદિત થતો જોઇ કુસુમે હાવભાવ ભરેલી વિચારમય શ્રેણિથી બોલવાનું લંબાવ્યું: "પ્રાણેશ, સ્વરાજ્યની વાત પડતી મૂકો. હાલ તો પ્રથમ ત્રણ વાત ઉપર પૂર્ણ લક્ષ આપવું અવશ્યનું છે. ખેતી, હુન્નર અને વ્યાપારને ઉન્નત કરવાં જોઇએ. એની ઉન્નતિ વડેજ ભારતવર્ષને સાચું સુખ મળશે. એ સબંધી મ્હેં કંઇક વિચારી રાખ્યું છે."

સરસ્વતીચંદ્રઃ "કહો જોઇએ. સંસ્કારી સ્ત્રીઓના કોમળ હૃદયમાંથી દયામિશ્રિત વિચારો જ બહાર પડે છે, એટલે તે ગ્રાહ્ય કરવા યોગ્ય હોવા જોઇએ."

કુસુમઃ "ખેતી માટે ભારતનાં જૂદાં જૂદાં શહેરોમાં એગ્રિકલચરલ કૅાલેજો સ્થાપવી. તે માટે સ્વદેશી ભાષામાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ ઠેરવવો અને તેનું જ્ઞાન મુખ્યત્વે કરીને ખેડૂત વર્ગને ખાસ આપવું. હુન્નર માટે પણ જૂદાં જૂદાં શહેરોમાં હુન્નરશાળાઓ સ્થાપવી અને તેમાં ન્હાના મ્હોટા તમામ ઉદ્યોગોનું શિક્ષણ મળે એવી ગોઠવણ કરવી. આપણા દેશમાં ટાંકણીથી તે એન્જીન સુધીના પ્રત્યેક ઉદ્યોગો સજીવન થવા જોઇએ. તે માટે સ્વદેશી ભાષામાં અભ્યાસક્રમ ઠેરવી સરળ શિક્ષણ આપવું. વ્યાપાર માટે વ્યાપારી (Commercial) કૅાલેજો સ્થાપવી અને તેમાં અભ્યાસક્રમની સરળ ગોઠવણ કરવી, પરંતુ તે પૂર્વે સર્વ પ્રકારના વ્યાપારી વર્ગની કૅાન્ફરન્સ ભરવી. તે કૅાન્ફરન્સમાં ભારતના તમામ વ્યાપારીઓને નિમંત્રણ કરવું અને તેમની આગળ ભારતમાં ચાલતા અને ચાલી શકે એવા કયા ઉદ્યોગો છે તેનું દિગ્દર્શન કરાવવું તથા પરદેશના કયા કયા વ્યાપારો આપણે ત્યાં ચાલે છે અને તેના પ્રતિસ્પર્ધી તરીકે વ્યાપારો ઉપાડી લેવાને આપણામાં શી શી ખામીઓ છે તથા શાં શાં સાધનની આપણને આવશ્યકતા છે તે દર્શાવવું અને કેવી રીતે લાભ મેળવી શકાય એમ છે તે તથા વ્યાપાર શી રીતે ફળપ્રદ થઇ શકે એમ છે તે સંબંધી મેળવી શકાય એટલી હકીકત મેળવવી અને તેનું સ્પષ્ટિકરણ કરી રાખેલાં ચોપાનિયાં પ્રથમથીજ સર્વે વ્યાપારીઓને પુરાં પાડવાં. આ વ્યાપારી મંડળને તેના હિતાહિતનો બોધ બોધી પ્રથમથી નક્કી કરી રાખેલા

ઉદ્યોગો ઉપાડી લેવા વિજ્ઞપ્તિ કરવી અને લીમીટેડ (જોઇન્ટ સ્ટૉક) કંપનીઓ ઉભી કરી પ્રત્યેક કાર્ય કરવામાં તેમને સરળતા કરી આપવી. વ્યાપારીઓએ એક બીજાને અનુકૂળ પડતા ભાગીઆ શોધી, શેરો કહાડી પ્રત્યેક વ્યાપારને ઉપાડી લેવા. જે હુન્નરનું કારખાનું કહાડવાનું ધ્યાનમાં આવે તેને માટે ઉદ્યોગ આરંભનારનો અનુયાયી અથવા તેને વિશ્વાસ આવે તેવો પુરૂપ ઉદ્યાગ શીખવા યુરોપ અમેરિકા કે જાપાન જ્યાં અનુકૂળતા હોય ત્યાં જાય. ઉદ્યોગ શીખી આવનાર પાછો આવવા સાથે જ વ્યાપારી કગામાં નિપુણ એવા એજન્ટો નવા કામ માટે તૈયાર થાય અને એજન્ટ થનારા જેઓ પોતાની સાખ અને ઇમાનદારી માટે જોઇતી જામીનગીરી આપે તેમના દ્વારા દેશ વિદેશમાં વ્યાપારને ખીલવવા. આથી તુરત ફળ સિદ્ધિનો માર્ગ મળે છે. પછી બીજાં સાધનો યથા સમયે થઇ રહેશે. સ્વદેશાભિમાન સાથે સ્વાશ્રયને વિશેષ પ્રેરો. વ્યાપારની મોટી રચના રચી તેને બુદ્ધિબળ અને દ્રવ્ય સામગ્રીથી વિજયવંત બનાવો."

સરસ્વતીચંદ્ર: "તમારા વિચાર અતિ ઉત્તમ છે, પણ તમારી વિચાર સંકલનામાં થોડો ફેરફાર કરી ઉપયોગમાં લઈ શકાય એમ છે. તેની ના પાડી શકાય એમ નથી. એ સંબંધી અમે કોઇક ચોક્કસ નિયમ ઉપર આવીશું; પરંતુ ઈંગ્લેન્ડના જૂદા જૂદા વિદ્વાનોના જૂદા જૂદા અભિપ્રાયને લીધે આ દેશની પ્રજા પણ જૂદા જૂદા વિચારોમાં પડી ગઇ છે, પણ અમે ખાસ વિજયવંત માર્ગ શોધીશું. ઈંગ્લેન્ડ અને હિંદની મૈત્રિ ચિરકાળ ટકી રહે અને હિંદ ઉન્નત દશા પામે એવી સંકલના ગોઠવીશું."

કુસુમ: "ઇંગ્લેન્ડના વિદ્વજ્જનોના વિચારો ભારત તનુજો પ્રત્યે મમતા ભરેલા છે, અને તેમના તરફથી તેવા ઉદ્ગારો પ્રસંગોપાત બહાર પણ પડે છે. મિ. બ્લૅર ઉદ્ગાર કહાડે છે કે:—

"He would therefore urge for the establishment of a better understanding with their Indian fellow subjects. If Englishmen could not arrive at the pitch of loving their Indian neighbours quite so tenderly as themselves they could surely try to show a civil interest in their well-being. Surely they owed something to the people of a country, which gives their livelihood."

"હું આગ્રહ કરૂં છું કે, આપણા ભાઈબંધ હિંદી પ્રજા વર્ગ સાથેનો આપણો સંબંધ વધારે સારો થાય તેમ કરવા આપણે પગલાં લેવાં જોઈએ. જો અંગ્રેજો પોતાના હિંદી પાડોશી પ્રત્યે અત્યંત પ્રીતિભાવ બતાવી શકતા ન હોય તો, ભાઈબંધના ભાવથી તેઓએ તેમના હિતને લગતી બાબતમાં ઉમંગ તો બતાવવોજ જોઈએ. જે દેશમાંથી તેઓ પોતાનું પોષણ મેળવે છે તે દેશના લોકો પ્રત્યે તેમની આટલી ફરજ તો અવશ્ય રહેલી જ છે."

મિ. બ્લેરનો અભિપ્રાય તદ્દન સત્ય છે. હિંદુસ્થાન પ્રજા રાજાને ઈશ્વરી અંશ સમજે છે. પશ્ચિમની ઝટ ઉશ્કેરાઇ જનારી જાતિયો પેઠે કદી પણ ઉશ્કેરાઇ જાય તેવી તે નથી. હું એટલુંજ બતાવવા માગું છું કે ઇંગ્લેંડના વિદ્વાન્ આગેવાનોની ભારતવર્ષ પ્રત્યે સહાનુભૂતિ છે."

સરસ્વતીચંદ્ર: "ઈંગ્લેન્ડની પ્રજાને કેળવાયલી પ્રજાના ખરેખરા બળનું ભાન છે. ને અમેરિકાએ તેનું તેને મહાન્ શિક્ષણ આપેલું છે. આખરે મ્હને પણ આશા છે કે, ભારતવર્ષ યોગ્ય થતાંજ ઈંગ્લેન્ડ સદ્‌વિવેક બુદ્ધિથી જાગ્રત થઇ જ્યારે ત્યારે તેને સ્વરાજ્ય (Home rule) આપશે. કાળ નિર્ણય કરવાનું દુર્ઘટ છે. સ્વાવલંબનના બળ ઉપર તે આધાર રાખે છે. ઑન. મિ. ગોખલેએ પણ એજ મતલબનું કહ્યું છે:

"What the situation demands is not mere devotion, but the highest from of love for the mother-land, a love that would burn up all self and make all sacrifice for the country a pure joy. If a sufficient number of us were animated by such a love, and may come forward to dedicate their lives wholly to the service of the Country, no power on earth can keep us back. Then indeed shall we catch a glimpse of that vision of glory, which once seen, will not let us take our eyes off it. Then shall all doubts and misgivings vanish, all superstitious disappear and our India shall march onwards slowly, but steadily to realise that destiny of which we should dream by night and on which we should muse by day."

"સામ્પ્રતના જેવા બારીક સમયે જે અગત્યછે તે સાધારણ પ્રેમની નહિ, પણ માતૃભૂમિને માટે ઉચ્ચ પ્રકારના પ્રેમનીજ અગત્ય છે, કે જેને ખાતર પ્રત્યેક મનુષ્ય જાતિભોગ આપવામાંજ આનંદ માને. આપણામાંનાં માત્ર પુરતાં થઇ પડે એટલાં મનુષ્યોજ, એવા સ્વદેશ પ્રેમમાં બંધાઈ, પોતાની જન્મભૂમિની સેવા બજાવવા માટે પોતાનાં જીવન અર્પણ કરે તો આ પૃથ્વી ઉપરની કોઇ પણ શક્તિ આપણને ઉન્નત થતાં પાછળ રાખી શકે નહિ. ત્યારેજ આપણે ખરી કીર્તિ જાણી શકીશું કે જે એક વખત જોયા પછી તેના તરફથી દ્રષ્ટિ ખસેડવાની ઇચ્છા જ થશે નહિ. ત્યારે જ સર્વ શંકાઓ અને વ્હેમો દૂર થશે, અતિશયોક્તિ અદ્રશ્ય થશે અને આપણું ભારતવર્ષ ધીમે ધીમે પણ દ્રઢપણે આગળ ને આગળ વધતું જશે અને તે હાલતે પહોંચશે, કે જેનું આપણે રાત્રે સ્વપ્ન જોવું જોઇએ અને દિવસે તેના ઉપર પુખ્ત વિચાર કરવો જોઇએ."

કુસુમ: " સત્ય છે, શ્રીયુત ગોખલે કહે છે તે સત્ય છે. માતૃભૂમિને ખાતર તાત્કાળિક નફો દર્શાવતી નોકરી કરવાને બદલે દેશના ઉદ્યોગોને સજીવન કરવા એજ મર્માર્થ છે. ભારત તનુજોમાં સુશિક્ષિત વર્ગની માત્ર નોકરી કરવાનીજ કુટેવ સર્વેથી વિશેષ દયાપાત્ર છે. યુનિવર્સિટીના ઉઠયા ઓછે વત્તે પગારે ગમે ત્યાં નોકરી ચાકરી કરી જીવન મર્યાદા દાસત્વપણામાં ગાળે છે ! તેઓ જો જૂદા જૂદા હુન્નર ઉદ્યોગમાં પડતા હોય તો કેવું સારૂં ? મિ. ગ્રાનવીલ શાર્પે જેમ જગતમાંથી ગુલામગીરીને નષ્ટ કરી તેમ તેઓ નોકરી પ્રત્યે અણગમો બતાવી ઉદ્યોગને માર્ગે દોરાય તેમ નથી ? મ્હોટા મ્હોટા શ્રીમંતોને જોઈશું તો તેઓ નોકરી કરતા જ જણાય છે. તેઓ જો કોઇ પણ પ્રકારના ઉદ્યોગમાં પડે તો કેટલું કલ્યાણકારક થાય ?"

સરસ્વતીચંદ્ર: " એમનું જીવન દયાપાત્ર છે. સ્વલ્પ કમાણીમાં સંતોષ માનનાર મનુષ્યો થોડા પગારના વ્યર્થ મોહ પાશમાં ફસે છે; પરંતુ બીજી બાજૂએ તેઓ નિરૂપાય પણ છે. કારણ કે હુન્નર શીખવાનાં સાધન નથી. જો સાધન સંપન્ન કરવામાં આવે તો તેમની નોકરીની ગુલામગીરી છુટે."

કુસુમ: " થોડાંક મનુષ્યો તાત્કાળિક નફો બતાવનારી નોકરી કરતાં ઉદ્યોગે વળગે. એજ કે બીજું ? દયાના અધિદેવ, *મિ૦ ગ્રા-

---

* મિ. ગ્રાનવીલ શાર્પે, એક અંગ્રેજ ગ્રંથકર્તા, ઇ. સ. ૧૭૩૪ થી ૧૮૧૩. એ ગુલામોનો વકીલ હતો.

નવીલ શાર્પની પેઠે તમે પણ શ્રમ કરી, ભારતનાં તનુજોને હુન્નર ઉદ્યોગ શીખવાનાં સાધનોની અનુકૂળતા કરી આપી શું મ્હારા પર કૃપા નહિ કરો ?"

સરસ્વતીચંદ્ર: "વ્યાપાર, કૃષિ અને ઉદ્યોગનાં સાધનોમાં એ સર્વનો સમાવેશ થાય એમ છે. નોકરી ઉપરથી ખોટો મોહ ઉતરશે અને વ્યાપારાદિ માર્ગો ફળપ્રદ દેખાશે કે સર્વ તે તરફ ઢળશે. એને માટે ખાસ વિચાર કરી યોજના યોજીશું. સર ફિરોજશાહ, મિ. દિનશા એદલજી વાચ્છા, ઑાન મિ. સેતલવાડ, ઑાન ગો. ક. પારેખ ઑાન. ફાજલભાઇ, ઑાન. રમણભાઇ, ઑાન. સર ચિનુભાઈ વગેરે સજ્જનો તથા દરેક જીલ્લાના આગેવાનો અને સરકારી અમલદારોનું એક મોટું સંમિલન કરી, સર્વની સહાનુભુતિ અને આશ્રય મેળવી ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં ઇન્ડસ્ટ્રીયલ સ્કુલો ઉઘાડવાનોજ સંકલ્પ કર્યો છે. પડી ભાગેલા ઉદ્યોગોને સજીવન કરવાનીજ પ્રતિજ્ઞા કરી છે. અમારા સુખ અને સ્વાર્થનો ભોગ આપીને જીવન પર્યંત એજ કાર્ય પરિપૂર્ણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે; પરંતુ સુશિક્ષિત વર્ગનું મોહ ભરેલું વલણ નોકરી--દાસત્વ તરફજ કેંદ્રાભિગામી થયેલું છે."

કુસુમ: "જે દેશની પ્રજા એવા દાસત્વની સાંકળમાં સંકલાય છે અને તેમાં ટેવાઇ જાય છે તેને દાસત્વનું દુઃખ જણાતું નથી અને તે સ્થિતિમાં તેમને મહદ્ વ્યથાઓ થાય છે, છતાં તે દાસત્વના બંધનની વ્યથા છે એમ ભાન પણ થતું નથી. એ તો સામાન્ય જનવૃત્તિનું વલણ છે અને તે દયાપાત્ર છે. પ્રાચીન કાળમાં નોકરીમાં રહેનારો વર્ગ નોકરીમાંજ સુખ માનતો હતો. એવાં અધમ આચરણોની નબળાઈ જનરંગમાં આદિ કાળથી છે. તેને અનુલક્ષી ભીરૂ થવું એ એ માનસિક તો ભીરૂતા છે. ઉચ્ચ વિદ્યા પ્રાપ્ત કરનાર વર્ગ ધીમે ધીમે હુન્નર ઉદ્યોગમાં પડે તો નોકરી કરતાં વિશેષ અર્થપ્રાપ્તિ થાય અને દેશોદ્ધાર પણ થઈ શકે. સર ફિરોજશાહ અને સર ચિનુભાઇ આદિ સર્વ દેશાભિમાની વીર પુરૂષોએ હવે દેશમાં ઠેર ઠેર ઉદ્યોગનાં સાધનો વધે એવા યત્ન કરવા મંડી પડવું જોઇએ. કીર્ત્તિદાન કરતાં ગુપ્ત દાનનું મહત્ત્વ વધે છે અને અંતઃકરણપૂર્વક દેશની લાગણી રાખી દેશી બંધુઓને સુખી કરવા યત્ન કરવા એમાંજ ખરો પરોપકાર સમાયલો છે. ગુર્જરરત્ન પ્રૉ. ગજ્જર સાહેબે પણ કલકત્તાવાળા પ્રૉ. જગદીશચંદ્ર બસુની પેઠે રસાયન શાસ્ત્રમાં નવી

નવી શોધો કરી ગુજરાત અને કાઠિયાવાડના યુવક રત્નોને તે વિદ્યામાં તૈયાર કરવા જોઇએ. હું સત્ય કહું છું કે આપણા આગેવાનોએ હજુ સુધી સ્વદેશી ઉદ્યોગો વધરવા માટે હૃદયપૂર્વક કંઇ પણ કર્યું નથી. ગુજરાત અને કાઠિયાવાડમાંથી એક ફંડ ઉભું કરી તેમાંથી બુદ્ધિમાન્ યુવકોને પરદેશમાં મોકલી તેમને ઉદ્યોગો શીખવવા જોઇએ.

સરસ્વતીચંદ્રઃ " સેવકવૃત્તિમાં મોહાન્ધ થયેલાં મનુષ્યો દેશોદ્ધારના કાર્યમાં વિના કારણ વિપત્તિ લાવનાર છે, એટલું જ નહિ પરંતુ બીજા ઉપર વિપત્તિ વર્ષાવનાર સાધનરૂપ છે. અમારા મંડળના સર્વ સભ્યોને અને પ્રૉ. ગજ્જર સાહેબને આગ્રહપૂર્વક ભલામણ કરી છે. તેઓ પોતાની ફરજ બજાવનાર તૈયાર થશે જ."

કુસુમઃ " એ વૃત્તિમાં મોહાન્ધ થયેલાનો મોહ છોડાવવા માટે રણસંગ્રામ કરવો એ વિકટ જ છે, પણ વિકટતામાંથી પસાર થવું એમાં જ મહત્તા છે. વિકટતામાંથી માર્ગ કહાડનાર મહાપુરૂષોને જય દુંદુભિ થાય છે. કોઇ પણ મહદ્ કાર્ય પ્રથમ વિકટ લાગે છે, પરંતુ જરા સરળતા થતાં જ અભ્યુદય દેખનાર વર્ગની આંખ ખુલી જાય છે. અનુભવથી સિદ્ધ થયેલું છે કે, અભ્યુદયના સામે જે અડચણો આવી પડે છે તે કદાગ્રહથી મંડ્યા રહેનારથી દૂર થાય છે. વિપત્તિની સૂચના એ તો મનને દઢ કરનાર, વીરત્વને ઉત્તેજિત કરનાર, નીતિની મહત્વતાને અંકાવનાર, નિશ્ચયાત્મકતાને ઉન્નત કરનાર ઉત્તમ શિક્ષણ છે. પ્રથમ શ્રીમંત વિદ્વાનોને ઉદ્યોગની મહત્વતા સમજાવવી, તેમને તેનાપર મોહ ઉત્પન્ન કરવો અને પછી તેમને તેજ કાર્ય પરત્વે પ્રેરવા. તમારા મંડળે એજ કાર્ય કરવું ઉચિત છે."

સરસ્વતીચંદ્રઃ "એ ખરૂં પણ ઉદર નિર્વાહના સાધનની નાસિપાસી તેમને ગભરાવી નાખે છે. ઉદ્યોગમાં પ્રથમ વિશેષ અર્થ લાભ જણાતો નથી. "

કુસુમઃ " નાથ, અભ્યુદયની આશા સંકળના તેમને યથાર્થ સમજાવવા સાથે, ઉત્તેજનનાં તત્કાળ ફળપ્રદ સાધન બતાવી ઉત્તેજન આપવાથી, તેની યથાર્થ યોગ્યતા સમજાવવાથી નાસિપાસી દૂર થાય એમ છે અને તેથીજ નોકરીમાં મહત્વાકાંક્ષા ધરાવનાર પોતાનો મહાન્ અભ્યુદય બીજા માર્ગમાં વિચારી શકશે કે તરત ભાવના તેમને તે તરફ વાળશે. ભાવના અને ઉત્સાહ એ ઉન્નતિના ખાતર રૂપ છે."

સરસ્વતીચંદ્રઃ " હાલની દેશ સ્થિતિ જુદી છે. જેમ વધારે

વિદ્વતા તેમ ઓછી કાર્યદક્ષતા. બી. એ. કે એલ. એલ. બી. થયા કે બસ, નોકરીમાં ગોઠવાઇ જવાની મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે. ત્યાં બીજી વાત શી ? તમે આજે આ વાયરે કેમ ચઢયાં છો ?"

કુસુમઃ "આપનું વાવેલું અંકુર ઉન્નત થયું છે. મ્હારા શયન-ગૃહમાં મ્હારા વિચાર દર્શાવવા હું સ્વતંત્ર છું. દેશના અભ્યુદય માટે વિચાર કરવો એ વર્તમાન અને ભવિષ્યની પ્રજાની સલામતી માટે જરૂરનું છે. અંતઃકરણને કોઇ બાંધી શકયું નથી ને બાંધી શકનાર નથી. જે પ્રજાએ પોતાના ગૃહસ્થાશ્રમની સ્વતંત્રતાના અને પ્રજા તરીકેના કાયદાસરના હકો ખોયા છે, તેણે પોતાના ધર્મ અને અભ્યુદય બન્ને ખોયાં છે. નાથ, કહો, જે સુશિક્ષિત વર્ગ નોકરીમાં જોડાય છે અને તન મન અરપી મહાશ્રમ ઉઠાવે છે, તેટલી જ સેવા અને તન મન દેશના અને પોતાના અભ્યુદય માટે હુન્નર ઉદ્યોગ શીખવાના કાર્યમાં લગાડે તો કેટલી અર્થસિદ્ધિ થાય? દેશનો કેટલે દરજ્જે અભ્યુદય થાય ?"

સરસ્વતીચંદ્રઃ "આંધળો આંખને જ રડે છે." એમ કહી ઉષ્ણ નિશ્વાસ નાખતાં પણ હાસ્યજનક ચેષ્ટા કરતાં કુસુમ સામું જોઇ રહ્યો.

કુસુમઃ " નાથ, એવી ચેષ્ટા કરતા નહિ. સ્વાશ્રય અને આત્મોન્નતિની પ્રણાલિકાની ઘટના આર્યતનુજોમાં સ્ફુરવા દો. આર્ય પ્રજા પ્રાચીન કાળની મહત્વ પામેલી પ્રજા છે. એ વીર ભૂમિમાં વસતી વીર પ્રજાને ઉન્નતિ ક્રમમાં મૂકવા સુદ્દુદ્યોગ કરો ને બુદ્ધિબળ સાથે હુન્નર, વ્યાપાર અને ખેતીના ઉદ્યોગને ખીલાવી શ્રીસત્તાથી વિજયવંત કરવા માર્ગ ખોલો. અમેરિકા આફ્રિકા, અને યુરોપાદિ દેશોમાં ભારત તનુજો વ્યાપારાદિ માટે વસે છે. તેમની સહાયતા લઇ નોકરીમાં જ કેવળ ગુલામ તરીકે જીવન વ્યતીત કરનારાઓને મદદ કરો. તેમને ઉદ્યોગપ્રિય બનાવો. "

સરસ્વતીચંદ્રઃ " જેનામાં ઉત્સાહ અને દ્રઢતા નથી તે કાયર જનો માટે શું વિચારીએ ? મહાન્ ગુણો વિના અભ્યુદય ક્યાં છે ? મહાન સમર્થ બુદ્ધિ હોય, ગુણના ભંડાર હોય, નીતિના તત્ત્વવેત્તા હોય, સ્થિતિ પણ અનેક પ્રકારે અનુકૂળ હોય, પરંતુ ઉત્સાહ અને દ્રઢતાથી કાર્યદક્ષપણું ન હોય તો તે શું કરી શકશે ? એ ઉચ્ચ ગુણો વિના મનુષ્યત્વની કિંમત નથી. એટલું જ નહિ પરંતુ તે બે પગથી ચાલનાર પશુત્વ ધારણ કરનાર મનુષ્ય છે. અથવા તો મનુષ્ય ગણનાની બહારનું પ્રાણી છે."

રોમાન્ચ અનુભવતાં દેશ પ્રેમથી ગળગળી થઇ જતાં કુસુમ બોલી: "નાથ! ભારતની પ્રજાને આવું સંબોધન લગાડતા નહિ."

સરસ્વતીચંદ્ર: "ભારતની પ્રજાનો હું પૂર્ણ ભક્ત છું. સ્વાર્પણ અને પ્રાણાર્પણ કરવા તત્પર છું. પરંતુ ઘણા કાળથી ઉદ્ધાર કરવાની યોજનાઓની સંકળના ગુંથવા છતાં પણ પરિપકવ દશાનું ચિહ્ન જણાતું નથી અને તેનો દોષ ઉછરતા સુશિક્ષિતો ઉપર સહસા આરોપણ થઇ જાય છે."

દયાર્દ્ર ભાવથી કુસુમ બોલી: "ના, નાથ, એમનો યત્કિંચિત્ દોષ દ્રષ્ટિએ લાવતા ના. નાણાંની જરૂર, ક્ષુધાની પીડા અને માર્ગની પ્રતિકૂળતાના તે ભોગ થયેલા છે."

સરસ્વતીચંદ્ર: "નોકરીની ગુલામગીરીના મોહમાં અંધ થયેલાઓને માર્ગ ખોલવા છતાં રસ્તે લાગવાનું સુઝશે નહિ. ખાળકુંડીમાં પડેલા કીડાને ઉત્સાહ અને દ્રઢતા વડે પ્રાપ્ત થતી ઉદ્યોગ સ્વાતંત્ર્યની સુખરૂપ હવામાં ગમનાર નથી."

કુસુમ: "પ્રાણેશ, અભ્યુદયસૂચક યોજના કરો. તે છતાં તેમની શુદ્ધ સાન ઠેકાણે નહિ આવે તો અમે સ્ત્રીજાતિ એકદમ તેમને ઠેકાણે લાવી દઇશું."

હાસ્ય કરતાં કરતાં સરસ્વતીચંદ્રે પ્રશ્ન કર્યો: "કહો, તમે શી રીતે તેમની શુદ્ધસાન ઠેકાણે લાવશો?"

કુસુમ: "સ્ત્રી મહા મંડળમા અમે ઠરાવ કરીશું કે, માત્ર નોકરીમાં જીવન ગાળનાર તરૂણો સાથે કુમારિકાઓએ પરણવું નહિ. નોકરીમાંજ પડયા રહેનાર સ્વામીના સુખના ભાગીઆ સ્ત્રીઓએ થવું નહિ. સ્ત્રીમંડળમાં જે શ્રેણિ મહત્તા પામે છે તે જયવંત નિવડે છે. હવે અમારી ભવિષ્યની પ્રજાની ગળથુથીમાં એજ પ્રેરણા પ્રેરીશું. કહો નાથ, સ્ત્રીઓના હાથમાં શું નથી? ભારતના ઉન્નતિક્રમમાં સતીત્વધારી મહાદેવીઓથીજ અને તેમની મહત્તાથીજ પ્રાચીન કાળ ચળકયો હતો. તમારૂં મંડળ ધીમું કામ કરશે અથવા યોગ્ય દિશામાં નહિ વર્તે તો અમારૂં સ્ત્રીમંડળ જાહેર રીતે તેમને માથે ઠપકાનો વર્ષાદ વર્ષાવીશું, વર્ત્તમાન પત્રોદ્વારા તેમને શીખામણ આપીશું અને તેમ છતાં જો તમારૂં આગેવાન મંડળ ઠેકાણે નહિ આવે તો અમારૂં સ્ત્રીમંડળ દેશની સેવા બજાવવા તત્પર થશે. દેશી ઉદ્યોગ વધારવા અને સજીવન કરવાની યોજના યોજીશું. અમે ભારતની પ્રજા પાસેથી

ભિક્ષા માંગીને ફંડો ઉઘરાવીશું અને ઉદ્યોગી સંસ્થાઓ ઉભી કરીશ યુરોપ અને અમેરિકાની અનેક બાળાઓએ દેશસેવા માટે મહા બતાવી છે. સાંપ્રતકાળની જાપાનીસ વીર માતાઓએ હદ કરી દે પ્રાણેશ, ભારતની બાળિકાઓનું હૃદયબળ નિર્બળ સમજતા નહિ સ્વાર્પણ કરવાનો પ્રાચીનકાળથીજ તેમનો સ્વભાવ પરિચિત છે. ને ટેક અને સતિત્વ માટે ભારતની અનેક ક્ષાત્ર કુળ ભૂષણ નારી રત્નોએ સ્વાર્પણ અને દેહાર્પણ કર્યા છે. હિંદુસ્થાનનો ઇતિહાસ ઉથલાવ એવાં અનેક નારી રત્નો જણાઇ આવશે કે જેણે દેશોન્નતિના કાર્ય અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે. વખત આવ્યે અમે પણ તેમ કરીશું

સરસ્વતીચંદ્રઃ " આત્મબળના પ્રવાહથી સર્વ કાર્ય સિદ્ધ થા છે. દ્રઢ સંકલ્પથી નિશ્ચય કરેલું કાર્ય સર્વથા યશવંત થાય છે. મ નિશ્ચય થવા સાથેજ વિકટ માર્ગ ખુલ્લા થઇ સરળ થાય છે. સ મહાકાર્ય માટે એ આત્મબળની આવશ્યકતા છે. તમારૂં પ્રેરેલું ક સદ્‌વિવેક બુદ્ધિથી આદરીશું તો તે ફળદાયી થઇ પડશે. એમાં સં નથી. અમારાથી જે ન થાય તે તમે કરજો. બસ થયું. પરંતુ આ તો તમે દેશની વકીલાત સારી કરી."

લજ્જાવિનિત થએલી કુસુમ, સ્વામીના ઉદ્દગારથી અનોઘ્રટ ચિકિત્સા પામી ગઇ અને શ્રમિતનો શ્રમ ઉતારવા લક્ષમાં લે હીંડોળેથી ઉઠી હાથમાં સાફ કરેલો મેવો લઇ ત્વરાથી પતિ પ આવી બેઠી અને બોલીઃ " નાથ જરા લ્યો. શ્રમિત થયા છો."

સરસ્વતીચંદ્રઃ "વળી આ ક્યાંથી લાવ્યાં? દેશસેવામાં કાલ વ્યતીત કર્યો. હવે દેહસેવા એવી લાંબી ધારી છે કે શું?"

કુસુમઃ "નાથ, સેવા એજ દાસીનો ધર્મ છે. હું જમાડું જમો." એમ કહેતાં કહેતાં નારંગીની ચીરી પતિના મ્હોંમાં ઘાલી દી

સરસ્વતીચંદ્રે પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોયા કર્યું. કુસુમે હાથમાં દ્ર લઇ સ્વામીના મુખમાં મુકી. સ્વામીએ સ્નેહ મમતાથી સ્વીકારી.

પૂર્ણ ચંદ્રનો પ્રકાશ બારીમાંથી હિંડોળા ઉપર સ્નિગ્ધ કિર વર્ષાવી રહ્યો હતો. પતિના દેવવિનંદિત અવયવ નિહાળતી સ સાધ્વી લજ્જાવનત વદના થતી કુસુમ, ધીમે ધીમે હૃદય ભાવને વિકસિ કરતી પતિનો હૃદયોલ્લાસ વધારવા લાગી. સ્વામીએ નિષ્પંદ દૃષ્ટિ નિહાળતાં નિહાળતાં હાથમાં મેવો લઈ પ્રિયાનું મુખ ભરી દ સ્વામીએ કર્યું તેનું જ કૃત્ય પ્રિયાએ ત્વરાથી પ્રેમ ચાતુર્ય દર્શાવતાં



કુસુમ : " નાથ, સેવા એજ દાસીનો ધર્મ છે. હું જમાડું તે જમો. "

પૃષ્ઠ ૨૧૫.

[Luhana Mitra Press, BARODA.]

પ્રેમ તરંગમાં ઉછળતા હૃદયથી સ્વામીને પરાણે પરાણે નવીન સામગ્રીઓ લાવી તૃપ્ત કર્યો. પત્નીને ઉદાર વદન મંડળની છાયામાં ચાંપતાં, પ્રેમાંજલિ અર્પતાં અર્પતાં, હૃદય–મનને તૃપ્ત કરતાં સ્વામીએ પ્રિયાને તૃપ્તિ આપી. પ્રિયાએ વિલક્ષણ પ્રેમ કુતૂહલ કર્યું. શું કર્યું ? તે અવર્ણનીય. વિનોદ ચક્ષુ સમક્ષ થયે તુલના થશે.

---

## પ્રકરણ ૧૪ મું

### મધ્યરાત્રિ ( અનુસંધાન )

" ધીમે ધીમે વદન હસતે, સ્નેહિ બાળા નિહાળે,
વાંકી ડોકે નમતિ નમતિ, સ્વામિનું મુખ ભાળે.
પ્રેમે તાકી નજર ચપળા, પ્રેમની જાળ નાખે,
ખેંચી લેતી કમળનયની, સ્વામિ જે દ્રષ્ટિ નાખે. "

રત્નમુદ્રિકાથી દીપતી આંગળીઓથી સ્વામીના મુખમાં મુખ-વાસ પુરતી કુસુમ, મંદમંદ હાસ્ય કરતી હિંડોળા પાસે પતિને આકર્ષી ગઇ. સરસ્વતીચંદ્રના હૃદયમાં પ્રિયાના હૃદયભાવથી મોહવિદ્યુત્ ચમકી. નિષ્પંદ દૃષ્ટિથી નિહાળતાં તેના હૃદયમાં નવીન ઉલ્લાસ તરવરી આવ્યો. તેમાં મગ્ન થયેલો, કુસુમના સુલલિત અવયવોને ખેંચતો હિંડોળા ઉપર બેઠો. હૃદય મનથી વશ થયેલી તાપસી ગૃહિણી એકતાર થયેલા તપસ્વી યોગીની પેઠે પતિમાં એક-તાર થયેલી, સ્વામી પ્રેમપરાયણ ઉન્મત્ત થયેલા હૃદયથી, અપૂર્વ સુખની અભિલાષાથી પતિની અડોઅડ બેઠી. ચંચળ ઉન્મત્ત હૃદય-વતીએ મંદમંદ હાસ્ય કરતાં હિંડોળા ઉપર બેઠાં બેઠાં પગવતી કળ દબાવી કેસરનો વાસંતી રંગ પતિના વદનમંડળ ઉપર પસરાવી દીધો. પતિ આશ્ચર્યચકિત થયો. સ્નેહપૂર્ણ મંદ હાસ્ય કરતાં પ્રેમ કિરણો ફેંકતાં બોલ્યોઃ " આ નવીન ક્રિયા શી ? " ધડકતા હૃદયથી પ્રેમ-વશ થયેલીએ કોકિલ વિનિંદિત શબ્દે પ્રેમ મધુ મૂકતાં પ્રતિ ઉત્તર કર્યોઃ " એ તો વસંતની લીલા છે " એમ કહી નીચું નિહાળતાં હાથમાં મલમલનું બારીક પેરણ અને પંચીયું લઈ, સ્વામીનાં ભીંજેલાં વસ્ત્ર કહાડી નાંખી નવાં સજાવ્યાં અને સુનેરી બાદલુથી ભરેલી

દિલ્લીસાઇ સફેદ મલમલની બારીક ટોપી સજાવી, સ્વામીને નિહાળી રહી.

કોકિલ શબ્દે ટહુકો પૂર્યો: " સ્વામી, હવે તો રાધિકેશ જેવા દશ્ય થાઓ છો. "

સરસ્વતીચંદ્ર: " ત્યારે તમે રાધા થવા ઇચ્છો છો ? "

કુસુમ: " તમે કૃષ્ણ થાઓ ત્યારે મ્હારે રાધા થવું પણ પડે."

એમ બોલતાં બોલતાં પગવતી કળ દબાવી. હિંડોળા ઉપર અદશ્ય રાખેલી કળમાંથી ગુલાલ ફરફર ઉડી રહ્યું. બીજી કળ દબાવી એટલે સેન્ટની વૃષ્ટિ થઇ રહી. સુગંધની લહેરી પ્રસરી રહી. તીક્ષ્ણ બુદ્ધિશીલ પતિએ તીવ્રતાથી જે પ્રમાણે પત્નીએ કર્યું, તેજ પ્રમાણે ટેબલ ઉપર પડેલા ગુલાલના કોશેટા લઇ એક ઉપર એક નાંખી પ્રિયાને ગુલાલથી રગદોળી નાંખી. કોમળ કરથી પ્રિયાના કેશપાશને અને મુખમંડળને લાલ લાલ કરી નાખ્યાં. સ્વામીના બાહુબંધમાં ચબદા-એલીએ તે બંધથી મુક્ત થવા યત્ન કર્યો. વસંતી સાળુ ચોળાઇ ગયો. આખું વદનમંડળ ગુલાલથી રંગાઇને શ્વેત વદન મિશ્ર રંગથી ચમકવા લાગ્યું.

રોમાંચ અનુભવતી બાળિકાએ મધુર મધુર વાક્યો ઉચ્ચારતાં ધડકતે હૃદયે સ્વામીના શરીરને પણ તેવુંજ રંગી નાંખ્યું. રંગમહેલ વસંતી રંગથી રંગાઇ ગયો. બન્ને ગુલાલ ગુલાલ થઇ રહ્યું. શ્રમિત થયેલી કુસુમ વિચળિત ચિત્તથી સ્વામીના અવયવોનો આશ્રય લેતી હિંડોળા ઉપર બેઠી. સ્વામીએ ફરી ગુલાલ લઇ આખા વદનમંડળ ઉપર ચોળતાં ચોળતાં મુખ મસળી નાખ્યું. શ્રમથી હાંફતી હાંફતી પ્રિયતમને બે હાથે વારતી વારતી કુસુમ બોલી: " હવે નાથ હદ થઇ, થાકી ગઇ છું. માફ કરો. "

" લ્યો, ચાલો ત્યારે હવે સ્વસ્થ થાઓ." પતિએ આશ્વાસન આપ્યું.

પ્રેમ ઉલ્લાસમાં ઉન્નત થયેલી કુસુમે મીઠું મીઠું બોલતાં, નીચું નિહાળતાં અભિલાષા દર્શાવી: "સ્વામિન્ ! આપ મોરલી વગાડો તો દીપે."

સ્મિત હાસ્ય કરતાં મગ્ન ચિત્તે સરસ્વતીચંદ્ર બોલ્યો: " તમારૂં મન રાધાના વિહારમાં ઉલ્લાસિત થયું છે."

કુસુમ: " નાથ, રાધા રાધા કહેતા નહિ. રાધાને તો વિયોગે રહેવું પડયું હતું. મ્હારે રાધા થવું નથી. " એમ કહેતાં કહેતાં સ્વામીના

હાથમાં મોરલી આપી. પ્રેમસુધા વર્ષાવતી કુસુમ પતિની મૂર્તિને ઝાંખી રહી.

"લ્યો, હું મોરલી વગાડું છું, પણ તમે સારંગી લઇ ગાઓ તો જ." સરસ્વતીચંદ્રે ઉલ્લાસમય હૃદયે ઇચ્છા દર્શાવી.

"હા, તમે જો મોરલી વગાડો તો હું ગાઉં."

"લ્યો, ગાઓ ત્યારે."

સરસ્વતીચંદ્રે મોરલીની ધ્વન મચાવી મૂકી. મોરલીના નાદે કુસુમના અવયવોને પ્રેમના આનન્દમયી લહેરોમાં નચાવી નાંખ્યા. વદનમંડળ નાદ ચૈતન્યથી તરંગ વેગમાં ઉછળી ગયું ને શૃંગારરસનો યથાયોગ્ય પ્રયોગ થવાથી શબ્દ વિષયજન્ય આનન્દની પરિસીમાને પામી ગઇ. મોરલીનો નાદ નાદ તરંગને વહેવડાવી રંગમહેલને પણ ગર્જાવી રહ્યો.

હવે પ્રિયાના મધુર ગાનનો વારો આવ્યો. લાજાળી કુસુમ, લજ્જામાં જ રહીને પરિપૂર્ણ પ્રેમ ઉલ્લાસ પુરતાં ગાવાની તૈયારી કરવા લાગી.

ભારતવર્ષમાં સંગીત વિદ્યા પ્રાચીનકાળથી પ્રચલિત છે. સંગીતમાં ગાંધર્વ વેદ સમાયલો છે અને નાદબ્રહ્મનો વિચાર કરતાં તે પણ એનોજ વિભાગ છે. સામવેદના ઉપવેદ ગાંધર્વવેદમાં સંગીત વિદ્યાની ઉત્પત્તિ છે. વેદમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એવા ત્રણ સ્વરો છે. તેમાં ગાયન કળામાં આવતા ષડ્જાદિ સાતે સ્વરોનો સમાવેશ થાય છે. પાણિની મુનિએ શિક્ષામાં એ વિષય સ્પષ્ટ સમજાવેલો છે. ઉન્નતિક્રમને પામેલી ગાયનકળામાં પાણિની મુનિના કાળમાં સામ સંગીતને મળતા સાત સ્વરોનું ગાન પ્રચલિત હતું. તે સામગાનના પ્રસાવ, ઉદ્દગીથ, પ્રતિહાર અને નિધન એવા ચાર વિભાગ છે. સંગીતકળા એ વખતમાં એટલી શ્રેષ્ઠતાને પામેલી હતી કે, મહાત્મા યાજ્ઞવલ્ક્ય મુનિએ તેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની ફળદાયિની કહેલી છે. જો તત્ત્વવિચારપૂર્વક એનો પ્રયોગ થાય તો પરમાનંદ પ્રાપ્ત થવાનું એ એક દ્વાર છે. પ્રાચીનકાળના ઋષિ મુનિઓ એ હેતુથીજ એ વિદ્યાનો સંગ્રહ કરતા કે જે અલ્પ સમયમાં દુઃખની નિવૃત્તિ કરવા સાથે આનંદની પ્રાપ્તિ કરે છે.

બ્રહ્મનાદ એ સંગીતકળાથી પણ ઉપરનો ભાગ છે, પરંતુ બ્રહ્મ-

નાદ સાથે સંગીતનો ધાડો સંબંધ છે, અગર બ્રહ્મનાદમાંથી મળતી પ્રસાદી છે એમ કહીએ તો તે ચાલે. બ્રહ્મનાદ એટલે અનાહતનાદ અખંડિત જે ચરાચર અવકાશ માત્રમાં વ્યાપી રહ્યો છે તે કે જે જગતનું પરમ ચૈતન્ય, પરમ દૈવત અને પરમ જીવન છે, અને સમુદ્રનાં મોજાં પેઠે વિલાસરૂપ જોવામાં આવે છે, જે જગતના આદિ અંતમાં બીજ રૂપે રહેલો છે. એના સ્વરોમાં અવર્ણનીય મનોરંજકતા છે. તે બ્રહ્મરન્ધ્રમાં વિકાસ પામે છે, તેનું જ્ઞાન યોગીઓ યોગાભ્યાસથી અનુભવ સિદ્ધ કરે છે. ગાયનકળામાં જે નાદ કામ લાગે છે તે આહતનાદ કહેવાય છે. એ નાદ પ્રાણ, વાયુ અને અગ્નિના યોગથી ઉત્પન્ન થાય છે. આત્માને જ્યારે ઇચ્છા થાય છે ત્યારે અંતઃકરણને પ્રેરણા કરે છે અને અંતઃકરણ શરીરમાં રહેલા અગ્નિને પ્રેરે છે. અગ્નિ, બ્રહ્મરંધ્રની ગ્રંથીના વાયુને પ્રેરે છે અને તે વાયુ નાભિ, હૃદય, કંઠ, મસ્તક અને છેવટે મુખદ્વારા નાદને પ્રકાશ કરે છે. તે ઉત્પન્ન થવાનો આધાર કંઠ નળીની અંદર રહેલા અવાજ તંતુ ઉપર રહે છે. એ આહત્ નાદમાંથી સંગીત સ્વરગાન ઉત્પન્ન થાય છે. આહત્ નાદથી ઉત્પન્ન થયેલા સંગીતથી વિવિધ પ્રકારની આકૃતિઓ, રૂપો તથા રંગો ઉત્પન્ન થાય છે. એ પ્રાચીન ગાનકળાના નાયકોએ નિરૂપણ કરેલું છે. નાદની મારફતે જ સંગીતમાં ભાવ, રસ, અર્થ વગેરે ધ્વનિ વ્યંજીત કરી શકાય છે, ને તેની રચનાથી ગાયન એક એક સૃષ્ટિ ઉપજાવી શકે છે. એમ સંગીતનો સંબંધ છેક બ્રહ્મનાદના મૂળ પર્યન્ત પહોચે છે. આ સંગીતકળામાં પતિ પત્ની–ઉભય પારંગતતાને પામેલાં હતાં. તેના રસની છાયા ઉભયના હૃદય ઉપર બળ અજમાવી મુગ્ધ કરી રહી હતી.

કુસુમે પ્રશ્ન કર્યો: "શું ગાઉં ?"

સરસ્વતીચંદ્રઃ "વસંત છે, હોરી. આજે તમે ભારતવર્ષના વકીલ થયાં છો, માટે વિષય તો એજ રાખજો."

કુસુમે કંઠ તંતુઓને વ્યવસ્થામાં આણી તાલ સુરની ઘટના ગોઠવી ગાન આરંભ્યું:—

( હોરી. )

"નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા, નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા,
ભારત પત્નો ભારત જનને, કેમ ન દે સુભદ્રતા ?

વિશ્વે જણાયે દેશ દેશમાં, અનંત રંગો ફરતા;
કાળતણા ગાળા નથી કેમ સરતા, નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા ? (૧)
ઉદય રંગ સુરંગ ન લાગ્યો, વસંતે વસંતે ધસંતા,
ઉદ્યોગ યોગ સુયોગ ન ફાલ્યો, ફાળે ફાળો ભરંતા;
યુક્તિ પ્રયુક્તિ કરંતા, નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા ? (૨)
દિન પ્રતિ દિન દીનતા પ્રસરે, દિસે નહિ સુલભતા,
વ્યાપારે વૃદ્ધિ નવ દીસે, ખનિજ ખેતીએ ન મહત્તા;
ભાગ્યતણી એવી છે શું ક્રુરતા, નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા ? (૩)
યોગ્ય પ્રયોગ સુયોગ કરેથી, રીતિ સુનીતિ ધરંતા,
વિનય વિવેક વિગતે વિચારી, ભીરૂ ભીતિ તજંતા;
પ્રસરે પરિપૂર્ણ વિજયતા, નાથ હજી કેમ પ્રકટી ના પ્રભુતા ? (૪)

કુસુમે પલટા ઉપર પલટા લઇ તાલસુરમાં રંગ જમાવ્યો. સ્વામીએ મોરલીથી નાદની પૂર્તિ આપી. આહત્ નાદની અનહદ લીલા ખીલાવી ગાન પુરૂં થયું. કુસુમ, જીવિતેશ્વર સ્હામું ઉલ્લાસ મગ્ન ચિત્તે નિહાળી રહી. સ્વામીએ ધન્યવાદ આપતાં સંસ્કૃતમાં કંઇક શ્રવણ કરવા ઇચ્છા દર્શાવી. કુસુમે તાલસુરના રંગમાં રંગ જમાવતાં શાસ્ત્રીનું રચેલું પ્રાર્થનાષ્ટક લલકાર્યું.

आनन्द कन्द ! निरुपाधि दयादगन्तान्
विन्यस्यति त्वमिति वेद विदो वदन्ति ।
हा ! तत्कुतः प्रबल दुःख दवानलेन
दंदह्यते सपदि भारत वर्ष मीश ? ॥ १ ॥
तत्किं वृथैव तव कारुणि कत्व मीश
वेदास्तथा मुनिवराः परिघोष यन्ति ?
नोचेद्दयासदन ? सान्द्र कटाक्ष पातैः
श्रीभारतं पतित मुद्धियये कुतोन ? ॥ २ ॥

---

(૧) હે આનન્દ કન્દ, હે આનન્દને આપવાવાળા ! વેદને જાણવાવાળા એવા વિદ્વાનો કહે છે કે, આપ સહજ દયાળુ છો. આપના નેત્રોમાં જે છે તે દયા ભરી છે અને આપ ઉપાધિ રહિત એવી દયાદ્રષ્ટિ સર્વ ઉપર રાખો છો, તો પછી, હે ઇશ ! આ સમયની મધ્યે ભારતવર્ષ શા કારણને લઇને પ્રબલ દુઃખાબ્ધિમાં દગ્ધ રહ્યું છે તે કૃપા કરી બતાવો તો ખરા.

(૨) હે ઇશ ! હે કરૂણાનિધિ ! ત્યારે વેદ અને મુનિવરો,

यां भीरताय धरणी बहु धान्य युक्तां
सर्वोपि काञ्चनमयी मनुतेस्म लोकेः ।
तत्राद्य मुष्टि चणकानपि नाप्नुवन्तो
दुर्भिक्ष पीडित जनाः शतशो म्रियन्ते ॥ ३ ॥
रत्नो पलाय विनिर्गत सान्द्ररोचिः
स्तोमैरदीपि भवनेन पुरा हि येषाम् ।
सद्म स्वमालयितु गलितान्धकारं
हा ! अद्य तैलमपि तेन जना लभन्ते ॥ ४ ॥
यथा कृषिस्सकल कांक्षित कामधेनुः
पूर्वं समादृततरा फलतिस्म भूरि ।
साप्यद्य वृष्टि सलिल प्रभृतेर भावा
च्छुष्का विशोषयति भारतवासि चेतः ॥ ५ ॥
वाणिज्यमस्य सकलं जलधौ निमग्नं
यन्त्रादिकस्य तु कथैव न चालनीया ।

---

આપની દયાળુતા વિષેની જુઠીજ પ્રશંસા કરી રહ્યા છે કે શું ? શું આપ કરૂણામય નથી ? હે પ્રભુ ! હે પરમાત્મન્ ! જો તેમ ન હોય તો આપ કે જે દયાનું સ્વરૂપ છો તે શા કારણને લઇ ને આપના કૃપા કટાક્ષોથી આ પતિત ભારતનો ઉદ્ધાર કરતા નથી ?

(૩) આ ભારતભૂમિ કે જેને સર્વ લોક ધન ધાન્યથી પરિપૂર્ણ–અરે સોનાની ખાણ સ્વરૂપ માનતા હતા તેજ ધનધાન્યથી પરિપૂર્ણ, અને સુવર્ણની ખાણ એવી ભારતભૂમિમાં આજે એક મુઠી ચણા સારૂ સેંકડો અને હજારો દુર્ભિક્ષથી પીડાયલા મનુષ્યો અન્ન વિના મરણ શરણ થાય છે !

(૪) કોઇ સમયને વિષે જેઓનાં ઘર રત્નમય દીપકોથી પ્રકાશમાન થતાં હતાં, હાય હાય ! તેજ ઘરમાંનો અંધકાર દૂર કરવાને આજે એક પુટી બદામનું તેલ મળતું નથી.

(૫) સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરવાવાળી એવી કામધેનુ સ્વરૂપ જે કૃષિ, તે આદરપૂર્વક અને સારી રીતે કરવામાં આવતાં પહેલાં ઇચ્છાનુરૂપ મન માન્યું ધાન્ય આપતી હતી, પરંતુ તેજ આ વખતે વૃષ્ટિ અને જળના અભાવે શુષ્ક થઈ ભારતવાસીઓના હૃદયને શુષ્ક કરી રહી છે.

आच्छादितुं बत ! शरीरमपि स्वकीयं
हा तात ! न प्रभवति स्वयमत्र बाम्नि ॥ ६ ॥
दण्डं भवानदित भारत दुष्कृतीना–
मस्माभिरप्यतितरां विपदो विषोढाः ।
चेतो दयार्द्र मधुना तु कुरुष्व तात !
क्षिप्रं प्रदाण भुजयोर्निजयो स्तथा स्मान ॥ ७ ॥
ऊरी कृत्य दयां दयामृतनिधे ! संज्ञात रोषावधे ।
कुर्या भारतवासिनां मृत मनस्स्वेतावृसी पेरणाम् ।
भूयो येन महेश । भारत भुवः सञ्जायता मुन्नतिः
किंच क्षौणितलं विनिर्मल यशांव्याप्तांत्व मुष्वाषहु ॥८॥

શાંત રાત્રિમાં જ્યોતિપૂર્ણ ચંદ્ર પ્રકાશી, રૂપેરી કિરણરૂપ વસ્ત્ર ઓરાડી નભમંડળ અને ભૂમંડળને પ્રકાશમય કરી મૂક્યું છે. આ સમયે સંગીત ચાતુર્યથી મદમસ્ત થયેલાં દંપતિ મદન દેવનો પ્રસાદ પામી પ્રેમ તરંગના રંગમાં છલ્લાછલ ઉભરાઇ પરમ આનંદમય દશાને પામ્યાં હતાં. તે મહા આનંદમાં રંગ સમયે એક ભયંકર નાગ, કુસુમને દ્રષ્ટિગોચર થયો. તે જોતાં વેંતમાં જ કુસુમ એકદમ સ્તબ્ધ થઇ ગઇ. પતિના પગને એકદમ હિંડોળા ઉપર લઇ લેતી જડવત્ બની ગઇ. તીક્ષ્ણ બુદ્ધિવંત સ્વામી કારણ સમજી ગયો. તે

---

(૬) હે તાત ! અહીંનો સર્વ વાણિજ્ય વ્યાપાર જલધિ નામ સમુદ્રને વિષે ડૂબી ગયો છે. યંત્રો અને સંચાની તો પછી વાત જ શી ? તેઓનું તો માણસો નામ પણ ભૂલી ગયાં છે. વળી હે તાત ! શરીર ઢાંકવાને એક હાથ કપડું પણ ઘણાં માણસોને મળતું નથી. હાય હાય ! એવી રીતે આ ભારતની ભૂમિ કેવા અધઃપાતને પામી છે.

(૭) હે દીનાનાથ ! હે દીનબંધુ ! ભારતે જે જે પણ કંઈ દુષ્કર્મો કર્યાં હોય તેની શિક્ષા હવે આપ તેને પૂર્ણ દઇ ચુકયા છો અને અમારા ઉપર આવેલી ખુબ વિપત્તિ–વેદનાઓને અમે વેઠી લીધી છે. તો હે તાત ! હવે આપ આપના ચિત્તને દયાર્દ્ર કરી અમને શીઘ્ર આપનો હાથ આપી અમારા દુઃખોનો નાશ કરો.

**(૮) હે ઈશ ! આપના ક્રોધની હવે અવધી થઈ. હે દયામૃતનિધિ ? દયાસ્વરૂપ અમૃત નિધિ ! દયાસાગર ! હવે આપ દયા કરીને ભારતવાસીઓના મરેલા હૃદયમાં એવી પ્રેરણા કરો કે જેથી કરીને આ ભારતવર્ષ ફરી ઉન્નતિને પામી, તેનો વિમલ યશ સર્વ દુનિયાને વિષે વ્યાપે.**

પણ દિઙ્મૂઢ બની ગયો. બન્નેના શરીરમાં પરસેવાની ઝરી છુટી ગઈ. બન્ને ગભરાઇ ગયાં. પ્રાણાન્તની પરિસીમા મપાઇ. મોરલી હાથમાંથી સરી પડી. ફેણ માંડી ડોલી રહેલા નાગે ફુંફાડા મારવા માંડયા. મોરલીનો નાદ બંધ થવાથી ગુસ્સે ચઢેલા નાગે વધુ ફુંફાડા માર્યા અને ફેણ અફાળવા માંડી. કુસુમે કારમી ચીસ પાડી તેથી દેવડી ઉપરના સિપાહીઓ અને ઘરનાં બધાં માણસો ગભરાઇ ગયાં અને તે તરફ દોડી આવ્યાં પણ રંગમહેલ અંદરથી બંધ હતો. બહારથી બારણાં ઠોકાવા માંડયાં પણ બારણાં ઉઘાડે કોણ ? દ્વાર નવી પદ્ધતિનાં મજબૂત હતાં. કુવાડાથી પરાકાષ્ટાએ ચીરે ચીરાય એવાં નહોતાં અને આવે સમયે એ પ્રયોગ કરવાનો અવકાશે નહોતો. અંદરથી કુસુમની કારમી ચીસો પડતી ને બહારથી ગુમાનબા અને લક્ષ્મીનંદન બહાર ઉભાં ઉભાં ધ્રુજી રહ્યાં હતાં. આવા વિષમ કાળમાં શો માર્ગ લેવો તે સરસ્વતીચંદ્રને સુઝયું નહિ. "નાગ, નાગ!" એ શબ્દો સાંભળી બહારનાં માણસો બહુ ગભરાયાં અને જીવનમર્યાદાના અંતનો ભય થતાં સર્વે કંપી ઉઠયાં, થરથરી ગયાં. ગુમાન હાય, હાય, કરતી ઉન્મત્ત વાઘણની પેઠે મદદ માટે ગર્જના કરતી છણછણી રહી, પણ શું કરે ? દ્વાર બંધ ત્યાં સૌ લાચાર,

ભયથી કંપતાં પતિ પત્ની એક બીજાં સહામું જોઇ રહ્યાં. દ્વાર ખોલ્યા સિવાય બીજો માર્ગ નહોતો. નાગ જબરદસ્ત હતો, તે દ્વાર અને હિંડોળાની વચ્ચે પડયો હતો. હવે કયો માર્ગ ઉચિત છે તે સુઝતું નહોતું. સરસ્વતીચંદ્રે તેને પકડવાની હિમ્મત ધરવા માંડી. સ્વામી પ્રત્યે એકનિષ્ઠાવાળીએ તેને અટકાવ્યો. બુદ્ધિમતીએ ઓઠ ઉપર આંગળી મૂકી જરા વિચાર કર્યો. તીક્ષ્ણ બુદ્ધિ તંત્રમાં તરંગ ઉઠયો અને હિંડોળા ઉપર પડેલા આરસને હાથમાં લઇ કુસુમે હિંડોળા પાસે સળગેલી દીપમાળાનો આશ્રય લઈ નાગ ઉપર દીપકનું પ્રતિબિંબ પાડયું. નાગ ગભરાયો અને ગુંચળું વળી ખુણામાં ભરાવા ધસ્યો. તેમ તેમ કુસુમ તેની પાછળ પ્રતિબિંબ નાંખતી ગઈ. નાગ પણ ચોગરદમની ચીસો, બુમો અને પ્રતિબિંબથી ગભરાયલો ખુણામાં ભરાઇ ગયો. આ સંધિનો લાભ લઇ દુર્વહનીય પ્રાણાન્ત ભીતિને તુચ્છ ગણી કુસુમ દ્વાર ભણી ધસી. વિદ્યુત્ જેવી ત્વરાથી દ્વાર ખોલી રંગમહેલની બહાર ઉછળી પડી. પડતાં મુર્છાગત થઇ ગઈ. સર્વે અનુચરો ધસ્યા ધસ્યા અંદર ગયા ને નાગને મહા પરાકાષ્ટાએ પકડયો.

નાગ પકડાયો કે ગુમાન હાંફલી ફાંફલી સરસ્વતીચંદ્ર પાસે દોડી ગઇ અને આશ્વાસન આપવા લાગી. લક્ષ્મીનંદન દોડતો દોડતો આવી પુત્રને બાઝી પડયો. સરસ્વતીચંદ્રે સવિનય પિતા માતાને પ્રણામ કર્યા. પિતાએ પુત્રના શરીર ઉપર આશીર્વાદ આપતાં હાથ ફેરવ્યો. હાથ ગુલાલથી લાલચોળ થઇ ગયો. ગુમાને પાસે ઉભી રહી ધડકતા હૃદયવાળા અને થરથર ધ્રુજતા સરસ્વતીચંદ્રને જરા પાણી પાઈ સાંત્વન આપ્યું. છાતી ઉપર અને વાંસા ઉપર હાથ ફેરવ્યો. ગુમાનના હાથ ઉપર અને વસ્ત્ર ઉપર ગુલાલ ચોંટયું. લક્ષ્મીનંદને ચકિત થતાં રંગમહેલની ચેષ્ટા તપાસી લીધી અને મનમાં આનંદ પામતો પામતો રંગમહેલની બહાર નીકળ્યો. ગુમાન કમ્મરે હાથ મૂકી હડપચીએ આંગળી અડકાડી ચાપલ્યતાથી બધું નિહાળી ગઇ. આખો રંગમહેલ ગુલાલ અને વસંતી રંગથી ચકમાચૂર થઇ ગયો હતો. સેન્ટ અને અત્તરની પરિમળતા બ્હેક બ્હેક થઇ રહી હતી. પુષ્પ અને સુગંધિત ધુપો બ્હેકી રહ્યા હતા. આ બધી મન્મથ દેવની ઉપાધિ જોઇ મીરાં થનારીના ગૃહસ્થાશ્રમમાં રંગવિલાસની ભવ્યતા જોઇ ગુમાન ઉલ્લાસમગ્ન થઇ જ્વલંત પ્રેમ ભાવથી જોઇ રહી. એટલામાં લક્ષ્મીનન્દને બુમ પાડી: “ અરે ! બધાં શું કરો છો ? આ બીચારી બેભાન થઇને પડી છે. તેને જુઓ તો ખરાં. ”

ગુમાન વિદ્યુત્ જેવી ત્વરાથી રંગમહેલની બહાર જઇ ઉભી. મૃતપ્રાયઃ જેવી કુસુમને નિહાળતાં તેનું મુખ મ્લાન થઇ ગયું. હૃદય ચિંતાથી થરથરી ગયું. હૃદયપટ ઉપર કારી ચીરો પડયો ને તેમાંથી ઉષ્ણ નિશ્વાસનો ધ્વનિ ધમધમી રહ્યો. સબળ ચિંતાવતીએ તત્ક્ષણ નીચે બેસી જઇ કુસુમના શરીરને ખોળામાં લીધું. શબવત્ શરીરને જોઇ આંખમાંથી ખરખર આંસુ સરી પડયાં. છેડાથી જરા લુછયાં અને દીન મુખે કહ્યું: “ બેટા કુસુમ, જરા બોલ તો ખરી.”

ઉત્તર ન મળવાથી મુર્છાવશ થયેલીના મુખને હાથથી ઝાલી આમ તેમ ફેરવ્યું અને દીન વદને આંસુ ટપકાવી રહી. લક્ષ્મીનંદન માથા આગળ આવી ઉભો રહ્યો અને લજ્જા વનત થયેલો ભયથી ચમકેલો સરસ્વતીચંદ્ર જરા દૂર ઉભો રહ્યો. સર્વ મંડળ શોકમગ્ન થઇ ગયું અને દીન મુખથી એક બીજા સ્હામું જોઇ રહ્યુ. એટલામાં ગંગા ભાભી સહસા કાર્યવશાત ત્યાં આવી પહોંચી. તે આ શોકલીલા જોઇ ચમકી. બધાં ડાકટર, ડાકટરનો પોકાર કરી રહ્યાં.

ગંગાએ જરા આગળ આવી ગુમાન પાસે જયા લીધી. અને કુસુમના કાળજા ઉપર હાથ મૂકયો,

ગંગા: " ગુમાનબા, ગભરાશો માં. કાળજું ધડકે છે; જરા પાણી લાવો."

ગંગાએ પાણીની છાલકો ઉપર છાલકો મારી એટલે જરા મુર્છા વળી. પાણીની છાલકોનો પ્રયોગ શરૂ રાખ્યો. કુસુમ અને ગુમાનનું શરીર જળથી ભીનું થઇ ગયું. બેચાર પળ વીતી એટલામાં કુસુમનો અંતરાત્મા જાગ્યો. તે ધીમે રહીને બેઠી થઇ ને સ્હામી બેઠી. ગુમાનનું શરીર કુસુમના શરીર ઉપરના રંગ અને ગુલાલમાં પાણી ભળવાથી રંગબેરંગ થઇ ગયું હતું. કુસુમના શરીરની તો વાતજ ન પૂછો. ગંગા ભાભીએ કુસુમનો ગાલ લાલચોળ જોઇ ગાલે હાથ લગાડયો. હાથે ગુલાલ લાગવાથી બોલી ઉઠી: " આ શું ? "

ગુમાન ચંચળ નયનથી મુખ મલકાવતી હાસ્યનું ચિહ્ન દર્શાવતી ઉઠી ચાલી ગઈ. ગુમાન અને લક્ષ્મીનંદન પોતાની મેડી તરફ ગયાં. મેડી તરફ જતાં જતાં ગુમાને લક્ષ્મીનંદનને પંચીએ હાથ લુછ્યો.

લક્ષ્મીનંદન: " આ શું ? મ્હારૂં પંચીયું બગડશે ! "

ગુમાને સ્મિત હાસ્ય કરતાં કહ્યું: " તમારી વહુનું પરાક્રમ. મ્હારૂં આખું શરીર બગડયું તો તમારા પંચીયાની શી ફિકર ? "

લક્ષ્મીનંદન: " આ તોફાન શું ? "

ગુમાન: " જેનાં છોકરાં રાસલીલા રમે તેના બાપને થોડી પ્રસાદીએ ન મળે કે ? " એમ કહી હાસ્ય કરતી સ્હામું જોઇ રહી. આનંદદર્શક મુખમુદ્રાથી અમૃત ભરી દ્રષ્ટિ નાખતાં લક્ષ્મીનંદને ઉત્તર ન આપ્યો.

ગુમાન: " આ સમયે ગંગા આવી પહોંચી તે પણ ઠીક થયું છે. એ બટક બોલી પુરો રંગ જમાવશે. મ્હારૂં મન તો ત્યાં જવાનું થાય છે."

લક્ષ્મીનંદન: " અરે ! ત્હારાથી ત્યાં જવાય ? છોકરવાદ બુદ્ધિનાં છોકરાં ગમે તે કરે. "

ગુમાન: " ગંગા તો એની ઝાટકણી કહાડી નાખશે. સાંભળવાની મઝા પડશે."

લક્ષ્મીનંદન: " અરે, તું ત્યાં જાય તો એ બીચારી શરમાઇને મરી જાય ! "

આનંદયુક્ત હૃદયે અટકચાળું કરતાં ગુમાને પાણીથી તરબોળ થયેલો રંગવાળો વસ્ત્રનો છેડો છંટકાર્યો. લક્ષ્મીનંદનનું બધું શરીર રંગના છાંટાથી છંટકાઇ ગયું.

લક્ષ્મીનંદનઃ "ચાલ, હટ–હટ, આ શું? વસ્ત્ર બગાડયાં! પથારી રંગ રંગવાળી થઇ ગઇ. ચાકરો હસશે અને જેવી કુસુમની તેવી ત્હારી પ્રજેતા થશે. એ તો ઉમ્મરે દીપે."

ગુમાનઃ "લ્યો, ત્યારે શું હું ઘરડી થઇ ગઇ કે? હું ભાઇની બરોબરી છું."

લક્ષ્મીનંદનઃ "અરે પણ કદે તો મ્હોટી છે કની?" હૃદયમાં ઉદ્ભવેલા વિકારથી, વક્ર નયનથી મુખ મલકાવતી મલકાવતી ગુમાન પતિને નિહાળી રહી. ધ્રુજી રહી. પ્રણય અને પ્રેમપૂર્ણ વચનો ઉચ્ચારતો લક્ષ્મીનંદન ટાઢથી અને વિકારથી કંપતી ગુમાનના શરીર પાસે ગયો અને ધીરેથી બે હાથ લંબાવી તેને હૃદય સરસી દાબી."

ગુમાનઃ "જાઓ જાઓ હટો, આ શું કરો છો?"

જરા જરા સ્મિત કરતો લક્ષ્મીનંદન બોલ્યોઃ "મનમાં ભાવે ને મુંડી હલાવે."

ગુમાનઃ "નહિ, નહિ, બળ્યું દૂર રહોની એમ શું કરો છો? તમને પણ ન્હાનપણુ આવ્યું?"

લક્ષ્મીનંદનઃ "બેધારી તરવાર રાખે છે તો."

ગુમાનઃ "નાથ, બધું રંગમહેલમાં જોયું'તું કે?"

લક્ષ્મીનંદનઃ "એમાં આપણે શું જોવાનું હતું? છોકરાં, ત્યાં બધુંયે હોય."

ગુમાનઃ "ના, ના, મ્હારૂં એમ કહેવું નથી. હોય, પણ શું આટલું બધું હોય? બીજા કોઇને જુવાની નહોતી? શું એકલાં કુસુમબાઈ સારૂં જ આવું બધું હોતું હશે? હા, હા, હા. એ બધું તોફાન કુસુમનું જ."

લક્ષ્મીનંદનઃ "એને એકલીને શીદને વગોવે છે!"

ગુમાનઃ "હા, હા, એ તો એજ. ભાઇ તો બીચારો આખો દિવસ કામમાં કાયર ને કાયર."

લક્ષ્મીનંદનઃ "સાસુઓને વહુઓનો જ દોષ સહસા જડે છે."

ગુમાનઃ "હા, હા, એ તો અમે બૈરાંઓ જ જાણીએ. મીરાં થવાનો ઢોંગ કરતી હતી તે કયાં જઇ ઉભી છે!"

લક્ષ્મીનંદન: " હોય, છોકરાં છે. વચે લિંબોળી પણ પાકે છે. ટક ટક કરતી હવે સૂવા દે. "

ગુમાન: " ચાલો ત્યારે, હવે નહિ બોલીએ. વહુનું જરાક કંઇ કહીએ છીએ કે ચાટકો ચઢે છે. "

એમ કહેતાં કહેતાં પાસું ફેરવી ગુમાન સૂતી.

કુસુમનો હાથ પકડી ધમધમ કરતી ગંગા રંગમહેલમાં દાખલ થઇ બોલી: " ભાઈ, તમારા ભાઇને બોલાવોને ! "

સરસ્વતીચંદ્ર: " કેમ ? "

ગંગા: " ડોસી દાદરેથી પડી ગયાં છે. શરીરે સારૂં છે; પરંતુ એમના વિના મ્હોમાં જીભ ઘાલતાં નથી. "

સરસ્વતીચંદ્રે હાથમાં ટેલીફોનનું ભુંગળું લીધું. ઘંટડીના નાદ ઉપર નાદ કર્યા. સામેથી જવાબ આવ્યો એટલે પૂછયું:

" કોણ ? "

" હું ચંદ્રકાન્ત. "

" તમે તાકીદે એરશીપમાં બેસીને આવો. "

" કેમ ? "

" માજી દાદરેથી પડી ગયાં છે. "

" શરીરે કેમ છે ? "

" સારૂં છે. "

" ત્યારે અત્યારે નહિ આવું તો નહિ ચાલે ? "

" ના, ગંગા ભાભી ઘેરથી ખાસ આવ્યાં છે માટે અહીં આવી ત્યાં સજ્જોડ જજો. "

ગંગા: "તમે પણ હાસ્ય કરો છો તો !" એમ કહેતાં કહેતાં ચોગરદમ ચક્ષુ ચગાવતી ચકિત થતી કુસુમ તરફ નિહાળતાં નિહાળતાં બોલી: " કુસુમ ભાભી, આ બધું શું ? "

કુસુમે સ્મિત સુખ મલકાવતાં, લજ્જાવનત થતાં પ્રતિ ઉત્તર કર્યો: " પૂછો તમારા ભાઇને. "

ગંગા: " કાલાં શું કહાડો છો ? તમે કહોની."

સરસ્વતિચંદ્ર: " હા ભાભી, એમની પાસેજ કહેવડાવો."

ગંગા: " હા, હા." કહેતાં કહેતાં કુસુમનો હાથ ઝાલી વિનોદમાં તેનું બધું શરીર હચમચાવી નાખ્યું.

કુસુમ: " ભાભીજી, બળ્યું આમ શું કરો છો ? "

વિનોદમાં હાથનો ચાળો કરી ગંગા બોલી: " ચાલો, મ્હને ન કહેતાં. તમારા ભાઇને કહેજો."

" ભાઇ સાહેબ, ગંગા ભાભી, એવું ન કરાવતાં." લજ્જા વિનયમાં મુખ મલકાવતાં આર્જવતાથી કુસુમે કહ્યું.

સરસ્વતીચંદ્રે હાસ્યમાં ટહુકો પુરતાં કહ્યું: " ભાભી, એમ કર્યા સિવાય એ પાંસરાં થવાનાં નથી."

" નાથ, લ્યો વરી, તમે પણ એમ ન કહેતા."

એમ કહેતાં કહેતાં કુસુમ ત્યાંથી સટકી ગઇ. આયનામાં મુખ જોઇ રૂમાલથી સાફ કરી નાંખ્યું અને રંગથી લદબદ થયેલો સાળુ કહાડી નાંખી ઝીકની બદામી રંગની સાડી પહેરી પાછી સ્હામે આવી ઉભી.

ગંગા: "હું સમજી, તમે તમારો બચાવ કરવા સજ્જ થઇ આવ્યાં છો."

પ્રેમ લહરીમાં કટાક્ષ કરતાં જમણી આંખ જરા મચકોડતાં સરસ્વતીચંદ્રે કહ્યું: " જોઇ, ઇંદ્રજાલિક જાળ ! "

ગંગા: " હું એમનાં બધાં ચરિત્ર જાણું છું. "

કુસુમ: " નાથ, તમે પણ સળી આપો છો તો. "

ગંગાએ હાસ્યમાં મમતા પુરતાં કહ્યું: " હા, હા, તમે તો જાદુથી પ્રેમનાં વાદળાં એકઠાં કરો છો અને આનંદ વર્ષાને વર્ષાવો છો. તે વર્ષાદમાં અમારા ભાઇને આજે ભીંજાવ્યાં. "

કુતૂહલમાં ભાગ લેતાં સરસ્વતીચંદ્રે કહ્યું: " એમના જાદુથી આપણે સંભાળવાનું છે. ચંદ્રકાન્ત આવશે ત્યારે એ આપણને આંજી નાંખશે."

ગંગા: " ખરી વાત ક્યાં છુપવાની છે ! રંગમહેલના ચાળાએ ક્યારનીએ જાહેરખબર છપાવી મૂકી છે ? "

પ્રફુલ્લ મુખથી આનંદિત થતી કુસુમ બોલી: " હા, હું પણ સત્યનો જ પક્ષ કરવા મ્હોટી ભાભીને વિનંતિ કરૂં છું કે ન્યાય તોલો. મ્હારૂં શરીર અને કેશપાશ કોણે ગુલાલથી ભરી દીધા ? "

સરસ્વતીચંદ્રે મુખ મલકાવતાં કહ્યું: " ભાભી પૂછો, આ પેરણ અને ટોપી કોણે પહેરાવ્યાં ? અને હીંડોળા પાસે તો જાઓ; બધી યાંત્રિક કળા તો તપાસો. "

ગંગા હીંડોળા પાસે જઇને ચકિત થઇ નિહાળવા લાગી. હીંડોળા પાસે જતાં જ સહસા એક કળ ઉપર પગ પડી ગયો. ઉપરથી કેસરી રંગની ધારા વર્ષી રહી. ગંગાનું શરીર તરબોળ થઇ ગયું. ગંગા ચમકી. ત્યાંથી જરા દૂર ખસી. બીજી કળ ઉપર અનાયાસે પગ પડયો. તેમાંથી ગુલાલ વર્ષી રહ્યું. આથી વધારે ગભરાઈ દૂર ન્હાસવા લાગી. એટલે ત્રીજી કળ આવી ગઇ. તેમાંથી સેન્ટ અને પરિમળનો વર્ષાદ વર્ષી રહ્યો. ગંગા આ બધાંથી ચકિત થઇ ગાભરી બની ગઇ. ક્ષણેક સુધી સ્તબ્ધ થઇ ગઇ અને કયાં જવું અને કઇ બાજૂએ ખસવું તે સૂઝયું નહિ. કુસુમે અટ્ટહાસ્ય કર્યું. કુસુમે જેમ હાસ્ય કરવા માંડયું તેમ ગંગા ચ્હીડાતી ગઇ.

ગંગાએ ચ્હીડમાં ને ચ્હીડમાં જ પ્રશ્ન કર્યોઃ “કુસુમ ભાભી, બોલો તો ખરાં. મ્હારે કઇ બાજૂએ ખસવું? જ્યાં જાઉં છું ત્યાં તમારી કળો જ અથડાય છે અને જાદુ જેવું થાય છે. તમે તો ખરેખરાં જાદુગરણી નીકળ્યાં!”

આનંદ કલ્લોલમાં વધારો કરતાં કુસુમે પ્રતિ ઉતર કર્યોઃ “ભાભીજી, મ્હારૂં કહેવું સવળું નહિ પડે. તમારા ભાઇને પૂછો.”

સરસ્વતીચંદ્રઃ “જાઓને, ભાભીનો હાથ પકડીને લાવોને.”

કુસુમે મંદમંદ સ્મિત કરતાં ઉત્તર કર્યોઃ “ના, મ્હારે તો જવું નથી. એમના જેવા મ્હારા હાલ થવા દેવા નથી.”

ગંગા આથી જરા વધારે ચ્હીડાઇ. સરસ્વતીચંદ્રને હાસ્ય થયું.

સરસ્વતીચંદ્રઃ “ભોળી, જોયું, કેટલું પકાપણું છે? તમે હવે ગભરાતાં નહિ. મ્હારી ખુરસી તરફ ચાલ્યાં આવો.”

ગંગાએ ખુરસી તરફ ગમન કર્યું તો ત્યાં એક બટન ઉપર પગ પડયો. જેથી એકદમ ઇલેક્ટ્રિક લાઇટ આખા રંગમહેલમાં ચમકી રહી. ગંગા છલંગ મારીને સરસ્વતીચંદ્રની ખુરસી પાસે જઈ ઉભી, એટલામાં ચંદ્રકાન્ત રંગમહેલમાં દાખલ થયો.

ચંદ્રકાન્ત રંગમહેલની અંદર સર્વે [illegible]ણું અને વિચિત્ર વેશધારી જોઇ ચકિત થયો.

ચંદ્રકાન્તનો આદરસત્કાર કરી કુસુમ મુખ મલકાવતી મલકાવતી જરા ખુણામાં ઉભી રહી.

ચંદ્રકાન્તે પ્રશ્ન કર્યોઃ “આ વિચિત્રતા ભરેલું, મનને સમજ ન પડે એવું શું છે?”

આનંદ પ્રફુલ્લ વદન ઉપર હાસ્ય સ્ફુરતાં કુસુમે પ્રતિઉત્તર કર્યો: "જે સત્ય છે તેજ આપ નિહાળો છો."

ચકિત થયેલી ગંગાએ કહ્યું: "તમે આમ થઈને આવજો. પેલા ઇંદ્રજાળિક હીંડોળા પાસે જતા નહિ."

ચંદ્રકાન્ત: "વળી એ શું છે?"

ગંગા: "આ બધું નિહાળો છો તેનું આદિ કારણ તમારાં ચતુર ભાભીની જાદુકળા છે."

સરસ્વતીચંદ્ર: "ભાભી, હું નહોતો કહેતો કે એ સાવચેતીનો પાયો રચે છે!"

કુસુમ: "આમાંએ મ્હારો વાંક કે? ભાભીજીને હું અડકી પણ છું?"

ગંગા: "હા, હા, તમે અને તમે જ આ બધું કર્યું."

કુસુમ: "સત્ય કહો તો સારૂં. મ્હેં તો તમને હીંડોળા પાસે જવાનું પણ કહ્યું નહોતું!"

ચંદ્રકાન્ત: "પણ હીંડોળામાં છે શું?"

એમ કહેતાં કહેતાં ચંદ્રકાન્ત હીંડોળા પાસે ધસી ગયો અને ઉપર બેસીને જોરથી હીંચવા લાગ્યો. પગનો પ્રહાર પડવા સાથે જ ઉપરથી ગુલાલ ફરફર પડવા લાગ્યું અને ધબક લેતો કે બીજો હેલવારો થતાંજ વસંતી રંગની વૃષ્ટિ વરસી રહી. ચમકીને ચકિત થતાં ચંદ્રકાન્ત હીંડોળા ઉપરથી ઉઠી ગયો. આથી સર્વેને અટ્ટહાસ્ય આવ્યું.

"હું કહેતી જ હતીને. તમે કંઇ માનો એવા છો?" હસતાં હસતાં ગંગાએ કહ્યું.

ચંદ્રાકાન્તે, પાઘડીને લુગડાં રંગબેરંગી થઇ ગયાં તે નિહાળતાં ચકિત થતાં કહ્યું: "આ તે શું?"

ચાતુર્ય નિપુણ કુસુમ, સુખમંડળ મલકાવતી મલકાવતી લજ્જા-વિનિત થતી બોલી: "પુછોને પોતાને."

ચંદ્રકાન્ત: "સરસ્વતીચંદ્ર, આજે આ બધું છે શું?"

સરસ્વતીચંદ્ર: "ગંગા ભાભી બધું કહેશે."

કુસુમ: "આપ દષ્ટિગોચર કરોછો તે જોઇ સત્ય ન્યાય કરજો."

ગંગા: "તમે બધું જાણશો ત્યારે હસી હસીને પેટમાં દુઃખવા લાગશે."

ખરેખર, બધાંને પુષ્કળ હાસ્ય થયું અને જેમ જેમ બધાં

હાસ્ય કરતાં ગયાં તેમ તેમ ચંદ્રકાન્ત પણ જાણવાને વધારે ઉત્સુક થતો ગયો.

ચંદ્રકાન્તઃ "પણ કહો તો ખરાં, બધાં હાસ્ય શું કરો છો ?"

ગંગાઃ "તમારાં ભાભીની અદ્ભુત ચાતુર્યકળા છે."

કુસુમે ધીમે રહીને કહ્યુંઃ "હૃદયતંત્રના જાણકાર છો. હૃદયતંત્રમાં જે હોય તે ખરૂં સ્પષ્ટ કરાવવા માંડયું ત્યારે સ્પષ્ટિકરણ કરૂં છું."

ધીમે ધીમે સકળ વૃતાંત્ત ચંદ્રકાન્તના કર્ણદ્વાર ઉપર પડયો.

ચંદ્રકાન્તઃ "ભાભી, તમે તો ગજબ કર્યો. તમારી પ્રેમ ચાતુર્યની કળામાં મહત્તા નથી એમ કોણ કહી શકે એમ છે ?"

પ્રફુલ્લ વદને પ્રેમરશ્મિ પ્રસારતી કુસુમ બોલીઃ "ભાઇ, આપ ન્યાયનું રૂપ છો. શાસ્ત્રમાં કહેલું છે કે, પ્રણયિનીનું હૃદય પ્રણયીના હૃદય દર્પણ રૂપ છે. તે સૂત્ર સિદ્ધાંતે ન્યાય તોલો."

ચંદ્રકાન્તે ગંભીરતાથી દીર્ઘદૃષ્ટિ પહોંચાડતો હોય તેમ મુખમુદ્રા કરી પ્રતિઉત્તર કર્યોઃ "સત્ય છે. તમને અનુમોદન આપું છું."

સરસ્વતીચંદ્રે મુખ મલકાવતાં કહ્યુંઃ "ગંગા ભાભી, આપણે હાર્યા. ન્યાય થયો અને વળી હુકમનામું પણ કરી આપ્યું."

કુસુમે વિનયથી લજવાતાં લજવાતાં ઉત્તર દીધોઃ "સત્ય હોય તે સત્ય જ ઠરે, સત્યનો જય થવે."

ગંગા ગર્જના કરતાં ચંદ્રકાન્ત તરફ જોઈ બોલીઃ "તમે પણ વિચાર્યા કર્યા સિવાય ભાભીને ત્રાજવે બેઠા. આજે એમણે સૌને વીતાડયું છે તે જુઓ તો ખરા. ગુમાનબા તો સ્હવારે જાહેરનામું ન્હોડશે."

ચંદ્રકાન્તઃ "ભાભીના આજના ઉન્નત ચરિત્રથી તેમને ધન્યવાદ આપું છું. એટલું જ નહિ પરંતુ આજે સરસ્વતીચંદ્રને બચાવવા પ્રાણાર્પણ કરવા તત્પર થયેલીએ પોતાના ચારિત્ર્યથી જે છાપ પાડી છે તેને માટે આપણે સઘળાં તેમનાં ઓશિંગણ છીએ."

બે હાથ જોડી વિનય દર્શાવતાં કુસુમ બોલીઃ "ચંદ્રકાન્તભાઈ, રંક ઉપર એટલો બધો ઉપકાર ચઢાવતાં નહિ. હું તો દાસી છું. મેં તો મ્હારો છાયાધર્મ બજાવ્યો છે. ઇશ્વરે આજે સર્વને ઉજળાં રાખ્યાં તેથી તેજ મહાન્ વિભૂતિને સર્વ ધન્યવાદ ઘટે છે."

સર્વે વિષમકાળનું સ્મરણ થતાં ગદ્ગદિત થઇ ગયાં ને અશ્રુમાં પ્રેમ બિન્દુ ટપકી રહ્યાં.

ચંદ્રકાન્તઃ "અવર દેશોનાં સંસાર ચરિત્ર તપાસતાં આર્યમહિલાઓમાં પ્રાચીનકાળથી સ્વામીપરાયણતાનો મહાન્ ગુણ દૃષ્ટિગોચર

થાય છે. આર્યસંસાર તરફ દૃષ્ટિ ફેંકતાં સ્પષ્ટાભાસ થાય છે કે, પ્રેમમયી આર્યપત્નીઓ, હજારો યાતનાઓ, હજારો દુઃખો અને અસહ્ય અપમાનો સહન કરવા છતાં સ્વામી પ્રત્યે એક નિષ્ઠાવાળી રહે છે અને જ્યારે તે સ્ત્રી મટી માતા તરીકેની ફરજમાં આવે છે ત્યારે પીડા, અગવડો, અસહ્ય દુઃખો અને મહાન્ દરિદ્રતા સહન કરી પુત્ર તથા પુત્રીઓનું લાલન પાલન કરે છે. આર્ય મહિલાઓની સહનશીલતા એ તેમનો એક મહાન્ દિવ્ય ગુણ છે. તેથી જ દુઃસહ્ય યાતનામાં પણ આર્યસંસાર આટલો પણ સુખ ભોગવતો દૃષ્ટિગોચર થાય છે અને ભારતના પૂર્વના સુદિનનો ઉદય થવામાં એ ગુણ એક મહાન્ આશા છે."

ગંગાભાભી અને ચંદ્રકાન્ત ટાઢથી કમ્પતાં હતાં. તેમને સારૂ સમયસૂચકતાવાળી કુસુમ વસ્ત્ર લઇ આવી.

"લ્યો ભાભીજી, આ નવી સાડી પ્હેરો." કુસુમે સવિનય કહ્યું.

ચંદ્રકાન્તે હાસ્ય કરતાં કહ્યું: "તમે તો નવી સાડી પામ્યાં."

કુસુમઃ "લ્યો ત્યારે, તમે પણ વસ્ત્ર બદલો."

ગંગા; "ભાભીએ તો વસંતનો ફગવો આપ્યો."

કુસુમઃ "ભાભીજી, તમે તો મ્હોટાં છો. ફગવો માગવાનો તો મ્હારો હક્ક છે."

ગંગાઃ "આજે બ્હેન તમને જે ન આપીએ તે ઓછું છે. આજે તમે તો બધાંને ઉજળાં રાખ્યાં છે."

સરસ્વતિચંદ્રઃ "ચન્દ્રકાન્ત, સર બ્રાડલોને ગયે કેટલા દિવસ થયા ?"

ચંદ્રકાન્તઃ "મ્હને તો એ ગૃહસ્થ વિલક્ષણ લાગે છે."

સરસ્વતીચંદ્રઃ "આબેહુબ પ્રમાદધન જેવા જ છે."

ચંદ્રકાન્તઃ "એમ કહેવાય ?"

સરસ્વતીચંદ્રઃ "મ્હને તો શંકા નથી, પરંતુ જરા પાકી તપાસ થાય તો ઠીક."

ચંદ્રકાન્તઃ "એ તો રત્નનગરી જનાર છે. એ કલ્યાણાશ્રમમાં આવ્યા ત્યારે કુસુદથી પરખાયલા નહિ."

સરસ્વતીચંદ્રઃ "કંઇ છાયા પડેલી, પરંતુ એ વિષય એવો ગૂઢ છે કે પાકી તપાસ સિવાય કંઇ પણ કહેવાય નહિ."

ચંદ્રકાન્તઃ "ત્યારે તો આપણે એની પાકી તપાસ કરવી જોઇએ."

સરસ્વતીચંદ્રઃ "હું એજ વિચારમાં છું. તમને હવે ઘણો વખત

થઇ ગયો છે, માટે માજીને જોઇ તેમનું સાંત્વન કરો ને જ્યારે તેમની ઇચ્છા તૃપ્ત થાય ત્યારે જજો અને જતી વખત મળતાં જજો."

ચંદ્રકાન્ત અને ગંગા ગયાં. વિચારશૂન્ય થયેલી કુસુમ ક્ષણ-ભર ચકિત થયેલી આનંદ દર્શાવતી બોલી: "પ્રાણેશ, શું પ્રમાદધન-ભાઇ જડે તેમ છે ?"

સરસ્વતીચંદ્ર: "મ્હને તો પાકી ખાત્રી છે."

કુસુમ: "મ્હને રત્નનગરી પત્ર લખવા દો. હાશ, જો એમજ હોય તો મ્હારી બ્હેન કેવી સુખી થાય !"

---

## પ્રકરણ ૧૫ મું

### નિઃસાર સંસાર

"સંસારે સઘળું દિસે, કાચા રંગ સમાન,
વધુ સુખ તે તો વધુ ચપળ, વિદ્યુત્ તેજ પ્રમાણ."

ગુણસુંદરીના ગૃહસંસારની જંજાળ રચનાનું રૂપાંતર થઇ ગયું હતું; પણ કુટુંબ વાત્સલ્ય અને પ્રેમભક્તિ સંપૂર્ણપણે સચવાઇ રહ્યાં હતાં. વૃદ્ધ માનચતુરનો જીવનદીપક હજી સતેજ હતો, તેથી વચમાં તુટેલી સાંકળના સ્નેહીઓ સ્નેહ સંબંધથી આકર્ષાઇ આકર્ષાઇ એકત્ર થતા અને સુખ દુઃખના ભાગીઆ થતા. તે સર્વેને સમાન ભાવથી ભેળાં કરી ગુણસુંદરી કુટુંબ મહિષીની પેઠે સર્વેનું સન્માન કરી આનંદ કલ્લોલ કરતી હતી. બાવીશ ત્રેવીશ વર્ષની વયમાં કુટુંબ જાળનો ભાર જે શરીરે વહ્યો હતો, તે શરીર હજી કુટુંબની કાળજીમાં ને કાળજીમાં કાર્યદક્ષતા વાપરતું અટક્યું નહોતું. કુટુંબનાં માણસોની ભરતી વખતો વખત ભરાતી અને વેરાતી; પણ કુટુંબમાં વડિલનો મોભો રાખી રહેલી ગુણસુંદરી સર્વની આ-શ્વાસનાનું સ્થાન હતું. કુટુંબમાંથી કેટલાંક કાળને વશ થયાં હતાં ત્યારે કેટલાંક બાળવયમાંથી કિશોર વયમાં અને કિશોર વયમાંથી પ્રાકટ વયમાં આવવા લાગ્યાં હતાં.

કુમારી,[1] સાલસબા,[2] મનોહરી,[3] તથા હરિપ્રસાદ[4] એ સર્વે યુષ્ત વયે પહોંચ્યાં હતાં અને ગુણસુંદરીના આગ્રહથી આ સમયે સૌંદર્ય ઉદ્યાનમાં ભેળાં થયાં હતાં. ગુણસુંદરીને કુટુંબ મેલાવડો ગમતો અને તે પોતાના સ્વભાવ પ્રમાણે, કારણવશાત્ ભેગાં કરી, સર્વને સંતોષી આનંદ કરાવતી ને કરતી. ગત્ દિવસોના સંસાર વૈભવને સંભારી સંભારીને કહેતી કે " ગઇ તક ફરી મળતી નથી. આવેલું સુખ ભોગવવું ને ભોગવાવવું. વારે વારે સુખ આવતું નથી અને કુટુંબની પણ સમુદ્ર પેઠે ભરતી ઓટ થાય છે. ભરતીમાં જે મૉજ છે તે મૉજ ઓટમાં મળતી નથી અને ફરી ભરતી થાય છે ત્યારે કાળબળ ફરી ગયું હોય છે એટલે એ ન્યાયતુલાએ આગલા પાછલા સંસારની અંદર, પ્રથમની અમૃતમય માધુર્યતા રહેલી હોતી નથી. માટે આવેલા સુખને પ્રમાદથી ખોવું નહિ. સાત્વિક કુટુંબ વૈભવ એ સ્વર્ગ સુખથી અધિક છે."

આજે સુંદરની શોકાર્દ્ર ભાવથી દ્રવતી મુખમુદ્રા જોઇ ગુણસુંદરી પણ તેવી થઇ ગઇ અને કુમુદને નિમિત્તે સુંદર અને ગુણસુંદરીનું મુખ ઉતરેલું જોઇ આખા કુટુંબ ઉપર શોકની છાયા પ્રસરી ગઇ. તેમાં આજે પ્રમાદધનની સંવત્સરી હોવાથી ઘરમાં સર્વ કોઇ શોકમય બની ગયાં.

છાતીમાં ડૂમો ભરાયલો હોવાથી સુંદર પાછલા ઓરડામાં ગઇ. ત્યારે આંખમાંથી આંસુ સારતી ગુણસુંદરી પાછલી બારીએ હાથ ટેકવી ઉભી ઉભી રડાય એટલું રડી. વિધવા દિકરીના દુઃખની પરિસીમા માપી તે આ અસાર સંસારની નિઃસારતાનું દુઃખ સહી રહી હતી.

સ્હવારના આઠ સાડાઆઠનો વખત થયો હતો. કુમારી અને મનોહરી રાંધણી પાસે શાક સુધારતાં બેઠાં હતાં. ગુણસુંદરીનું શોકાર્દ્ર મુખ સાલસબાના જોવામાં આવતાં શોકમય થયેલી તે બે જણી ભેગી ત્રીજી ભળી. ત્રણે શોકમય થયેલાં એક બીજા સ્હામું જોઇ રહ્યાં. શાક સુધારવાની છરી ઢીલી પડી અને સર્વના મુખમાંથી એક સરખો નિશ્વાસ બહાર પડયો.

---

૧ કુમારી-વિદ્યાચતુરની બ્હેન. દુઃખબાની દિકરી.
૨ સાલસબા-ચંચળના દિકરા ચરાપ્રસાદની વહુ.
૩ મનોહરી-હરિપ્રસાદની વહુ.
૪ હરિપ્રસાદ-માનચતુરનો દિકરો.

મનોહરીઃ " દુનિયામાં ઘણાના ગૃહસ્થાશ્રમ સ્મશાનવત્ બની ગયા છે."

કુમારીઃ " અરેરે ! આશા ભરેલાં પરિણિત જોડાંની આશાઓને અંકુર આવતાં પહેલાં તો નષ્ટ ભ્રષ્ટ થતાં જોઇએ છીએ. ખરેખર, સંસાર એ નિઃસારતાનું સ્થાન છે."

સાલસભાઃ " બાળ વયમાં સીતા અને રામ તથા સાવિત્રી અને સત્યવાનની કથાઓ શ્રવણ કરતાં તે વખતે સંસાર, જીવન પતિ પત્નીના પરસ્પર અખંડિત સ્નેહ અને ભકિતનો સુખી સમય હશે એમ ધારતાં અને રસમય સુખી જીંદગીનાં સ્વપ્ન કલ્પતાં; પણ મોટાં થયાં એટલે આંખો ખુલી અને સંસારનું ખરૂં સ્વરૂપ સમજાયું."

મનોહરીઃ " સંસારમાં શાન્તિ અને સુખની આશા એ ધુમાડાના બાચકા જેવી છે."

કુમારીઃ "ભણેલા અને વગર ભણેલાના સંસાર સુખમાં ફેર ખરો."

મનોહરીઃ " વગર ભણેલાનો ભડકો ને ભણેલાંની હોળી."

સાલસભાઃ " એમ કેમ ? "

મનોહરીઃ " અમારા જેવાં વગર ભણેલાંનો ભડકો ને ભણેલા સરસ્વતીચંદ્રની હોળી ! કુસુદની દુર્દશા જોની."

સાલસભાઃ " પરસ્પર સ્હેજસાજ ખામોશી ન રાખવાથી સંસારમાં આવતા અનિષ્ઠ પરિણામને અટકાવી શકાતું નથી. જીંદગીની ઉજ્વળ સુખમય આશાઓ નષ્ટ થાયછે ને ગઇ તક ફરી આવતી નથી."

કુમારીઃ " શું ભણેલાંઓ પણ જીવનના સુખનાં સાધનો માટે બેદરકાર રહેતાં હશે ? "

મનોહરીઃ "અહંતા અને શંકાથી ઉદ્ધત થયેલાં ભણેલાંઓ જે કપોળ કલ્પિત સ્વચ્છંદને તાબે થઇ મિથ્યા અભિમાનમાં સંસારને વરઘોડે ચઢે છે, તેમની વાતજ કરતી નહિ. એ તો કાળો કોટ, શ્વેત કૉલર અને કફનો સાજ સજવામાં શૂરા છે. પછી તે અહોનિશ મેલાં રહેલાં વસ્ત્રો અંગને વળગે એટલી એમના અંગની પણ દરકારવાળા નથી અને વ્યવહાર કાળમાં, મિથ્યા મમતામાં, વૈમનસ્ય કરવામાં, ભ્રષ્ટાભ્રષ્ટ કરી ધર્મને વગોવી. કજીયા કરવામાં, સારે કે નરસે સારી કે નરસી ક્ષણિક નામના મેળવવામાં, અનેક પ્રકારનાં દુઃખ દેવામાં અને ભોગવવામાં મહા જય હોય એમ મિથ્યાભિમાનથી અર્થ રહિત ઉપાધિ વ્હોરવામાં આયુષ્યનો અંત લાવવામાં પૂરા છે."

સાલસબાઃ " એટલો બધો દોષ ન મૂકો."

મનોહરીઃ "તપાસો. દેહશુદ્ધિ અને ચિત્તશુદ્ધિની અપેક્ષા છે? કોટ કૉલર ને ચ્હાનો પ્યાલો અને વધુ કરે તો ફુટપાથ પર હાથ ઝાલીને ચાલો. એટલામાં ત્રણ ભુવનનું સુખ ને બીજો બધો ધબડકો."

સાલસબાઃ "દેહશુદ્ધિ ને ચિત્તશુદ્ધિ સાથે સંસારને શો સંબંધ છે?"

મનોહરીઃ " અહંતા અને મિથ્યા અભિમાનથી મદોન્મત્ત થયેલાંનાં મનના મળ ધોવાતા નથી. મનની શુદ્ધિ સિવાય મિથ્યાભિમાન અને કપોળ કલ્પિત સ્વચ્છંદીપણું શાંત થતું નથી અને તે શાંત થયા સિવાય ચિત્તશુદ્ધિ ક્યાંથી? ચિત્તશુદ્ધિ ન હોય ત્યાં સંસારસુખ તથા ધર્મતત્વ કેમ ઝળકે અને એને અભાવે નીતિનાં આચરણને આવકાર ભાગ્યે જ હોય. નીતિ અને ધર્માચરણથી નષ્ટ થયેલાંનું આત્મહિત ક્યાંથી હોય અને આત્મહિત ન કરી શકતાં હોય તે પરહિત શું કરી શકે? કેવળ ભણેલામાં ખપતાં, ભાષાજ્ઞાનથી વાચાળ થાય છે અને તેથી વિવેક કે વિચાર વિનાનો ઘોંઘાટ કરી મૂકે છે; પરંતુ તેઓ પોતાનું કે જનસમાજનું કલ્યાણ કરવાની શક્તિ ધરાવી શકતાં નથી."

સાલસબાઃ " શું વિદ્વાનો અને ભણેલામાં ફેર છે?" ચકિત થતાં પૂછ્યું.

મનોહરીએ ચક્ષુને વિકસાવી પ્રતિઉત્તર કર્યો. " હા. વિદ્યા પ્રાપ્ત કરી ચિત્તશુદ્ધિથી સુસંસ્કારી થયેલા હોય તે વિદ્વાનો અને ભણીગણી વિવેક કે વિચાર વિના સ્વચ્છંદે ભાંગડો વાટનાર ચક્રમો તે ભણેલા, એવા બે વિભાગ થાય."

સાલસબાઃ " ત્યારે તમે ચક્રમનો વર્ગ જૂદો પાડી તેને માટે કહો છો?"

મનોહરીઃ " હા, એ ભણેલા ગણેલા ચક્રમો, વગર ભણેલા મૂર્ખાઓ કરતાં દૈત્ય સમાન છે."

સાલસબાએ હાથનો ચાળો કરતાં કહ્યુંઃ " આટલો બધો આક્ષેપ મ્હારે મન વસતો નથી."

મનોહરીએ કટાક્ષથી મ્હોં મલકાવી હાથ ઝાલી કહ્યુંઃ " લો, ભણેલા ગણેલાનાં [illegible] ઇતિહાસ વાંચી હિસાબ તપાસો, સત્ય તુલના કરો."

સાલસબાઃ " કહો, ક્યાંથી તપાસશો ? "

મનોહરીઃ " સુખ ને સુધારાનું સ્થાન મુંબઈ છે માટે મુંબઈથી શરૂઆત કરીએ."

" હા, હું મુંબાઇ ગઈ'તી ત્યારે સીતાપતિ પંડિતનું જોડું જોઇ હું તો છક્ થઇ ગઈ'તી. મનોહર સૌંદર્ય, અધિકાર, છત અને છોકરાં, એના સુખની તે શી પરિસીમા ?" સાલસબાએ આનન્દ પ્રફુલ્લ વદને દર્શાવ્યું.

અટ્ટહાસ્ય કરતાં મનોહરીએ ઉત્તર કર્યો: "એમનું સુખ એમને હજો. એવું સુખ આપણને જોઇતું નથી."

આશ્ચર્યચકિત થતાં સાલસબાએ પ્રશ્ન કર્યો: " એમ કેમ ? "

"એ તો નાટકના રાજા જેવો એમનો ગૃહ સંસાર છે. બગીમાં બેસી બહાર જવાનો ખેલ ખલાસ થયો કે બાઇ બાઇની ઓરડીમાં અને ભાઇ ભાઇના રૅાપમાં. બેંતાલીશ વર્ષે પણ તાડન સંસ્કાર છે. ઘરમાં બાઇનો વિશ્વાસ ન મળે ને ગૃહવ્યવસ્થામાં એક દિવસ તેલ નહિ તો બીજે દિવસે મરચું નહિ. સંશય અને ક્લેશનું અધિષ્ઠાન છે." મનોહરીએ કહ્યું.

સાલસબાઃ " એમ તે હોય ! "

મનોહરીઃ " એમાં તો ઊંડાં ઉતરતાં જ નહિ. ઢમઢોલ, માંહી પોલ ને ઉપર છત્તર છાયા. આ તો રાજ્યદ્વારી ખાતું પત્યું. હવે પકડો કેળવણીખાતું. ગુલાબભાઇ માસ્તર બી. એ."

સાલસબાઃ " એ તો વિદ્વાન્, ઉદાર, હિમ્મતવાન્, પરમાર્થવૃત્તિવાળા, દયાર્દ્રવૃત્તિવાન્ ઘણાના આશ્રયદાતા છે. "

મનોહરીએ હાથનો ચાળો કરતાં કહ્યું: "એ બધું ડહાપણ ખરૂં, પણ ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધીઆને આટો આપવા જેવું."

સાલસબાઃ " એવું તે શું છે ? "

મનોહરીઃ " ત્રણ ત્રણ ચચ્ચાર સ્ત્રીઓએ પણ ધરાયા નહિ. એકનો ત્યાગ, બીજીનું માથુ મુંડયું. નાક કપાતાં રહી ગયું. એ બધા સંસ્કારોની પરિસીમા છે. ત્રાહિ તોબા ! "

કુમારીઃ " ભાભીજી એ તો કહો. "

મનોહરીઃ " ભણેલા ને વગર ભણેલાની તુલનામાં પારકી નિંદાનું પ્રયોજન શું ? "

સાલસબાઃ " બસ્સ; તમે એવું અરધું બોલી ચુપ રહો ને અમારી ઉત્સુકતા વધે છે. તમારે એટલું તો કહેવું જ પડશે."

મનોહરીઃ "એમાં સાર શો છે? ત્રાસ અને દયા. માસ્તર તો બીચારા પ્રેમાળ અને પ્રેમપરાયણ છે પણ સાસુજીને તે ગમતું નહિ. એક દિવસે રસોઇઓ માંદો થયો. રસોઇઆએ કહ્યું, "ભાભી, વડાંમાં મ્હારો જીવ છે. વડું ખવડાવો તો સારો થાઉં.' ભાભીએ કડછીમાં વડું તળ્યું ને રસોઇઓ તાવે પડેલો સૂતો હતો ત્યાં આપવા ગઇ. સાસુએ આ દાવ સાધી બારણું દઇ સાંકળ ચઢાવી, વહુ ઉપર દોષારોપણ કરી ચીસો પાડી મૂકી, દિકરાને કચેરીએથી બોલાવ્યો. વહુએ બહુએ આજીજી કરી પણ સાસુજીએ સાંકળ ખોલી જ નહિ. માસ્તરને આવતાં આવતાં તો માએ એટલો વિષનો નિશો ચઢાવ્યો કે ન્યાય અન્યાયનો વિચાર કરતાં પહેલાં, સત્યાસત્ય શું છે તે પૂછતાં પહેલાં, બૈરીનો ચોટલો કાપી નાંખ્યો, ને અસ્ત્રાથી નાક કાપવાની તૈયારી કરી. માંદા પડેલા રસોઇઆએ વચ્ચે પડી અસ્ત્રો ઝુંટવી લીધો. નાકે ડાઘો પડી રહ્યો. માસ્તરે પ્રિયાનો ત્યાગ કર્યો. કહો! હવે ભણેલાની ન્યાયવૃત્તિની કિંમત તમે ક્યાં આંકશો? આમાં દયા અને ત્રાસ સિવાય બીજું કાંઈ છે? વળી કનકપ્રસાદ બી. એ. નું વ્યાખ્યાન તો કંઇ ઓરજ છે."

કુમારીઃ "ભાભી કહો તે શું છે?"

મનોહરીઃ "કનકપ્રસાદ બી. એ. ની સ્ત્રી પસંદ કરવાની રીતિએ તો સંસાર વ્યવહારમાં આંગળાં કરડાવ્યાં! પારકી છોકરીઓની પરીક્ષા કરી પસંદગી બતાવવી, પૈસા ઓહીયાં કરવા, ને વળી પાછી બીજે સ્થળે પસંદગી નાંખવી. એમ બબ્બે સ્થળે કર્યું. ત્રીજે સ્થળે લગ્ન કર્યું. ત્યાં પણ શું? સ્ત્રીને પૈસે મૉજ માણવી. પૈસાના વાંધા પડ્યા કે ચૌદમું રતન. કહો એ પૈસાના કેવા સગા? કહો એ તે વિદ્વતા કે ચક્રમતા?"

સાલસબાઃ "બળ્યું, ભણ્યા ગણ્યા આવું શીદ કરતા હશે? એમના ભણતરમાં ધૂળ પડી."

મનોહરીએ ક્રોધમય ચક્ષુ વિકસાવી બે આંગળી અક્કડ કરી ક્રોધમાં કહ્યુંઃ "અરે, મ્હારા જેવી કોઇ કુમારિકા મળી હોત તો પેટમાં કટારી જ ખોસી દીધી હોત, કે ઢાંગ ધતુરા અવળા નીકળત."

કુમારીઃ "હા, એ તો મ્હેં ઓળખ્યો, પેલો દાઢીવાળો."

સાલસબાઃ "આવા કેટલા હશે?"

મનોહરીઃ "ભણ્યા ગણ્યાના ભવાડા હજી તો ઘણાએ છે.

રતિપતિલાલનો રૅાપ તો વળી જૂદો. પોતે કાળા સીદીના ભાઇ પણ ભાઇએ મઢેમ થવું જોઇએ. અંગ્રેજી ભણવું જોઇએ. બીચારી અંગ્રેજી શીખી. હવે એટિકેટ નથી તેનો વાંધો નીકળ્યો. પાણિગ્રહણ કર્યું હતું એટલે ખાડમાં પડી હતી. જખ મારીને એટિકેટ શીખી. કહે લોન્ડી નવાબ તો કે નવાબ કહ્યા છતાંએ આખરે સંસારના કિનારા ઉપર આતુર ચાતકની પેઠે સંસાર સુખની તૃષ્ણાના વિચારમાં ને વિચારમાં બીચારી સંસાર ત્યાગી ગઇ."

કુમારીઃ "હાય, હાય, આ તો ભીષણ ક્રૂરતા!"

મનોહરીઃ "વળી વિલાયતમાં જઇ આવેલા બારિસ્ટર સાહેબની બલિહારી એથી પણ વધે એમ છે. રત્નલાલ બારિસ્ટર સાહેબના મનમાં તુરંગ આવ્યો. પ્રિયાનો ત્યાગ કર્યો. મૌન્ય ધારણ કર્યું. પ્રિયાએ માફી ચાહી, યાતના કરી પણ કંઇ પ્રતિઉત્તર નહિ. ભીષણ દુઃખની યાતના વેઠતી જ રહી. દૈત્યને દયાનો પાશ લાગ્યો જ નહિ."

કુમારીઃ "આ તો બૈરી ઉપર બારિસ્ટરપણું ચલાવ્યું. વાહરે મ્હારા બારિસ્ટર સાહેબ!"

મનોહરીઃ "મણીભદ્ર વકિલના વગોણાનું વલોણું વિષ ઉત્પન્ન કરે એવું છે. સમાન વયનાં પતિ પત્ની આનંદ કલ્લોલ કરતાં. પ્રિયા સાચા બોલી પણ જરા બહુ બોલી હતી. સાસુ નણંદને ખરો ને ચોખ્ખો ઉત્તર આપતી તેથી અંટસ વધતો ગયો. સાચા બોલી સાસરે ન સમાય તેમ સાચું કહેતાં આડું પડયું અને ગૃહરાજ્યમાં કંકાસનું મૂળ જામ્યું બ્હેને ભાઇના સાચા જૂઠ્ઠા કાન ભંભેર્યા જ કર્યા. આખરે પતિએ મહા ક્લેશને લીધે પ્રિયાનો ત્યાગ કર્યો. સત્ય વાતનો ન્યાય ન થયો. એક સ્ત્રી થઈ તે ગત્ થઇ, બીજી થઇ તેને કંકાસમાં ક્ષય થયો. અસારના વલોણામાંથી ક્ષયનું વિષ ચઢયું ને નિકંદન ગયું."

"વકિલે ઘણાના કેસ ચલાવ્યા હતા. જનપ્રકૃતિના માહિતગાર હતા. કેમ સત્ય ન તારવ્યું?" કુમારીએ પ્રશ્ન કર્યો.

"સત્યની વાત જ જવા દેની. એક પ્રસિદ્ધ વકિલે તો પોતાની ધર્મપત્નીના મંગળ ફેરાનો ઇન્કાર કરી લગ્નનો પણ ઇન્કાર કર્યો હતો. ભણેલા ગણેલાઓમાં ખપતા દમ્પતીઓમાંના યુક્તિ ભરેલાં જૂઠ્ઠાણાંને જવા દેની." મનોહરીએ મરડાટમાં કહ્યું.




પત્રને ફોડ્યો. વાંચતાં વાંચતાં સ્તબ્ધ થઇ ગઇ. આનંદ અને ખેદ એની અસર અનુભવતી નિરુત્તર સજ્જડ થઇ ગઇ.

પૃષ્ઠ ૨૪૨

[Luhana Mitra Press, BARODA]

"લોકલજ્જાને ઊંચી મૂકનાર ભણેલા, હડહડતા જુઠ્ઠા ઠબ્બુઓની શુદ્ધ સાન કોઇ ઠેકાણે આણે એવું નથી?" સાલસબાએ સાલસાઇથી પ્રશ્ન ઉલટાવ્યો.

"કોઇ માથાની મળે તો એમ પણ થાય. પેલા મુનસફ સાહેબે ઘણુંએ કર્યું. નવી કરેલી પત્નીનો સ્વીકાર ન કરવાને ઘણી ગતો રમ્યા પણ આખરે બાઇ સાહેબ કૉર્ટે ચઢયાં ને કાયદા પ્રમાણે ધણીનો કબજો લીધો અને માથું મારી ધણીના ઘરમાં રહી." મનોહરીએ વિગતથી કહ્યું.

"એ તે ખરી માથાની." કુમારીએ ટાપસી પુરી.

સાલસબાઃ "વારૂ, એવું તે થતું હશે? પરાણે પ્રિત તે કેમ રહે?"

મનોહરીઃ "ધણી ન બોલે ચાલે તો બૈરી કૉર્ટમાં દરખાસ્ત ભરી અમલ કરાવે એવો છે."

કુમારીને ખડખડ હાસ્ય થયું. તે હસતાં હસતાં બોલીઃ "આવું આવું ન કહેતાં. એવું સાંભળીને બૈરીઓ કૉર્ટમાં જશે ને બૈરાંથી કૉર્ટ ઉભરાશે."

"મલિન વિચાર, અપવિત્ર વિકાર, ક્ષુદ્ર સંકલ્પો અને પાતકી આચારમાં લચ્યા પચ્યા રહેલા ભણ્યા ગણ્યાનો ડૉળ રાખનારા ઠબ્બુઓને તો પાંસરા તીર જેવા કરવા જોઈએ." મનોહરીએ અક્કડ છાતી કહાડી રૂઆબમાં જ કહ્યું.

સાલસબાઃ "પાઠશાળાઓમાં શિક્ષણ લીધેલી બાળાઓ, સંસારને યથાસાંગ સુખમય કરી શકે છે?"

મનોહરીઃ "સર્વાંશે નહિ; પરંતુ નિરક્ષર ડોસીઓ સાથે સરખાવતાં નીતિ રીતિમાં તો તેમનાથી સંતોષ થયો નથી; ઉચ્છૃંખલ, અધર્માચરણી, સ્વચ્છંદી, અને મમતીલીઓ વધુ નિવડે છે. તેમના ગૃહસ્થાશ્રમમાં કલેશ, ચિન્તા, મનોવ્યથા, હેરાનગત્તી ને ત્રાસ અવર્ણનીય હોય છે. ભણેલી ગણેલી રૂક્ષ્મણી ઇંગ્લેન્ડ જઇ ડાકટર બની આવી અને પતિનો ત્યાગ કર્યો પછી સુખ તે ક્યાંથી હોય? ઝુરી ઝુરીને મરે એ તે વિદ્યા? પાઠશાળામાં જતી કંચનગૌરી પંદર દિવસે બાપને ત્યાં પાછી આવી. આ તે ઉચ્ચ સંસ્કારો! આનંદમલ્લની ભત્રીજી ભણી ગણી મ્હોટી થઇ. ધણી નાપસંદ પડયો. ઘર ન માંડયું. કાકાએ ઘણું સમજાવ્યું. પતિએ વિનય કર્યો છતાં સાસરે જતાં પેટમાં ચુંક આવે. પોતાનો ભવ બાળ્યો ને બીજાનો ખરાબ કર્યો.

બાઇ સાહેબ વિલાયત જઇ બેઠાં. એવી બૈરીઓ ગરીબ ગૃહસ્થાશ્રમને શા કામની ? એ ભણતરને કેવું કહેવું ? ભણેલી અને ભણેલાની હોળી તે આવી ને આવી છે ને તે હોળીમાં આપણાં કુમુદ બ્હેન પડયાં છે. ”

“વગર ભણેલાના ભડકા. તેમની બુદ્ધિ ટુંકી તેમ ક્લેશ કંકાસે ટુંકા. વિજળીનાં વગોણાં, જમનાનાં જાદુ ટોણાં, ઘેલાભાઇની ગોદાગોદી ને કમળાગૌરીનો કંકાસ. કજોડાની કહાણીઓ ને દેરાણી જેઠાણીઓનાં મ્હેણાં બોડાં ! ધણી ધણીઆણીઓનાં છોકરવાદી રીસામણાં મનામણાં. ન્હાનાં મ્હોટાં છમકલાં. ભડકો થાય ને બુઝાય. લોકલજ્જાએ કે પ્રેમની લાગણીએ, છુટાં થયેલાં ભેગાં થાય ને ટુટેલા સંસારનું ગાડું ચીલે પડે. ત્રિનયે કે વયે ટુટેલા પ્રેમને થીંગડું દેવાય ને સંસાર મીઠો લાગે. અમારા જેવાં વગર ભણેલાંના ભડકા તો વયે અને વખતે ઠંડા થાય પણ ભણેલા ગણેલા સરસ્વતીચંદ્રે સળગાવેલી હોળી જો ને, હોલવેલી હોલવાય છે ! આજે બધાનાં મન ઉદ્વેગમય છે. સુંદર કાકી ઓરડામાં રૂએ છે. ગુણસુંદરી કાકી બારીએ ઉભાં ઉભરો ખાલી કરે છે. કુમુદ તો હજી દુઃખની ચિતામાં ભસ્મીભૂત થયેલી સળવળતી જ નથી.”

હાંફ્લો ફાંફ્લો હરિપ્રસાદ ગુણસુંદરીને શોધતો શોધતો આવ્યો. તે સર્વને કરૂણારસની રેલીમાં ખિન્ન થયેલાં જોઇને દિઙ્મૂઢ થઈ ગયો. તેણે ગુણસુંદરી કયાં છે એવો પ્રશ્ન કર્યો. મનોહરીએ આંગળીથી ઇસારો કરી પાછલી બારી બતાવી. હરિપ્રસાદે કાકીના હાથમાં પત્ર મૂકયો. લેનારીએ આંખને લુંછી. ઊંડો નિશ્વાસ મૂકતાં પત્ર હાથમાં લીધો. પત્રને ફોડયો. વાંચતાં વાંચતાં સ્તબ્ધ થઇ ગઇ. આનંદ અને ખેદ બેની અસર અનુભવતી નિરૂત્તર સજ્જડ થઇ ગઇ. ચતુર સુંદર, ગુણસુંદરીની સ્થિતિનો ભેદ પામી ગઇ. સફાળી પાસે આવી બેઠી. ગુણસુંદરીએ પોતાના હાથમાંનો પત્ર સુંદરગૌરીને આપ્યો. સુંદરગૌરીએ પત્રમાં મન પરોવ્યું.

મુંબાઇ. તા. ૪ ગુરૂવાર

પરમપૂજ્ય માતુશ્રી.

મુ. રત્નનગરી.

મુંબઇથી લિ. ચિ. કુસુમના સાષ્ટાંગ પ્રણામ માન્ય કરવા કૃપા કરશોજી. આપના અને પિતાશ્રીના કૃપાપ્રસાદથી આનંદમાં છું.

વિશેષ, સર બ્રાડલો નામના ગૃહસ્થ આપના તરફના પ્રદેશો નિહાળવાના નિમિત્તે પધારેલા છે. તેઓ દેખાવે સ્પષ્ટ ભાસે છે. પરંતુ તેઓ હાલ લન્ડન નગરીના મહાન્ નર તરીકે તથા મહાન્ સમૃદ્ધિવાન્ વ્યાપારી તરીકે ઓળખાય છે. એમાં મ્હોટો ભ્રમ છે.

આવા સમૃદ્ધિવાન્ મહાનર આપણા આપ્ત છે એમ પણ કેવી રીતે કહી શકાય ? ત્યારે બીજી તરફથી તેઓ આપણા આપ્ત છે એમ પાકી ખાત્રી થાય છે. વિશેષ વર્તમાન મેળવવા માટે પોતેશ્રીએ લન્ડન તાર કર્યો છે. એ દરમ્યાન આપને તથા પિતાશ્રીને જે ધર્મ ગ્રાહ્ય થતો હોય તે ગ્રાહ્ય કરશો. પરંતુ પાંજરામાં આવેલા પંખીને ઉડવા દેતાં નહિજી.

ઉત્તર લખશો. અત્ર સર્વ કુશળ. તથાસ્તુ.

લિ. આપનો કૃપાપ્રસાદ ઇચ્છનાર ચરણરજ
કુસુમના અનેક પ્રણામ.

સુંદરે ગુણસુંદરી સ્હામું જોયું ને ગુણસુંદરીએ સુંદર સ્હામું જોયું.

“ હાય, હાય, એ તો હમણાં જ ટાંગામાં બેસીને ગયા. ” સુંદરે એકાએક થઇ ઉદ્ગાર કહાડયો.

ગુણસુંદરીઃ “ હેં ! ” કહી ફાટેલી આંખે જોઇ રહી.

સુંદરે હરિપ્રસાદને હુકમ કર્યોઃ “ ભાઇ, આ પત્ર તમે જાતે જ તમારા કાકાને આપી આવો ને તે સાથે વડિલને આ વર્તમાનની ખબર આપો. ”

સુંદર ને ગુણસુંદરી કુસુમના વિદ્યાલયમાં ગયાં. ત્યાં અતિથિની ટ્રંક પડેલી હતી. સુંદરે તેને ખંખોળી. એક રબરના પાકિટમાંથી રૂપાની ફ્રેમ નિકળી. તેમાં કુસુદની છબી હતી. સુંદરે તે ગુણસુંદરીને બતાવી તેના સ્હામું જોઈ રહી. શંકા, આનંદ અને ખેદના હીંચોળામાં આંચકા ખાતાં ખાતાં બન્ને એક બીજાં સ્હામું જોઈ રહ્યાં. હવે કયો ધર્મ ગ્રાહ્ય છે તે કોણ કોને પૂછે ? અસ્વસ્થ મગજમાં સંશય અને ભ્રમણાના આંચકા વાગવા લાગ્યા.

# પ્રકરણ ૧૬ મું

## શોકસાગરમાં આશાની ઉષા

" આશા મધુર અમૃતને ભરે છે,
આનંદ રશ્મિ હૃદયે પુરે છે.
શોકાગ્નિમાં નાશ પુરો કરે છે,
આશા સ્ફુરે રંગ બધા ફરે છે. "

સૌથી વધારે સાત્વિક અને તલસ્પર્શી બુદ્ધિની અસીમ સીમાના પંથમાં પહોંચેલી, કઠિનમાં કઠિન પ્રસંગોમાં કઠિન કસોટીમાં કસાયલી કુમુદના મનોબળે પવિત્રતાના પ્રતાપે હાર્દ ઉકેલ્યું. આત્મબળની ક્ષીણ થયેલી જ્યોતિએ અદ્દભુત બળ પ્રેર્યું. નન્દનવનની લહરીઓમાંથી સ્ફુરતા પવન વેગના જેવા વિચારો દોડવા લાગ્યા. તેણે હાથમાં કલમ ઝાલી, વળી મ્હોંમાં કલમ ઘાલી, વિચારમાં પડી.

આજે સૌંદર્ય ઉદ્યાનમાં ખીલેલા અનંત કુસુમની લહરીઓ તેને સ્પર્શ કરી શકી નહિ. મંજરીઓમાં ઝુલતાં રમ્ય પુષ્પોની સૌંદર્યતા તેને આકર્ષી શકી નહિ. અમૃત કુંડ જેવા મનોહર ફુવારામાંથી સ્ત્રવતી અનંત ધારાઓ તેના ચિત્તનું ખેંચાણ કરી શકી નહિ. તેણે મ્હોંમાંની કલમને બે આંગળી વચ્ચે દાબી હડપચીને અંગુઠાથી સ્પર્શ કરી ઉદ્દગાર કહાડયોઃ " મ્હારામાં સત્ત્વ નથી, મનોહરતા નથી, પવિત્રતા નથી. હું કંટાળા ભરેલી છું. એવું જેઓ એક વખત ધારતા, તે આજે મ્હને પરમ પવિત્ર ધારે છે, મ્હારી મહત્તા માને છે, પોતાના દોષને સ્વીકારે છે, મ્હને નિર્દોષ ધારે છે, મ્હારી ગુણજ્ઞતા વિચારે છે ને મ્હારામાં વિશ્વનું સૌંદર્ય જુએ છે. મ્હારે માટે આટલું આટલું સહે છે તેની પ્રીતિને અને કૃપાને પાત્ર થવું એજ મ્હારૂં કર્ત્તવ્ય છે. શું એ સત્ય છે ? હા, એજ સત્ય છે. મનુષ્ય જીવનમાં ક્ષમા અને ધૈર્ય એ મહા દિવ્યતા છે. મનુષ્ય માત્રનું હિત થાય, શ્રેય થાય, ક્લેશાર્ત્ત જીંદગીઓમાં આનંદ અને સુખનાં અમૃતજળ સીંચાય, તિમિર ભર્યા જીવનમાં પ્રીતિનાં કિરણો-

થી પ્રકાશની પ્રભા ફેલાય, નીચામાં નીચા અનુભવથી ખરડાયલાઓ-નાં જીવનને ઊંચે ખેંચાય, ખોયેલું ચારિત્ર્ય બળ પાછું મેળવી ઉન્નત પંથે ચ્હડાવાય ત્યારે જ જન્મની સાર્થકતા થાય. હા, સંસાર અને આચાર વિચાર વડે મ્હારો માર્ગ ગુંચવાયેલો છે; પરંતુ આ તો કર્તવ્ય ધર્મની કસોટી છે. એને ભેદવાને પણ પ્રયત્નશીલ થવું પડશે. સ્ત્રી ધર્મને તે ગ્રાહ્ય છે. મૃદુતા, સ્નેહ, સુંદરતા, સ્વાર્પણ ભાવ, સહનશીલતા અને ભક્તિ એ સર્વની ઉરવાહિની સ્ત્રી છે અને વીરત્વતા, દૃઢતા, ધીરતા, પ્રીતિ, કર્તવ્ય એ સર્વનું પોષણ કરનાર પુરૂષ છે. એ સંયુક્ત ગુણોનું સંમિલન પતિ અને પત્નીરૂપ યુગલ જોડાવાથી જ થાય છે. ત્યારે જ જગતના કર્તવ્યધર્મ યથાસાંગ બજાવાય છે. આ કાળે મ્હારે આવશ્યક ધર્મ બજાવવાનો છે તે બજાવવો જ પડશે. આ કર્તવ્ય બજાવવામાં કોને શું કહેવું ? કેવી રીતે કહેવું ? જીભ શી રીતે ઉપાડવી ? આ વર્તમાનને કોણ માનશે ? હવે કેવી રીતે મનાવવું ? આપ્ત જનોનું કેવી રીતે ખેંચાણ કરવું ? શું બોલવું ? " એ વિચારે કુમુદની આંખમાં આંસુ તરવરી આવ્યાં. મુખારવિંદ કરમાઇ ગયું. કર્તવ્યે આત્મબળ આણ્યું. તેણે મિસ ફ્લોરા માર્ફતે કાર્યને અમલમાં આણવાનો નિશ્ચય કર્યો. પત્ર હાથમાં લીધો ને શોકસાગરમાં ડુબેલીએ કલમને ખડીઆમાં બોળી લેખ શરૂ કર્યો:-

વ્હાલાં બ્હેન મિસ ફ્લોરા.

મુ. રત્નનગરી.

આપના અત્રેના પ્રવાસને અભિનંદન આપું છું. આપ તથા આપની સાથે પધારેલા મહાશયનાં દર્શનની અપેક્ષા રાખું છું. આપને તથા તેઓશ્રીને કયો વખત અનુકૂળ પડશે તે કૃપા કરી દર્શાવશો.

લિ. જગત માત્રના કલ્યાણને ઇચ્છતી,

અધીના-કુમુદ.

પત્ર એન્વેલપમાં બંધ કર્યો. મિસ ફ્લોરાના નામનું સરનામું કર્યું. સિપાહીને બોલાવવા બટન દાબ્યું. નાદ થતાંજ સિપાહી હાજર થયો.

" આ પત્રિકા મડમ સાહેબને આપી આવો." કુમુદે આજ્ઞા કરી.

" બોટ ખુબ " કહી સિપાહી પત્રિકા લઇ ગયો. પત્રિકા લઇને નીચે ઉતરતાં જ મડમ સાહેબ અને આવેલો અતિથિ બન્ને બહાર ગયાના વર્તમાન જાણ્યા. ટાંગો જતો જોઇ સિપાહી પત્રિકા લઇ પાછળ દોડયો. ટાંગો ગામ બહાર નીકળી ગયો. સિપાહીએ દોડી

પહોંચી ને ચીઠ્ઠી આપી. ચાલતે ટાંગે ચીઠ્ઠી વાંચી. મિસ ફ્લોરાએ ચીઠ્ઠી અતિથિના હાથમાં મૂકી. તેણે વાંચી ગજવામાં મૂકી. મિસ ફ્લોરાએ અતિથિના સ્હામું જોયું. કંઈ ઉત્તર મળ્યો નહિ. મિસ ફ્લોરાએ સિપાહી તરફ હાથ હલાવી રજા આપી. "ઓટ ખુબ" નો પ્રતિઉત્તર કરી સિપાહી પાછો ફર્યો.

આતુરતાથી પ્રતિઉત્તરની રાહ જોતી કુમુદ દ્વારમાં ઉભી ઉભી સંકલ્પ વિકલ્પો કરવા લાગી. તેના સંકલ્પો અનિવાર્ય હતા. હૃદયમાં ઉઠતા પ્રશ્નો પણ કામના નહોતા. પ્રતિઉત્તર ન મળે એવા કઠિન હતા. ઉત્તર આપે એવું કોઈ એની પાસે નહોતું. કોમળ હૃદયમાં ઉભરાતા વિચારે ઉભરા કહાડવા માંડયાઃ—

" ઉંડાં દુઃખડાં કોને કહેવાં ?
કારી ઘા છે કાતિલ એવા.
હૈયું આજ નિસાસા લે છે,
આંસુડાંને પૂરે વ્હે છે. "

વિચાર સ્તંભ્યા. પાછી વિચારસંકલનાની સાંકળ ચાલીઃ—

" ભાવિ ભૂત તણા ભણકારા,
આણે છે એ આંસુ ધારા.
હૃદય–દાહ પ્રજ્વ્યાજ કરે છે,
શ્વાસો પુરા દુઃખના લે છે. "

કુમુદ હડપચીએ આંગળી લગાડી બોલીઃ—

" ગયેલું કેમ ગયેલ મનાય ?
પ્રત્યક્ષ થયલું કેમ વિસરાય ?
હૃદય આંખ પુરે છે સાખ,
અંતર બળી થાએ છે ખાખ. "

વિચારની સાંકળમાંથી ડોકીયું કરતાં નયનને ગચ્ચીના જાળીઆના પ્રદેશમાં સ્ત્રીવર્ગની છાંયા જણાઇ. મનને કુતૂહલ લાગ્યું, એટલે કર્ણ જાળીઆમાં ધર્યા. સંભળાયું એટલું સાંભળ્યું. નેત્રને પ્રવૃત્તિમાં મૂકી નિહાળ્યું. ગુણસુંદરી અને સુંદર કાકીને અતિથિની ટ્રંક ખોલતાં દૃષ્ટિગોચર કર્યાં. તેમાંથી એક ફોટોગ્રાફ નીકળ્યો. તેની સાથે એક અંગ્રેજીમાં પત્ર હતો. એક બીજાને અરસ્પરસ બતાવ્યો. સંકલ્પ વિકલ્પમાં પડેલી ગુણસુંદરી બોલીઃ " આ તે શું ? "

હૃદયમાંથી નિશ્વાસ મૂકતાં આતુરતાથી સુંદરે પ્રતિઉત્તર કર્યોઃ " અંતરની ઉંડાણમાં ઇષ્ટ હતું તેજ પ્રત્યક્ષ થાય છે. "

" શું આ પુરાવો છે ? " ગુણસુંદરીએ ધ્રુજતા અંતઃકરણમાંથી હર્ષ અને ગંભીરતાથી ગુંચવાતાં પ્રશ્ન કર્યો.

" કુસુમ પત્રમાં સંકેત કરે છે. અનુભવમાં આવવા યોગ્ય આવે છે. હવે યોગ્ય ભૂમિકા ઉપર તપાસ થશે ત્યારે ખાત્રી થશે." સુંદરે ઉત્તર દીધો.

અંતરની જીજ્ઞાસાથી જાળીઆમાં લપાયલી કુમુદે દૃષ્ટિને પાંપણોમાંથી ઉંચી વળવા દઇ, ચક્ષુની શક્તિ જેટલી ખેંચાય એટલી ખેંચી નિશ્ચય કરવા પ્રતિમા સ્હામી નાંખી તો પોતાની જ પ્રતિમા જણાઇ. સાનંદાશ્ચર્યથી, કંપતે સ્વરે, અધીર હૃદયના ઉભરાતા વિકારથી સ્તબ્ધ થઇ દૃષ્ટિપાત કરી રહી. ગુણસુંદરી અને સુંદર પ્રાસાદમાં આવ્યાં. એણે તો દૃષ્ટિથી નિહાળ્યા કર્યું ને વિચારવા લાગીઃ

" સંસારીનો જીવન પ્રવાહ દિવસ જેવો છે. દિવસને અંગે જેમ તડકો અને છાંયડો, પ્રકાશ અને અંધારૂં, તે પ્રમાણે જીવન પ્રવાહમાં પણ સર્વદા સુખ અને દુઃખ, તેમજ હર્ષ અને શોક વહી રહેલાં છે. સંસારી જનોમાં પતિપત્નીના ધર્મ સંબંધી તેમના હૃદય ઉપર મહાન્ સત્તા રહે છે. ચક્ષુના પ્રદેશને બંધ કરી જોતાં જ હૃદયપટ ઉપર આલેખાયલી પ્રેમ પ્રતિમા તદાકાર ઉભી થાય છે. ધર્મના જ્ઞાનવાળી હૃદય શુદ્ધિનો નિશ્ચય તો સર્વ ધર્મ જેને શ્રેષ્ઠ ગણે છે તે પતિવ્રતનો જ પક્ષપાત કરે છે અને તેજ સ્ત્રી માત્રનો ધર્મ છે. પતિવ્રત ધર્મથી ભ્રષ્ટ થયેલી ભ્રષ્ટાઓને પણ ઉન્મત્ત દશા જાય છે, ત્યારે તેમના હૃદયની શુદ્ધ પ્રેમવૃત્તિની દૃષ્ટિ ધર્મપતિમાંજ ઠરે છે. તેનેજ શોધે છે અને તેની હૃદયવૃત્તિ ત્યાં સૂધી શાંત થતી નથી. તેજ દશા ઉન્મત્ત દશામાં પ્રવૃત્ત થયેલા પુરૂષોને પણ ભોગવવી પડે છે. પુરૂષનું મન આથડે અને ભમી ભમીને થાકે ત્યારે આખરે ધર્મપત્નીમાં જાય ત્યાં સૂધી હૃદયને તૃપ્તિ કે શાંતિ મળતી નથી. આ સિદ્ધાંત—ન્યાયે પ્રાણેશની સ્થિતિ કળાય છે. તૃપ્તિ ઉભયને નથી. અધીરતાનો અંત નથી. ધૈર્ય ધરી માર્ગ ખોળી શકતાં નથી. મ્હારાથી ખોળી શકાતો નથી. મ્હારા જીવિતનાથના હૃદયમાંથી હું પારા પેઠે સરી ગઇ નથી. સ્વામીના હૃદય કિલ્લામાં સબળ છાપો મારેલો છે. તેમની આંતર ઇચ્છા પારદર્શક જણાઇ ચુકી છે, પરંતુ કર્ત્તવ્યની સિદ્ધિમાં શંકા છે. હવે અમારૂં સખી કૃત્ય કોણ કરે ? શુષ્ક થયેલા જીવન માર્ગમાં અમૃત રેડી ચૈતન્ય કોણ આણે ? સંસારની મર્યાદા કેટલી હદ સૂધી રાખવી ?

અધિકાર ક્યાં સૂધી અટકાવવો ? સ્ત્રી ધર્મનો એ અધિકાર છે. યથાકાળે સંસારમાં સ્ત્રીને પોતાને હાથે જ પોતાનો અધિકાર ચલાવવો પડે છે. પરમ સાધ્વી સીતાએ પતિ સાથે વનમાં જવામાં પોતાના જ હાથમાં અધિકાર લીધો હતો. દ્રુપદ પુત્રી દ્રૌપદીએ રાજ્યભ્રષ્ટ થયા પછી પતિની સાથે જ સંબંધ રાખ્યો હતો. પરમ સાધ્વી સાવિત્રીએ પરમ પુરૂષાર્થ કરવાનો અધિકાર હાથમાં લઇ પતિને જીવન દશા પ્રાપ્ત કરાવી હતી. ગત કાળનો વિષમય અનુભવ વિસ્મૃત કરાવી કલ્યાણકારક, હૃદયપાવન કૃપાપ્રસાદનું સેવન કરી, પ્રેમ આસ્વાદન કરાવવાનો અધિકાર શું આ કાળે મ્હને પ્રાપ્ત થાય છે ? પ્રાણેશની હૃદય ગુહામાં હું વસી છું. હવે તો ફક્ત હૃદયમાં અમુઝણ ભરાઇ ગઇ છે. એકજ ઘટિકા માત્ર હૃદય ઉઘાડવાનો અવસર મળે તો બસ. કહેવાનું કહી લેવાય અને સાંભળવાનું સાંભળી લેવાય. સ્વામીના હૃદયમાં સૂક્ષ્મ પ્રીતિની પવિત્ર વાસના સ્ફુરી છે. રસ ચેતન ઉદ્દીપન થયું છે. પ્રેમ ધર્મ અતિ સૂક્ષ્મ દશાને પામ્યો છે. ભેદનો પડદો ભેદાયેલો છે. હવે સંસારી રીતિ નીતિની મતિ એજ અમુઝણ ભરેલી છે. તેને દૂર કરવી તે મ્હારો અધિકાર. તેમાં સંસારી અપવાદથી બચવાને વિવેક વાપરવો એ પણ ધર્મ. સપ્તપદી કાળે કરેલી પ્રતિજ્ઞા પાળવી એ પરમ ધર્મ. " વિચારની ઘટમાળા ચાલતી હતી એટલામાં સિપાહીએ ડોકીયું કર્યું. " કેમ શું પ્રતિ ઉત્તર છે ? " આતુર અંતઃકરણથી છલ્લાછલ રેલાતા હૃદયવાળી કુસુદે ચક્ષુ ચગાવી પ્રશ્ન કર્યો.

" મડમ સાહેબને પત્રિકા આપી. તેમણે વાંચી અતિથિને આપી. અતિથિએ વાંચી ગજવામાં મૂકી. મડમ સાહેબને કાંઇ ઉત્તર આપ્યો નહિ, જેથી મડમ સાહેબે મ્હને " બોટ ખુબ " કહ્યું. ને ટાંગો તો ચાલતો થયો." સિપાહીએ પ્રતિઉત્તર કર્યો.

કુસુદ આ વર્ત્તમાન સાંભળી સાનંદાશ્ચર્યથી ચકિત થઇ સ્તબ્ધ થઇ ગઈ. તેના હૃદયપટ ઉપર વામની, મોહિની મૈયા, ચંદ્રાવળી, બંસરી, બિન્દુ તથા ગુરૂમહારાજની છબી આલેખાઇ ગઇ. સુંદરગિરિનું સ્મરણ થતાં આશાનાં કિરણોએ અમૃત રેલ્યું: " મોહિની, બિન્દુ, ભક્તિ અને ચંદ્રાવળી મૈયા ક્યાં ઓછાં છે ? સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાસનાના મર્મભાગને જાણી તેની જાળ ઉકેલી નાખે એવાં છે. છિન્નભિન્ન થયેલી જીવન સૃષ્ટિમાં કલ્યાણ વિભૂતિનાં અમૃતમય પરમાણુઓ પ્રેરે એમ છે. કર્મ વિપાક હવે સંસિદ્ધિને પામ્યો હોય એમ ભાસે છે. ગુરૂશ્રી કલ્યાણદાતા છે. બધો ભાર તેમને શિર છે."

એવા વિચાર વડે જરા વિશ્રાન્તિ મળી, પણ વામની અને બિન્દુ હાસ્યમાં કેવા શબ્દપ્રહાર કરશે એ વિચારે હૃદયપટ ઉપર શરમની છાયા છવાઇ ગઇ. તે મનમાં ને મનમાં બોલીઃ—

"વામની, હવે ત્હારા ટહેલ ટકોરાનો વખત આવ્યો છે. બિન્દુ તું તો રસધર્મની અધિદેવી છે. સુંદરગિરિમાં જ્યારે આ વર્ત્તમાન પ્રસિદ્ધ થશે ત્યારે ત્હારા હૃદયપટ ઉપર મહા આનંદ સ્ફુરી રહેશે. માતા ચંદ્રાવલીના દયાસાગર હૃદયમાં પ્રેમ તરંગો ઉછળી રહેશે. હા, શંકિત મનના મર્મનો મળ ધોઇ ધોઇ નિર્મળ કરશે એમા શક નથી. મ્હારા હૃદયમાં પ્રબળ અંધકાર વ્યાપ્ત થઇને ગભરામણ કરાવતો હતો તે હવે નિવૃત્ત થાય છે. અસંતુષ્ટ થશે ને હૃદયને તૃપ્તિ થશે. પણ મોહિની મૈયાએ વાક્ય પ્રહારથી ગુણિયલને ઝાટકી નાંખી દુર્દશા કરી હતી તેમ બટકબોલી વામની ન કરે તો સારૂં. ગમે તેમ છે પરંતુ શંકિત મનના મર્મને વાક્ય પ્રહારના ધોકરણાથી ધોવાની જરૂર પડવાની ને બિન્દુને મઝા પડવાની." મનમાં જરા હાસ્ય આવ્યું. વિચારની સાંકળ આગળ ચાલીઃ " સાધુજનોનાં વાક્યરૂપી અમૃતોચ્ચારથી શાંતિ માર્ગનું દિગ્દર્શન થશે. શ્રી ગુરૂજીની પરમ વિભૂતિના બળથી પરમ તૃપ્તિ સાથે શાંતિ થશે. વિના કારણ શંકિત રહેતું, ક્ષોભ પામેલું હૃદય આશ્વાસન પામશે. હાશ, આથી જરા શાંતિ વળે છે. પરંતુ શંકાનાં આવરણથી ઘેરાયલું મગજ ક્યાં ભટકવા જશે તેનો શો ભરોસો ? સુંદરગિરિ ન જતાં કંઈ અવર સ્થળે જાય તો શું પરિણામ આવે ? " આ શંકાએ તેને બહાવરી બનાવી અને તેની મતિ ગૂમ થઇ ગઇ. તે શંકા અને આશામાં ગોથાં ખાતાં હૃદયમાંથી ધ્વનિ નિકળ્યોઃ–

"*પુરા સ્નેહે નેહે, પુનિત મુરતિ શું નિરખશે !
રૂડી રીતે ભાતે, રસિક વલ્લભ શું રિઝવશે !
સદા સત્યે શીળે, વિકળ મતિ તજી શું ઠરશે !
ઉપાધી ત્યાગીને, વિનય વિગતેથી શું ભરશે !
તથા પૂર્વો કેરી, ઉભય હૃદયેથી શું ટળશે !
મતિ ઠારી સારી, મહદ મહતાને શું ભરશે !

* અંતરલાપિકામાં પુરસકતમ (પુરષોત્તમ) વિસરામ (વિશ્રામ) મહાવજી (માવજી) નામ નીકળે છે. મિ. પુરૂષોત્તમ વિશ્રામ માવજી. સાથે વાતચિતના પ્રસંગે તેમના બંગલામાં આ કવિતા કહેવામાં આવી હતી.

વિચારીને જોતાં, વિકટ ગત આ તો અતિ દિસે !
સદા તાતા યત્ને, હૃદય વન્હિ કેમ બુજશે !

કહેઃ—

રાખેલી નીતિની, પુરણુ શાખો કોણુ પુરશે !
મહા શંકાઓની, સકળ નિવૃત્તિ કોણ કરશે !

આશ્ચર્ય ચકિત થઇ લાંબો હાથ કરતાં ઉચ્ચાર કર્યોઃ ખરેખર,

મહા માયા ત્હારા, અટલ નિયમોની તો હદ છે;
વજીદ્રાખોરી એ, સકળ જગની એ ઠગ છે.

" મહામાયા, ત્હારી અકળ કળાને કોઇ પહોંચવા શક્તિવાન્ નથી. ત્હારા આવરણુમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર બચ્યા નથી તો મુજ રંકના તે શા આશરા ? હવે તો હદ થઇ હદ. "

એમ ઉચરતાં ઉચરતાં મ્હોં કરમોડી હાથ સાથે હાથ જોડી નિશ્વાસ મૂક્યો. પ્રાસાદમાં લક્ષ ખેંચાયું. ગુણુસુંદરી ને સુંદરનાં કુતૂહલ તરફ મન ગયું. તેમના સર્વ હાવભાવ તેણે લક્ષપૂર્વક નિહાળ્યા અને શ્રવણુ થઇ શકે એવું હતું તે શ્રવણુ પણુ કર્યું.

ગુણુસુંદરી પુસ્તકાલયમાંથી નીકળી પોતાના ઓરડામાં જઇ ગગળી થઇ ગયેલી, હર્ષ અને શોકમાં ડુબેલી કંઈ નહિ સૂઝવાથી આરામાસનમાં બેસી ગઇ. તે જાણે તેમાં ડુબી ગઇ હોય તેમ ઢળી ગઈ. નેત્રમાંથી અશ્રુધારા વહી રહી.

સુંદરઃ " ભાભીજી, આવે વખતે આમ ગાંડા ન કહાડો. "

ગુણુસુંદરીઃ " મ્હને તો આ દિકરીથી જરાયે સા'તા ન વળી. એનું જીવન અદ્‌ભુતતાથી ભરેલું છે. નિરાશા ને આશા રોજ ને રોજ એના જીવનમાં ડોકીયાં કર્યાજ કરે છે. હાય-હાય, મ્હારી આ નિષ્કલંક અને નિષ્કંચન દિકરીને અવળાસવળા સર્વે વા વાવા માંડયા છે. ડાહ્યામાં ડાહ્યા માણુસની પણુ બુદ્ધિ ઠેકાણે રહે એવું નથી. સુંદરભાભી, આ તે શું થવા બેઠું છે તે કાંઇ સમજાતું નથી."

સુંદરઃ "ભાભીજી, ખાલી મનને વલોવ્યા ન કરો, તેમ દુઃખ પણુ માની ન લ્યો. આમાં કંઇક સારૂંજ છે. "

ગુણુસુંદરીઃ " શું સારૂં ? કદાચ પ્રમાદધન વટલેલ વંઠેલ નીકળ્યા તો પછી શું ? સંસારમાં બેવડી ફજેતી. "

સુંદરઃ " આવે શુભ ટાણે આવા વિચાર ન કરો. એવો દિ ક્યાંથી કે એજ પ્રમાદધનભાઇ હરે. "

ગુણસુંદરી: "એવું તે કંઈ હોય ? વર્ષો વીત્યાં. એ તો કંઇ ઠાગો હશે ! આમાં વગોણું થાય અને પ્રતિષ્ઠા જાય. એ સિવાય મ્હને બીજું કંઇ સમજાતું નથી. નવા યુગની નવી વાતો."

સુંદર: "ના ભાભીજી, તમારૂં હૃદય ચ્હાથી મ્હાવરૂં થયું છે. ખોટા તર્ક વિતર્ક કરો નહિ. આ સાથેના પત્રથી કંઇક વધારે ખુલાસો થશે. હરિપ્રસાદ દરબારમાં ગયો છે, તે હમણાં વિદ્યાચતુરભાઇને તેડતો આવશે. આ બધી ગુંચવણમાં પડી રહેવા કરતાં વડિલને દિવાનખાનામાંથી બોલાવો. વડિલ એનો તડ ને ફડ ન્યાય કરશે, માર્ગ કહાડશે ને ગુંચવણને દૂર કરશે."

એટલામાં તો મનોહરી વડિલ પાસે દોડી પહોંચી. માનચતુર લાકડી ટેકવતો ટેકવતો આવી પહોંચ્યો. ડોસાને જોઈ વાત્સલ્યથી ઉભરાઈ ગયેલા હૃદયથી ગુણસુંદરી મોકળું મ્હોં મૂકી રડી પડી. "ઓ દિકરીરે" કરી પોક મૂકી. આથી ડોસો ગભરાઇ ગયો. બધાં ગભરાયાં ને સુમસામ શાંત થઈ ગયાં. કોઇ કોઇની સાથે બોલે નહિ ને કોઇ કંઇ ઉત્તર કરે નહિ. આથી ડોસો ગભરાયો ને ધૈર્યથી બોલ્યો: "શું છે ? કોઇ કંઇ બોલો તો ખરાં. ગુણિયલ બેટા, કંઈ કહ્યા સિવાય શું સમજાય ? તમે બધાં આંસુ સારો છો ને રડો છો, મ્હને કંઇ જણાવશો પણ ખરાં કે શું છે ?"

સુંદર: "વડિલ, ગુણિયલ તો ગાંડાં થઇ ગયાં છે. રડવા જેવું તો કંઇજ નથી."

માનચતુર: "ત્યારે રડે છે કેમ, તે તો જરા સમજાવ કે ઉપાય થાય; વાતનો મર્મ સમજાય."

સુંદર: "આ તો પ્રમાદધન મળી આવ્યા જેવા વર્ત્તમાન છે."

માનચતુર: "શું પ્રમાદધન જીવે છે ? ગાંડાં શું કહાડો છો ?"

સુંદર: "ના વડિલ, જરા ધ્યાનમાં લેવા જેવું છે."

માનચતુર: "ત્યારે તેમાં મ્હારાં ભોળાં ભટાક રડવા શું બેઠાં ? ખરી વાત હોય તે કહો; જેથી ખરા ખોટાનો વિચાર થાય."

સુંદર: "આપણે ત્યાં અંગ્રેજ અતિથિ જે આવેલા છે તે પ્રમાદધનભાઇ છે. કુસુમ મુંબઇથી એવો સંકેત સૂચવે છે."

માનચતુર: "ભલે એમ હોય તો તે વિચારશે. એમાં રડો છો શાને ?"

સુંદર: "અંગ્રેજ થઇ ગયેલા હવે આપણને શું કામના ?"

માનચતુરઃ "મ્હને બધો સંસાર આવડે છે. સંસારના વાને તો ઝુલાવીએ તેમ ઝુલે. 'દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહિએ.' અંગ્રેજ થયો હશે કે દુનિયાપર ગયો હશે તેને નાગરનો નાગર બનાવતાં ક્યાં નથી આવડતું? ગાયનું છાણુ, મુતર ને ગંગાજળની ક્યાં ખોટ છે? પરંતુ એ વાત ખરી છે કે ખોટી તેની ખાત્રી શી? કે ઉમ્મર થઇને ગત ગઈ છે. બહુ દુઃખે દુબળી થઇ છે તેમ ગાંડાં ઘેલાં કહાડતી પણ બહુ થઇ છે. એમાં નઠારા વર્ત્તમાન શા છે કે રડવા બેઠાં છો? છાનાં રહો ને આંસુ લુંછો તો તો બધી વાત સાંભળી તડપડ તોડ કહાડી નાખીશ. આ ડોસો પણ હજારોને પુરો પડી શાસ્ત્રાર્થ કહાડવાને પુરતો છે."

સુંદરઃ "તમે વડિલ માથે છતાં અમારે ગભરામણ શી? આ તો એમને મન એમ વસ્યું કે, આવા આશા ભરેલા વર્ત્તમાન આવ્યા ત્યારે તેમાં જાતિભ્રષ્ટતા અને ધર્મભ્રષ્ટતાના ભડકાની હોળી આવીને ઉભી રહી છે."

માનચતુરઃ "હોળી બોળી બોલતી નહિ. માંગળિક વર્ત્તમાનમાં અમંગળ ચિહ્ન કરતાં નહિ. એવો દિ ક્યાંથી કે આ વર્ત્તમાનમાં સત્ય ઠરે! સત્ય ઠરશે તો આ ડોસાના ઋષિમુનિના શાસ્ત્રાર્થો એવા છે કે, તેને કંઇ નડતર નડશેજ નહિ. ઋષિ મુનિયોએ કંઇ દુઃખ સારૂ શાસ્ત્રો નથી ઘડયાં. પણ સર્વનાં કલ્યાણ અને પરમહિતને સારૂ ઘડયાં છે સમજ્યાં કે?"

સુંદરઃ "એ તો લોકોમાં આપણાં વગોણાં થાય, આબરૂના કાંકરા થાય ને નાત જાતમાં મ્હોં કહાડીને ન બોલાય. એ વિચારે ગુણસુંદરી થરથરી ગયાં છે."

માનચતુરઃ "તમે બોલ્યાં તો ઠીક, પરંતુ એ વાત સત્ય છે કે કેમ? શોધ બોધ કરી છે? ગામમાં પેસવાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી. આબરૂના કાંકરા તે શાથી થયા ને શું કુત્સિત કીધું કે આબરૂનું વગોણું થઇ ગયું ને ગોળને પાણીએ નાહી ગયા!"

ગુણસુંદરીઃ "શોધમાં તો કુસુમનો પત્ર."

માનચતુરઃ "પત્રમાં ક્યાં ચોખ્ખું લખ્યું છે? એને શંકા આવી છે ને તે લખી છે. એમાં કયો છકરીએ ગઢ જીત્યાં! દરિયામાં પસાયતું હુંડી લ્યો."

ગુણસુંદરી ધ્રુજતાં ધ્રુજતાં બોલી: "વધુ શોધ કરી છે."

"થોડાં બોલાં, ભારેખમ થઇને શાલમાં વીંટી વીંટીને પાંચ સેરી ના મારો. જે ખરૂં હોય તે કહો તો સુઝે. થોડું થોડું બોલી ગુંચવણો ઉભી ના કરો." એમ બોલતાં બોલતાં માનચતુરે લાકડી નીચે મૂકી.

સુંદર લાંબો હાથ કરીને અતિથિની ટ્રંકમાંથી મળી આવેલ છબી અને પત્ર માનચતુરના હાથમાં મૂકતાં બોલીઃ "કુસુમનો પત્ર આવ્યા પછી અમે અતિથિના ઉતારામાં ગયાં. ત્યાં તેમની ટ્રંકમાંથી આ કુ- સુદની છબી ને પત્ર હાથ લાગ્યાં છે. તેથી જે આભાસ પડે તે ખરો."

"હા, પણ છબીઓ તો બજારમાં બહુએ મળે છે ને આજ કાલ પેલા પેપર એપરવાલા જેની ને તેની છબીઓ વહેંચ્યાંજ કરે છે. તેથી થયું શું?" માનચતુરે છબી હાથમાં લેતાં કહ્યું.

"ના વડિલ, સાથે આ અંગ્રેજીમાં પત્ર છે." સુંદરે વધારામાં કહ્યું.

"કાગળ તમે વાંચ્યો છે?" માનચતુરે પ્રશ્ન કર્યો.

"ના," સુંદરે શરમ ભરેલે ચેહેરે મહાત થઇ જવાથી ઉત્તર કર્યો.

માનચતુરઃ "ત્યારે તમે તો બધાં અનઘડ જણાઓ છો. વા વા- યેથી નળીયું ખસ્યું, તે દેખીને કૂતરૂં ભસ્યું. કોઇ કહે મ્હેં દીઠો ચોર, તેથી થયો બહુ શોર બકોર. વાહરે મ્હારાં ડાહ્યાં ડમરાં સુંદર ને ગુણિયલ. વાત નથી, વાતનો પાયો નથી ને તમારાં વગોણાં શાં થયાં ને આબરૂ ક્યાં વેચાઇ ગઇ ને નાક શાં કપાઇ ગયાં? ગુસ્સામાં ને ગુસ્સામાં કંઇ છોકરીને કહ્યું તો નથી ને? મ્હારી રાંક દિકરીને આડી ને અવળી સાંરી નાંખી છે? ખબરદાર, મ્હારી દિકરીને એક શબ્દ પણ કહ્યો તો."

સુંદરઃ "ના વડિલ, અમે કુમુદને કંઈ પણ કહ્યું જ નથી. એ બિચારી હજી એના સુવાના ઓરડામાં છે. ત્યાંથી બ્હાર નીકળી જ નથી."

માનચતુરઃ "વાહ ઠીક, તું કહે છે કે હજી તે સુતી છે. ત્યાંથી બ્હાર આવીજ નથી. ત્યારે લાવ ત્હારો કાગળ એટલામાં વાંચી લઉં."

સુંદરે લાંબો હાથ કરી વડિલના હાથમાં પત્ર મૂકતાં ઉચ્ચાર કર્યોઃ "એ વિલાયતથી આવેલો લાગે છે."

"હા, હા, એ તો તમારી બધી શોધો વિલાયતમાં જ થાય છે ને! આ તો અંગ્રેજીમાં લખેલો છે." ડોસાએ પાકિટ ઉપર નીચે ઉલટાવી ઉત્તર કર્યો. એટલામાં હરિપ્રસાદ આવી પહોંચ્યો. માનચતુરે હરિપ્રસાદને આજ્ઞા કરીઃ "અલ્યા હરિપ્રસાદ, આ પત્ર વાંચ તો."

હરિપ્રસાદે સવિનય પત્ર હાથમાં લઇ વાંચવા માંડયો ને તેનો સાર ગુજરાતીમાં કહેવા માંડયો. સર્વે એક ચિત્ત થઇ આતુર અંતઃકરણે શ્રવણ કરવા લાગ્યાં.

વેલ્સ પૅલેસ નંબર ૧૧૦૯.
ટેલેગ્રાફીક એડ્રેસ–"ફેઇથફુલ"–લન્ડન.

'મ્હારા વ્હાલા ભાઇ,

"આપનો અસીમ સ્નેહમય પત્ર જાપાનથી લખેલો પહોંચ્યો છે. જાપાનની દૈવી ઉત્સાહ શક્તિમાં ધુમતિ પ્રજાનો વેગ મહત્તા ભરેલો છે. તે ભવિષ્યમાં મહાન્ કાર્યોને પાર પાડશે ને જગતને આશ્ચર્યચકિત કરશે, એ આપના પ્રણિત સિદ્ધાંતને શબ્દશઃ સત્ય માનું છું. આપનો અમેરિકાનો અનુભવ જાપાન સાથે જોડતાં જે દીર્ઘદૃષ્ટિથી આપે અવલોકન કર્યું છે તેની કિંમત આંકી શકાતી નથી. અમેરિકાની કર્તવ્યપરાયણ શક્તિ પૂર્ણિમાની ચંદ્રકળા પેઠે ઉન્નતિની ટોચે ચઢી પૂર્ણ રીતે પ્રકાશવા લાગી છે ત્યારે જાપાનની પ્રખર ચેષ્ટાવાળી અને દૈવિ સત્વથી વૃદ્ધિને પામતી દ્રુત ગતિવાળી ઉન્નત શક્તિનો વેગ ક્યાં થોભશે તે આંકાવું અશક્ય છે. ઇંગ્લેન્ડ એ ઉન્નતિ માર્ગનો પ્રાણવાયુ છે. જાપાન એની પાસેથી ઘણું શીખ્યું છે ને બીજા દેશો હજી શીખશે.

"જાપાનના મનોહર પ્રદેશમાં આપની પ્રેમાળ પ્રિયાંગનાનું આપને સ્મરણ થયું એ વર્તમાને મ્હને સતેજ કરી છે ને આપને સતેજ કરવાને ઉત્તેજિત કરી છે. આપની પ્રિયાના પ્રેમ ઐશ્વર્ય માટે આપે જે પ્રશંસા કરેલી હતી તે મ્હારા હૃદયપટ ઉપર ચિત્રાઇ રહેલી છે. આવી અપૂર્વ પ્રેમવાહિની સદ્ગુણ સંપન્ન પ્રિયા આપને છે એ અભિમાનથી મ્હને મહા આનંદ થાય છે. તે સાથે આવી ગુણુજ્ઞ પ્રેમવાહિની પ્રિયાને તરછોડનારના અંતઃકરણની ગુહામાં કેવાં તત્વો ક્ષણે ક્ષણે વિકૃતિ કરે છે તે મ્હને સમજાતું નથી. ગમે તેમ છે, પરંતુ મ્હારૂં નિર્બળ મન એટલું તો માપી ચુક્યું છે કે, આપનું શંકિત અંતઃકરણ અનેક શંકાઓના આશયોથી ખરડાયલું છે ને તે શંકાઓની નિર્બળતાથી આપ આપને ઠગો છો, ઠગાયા છો અને હજી નહિ ઠગો તેનો મ્હને ભરોંસો પડતો નથી. માટે પ્રાર્થના કરી આપને વિદિત કરૂં છું કે, આપના હૃદયતંત્રના અવ્યવસ્થિત તનમનાટને નિયમમાં રાખી, જે કર્તવ્ય કરવાની ધારણાએ આપ ઇન્ડિયા પધાર્યા છો તે સંપૂર્ણ કરશો. આપની મનોવૃત્તિને જાગ્રત કરી આપને આપની

પ્રેમવાહિની તરફ દોરવવા મ્હેં કેટલીટ શોધ કરી આપની પ્રિયાંગનાની અતિ ઉત્તમ છબી હિન્દુસ્થાનમાંથી પેદા કરી મંગાવી છે. તે આ સાથે મોકલી છે. તે પ્રેમસહ સ્વીકારવા કૃપા કરશો.

"આપની પ્રિયાંગનાનો સ્વિકાર કરી આ છબીના બદલામાં તમો બન્નેની ભેગી છબીની માગણી કરૂં તો તે અયોગ્ય નહિ ગણો.

"આપ ઇંગ્લેન્ડથી નીકળ્યા તે દિવસની મ્હારી પ્રતિજ્ઞાનું આપને સ્મરણ હશે. જ્યાં સુધી આપ આપની સહચારિણીને મેળવી સુખી નહિ થાઓ ત્યાં સુધી "હું સંસાર સાગરને કિનારે ઉભી રહીશ." એ મ્હારી પ્રતિજ્ઞાને દ્રઢતાથી વળગી રહી છું અને રહીશ. આપે હવે મ્હારા ઉપરની દયાથી, કે સહચારિણીના પ્રેમથી કે કર્ત્તવ્ય ધર્મથી કિંવા જે આપના ધ્યાનમાં આવે તે વિધાનથી આપની સહચારિણીનો સ્વીકાર કરી મ્હારા હૃદયપટ ઉપર અસીમ આનંદની રેલી છલકાવશો.

" આપની પ્રત્યેક ખંડોમાંની કક્ષાઓ ઉત્તમ કાર્યો કરી રહેલી છે. પિતાજી અતિ શ્રમથી સર્વ ભાર ઉપાડે છે ને અમે સર્વ આપની જાગની પેઠે રાહ જોઇએ છીએ." લિ. આપની સ્નેહમયી

મિસ-ફૉસેટ.

માનચતુર : " હા, આમાંથી કંઇક આશાનું અંકુર બંધાય છે. પરંતુ સ્પષ્ટ નિર્ણય ઉપર આવી શકાતું નથી. લખનારી જબરી છે ને જબરો પીછો લીધેલો લાગે છે. મ્હારા જેવી ખંધી છે. એ ખંધીથી ખુલાસો થશે ને આખરે ખરે રસ્તે જવાશે."

એટલામાં વિદ્યાચતુર દરબારમાંથી આવી પહોંચ્યો. સર્વને ભેગાં થએલાં જોઇ ભેદ પામી ગયો. સર્વ જીજ્ઞાસુ હૃદયે સુમસામ નિહાળી રહ્યાં.

માનચતુરે હાથ લાંબો કરી પત્ર આપ્યો અને શાંતિ તોડી. વિદ્યાચતુરે હાથમાં પત્ર લઇ ઉપર નીચે તપાસ્યો. લન્ડનથી ઇન્ડિયા સુધીની છાપો જોઈ. પત્રનો આશય વાંચી મિસ ફૉસેટની પ્રતિજ્ઞા વાંચી દયાની અધિદેવી ઉપર પ્રેમ વાત્સલ્ય તરી આવ્યું. સ્ત્રીની દયાર્દ્રવૃત્તિની મહત્તાએ ઉમળકો આણ્યો ને ગળગળો થઇ ગયો. પલવારમાં અણચિન્ત્યા વર્ત્તમાનથી હૃદય સ્તબ્ધ થયું. ચંચળ બની ચારે પાસે દૃષ્ટિ ફેરવવા લાગ્યો. તેના મનમાં આનંદ ચમકવા લાગ્યો. પણ તે નિરુત્તર થયો.

માનચતુર : " ભાઇ, કેમ શા વિચાર ઉપર આવ્યો ?"

વિદ્યાચતુર : " વડિલની જેવી આજ્ઞા."

માનચતુર: " હા ભાઇ હા, પણ સાર શો કહાડયો? ડાબાં ડમરાં ગુણસુંદરી આંસુ સારતાં બેઠાં ને તમે વડિલને પૂછવા લાગ્યા."

વિદ્યાચતુર: " નિરાશાએ મ્હારી આશા પર આવરણ કરેલું છે; તેથી કંઇ સુઝતું નથી."

માનચતુર: " એ અતિથિ તો આપણે ત્યાં ત્રણ દિવસ થયાં આવ્યા છે. તમે કંઇ વાતચિત કરી હશે ને?"

વિદ્યાચતુર: " હા જી."

માનચતુર: " મ્હને હા જીનો હા જીઓ નથી જોઇતો. મ્હને તો સાર જોઇએ છીએ."

વિદ્યાચતુર: " કેટલીક વાતોના ખુલાસા તો એટિકેટને લીધે પૂછી શકાતા નથી."

માનચતુર: " ત્હારી એટિકેટને નાંખ ચુલામાં. જે કંઈ સમજાયું હોય તે સમજાવની."

વિદ્યાચતુર: " પિતાજી, આવેલા અતિથિ લન્ડન શહેરના નિવાસી છે. સરનો ઇલ્કાબ ધારણ કરે છે. મહાન્ પ્રસિદ્ધ વ્યાપારી છે. તેમની સમૃદ્ધિ પચાસ લાખ પાઉન્ડની ધારવામાં આવે છે. એમ મિસ ફ્લૉરાથી જણાયું છે."

માનચતુર: " હા, ભાઇ હા, એ તો મ્હેં પણ સાંભળ્યું છે. તેમના પરિચયથી કંઈ તારતમ્ય કહાડયું છે?"

વિદ્યાચતુર: " દેખાવે મ્હને પ્રમાદધન જેવા લાગે છે, પણ બહુ પર્યટનથી અતિશ્રુત થયેલા અનુભવી વ્યાપારમાં એક્કા છે. ક્યાં એમની બુદ્ધિ ને ક્યાં ક્ષુલ્લક પ્રમાદધન!"

માનચતુર: " તમારી બુદ્ધિ આવરણથી છવાયેલી છે એટલે હું બીજું કાંઇ પૂછતો નથી. એ તમારો અતિથિ પ્રમાદધન જેવો છે એવી તમારી ખાત્રી થાય છે? મ્હારે તો એટલું જ જાણવું છે. પ્રારબ્ધ ફરેથી ઘણા મૂર્ખાઓ ડાહ્યા થયેલા જોયા છે ને જાણ્યા છે."

વિદ્યાચતુર: " હા જી, સ્વરૂપે, શરીરે તથા વયે એ પ્રમાદધન છે; એમાં તો શક નથી."

માનચતુર: " મ્હારે એટલું જ જોઇએ છે. ઘણા મુર્ખાને પંડિત થયેલા સાંભળ્યા છે. વંઠેલ ને વંઠેલીઓને સદાચારશીલ થયેલાં જોયલાં છે. વધારે વંઠેલા તો દુનિયાનો માર ખાઇ ખાઇને વહેલા સુધરેલા છે અને ઉદ્યોગની પરિસીમાને પામી ઘણા રંક

જનો ધન પ્રાપ્ત કરી મહાન ધનાઢ્ય થયેલા છે એમાં શંકા નથી. પણ તમને શંકા થઇ ત્યારે તમે ઉપાય કેમ લીધો નહિ ? મ્હને તો સૂચવવું હતું."

વિદ્યાચતુરઃ "નિરાશાના આવરણમાં દબાયલા હૃદયને એ સુઝયું જ નહિ."

માનચતુરઃ "કહો શો ઉપાય લેશો ?"

વિદ્યાચતુરઃ "આપ આજ્ઞા કરો તે."

માનચતુરઃ "અતિથિ અત્રે છે ?"

વિદ્યાચતુરઃ "આજે પ્રાતઃકાળેજ સિધાર્યા છે."

માનચતુરઃ "હવે એ બાજી તો હાલમાં હાથથી ગઇ. કહો ગુણસુંદરી, તમે શું વલોણું વલોવ્યું છે ?"

ગુણસુંદરી : "વડિલ, એમાં અમે સ્ત્રી વર્ગ શું કરી શકીએ ?"

માનચતુર : "તમારી અક્કલમાંજ આકડો ઉગ્યો છેને. પેલી છોકરીને પૂછવું'તુંને. અંધારે પણ વૈરી ધણીને પારખી શકે છે ને પાતાળ લોકમાં કે સૂર્ય લોકમાં પણ તેની છાયાને પિછાની શકે છે, એ સ્ત્રીઓનો ધર્મ પણ મ્હારે સ્ત્રીઓને કહેવાનો !"

બધાં લેવાઇ ગયાં. ગુણસુંદરી નીચું જોઇ રહી અને સુંદર હડપચીને આંગળી અડકાડી વિચારી રહી. "આ ડોસાનો અનુભવ તો જબરો દેખાય છે. અંધારે પણ વૈરી ધણીને પારખી શકે છે, એ સિદ્ધાંત સચોટ છે. ડોસો દુનિયાનો ખરો વૈદ છે. એનું વૈદું જ અકસીર નિવડશે. કડવાં ને મીઠાં ઔષધ પાતાં આવડે છે ને રોગનું નિદાન કરી મટાડતાં પણ આવડે છે. મ્હારા વડિલ, તમારી બુદ્ધિએ તો હદ વાળી." એમ વિચારી સાનંદાશ્ચર્ય પામેલી વડિલ તરફ જોઇ રહી.

માનચતુરઃ "ચાલો. બધાં કામે લાગો. વિદ્યાચતુર, તમે તમારાં માણસોને અતિથિની પાછળ સંભાળથી ચિકિત્સા કરવા મોકલો ને સુંદર, તું કુમુદ પાસે જઇ તેના હૃદયમાંથી મર્મ જાણી મ્હને કહે. ગુણસુંદરી, તમે તો બધાંને ખવડાવવા પીવડાવવાનુંજ કરો. તમારૂં આંસુ સારવાનું પરાક્રમ અમને કામ લાગે એવું નથી."

ગુણસુંદરી શરમાઇ ગઇ. માથા ઉપર હાથ ફેરવતો ફેરવતો સ્મૃતિ તાજી કરતો હોય તેમ મગજમાંથી કંઇક ખેંચી કહાડતો હોય તેમ આંખને સ્થિર કરી માનચતુર બોલ્યો : "વિદ્યાચતુર, પત્રને મથાળે જો તો, ટેલેગ્રાફિક સરનામું છે ?"

વિદ્યાચતુર : " હાજી."

માનચતુર : " એ તો અંગ્રેજ ચરકલાં, બધું લખે એવાં છે. એ સરનામાથી એ છોકરી ઉપર વિલાયત તાર કર ને જોજે, જવાબ વાળવાના પૈસા પણ સાથે લાગા ભરજે. બધી વિગત ત્યાંથી મળશે ને સાંજ રડવાર સુધીમાં બધી ગુંચવણનો પાર આવી કોકડું ઉકલી જશે. એ છોકરી બડી ખંધી છે. એનો પૂરેપૂરો પાર પામેલી છે ને એનું ચાલશે તો વિલાયતથી અહીં આવી બધાંને સીધાંસટ કરી નાખશે. કેમ હવે સમજ પડી કે?"

વિદ્યાચતુરે પ્રતિઉત્તરમાં માથું ધુણાવ્યું. વિદ્યુત્ જેવી ત્વરાથી સર્વેએ ડોસાની આજ્ઞા અનુસાર કામ કર્યું. ઘરનાં બધાં આજૂબાજૂ થઇ જઇ વિખરાઈ ગયાં. સુંદર ધીમે ધીમે કુમુદના ઓરડા તરફ ગઇ. કુમુદે આ સર્વ અનુભવ ગુપ્તપણે કરી લીધો હતો.

સુંદર હીંડોળા ઉપર બેઠી. કુમુદને પોતાની પાસે બેસાડી. કાકીના ખોળામાં માતૃભાવને અનુભવતી કુમુદ આંસુ સારતી પડી. કાકીએ ધીમે ધીમે મીઠા મીઠા અમૃતોપચારથી સાન્ત્વન આપતાં અંતરની જાળી ખોલવા માંડી.

કાકીએ પ્રેમગુહાને ખોલી ભત્રિજીને કેમ સાન્ત્વન આપ્યું? ભત્રિજીએ મર્મ ધર્મમાં કેમ જીવનદ્વાર ખોલ્યું ? એ અવર્ણનીય વાણી વિદ્વાન્ વાંચનાર વિચારી લેજો. કુમુદ, પળવાર નવા અણચિંતવ્યા વ્યવહાર ધર્મથી સ્તંભિત થઇ છાતી ઉપર હાથ રાખી કાકી તરફ જોઇ રહી. આંખમાંથી આનંદ અને શંકાનાં આંસુ વહીજ રહ્યાં. શોક સાગરમાં આશાની ઉષાએ પ્રકાશ પાડવા માંડયો.

---

## પ્રકરણ ૧૭ મું

### વેલ્સભુવનમાં તાર

" ઉદ્યોગ યોગે અવનિમાં સૌ સુખ સબળાં થાય છે,
પુરૂષાર્થ ચારે પામવાને યોગ્ય એથી થવાય છે;
સુનીતિ રીતિ પવિત્રતા થકિ તે રૂડાં ઓપાય છે,
કુનીતિ રીતિ અધમતાથી દુષ્ટ જન રોળાય છે."

વેલ્સભુવનના દિવાનખાનામાં મિ. ડબલ્યુ. સી. ફૉસેટ હાથમાં કલમ લઇ કાગળો ઉપર સહીઓ કરવામાં રોકાયલો છે. તેણે થાકથી સ્વસ્થ થવા કલમને થંભાવી. જરા ઉંચી દષ્ટિ કરી, એટલે વિચારશ્રેણીએ વહેવા માંડયું: "બ્રાડલોનો ઉદ્યોગ પ્રવાહ બહુ જોરથી વહી રહ્યો છે. ઈંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, રશિયા, આખો અમેરિકા, પૂર્વમાં ભારતવર્ષ, બ્રહ્મદેશ ને સિયામમાં, ટીબેટ, ચીન, કંદહાર તથા તાતારમાં ને જાપાન, કોરીઆ તથા મંચુરીઆમાં, દક્ષિણમાં છેક લંકા, જાવા, સુમાત્રામાં અને આફ્રિકામાં, મિસર આદિ દેશોમાં મનભર પગભર વધી ગયો છે. ક્યાં રંક ભારતવાસી અને ક્યાં આ સમૃદ્ધિ? પુરૂષાર્થને સઘળું પ્રાપ્ત થાય છે. અનેક સંકટોની જાળમાં ફસાયા છતાં નેક નિષ્ઠાથી ઉદ્યોગે વળગી રહેવાનું એ ફળ છે. વ્યાપારી થનારે નીતિ રીતિનું મહાવ્રત આચરવું પડે છે. પ્રથમ અનિવાર્ય દ્રઢ સંકલ્પમયી ઇચ્છાથી ઉચ્ચ કાર્ય આરંભવું. તે સાથે કાર્યને અનુલક્ષી ધીરજથી ધીમે ધીમે વધવું. બિન અનુભવે ઊંચી ટોચે એકદમ ધસવું નહિ. જો એકદમ ઝિપલાવ્યું તો બિન અનુભવે હાનિજ થાય એ નિઃસંદેહ છે. તેમાં પણ પ્રથમ પ્રમાણિક, આબરૂદાર, મમતાવાળા વ્યાપારીના અનુયાયી અર્થાત્ દાસ કે ઉમેદવાર થવું, કે જેથી વ્યાપારની ઘણી અને ઝીણી ગુંચો સમજાય, શીખાય અને વ્યાપારી મંડળમાં પરિચય થવાથી ઘણા માર્ગનાં દ્વાર ખુલે. વ્યાપારી વર્ગમાં મહત્તા સંપાદન કરવા માટે દુનિયામાં ઉચ્ચ દશા પ્રાપ્ત કરવા તથા પ્રશંસાપાત્ર જીવન મેળવવા ઇચ્છા હોય તો પ્રમાણિક, સત્ય વચની અને સરળ કાર્યદક્ષ થવું. તે સાથે વ્યાપારી થનારે સામાન્ય બુદ્ધિની સમયસૂચકતાને ભૂલવી નહિ. જેની સાથે કાર્યકારણમાં જોડાવાનું થાય તેના કર્ત્તવ્યની દશા તરફ સાવચેતીથી લક્ષ રાખવું કે ફસી પડાય નહિ. વ્યાપારમાં ફતેહ મેળવવાને તૈયાર થતાં પહેલાં સર્વે જાતનાં દુર્વ્યસનોથી દૂર રહેવા સાવચેત રહેવું અને મુખ્યત્વે કરીને મદિરાનો તો ત્યાગજ કરવો; કેમકે દારૂડીઆઓ હમ્મેશાં જોખમ ભરેલા ધંધાઓ માટે નાલાયક ઠરી ચુક્યા છે. તે સાથે ખરા વ્યાપારીએ સટ્ટાબાજી કરવી નહિ. તેમ લોભને વશ થઇ સટ્ટાનો વ્યાપાર કરવા તરફ નજર કરવી નહિ; કેમ કે સટ્ટો એ ખરો વ્યાપાર નથી. અતિ તે નિર્મૂળ કરનાર હરામ ચસકો છે. વ્યાપારીની આબરૂ, ધન સમૃદ્ધિ અને પ્રમાણિકપણાને ધૂળધાણી કરનાર વિષ

છે. સટ્ટાખોર એક દિવસ લક્ષાધીશ હોય છે ત્યારે બીજે દિવસે દેવાળીઓ દેખાય છે. સદ્ધર્મ વૃત્તિથી ધૈર્ય રાખી વ્યાપાર કરનાર પોતાને દુઃખી ન કરતાં, બીજાને દુઃખમાં ન નાખતાં, પોતાના વ્યાપાર કાળમાં આબરૂ અને ઐશ્વર્યથી મહત્તા મેળવે છે ત્યારે સટ્ટાખોર જુગારી બધા લાભને ખોઇ આખરે ડુબે છે. વ્યાપાર કંઇ મતામતથી કે હઠથી ચલાવવા જેવો માર્ગ નથી. કપોળકલ્પિત માર્ગથી, બરોબર નફાટોટાનો હિસાબ કર્યા સિવાય વ્યાપારમાં વહેનારની સમૃદ્ધિ વહી જાય છે અને મુર્ખ સ્વચ્છંદી, મહત્તા, ધન અને આબરૂ ગુમાવી અધમતામાં આવી પડે છે અને બીજા અનેક જનોને પાયમાલ કરે છે. સ્વચ્છંદી ઉચ્છૃંખલ વ્યાપારીઓ સટ્ટાખોરથી પણ બુરા છે. મગજ ઉપર કાબુ ન રાખનાર નરમ મગજના માણસો વ્યાપારમાં જલદી ગોથાં ખાઈ જાય છે. વિચાર કર્યા સિવાય અતિ લવારો કરનાર, સુદા ઉપરથી નિશાન ચુકનાર અનઘડ ઉદ્ધતથી હંમેશાં સાવચેત રહેવું. સત્ય છતાં અસત્ય મનાવવાના દુરાગ્રહવાળા મમતખોર મનુષ્યો વ્યાપારને માટે લાયક નથી. નમ્રતા, સુશીલતા, સમયસુચકતા અને સત્યાસત્યને તારવનાર દીર્ઘદર્શી મનુષ્યો વ્યાપારમાં ફતેહમંદ થાય છે, થયા છે અને ભવિષ્યમાં થશે. વ્યવહારમાં પ્રમાણિક રહેનાર વ્યાપારી ગમે તેટલા સંકટમાં આવી પડયા છતાં આખરે ફતેહમંદ થાય છે. તેમજ મહા શ્રમે બાડલો ફતેહમંદ થયો તે એના પ્રમાણિક પ્રયત્નોનો જય છે.”

એ વિચારશ્રેણીની અવિરામ સંકલનાનો પ્રવાહ વહી રહ્યો છે, એટલામાં ટેબલ ઉપર તાર આવી પડયો. ઘંટડી દાબી. ટકોરો થયો, એટલે તરતજ મિસ ફૅાસેટ હાજર થઇ ગઇ. “આ તમારો તાર છે.” એમ કહી મિ. ફૅાસેટે તાર આપ્યો. વાંચતાં વાંચતાં સાનંદાશ્ચર્ય પામેલી મિસ ફૅાસેટ મંદ મંદ હાસ્ય કરતી, અપૂર્વ આનંદની લીલાને અનુભવવા લાગી.

મિ. ફૅાસેટઃ “શા આનંદના વર્તમાન છે?”

રૂપાની ઘંટડીના રવ જેવા સુકોમળ મધુર સ્વરથી મિસ ફૅાસેટે પ્રતિઉત્તર કર્યો: “આનંદનો પુંજ ઉભરાઇ જાય એવા વર્ત્તમાન છે.” એટલામાં પ્રફુલ્લવદના મિસિસ ફૅાસેટ પણ ત્યાં આવી અને ખુરસી ઉપર જગો લીધી. એક પછી એક એમ સર્વેએ તાર વાંચ્યો. સર્વેને આનંદ થયો.

મિસ ફ્રૅાસેટઃ " આજ સુધી અસહ્ય દુઃખોને ધૈર્યથી સહન કરનારી કુમુદ, વિડંબનાને અંતે પતિની પ્રીતિપાત્ર બનશે."

" તારથી તો ત્હારા ભાઇના ઢંગ સીધા જણાતા નથી." હાસ્ય કરતાં કરતાં મિસિસ ફ્રૅાસેટે કહ્યું.

મિસ ફ્રૅાસેટઃ " અલબત્ત, તે હજી પ્રસિદ્ધ થયા નથી. આ તારથી તેમની શોધ ચાલે છે, એ પાકો પુરાવો છે."

મિસિસ ફ્રૅાસેટઃ " નહિ નહિ. મિ. બ્રાડલો જાતેજ વક્ર હૃદયના હઠીલા બીરૂ છે."

મિસ ફ્રૅાસેટઃ " ના માજી, એ અનિંદિત પુરૂષને દોષ આરોપણ ન કરો."

મિસિસ ફ્રૅાસેટઃ " ગમે તેમ છે, પરંતુ એ સરળ રીતે સુલભ માર્ગ કહાડી શકતા નથી. પોતે ગુંચવાય છે ને સર્વને ગુંચવે છે."

મિસ ફ્રૅાસેટઃ " આશાજન્ય સુખેચ્છાની વૃત્તિથી દોરવાઇને તો એ બીચારા ઇન્ડીઆ ગયા છે."

મિસિસ ફ્રૅાસેટઃ " શુદ્ધધર્મ પરાયણ નિઃસ્વાર્થી પ્રેમથી ચહાનાર શું પોતાની પ્રિયાનાં હૃદયનું આકર્ષણ ન કરી શકે ? કોને સમજાવે છે ? "

મિસ ફ્રૅાસેટઃ " પ્રેમયાતનાના ભયાનક ઉદ્વેગમાં તેમનું હૃદય દબાઈ ગયું છે."

મિસિસ ફ્રૅાસેટઃ "એવા હૃદયશૂન્ય થઈ પોતાનું અને પોતાની પ્રિયાનું નષ્ટભ્રષ્ટ કરે એ તે શું કાર્યદક્ષતા કે ? "

મિસ ફ્રૅાસેટઃ " જેણે આટલી આટલી ફતેહ મેળવી વ્યાપારમાં વીર હાક વગાડી તેમનામાં કાર્યદક્ષતા નથી ! એ આરોપ મ્હારાથી તો સહન કરી શકાય તેમ નથી."

મિસિસ ફ્રૅાસેટઃ " સંસારમાં બાહ્ય કાર્યે કુશળતા કામ આવતી નથી. સંસાર દક્ષતામાં એકડા વિનાના મિંડાવાળા ત્હારા ભાઇની શિસિયારી મ્હારી આગળ ચાલવાની નહિ. પારકી જણીનો અવતાર બોળ્યો ને પોતે રવડી મુવો ! પોતાની સન્મુખ ઉભેલી ઉચ્ચ હૃદયવૃત્તિવાળીનાં હૃદયને ખોલવાનો વારો લાવતો નથી ને અધમ શંકાઓનો રાજ્યદંડ લઇ લાજાળુની પેઠે પ્રિયાને દ્રષ્ટિગોચર ન થતાં હૃદયને બીડાયલું રાખી ભમ્યા કરે છે. જા, જઇને જો. એ વર્તન તને ચાખી આપશે."

મિસ ફૅસેટઃ "એનો કંઇ માર્ગ ?"

મિસિસ ફૅસેટઃ "આંખ આંખને જુએ ત્યારેજ હૃદય મૂંઝવણની ગુંચવણુ ખુલે. પતિ પત્નીને એકાન્તનો સંકેત મળેથીજ સર્વ ખુલાસો થાય."

મિસ ફૅસેટઃ "પ્રેમ જીવનની પ્રતિમા, સૌંદર્યની અધિદેવી ગણાતી, ને જગતમાં સાક્ષરતાનો દાવો કરનારી શું દોષને પાત્ર નથી ? પોતાના પતિને પ્રેમ જીવનમાં નાખી શાંતિ આપવી એ શું સ્ત્રીના ચાતુર્યનું કર્તવ્ય નથી ?"

મિસિસ ફૅસેટઃ "જા, જા, લવારે ન ચઢ. ભાઇનો દોષ ઢાંકતાં ભાભીનો દોષ આગળ ન ધર. ભારતવર્ષની સ્ત્રીઓમાં સામાન્યપણે લજ્જાનો વિનય પ્રબળ હોય છે. તેમ છતાં પણ તેના નિર્દોષ હૃદયમાં પતિની છાયાની ભ્રાંતિ ઉભી થાય તો તે તર્ક વિતર્કથી, મોહક મંત્રથી પતિને આકર્ષવાને યત્ન કરે કે એમને એમ."

મિસ ફૅસેટઃ "આ તારથી જ્યારે આપણા સૂધી વાત આવી છે ત્યારે શું એ પોતે અજ્ઞાત હશે ?"

મિસિસ ફૅસેટઃ "જ્યારે તે જ્ઞાન થશે ત્યારે સ્વામીમાં સત્ય નિષ્ઠાવાળી સર્વ કરશે."

"ત્યારે હાલમાં શો માર્ગ ગ્રહણ કરવો ?" ગભરાયલા હૃદયથી ને કરમાયલા મુખથી મિસિસ ફૅસેટે પ્રશ્ન કર્યો.

મિ. ફૅસેટઃ 'હાલ તાત્કાળિક તમે તારનો પ્રતિઉત્તર કરો. તેમાં મિ. બ્રાડલો તથા કુમુદના પૂર્વ વૃત્તાંતથી તમે માહિતગાર છો તે સર્વ દર્શાવો. "મિ. બ્રાડલો માટે મ્હારો અંતરાત્મા ઘણોજ તણાય છે. તે અનુભવ રહિત નિર્દોષ પણ શંકિત હૃદયવૃત્તિઓથી ગુંચવાયલો તરૂણ છે. તેની વૃત્તિઓનું પૃથક્કરણ અથવા સ્પષ્ટિકરણ કરવાને ત્હારી ત્યાં આવશ્યકતા છે. આવતા મેલમાં તું ઇન્ડીઆ ઉપડી જા ને એ વર્તમાન પણ તારમાં મિ. વિદ્યાચતુરને જણાવ."

મિસ ફૅસેટઃ "મ્હારે પણ વળી જવું પડશે કે ?"

"મનમાં ભાવે ને મુંડી હલાવે" હાસ્ય કરતાં મિસિસ ફૅસેટ તાનો માર્યો. "ખોટા આરોપ મૂકતા ના." વિનયપૂર્વક લજ્જાને દર્શાવતાં મિસ ફૅસેટે બચાવ કર્યો. ને હાથમાં તારનું ફૉર્મ લઈ લખવા બેઠી. તાર સંપૂર્ણ લખીને પિતાજીના હાથમાં મૂક્યો.

આનંદદર્શક મુખમુદ્રાથી એકાગ્ર ચિત્તે મા-દિકરીનો સંવાદ મિ. ફૅસેટ શ્રવણ કરતો હતો. તે હાથમાં તાર લઇ વાંચી બોલ્યોઃ "લ્યો, તમે ઇન્ડીઆ જવાનું તો લખ્યું દેખું." એમ [illegible] હાસ્ય કર્યું.

મિસિસ ફૅાસેટે તાળી પાડી, હાસ્યમાં વધારો કરી પતિના વચનમાં અમૃત રેડયું.

હૃદયમર્મથી પકડાયલી મિસ ફૅાસેટે સવિનય પ્રતિઉત્તર કર્યો: "પિતાજીના પક્ષપાતી ને માતાજીના પુત્રવત્ મારે જે આજ્ઞા થાય તેનું મ્હારાથી ઉલ્લંઘન કેમ થાય ?"

"મ્હારી દિકરી ડાહી તો ખરી, મનમાં ભાવતુંતું ને વૈદ્યે કહ્યું." મિસિસ ફૅાસેટે ટકોર સાથે મુખ મલકાવ્યું.

તાર કરાવી દીધો ને ચિંતામાલિન્યથી છુટી હોય તેમ "હા—સ" શબ્દધ્વનિ કરતાં શરીરને મરોડયું. પિતાની પાસે જઈ કોકિલ વિનંદિત શબ્દે પ્રશ્ન કર્યો: "આ મ્હોટા પાકિટમાં શું છે ?"

મિ. ફૅાસેટ: "સર બ્રાડલોની નવી યોજનાઓ છે."

"ત્યારે એમની બધી પૂર્વ કાળની યોજનાઓનું શું થયું ?" નિર્દોષ હૃદયવતીએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

"વિશ્વાસઘાતી મ્યુર મેકેન્ઝી તો અદ્ધર ઉડી ગયો. પ્રપંચ સૂત્રવાદી શેકસપિયર પ્રપંચ સૂત્રાવળિમાં ગુંચવતાં ગુંચવાઇ ગયો ને ગાંઠનું ગોપીચંદન થઇ ગયું. ફળ થતાં પહેલાં વૃક્ષને ખાવા જાય તે કયાંથી પામે ? બીજાનું અનિષ્ટ ઇચ્છનાર ઇષ્ટની પ્રાપ્તિ કેમ કરી શકે ?" અનુભવી પિતાએ પુત્રિને પ્રતિઉત્તર આપ્યો.

મિસ ફૅાસેટ: "વ્યાપારમાં મુખ્ય કયો ઉદ્દેશ અગ્રગણ્ય છે ?"

"પ્રમાણિકપણા સાથે બુદ્ધિ ચાપલ્યના પૂર્ણ શ્રમથી ફળ ખાવાની ઇચ્છાવાળો આખરે ફતેહ પામે છે; પણ ફળ થતાં પ્રહેલાં બીજને ખાનાર એટલે વ્યાપાર પુરો ખીલાવ્યા પ્રહેલાં તેની મુડી રૂપી બીજને ખાવા માંડે તો જેવી મૂળ ખવાવાથી વૃક્ષની સ્થિતિ થાય છે તેવી વ્યાપારીની થાય." મિ. ફૅાસેટે ગંભીરતાથી ઉત્તર કર્યો.

મિસ ફૅાસેટ: "પ્રપંચસૂત્રીઓ દુનિયાને બહુ આંજે છે. શું તેઓ કાર્યમાં જય પામે છે ?"

મિ. ફૅાસેટ: "અંતે નષ્ટ થાય છે; તેમની આંખે દેખાતો લાભ તે ખરો લાભ નથી. કાચું તોડેલું ફળ એ સ્વાદ આપતું નથી. જે વ્યાપારીઓ પ્રપંચસૂત્રથી ઠગે છે તે વિશ્વાસ ખુવે છે. ભવિષ્યના મહા માર્ગનો રોધ કરે છે. ચાલતા વ્યાપારને હાનિમાં નાખે છે. તે વિશ્વાસઘાતકીને દુનિયા અને પ્રભુ, બન્ને મોડા વહેલાં પુરી તસિહતે પહોંચાડે છે. સર બ્રાડલો સાથે પ્રપંચ કરનોર આજે તેના આભાર

ણીએ છે. દુનિયા તો દર્પણ છે. બધાંનો સરખો પુરૂષાર્થ અને બધાંનુંએ પ્રારબ્ધ; એજ વ્યાપારમાં તો રળે છે."

મિસ ફૉસેટ: "પિતાજી, નવી યોજના શી છે?"

મિ. ફૉસેટ: "રૂપાના ચલણવાળા દેશોના વ્યાપારીઓ સાથે એકસંપ કરી ચાંદીનો વ્યાપાર એક હથ્થુ કરવા દશ કરોડ પૌન્ડની એક લિમિટેડ કંપની સ્થાપવાની યોજના છે."

મિસ ફૉસેટ: "થાપણ ઘણીજ મ્હોટી છે. એ કેમ બનશે?"

મિ. ફૉસેટ: "કેપિટલ તો નૉમીનલ (નામનીજ) રાખવાની છે. શેરો પુરા ભરાવાના નથી. એશિયાખંડમાં ચાંદીના જેટલા વ્યાપારીઓ છે તે સર્વને તેમાં વિભાગી કરવાના છે. એમાં ખાસ મર્મ છે. એ શેરોથી સર્વ વ્યાપારીઓને થોડું કે ઘણું કમાવાનુંજ છે ને તેથી સોનાનું બજાર ઠેકાણે રાખી શકાય એમ છે."

મિસ ફૉસેટ: "થાપણ નામની જ હોય તો પુરા કેમ પડાય?"

મિ. ફૉસેટ: "એની સાથે દુનિયાની મ્હોટી બેન્કોની શામેલગિરી રાખવાની છે. તે સર્વની સંપુટીથી આ કાર્ય કરવાનું છે."

મિસ ફૉસેટ: "બધે સોનાનું ચલણ થઇ જાય તો?"

મિ. ફૉસેટ: "એમાં સોનાનો વ્યાપાર પણ સમાવાની યોજના છે.

મિસ ફૉસેટ: "આ તો અદ્‌ભૂત કામ છે!"

મિ. ફૉસેટ: "ચાંદીના ચલણવાળો ખંડ ફક્ત એશિયા જ છે. એશિયામાં આપણો મ્હોળો વ્યાપાર છે. ચાંદીનું સુકાન બરોબર થાળે આણ્યા સિવાય એશિયાનો છુટકો નથી. જો બુદ્ધિવંત ઈંગ્લેન્ડ એની જોડે સમજીને નહિ જોડાય તો જાપાન તૃત્યં માર્ગ કહાડશે ને હાથમાં બાજી રહેશે નહિ."

મિસ ફૉસેટ: "ઇંગ્લેન્ડને આજે કોની દરકાર છે? એ તો સર્વ વ્યાપારમાં શ્રેષ્ઠ છે."

મિ. ફૉસેટ: "એ ભૂલ છે. શ્રેષ્ઠતા તથા તેનો દાવો કરવાનું મદોન્મત્તપણું સદા સર્વદા કોઈનું નભતું નથી. કાર્યદક્ષતા અને અને સરળતાજ સર્વદા જય પામે છે. મ્હારો મત એવો છે કે, ભારતવર્ષને અને એશિયાના કેટલાક વિભાગોને દબાવતાં, એટલે પછાત રાખવાના લોભને લીધે દુનિયાના મોટા ભાગના વ્યાપારની જર્મની, ફ્રાન્સ આદિ ફાવી ગયા છે. અમેરિકા સરસાઈ ભોગવે છે, ને જાપાન ધસ્યું જાય છે."

મિસ ફ્રૅાસેટઃ "ત્યારે શ્રેયસ્કર શું છે ?"

મિ. ફ્રૅાસેટઃ "ઇંગ્લેન્ડ અને ભારતવર્ષે એકત્ર હિત જોડી વ્યાપારો કરવા. ભારતવર્ષમાં બધા વ્યાપારોનું મૂળ છે. તેને ખીલાવવાને ઇંગ્લેન્ડે ભારતવર્ષના લોકો સાથે જોડાઇ પુરૂષાર્થ કરવો. હવે ભારતવર્ષમાં પણ વ્યાપારની આંખ ખુલી છે. એ આંખને બળ જોરાવરીથી મીંચેલી રખાવવાથી મીંચાઈ રહેવાની નથી. જો ઇંગ્લેન્ડ ભારતવર્ષને પોતાની સાથે જોડી વ્યાપાર કાર્યમાં આગળ પાડશે તો તેની સરસાઇ રહેશે અને ન્હાના મ્હોટા ભાઇઓની પેઠે એક બીજા દેશની આંગળી ઝાલીને ચાલશે ને સુખી થશે."

મિસ ફ્રૅાસેટઃ "ભરતખંડના કયા કયા વ્યાપારો ઉન્નતિમાં જશે ?"

મિ. ફ્રૅાસેટઃ "ખેતીવાડી અને ખનીજ વ્યાપાર."

મિસ ફ્રૅાસેટઃ "એ તો એમનાં છે જ."

મિ. ફ્રૅાસેટઃ "એ હજી બચપણમાં છે. જ્યારે ઉન્નતિમાં આવશે ત્યારે જગત્ માત્રને ચકિત કરશે. જો ઇંગ્લેંડ, ખેતીવાડીને ખીલાવવાને ભારતવર્ષને બુદ્ધિ અને ધનથી સંપૂર્ણ સહાયકારી થશે તો અનંત વર્ષો સુધી માખણ ખાશે અને જો તેમાં ખાશે તો કાળ કંઇ કોઇને આધીન રહ્યો નથી ને રહેવાનો નથી. પોતાના કે પારકાના આશ્રયથી ઉન્નતિમાં આવશે ને પાણી પાણીનો રસ્તો કહાડશે. ખનીજને માટે પણ એમ જ છે."

મિસ ફ્રૅાસેટઃ "ભારતવર્ષમાં ખનીજ ક્યાં ક્યાં છે ?"

મિ. ફ્રૅાસેટઃ "પાંચ છ હજાર વર્ષ થયાં આખો ભારતવર્ષ એ રસસિદ્ધિથી ભરપૂર પડી રહેલો છે."

મિસ ફ્રૅાસેટઃ "થોડાંક દૃષ્ટાંત તો આપો."

મિ. ફ્રૅાસેટઃ "ગવર્નમેંટે તેમ જ દેશી રાજાઓએ થોડી કે ઘણી શોધો કરી છે તે વાંચો ને તેમાં આ વધારો કરી લ્યોઃ "**ત્રાંબુ**—હિમાલયની તળેટી, બંગાળ અને મધ્ય હિન્દુસ્થાનમાં, દક્ષિણમાં અહમદનગર પાસે ને પંચમહાલમાં. **લોઢું**—બંગાળા, રાજપિંપળા સંસ્થાન, કાઠિયાવાડ અને ગુજરાત તેમજ મધ્ય હિન્દુસ્થાનમાં ઘણે સ્થળે. **કોલસો**—બંગાળ અને બીજા ઘણા ભાગમાં. **મૅંગેનીઝ**—પંચમહાલ, ગોવા, રાજપિંપળા, કાઠિયાવાડ, બંગાળ અને મધ્ય હિન્દુસ્થાન. **સીસુ**—પંચમહાલ, બંગાળ, હિમા-

લયની તળેટી, અજમેર વગેરે સ્થળે. **ઘાસલેટ તેલ**—કાઠિયાવાડ, સુરત જીલ્લામાં અને દમણનાં પ્રદેશ પાસે ને બીજે સ્થળે. **આરસ**—રાજપિપળા સંસ્થાન, આબુ, આરાસુરનો પ્રદેશ, મધ્ય હિન્દુસ્થાન, ગાયકવાડીમાં મોતીપુરા વગેરે. આરસની એક જાત એવી અજાયબ જેવી થાય છે કે જાણે ફુલ્સકેપ કાગળ. **ચિરોડી**—કાઠિયાવાડ, ભરૂચ જીલ્લો, અને બીજે ઘણે સ્થળે. **એસબેસ્ટસ**—કુશળગઢ, હિમાલયની તળેટી વગેરે બીજે ઘણે સ્થળે, ઘણાં ખનિજોની શોધનો આ મ્હોટો રિપોર્ટ છે. તેમાં ત્રાંબાંની કેટલીક ખાણો ૪૦-૪૨ ટકા જેટલું ત્રાંબું આપે એવી છે ને સીસાની ખાણો તો એંશી ટકા પુરા પાડે એવી છે. ચાંદી, સુવર્ણ, હીરા, માણેક, પન્ના, સિસોનીઆ અને બીજા અનેક ખનીજ પદાર્થો પૂર્ણતાને પામી ગયા છે."

મિસ ફૉસેટઃ " ઓ હો! આ તો બહુ લાંબી નોંધ છે!"

મિ. ફૉસેટઃ " અમેરિકા અને જાપાનના પ્રવાહમાં ઈંગ્લેન્ડે સરસાઈ ભોગવવી હોય તો ભારતવર્ષના ખેડૂતો અને મિલ ઉદ્યોગવાળા વ્યાપારીઓને સંયુક્ત ધંધામાં નાખવાની સરળતા કરી આપી ઈંગ્લેન્ડનું હિત સાચવી લેવું. હવે ભારતવર્ષને ઉદ્યોગમાં ખીલાવ્યા સિવાય ઈંગ્લેન્ડનું હિત સચવાશે નહિ; માટે મિ. બ્રાડલો આ સલાહ આપી રહ્યા છે."

મિસ ફૉસેટઃ " મ્હને પણ સત્ય ભાસે છે."

મિ. ફૉસેટઃ "તમે ઇન્ડિયા જાઓ ત્યાં આ સર્વ ચર્ચા ચર્ચાવજો."

મિસ ફૉસેટઃ " મ્હારે જવું જ પડશે?"

મિ. ફૉસેટઃ " લખ્યું છે તો તમે, હવે કંઈ વાંધો છે?"

તાર ટકોરા ખાતો ખાતો રત્નનગરી આવી પહોંચ્યો. તાર લઈ સિપાહી પ્રાસાદમાં આવતાં જ સર્વે, હૃદય મનને એકત્ર કરી ઊંચા સ્વાસે જોઈ રહ્યાં. હરિપ્રસાદે માનચતુર પાસે તાર વાંચ્યો ને સર્વેએ સાંભળ્યો.*

" અલ્યા હરિપ્રસાદ, એ છોકરી આવવાનું લખે છે ખરી, કેમ?" માનચતુરે પ્રશ્ન કર્યો.

" હા જી," હરિપ્રસાદે પ્રતિઉત્તર કર્યો. " મ્હેં પરીક્ષા કરી છે

* પ્રકરણ ૩-૪માં કુમુદ તથા બ્રાડલોના વર્તમાન છે તેમાંનો સાર તારમાં હતો.

કે આ છોકરી ખબરદાર ને ખધી છે. એ તે બૈરી અને આ તો બધા બાવળીઆ. એ આવશે ત્યારે જ આ બધા ગુંચવાડાનો અંત આવશે. આ તો એક વાત ખીલે બંધાઈ." એમ કહી માનચતુરે મન સાથે દૃઢ સંકલ્પ કર્યો.

ગુણસુંદરી અને સુંદરગૌરી ડોસાનો ટાણો સાંભળી મૌન રહ્યાં. કુમુદને કાને સર્વ વર્તમાન ગયા. દરબારમાં વિદ્યાચતુર પાસે તાર ગયો ને વંચાયો. સમાચાર ભરતી ઓટની પેઠે ઉછળ્યા ને શાન્ત થયા પણ ડોસાનું મન શાન્ત થયું નહોતું.

## પ્રકરણ ૧૮ મું

### શઠરાયની શઠતા

**रे खल तव खलु चरितं विदुषामग्रे विविच्य कथयामि ।**
**अथवालं पापात्मन् कथया कृतयापि ते हतया ॥**

"રે દુષ્ટ પુરૂષ, ખરેખર, ત્હારા ચરિત્રનું વિદ્વાનોની આગળ વિવેચન કરીને કહું છું કે વિદ્વાનો દૂર રહે. પાપાત્મન્, ના, ના, ત્હારી દુષ્ટ નિંદ્ય કથા પણ કરવી યોગ્ય નથી."

રાત્રિની કાળી કરાળ ચાદર જગત્ ઉપર પથરાવાની સંપૂર્ણ તૈયારી થઇ રહી હતી. રોળી ટાણી વખતે શઠરાય પોતાની જાગીરીના ગામમાં, બંગલામાં બેઠો બેઠો નિશ્વાસ મૂકી રહ્યો હતો. મુછ ઉપર હાથ મૂકી, તર્ક વિતર્કના આમળા દઇ રહ્યો હતો. સ્હામે ફક્ત દીવો બળતો હતો. તેની પાસે હમણાં કોઈ માણસ નહોતું. લમણા ઉપર હાથ મૂકી રૂપાંતર સ્થિતિનાં અસહ્ય દુઃખની વેદના સહન કરતો હતો ને તેનું વેર લેવાની સંકળના ગુંથતો ગુંથતો તે ઉદ્વેગપૂર્ણ હૃદયથી વિચારમાં લીન થયેલો ભાસતો હતો. તેવામાં ખવાસે આવી કહ્યું: "ધીરપુરના ઠાકોરના પુત્ર મળવા ચાહે છે." શઠરાયનું હૃદય જરા ઉન્નત થયું. તેને અંદર લાવવા કહ્યું.

વાઘજી અંદર આવ્યો. શઠરાયે આદરપૂર્વક સવિનય બોલાવી પાસે બેસાડયો. શઠરાય થોડી વાર ચુપ બેઠો. નિઃશબ્દથી વાઘજી તરફ સુતીક્ષ્ણ નજરથી નિહાળ્યું. થોડોક કાળ વ્યતીત થતાં જ શઠરાયે કહ્યું:

"મ્હને આપ તરફના પત્રો મળ્યા છે. તેમાંનું સર્વ મ્હારા લક્ષમાં છે. સમયરંગ ખેલીશું તો શત્રુને સ્હે આપીશું, નમાવીશું."

વાઘજી: "અમે તો તમારી અનુમતિને અનુસરી રંગ કીધો પણ આવેલી બાજી ગઇ."

શઠરાય: "તેથી શું ખેદિત થયા છો?"

વાઘજી: "બાજી ગઈ તેથી ખેદિત નથી. હજારો બાજીઓ ગઇ ને હજારો બાજીઓ ગોઠવીશું."

શઠરાય: "તમારા પિતા યુદ્ધ કરતાં પકડાયા ને વિપદમાં પડ્યા તે માટે ખેદિત છો?"

વાઘજી: "વિપદમાં પડ્યાથી ખેદમાં પડવાનો સ્વભાવ નથી. એ તો રજપૂતને નસીબે લ્હાણું છે."

શઠરાય: "ત્યારે શા માટે ખેદિત છો?

વાઘજી: "આપ જેવા બુદ્ધિશીલ પુરૂષની પ્રપંચજાળ ફલિભૂત ના થઈ તેથી. જે પુરૂષના બુદ્ધિતંત્રથી આખું કાઠિયાવાડ ધ્રુજે છે, જે પુરૂષની પ્રપંચજાળમાંથી નર, વ્યાઘ્ર કે કીટ પતંગ જેવો અનુચર પણ છટકવા ન પામે, જે સર્વનાં માનને નમાવી દે તેજ દુર્દશામાં પડ્યા છે, તેથી મ્હારૂં મન ખેદિત રહે છે. જેની હાક પોલિટિકલ એજન્ટને ડરાવે છે, જે ધારે તેને પોતાનાં પારકાં કરી શકે છે, જેણે દેશેદેશ અને ગામેગામ પોતાની બુદ્ધિકળાની આણ વર્તાવી છે તે એક અનાથ વિધવાના ડરકણ દિકરાથી મહાત થાય છે. તે એક દરિદ્ર ભટ્ટાને લીધે એક ગામડામાં જઇને વસે છે. જેણે અનેક રાજ્યદ્વારી પ્રસંગોને વટાવી દઇ ભલા ભલા રંગ રાખ્યા છે, કોઇને રાજગાદીએથી યમપુરીએ પહોંચાડ્યા છે ને કોઇને તખ્તનશીન કર્યાં છે તે આજે બે બદામના અધમ માણસને હાથે હાલહવાલ થાય છે તે દેખી ખમાતું નથી. મ્હારા પિતાજી સાથે આપનો સ્નેહ છે. તે સ્નેહને સાટે આપ હુકમ કરો તે કરવા હું તૈયાર છું. કહો તો રાણાનું માથું ઉડાવી નાખું, દિવાનનું નાક કાપી નાખું અને આપના ગૌરવને દીપાવી આપું."

શઠરાય: "ઠાકોર, આપનું કહેવું સત્ય છે; પરંતુ તેમાં આપણો હિ. શો વળ્યો?"

વાઘજી: "વેરને બદલે વેર, બીજું શું?"

શઠરાય: "આ તો ઘરનાં વેર ઝેર ન હોય. એ તો રાજરં-

મની શેતરંજની રમતો છે. દાવે દાવ લાવી રંગ જમાવવાનો છે. માથાં કાપે માથું જાય. એમાં સમૃદ્ધિ, સત્તા કે ગયેલી જાગીરો પાછી ન આવે. એ તો હોય તે પણ લેતી જાય ને દુશ્મન હસાવીએ."

વાઘજી: " બાપુ પણ એમ કહાવી કહાવીને જ વારે છે."

શઠરાય: " હા, ઠાકોર હા. સુરસિંહજી આજે શત્રુને હાથ છે. પથ્થર નીચે આવેલો હાથ દાવે ખેંચી લેવો એનું નામ ડહાપણ. "

વાઘજી: " એ વાત વાણીઆને આવડે. રજપૂત તો એકનાં બે કરવાનું સમજે."

શઠરાય: " ઠાકોર આ તે વખત નથી. તરવારોના વારા વહી ગયા. હવે તો દાવ પેચના વારા છે. સિંહનું ગૌરવ શિયાળવાંના દાવ પેચમાં ઘસડાઇ જાય છે."

વાઘજી: " શું એ તે ન્યાય ? "

શઠરાય: " ભાઈ, ન્યાય ક્યાં માંગો છો ? એવાં દેશી રાજ્યમાં ન્યાયની અદાલતો જ કયાં છે ? એ બધી દગલબાજીની દુકાનો તો છે."

વાઘજી: " હવે મ્હારા કાન ખુલ્યા. "

શઠરાય: " ન ખુલ્યા હોય તો પુરા ખોલો ને ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. હવે રણદર્શી વીરોથી આપણું કામ થાય એવું નથી. હવે તો રણવાસમાં રહેતી દાસીઓથી કામ થાય એવું છે. અનુપમ બુદ્ધિવાન્ વીરો જે ન કરી શકે તે રણવાસની ખવાસણો પાર ઉતારે એમ છે. તીરને ભાથામાં રાખો ને તરવારને મ્યાનમાં રાખો. બંદુક ને તોપો કંઇ દરિદ્રતા કહાડનારી નથી. બને તો કહું, તે રસ્તો પકડો."

વાઘજી: " શો માર્ગ યોજો છો ? "

શઠરાય: " રધી ખવાસણ તેજપ્રભાના મુખનું પાન થઇ પડી છે ને તેજપ્રભા રાણાસાહેબને ગળે બાઝેલી છે. બુદ્ધિધને તેજપ્રભાને અપમાનિત કરેલી તેનો તેને પુરો દંશ છે. તેને રંગ ચઢાવો ને દ્વેષની સ્મૃતિ જાગ્રત કરી દિન પ્રતિદિન બળતા અગ્નિમાં ઘી હોમો. ધીમે ધીમે દ્વેષનો મહાન્ અગ્નિ પ્રજ્વલિત થશે. તેની જ્વાળામાં બુદ્ધિધનને ભસ્મીભૂત કરવાની યોજના ગોઠવો. "

વાઘજી: " હા, ભા, હા, એ તો બધુંય સમજ્યો. રજપુતરો રંગ ગયો. આ તો ગોલા લોન્ડાઓના ખેલ આવ્યા. લાખે લાખ મળે પણ વીર તરીકેનું ગૌરવ તજી અનમી રહેનાર દાસ દાસીઓને અને વેસ્યાને નમે એ તો આ જીવનમાં બનનાર નથી. "

શઠરાયઃ "રજપૂતોના સ્વભાવથી અવધિ જ છે. કાર્યદક્ષ થવું અને સમયરંગ ખેલી લેવો એમાં નમવાનું શું? ને વળી ગોલા ભોન્ડા શાથી બન્યા? વેશ્યા કે દાસી ગમે તે હોય. રાજાએ માની તે રાણી ને છાણાં વીણતી આણી. આપણે તો આપણા અર્થ સાથે કામ."

વાઘજીઃ "આપ તો વડિલ છો. ભા, ક્ષત્રિય ધર્મની છાયામાં રહી, વીરપ્રવર થઇ પ્રતાપથી સેહ આપવા અને તેમ કરતાં પ્રાણાર્પણ કરવા પણ તત્પર છું. પરંતુ ભા, આ તો ગળે ઉતરતું નથી."

શઠરાયઃ "એ કામ તમારાં ન હોય. ઠાકોર ચાલો, એમ ન કરતા પણ એ રંગમાં શામેલ તો રહેશોને? આ વખત ચતુરાઈ સિવાય બીજાનો નથી અને તેજપ્રભાને શોધ્યા સિવાય આપણો છુટકો નથી."

આ મંડળ જેમ દ્વેષના અગ્નિમાં બુદ્ધિધનને ભસ્મીભૂત કરવા મથતું હતું તેમ તેજપ્રભા પણ દ્વેષના આવરણથી નિંદ્ય કર્મો કરીને પણ તેને પાયમાલ કરવા યત્નશીલ થઇ રહેલી હતી.

તેજપ્રભાનું વય હાલ વીશ વર્ષનું હતું. તેના અવયવ સુકોમળ, ઉજ્વલ અને લાવણ્યમય હતા. ચામડી પિળાશ પડતી ગૌર તેજસ્વી હતી. લલાટ સુંદર હતું તેના કરતાં પણ વિશેષ પ્રશસ્ત કરવા કૃત્રિમતાથી વાળોને ખુંટી કઢાવી વિસ્તીર્ણ કરાવેલું હતું. નાક છેડા ઉપરથી જરા બેઠેલું ને પાછલા ભાગમાં જરા પૈડું ફરી જવાથી દબાઇ ગયું હોય એવું બેડોળ હતું. પરંતુ યૌવનનું સૌંદર્ય વિકસવાથી પ્રફુલ્લ ઉન્મત્ત બાળિકા રાણાના હૃદયની ઈશ્વરી બની ગઇ હતી. બાળિકા નીચા કુટુંબમાં જન્મેલી અને પેથાપુરના ગરાસિયાની પુત્રી ગણાતી, પણ સત્ય શું હતું તે સમજાયું નથી અને આપણે સમજવાની જરૂર પણ નથી. ઉન્મત્ત બાળિકા યૌવનમાં પ્રવેશ કરતાં જ કહેવાતા પિતા સાથે રાજકોટમાં વસેલી. રાજકોટ આજકાલ રાજકુમારોના આવાસનું સ્થાન છે. રાજકુમાર કૉલેજમાં રહેલા કુમારોને એ પુરમાં વસવાટ કરવાની ફરજ પડે છે. તેથી યૌવનમાં આવતા રાજકુમારોથી ઘણી વખત ત્યાં અવનવા બનાવો બને છે. તેજપ્રભા સાથે ઘણાઓનો આંખ ચાંલ્લો બનેલો અને તેથી રાજમહેલની રાણી થવાની તેણે આશા બાંધેલી; તેથી યૌવનદશા પ્રાપ્ત થતાં જ તેજપ્રભાએ પોતાનું જીવન ઉચ્ચ દશામાં લાવવા

ઘણાં પાખંડ કર્યાં; પરંતુ વ્યર્થ ગયાં. જુનાગઢમાં બીબીને વેશે ને જામનગરમાં રજપુતાણીને વેશે યુક્તિ પ્રયુક્તિથી ઘણાંએ ફાંફાં માર્યાં. આખરે હારીને ભૂપસિંહને મોહજાળમાં ફસાવ્યા. ભૂપસિંહને તેજપ્રભા સાથે જોડાવામાં બુદ્ધિધનની આડ હતી. તેજપ્રભાએ વિસ્તારપૂર્વક પ્રપંચજાળ પાથરી છતાં એમાં બુદ્ધિધન સપડાયો નહિ પરંતુ રાણાજી તો લુબ્ધ થઇ ગયા ને લટ્ટુ બન્યા. એના વિના એને એકે દિશા સૂઝતી નહિ.

બુદ્ધિધને ઘણી દલિલો આપી. વેશ્યા સાથે લગ્ન કરવામાં અંતરાય નાંખ્યો અને છેલ્લી મહત્ત્વતા ભરેલી દલિલ એ પણ નિવેદન કરી કેઃ "એને પેટે કુંવરી થશે તેને ક્યાં નાંખશો? એની કુંવરીને કોણ લેશે? તમારાં ફરજંદનું ભાવિ કેવું થશે? તમારી રજવાડામાં કેવી અપકીર્ત્તિ થશે? જેણે એવું કર્યું છે તેમની કુંવરીના હાલ જુઓ! ચક્ષુભિ સત્યં કરો. મરજી હોય તો મનમાંની રાજ્યકન્યા વરો. વેશ્યા વિત્તની સગી છે અને માન્યું નહિ માન્યું કરશો તો તન મન ને ધનની હાનિ કરવા સાથે વડિલોનાં માન ગૌરવને ખંડિત કરશો."

બુદ્ધિધનની બધી દલિલો સત્ય ભાસી; પરંતુ પ્રેમલુબ્ધ થયેલા અંધ અંતઃકરણને કંઇ માર્ગ ગમ્યો જ નહિ. તેજપ્રભા જ હૃદયનું રત્ન અને નેત્રનું મણી થઈ પડી હતી. બુદ્ધિધન રાજ્યકાર્ય પ્રસંગે મુંબઇ પધાર્યા એટલે રાણાજીએ ગોરને બોલાવી તેજપ્રભા સાથે ચાર મંગળફેરા ફરી રાણી ઠરાવ્યાં ને તે ખુશબખ્તીનો તાર મુંબઈ બુદ્ધિધનભાઈ ઉપર કર્યો. તેઓ તાર વાંચી ખેદિત હૃદયે નિરાશ થયા, પરંતુ રાણાની મૂર્ખતા ઉપર સ્મિત આવ્યા સિવાય રહ્યું નહિ. "રાજાને ગમી તે રાણી ને નીચ ઉંચ ન જાણી. હા, એ તે એનું નામ." એમ વિચારી મન માર્યું, પરંતુ બુદ્ધિધનની મનોભાવનાના વલણનો પ્રભાવ તેજપ્રભા જાણી ચેતી ગઇ હતી. તે મનમાં કઠણ આમળો રાખી દાવ શોધતી હતી.

હવે તેજપ્રભા પ્રબળ બળવતી થઇ પડી હતી. રણવાસની રાણીઓમાં એની સત્તા પ્રબળ ગણાવા લાગી હતી. એણે પણ માથે છેડો મેલી પરકીયા સ્ત્રી જેવો વિનોદ વ્યવહાર આરંભ્યો હતો. મદિરામાં અને અનેક પ્રકારની કુચેષ્ટાઓમાં રાણાનો કાળ વ્યતીત થવા લાગ્યો. રાત દિવસનું ભાન ભૂલાવા લાગ્યું અને મન સાથે

તનની પણ અવ્યવસ્થા થવા લાગી. બુદ્ધિધનભાઇ પ્રેમભાવથી વાત-ચિતની ટકોરમાં કહેતા પણ રાણા સાહેબ તેને હસી કહાડતા અને તે વાતો રૂપાંતર થઇ સવાસલું લગાડનારાઓ દ્વારા તેજપ્રભાને કાને જતી. તેથી તે વધુ દૂંપીલી બનતી ને સિંહની પેઠે દિવસે દિવસે છેડાયલી રહી ચાંદુ શોધતી હતી. પ્રતિદિન રાણા સાહેબને બુદ્ધિધન માટે વિષ રેડતી, પરંતુ જેમ તેજપ્રભા રાણા સાહેબને ગળે વળગી હતી તેમ બુદ્ધિધન માટે રાણા સાહેબનો ઘણો ઊંચો મત બંધાયલો હતો. તે સાથે પૂર્વનો ઉપકાર અને તેમની સ્વામી-પરાયણ સત્યનિષ્ઠા ભરેલી નોકરીને લીધે તેમની ઘણી જરૂર હતી તેથી તેમને છોડાય એમ નહોતું. આ પ્રમાણે એ તરફની જબરી ખેંચાતાણી થતી. તેજપ્રભા એમ જાણતી કે દિવાન બદલાય તો મ્હારૂં બળ વધે અને તેને માટે તેણે પ્રબળ પ્રયત્નો આરંભ્યા. રાણા સાહેબને મદિરા પાઇ અનેક સારા નરસા પુરૂષોનાં વખાણ કરી દિવાનપદ ઉપર લાવવા પ્રયત્ન કર્યાં પણ નિષ્ફળતા પ્રાપ્ત થઇ. આજે તેજપ્રભાની બુદ્ધિએ શઠરાયને શોધી કહાડ્યો. પ્રપંચ-તંત્ર કેમ રચવું તેની સલાહ સારૂ રથી સાથે તંત્રી રચી દાસી જાનબાઇને શઠરાયને ગામ મોકલી. દાસીને જોઈ વાઘજી એકદમ ઝબક્યો. ચકિતની પેઠે થોડીવાર નિર્વાક્ થઇ ગયો ને વિસ્મયોત્ફુલ્લ લોચનથી સ્હામે જોઇ રહ્યો. દાસીએ મૌન્ય તોડ્યું. "તમે પણ અત્રે જ છો તેથી સઘળો ઘાટ ઠીકાઠીક જ થશે. દૂધમાં સાકર."

શઠરાયઃ "પધારો પધારો, બા સાહેબ આનંદમાં છે કની?"

જાનબાઇએ ઓવારણાં લઇ આંગળાના કડાકા ફોડતાં પ્રતિઉત્તર કર્યોઃ "આપનું મંગળ ઇચ્છે છે ને આપની બુદ્ધિની વાહવા ગાય છે."

શઠરાયઃ "એ તો બા સાહેબની મ્હોટાઇ છે. આજકાલ બા સાહેબની બુદ્ધિને કોણ પહોંચે એમ છે? જેવું નામ છે તેવાં જ બુદ્ધિ અને ડહાપણમાં પણ તેજ જ છે."

જાનબાઇઃ "મ્હોટા મ્હોઢુંજ ભાખે."

શઠરાયઃ "કહો, હવે શ્રી મુખનો શો હુકમ છે?"

"બા સાહેબ વિફળ પ્રયત્ન કરાવવા માગતાં નથી અને વિફળ નીવડે એવું કરાવવા ધારતાંયે નથી. માટે જ આપને શોધ્યા છે." એમ કહી મોતીની કંઠી શઠરાયના ગળામાં આરોપી પ્રફુલ્લ અંતઃકરણે જાનબાઇ સ્હામે બેઠી.

" એનું પ્રયોજન શું હતું ? આ દેહ બા સાહેબના અન્નનો જ બનેલો છે. તન મનથી બનતે પ્રયત્ને મદદ કરીશ અને તેમ કરવામાં પ્રાણ જતાં પણ પાછો પડીશ નહિ." શઠરાયે વિનયપૂર્વક આશ્વાસન આપતાં કહ્યું.

" આપ ચિર વિશ્વાસી છો. બા સાહેબે મેલેલો વિશ્વાસ નિષ્ફળ નીવડતો નથી. બા સાહેબે કહાવ્યું છે કે, આપનું અપમાન કરનાર અહર્નિશ અમને પણ અપમાનિત કરે છે. હવે તે સ્હેવાતું નથી. તેનો સત્વર અંત લાવો." જાનબાઇએ અથ ઇતિ દર્શાવતાં ખુલ્લા ભાવે કહ્યું.

શઠરાયઃ " લુણહરામી, વિશ્વાસઘાતક, કપટાચારીને શિક્ષા કરવી એ તો આપના હાથમાં છે."

જાનબાઇઃ " પ્રયત્નો તો કર્યા પરંતુ રાણા સાહેબ પાસે બધા વિફળ થયા. બાપુ, એ તો તમારી બુદ્ધિ વિના બધું અંધારૂં. અમે તે અમે ને તમે તે તમે. છડેચોક વેશ્યા વેશ્યા કહી વગોવે છે ને બા સાહેબને પગથી તે માથા સૂધી ઝાળ લાગે છે."

શઠરાયઃ " અરે, એવું કહેનારનું જડબું ન તોડી નાખું ! સીતા જેવાં સાધ્વી ને વળી અન્નદાતાને એવું તે કહેવાય ? ।"

જાનબાઇઃ " દરબારમાં આપના જેવું કોઇ નથી, તેથી જ ફાવી ગયાં છે તો. આ તે કેવો અન્યાય ?"

શઠરાયઃ " એનું શળ કહાડવું તે તો બા સાહેબને મન સહેલ છે."

જાનબાઇઃ " બા સાહેબે તો બનતી બધે નજરો પહોંચાડી પણ ઘરમાં તો અલક કાગડી છે તે તરત ચેતી જાય એવી છે, તેથી ત્યાં કંઈ ફાવ્યાં જ નહિ ને જાતે પાછા નાગર એટલે આપણે ત્યાં તો વ્યવહાર બંધ. બાકી દહીં કે શીરામાં ક્યારનાંએ બે ઘડીમાં તરફડીઆં ખવડાવી દીધાં હોત. પણ ફવાતું નથી ને દાવ આવતો નથી."

" શાબાશ, શાબાશ, બા સાહેબની બુદ્ધિની હદ છે. ચાતુર્યકળા તો એમની જ." શઠરાયે ઉત્તેજિત કરતાં કહ્યું ને તે મનમાં જરા વિચારમાં પડ્યો: " અહા ! બ્રહ્મહત્યા સૂધી નજર પહોંચાડી ! આ ખરેખરી પિશાચિની છે. બચ્ચા, ચેતતો રહેજે. આડું અવળું પડ્યું ને વિશ્વાસ રાખ્યો તો ત્હારો પણ એ જ ઘાટ."

જાનબાઇઃ " બા સાહેબ તો સર્વેને પહોંચી વળે એવાં છે

અને ઘાટ આવ્યે વીરાંગનાની પેઠે પેટમાં કટારી પણ ખોસી દે એવાં છે. પરંતુ તમારી સલાહ વિના અંધારૂં છે. હવે તો બધું સુકાન તમારા હાથમાં મૂક્યું છે."

શઠરાયઃ " બા સાહેબના હુકમને આધીન છું. વિશ્વાસ રાખો. વિચલિત ચિત્ત ન રાખો. કટારીનું કામ નથી ને વિષપ્રયોગની પણ જરૂર નથી. ઉલટી બલા ગળે પડે. જમાનો ફરી ગયો છે તે સાથે ઉપાયો પણ ફર્યા છે. આપ દૃઢ નિશ્ચયથી સુકાન એક તંત્રથી ફેરવશો તો રાણા સાહેબ એ જ આપણી કટારી. પોલિટિકલ એજન્ટ અને મુંબઈ સરકારના કાનમાં ખોટા ખરા વ્હેમ નાંખવા એ આપણું વિષ અને એ ત્રણેના અધિકારી મંડળને ફોડી ખોટા ખરા ધોંટાળા ઉભા કરવા એ આપણો ફાંસો. લીલાપુર, મુંબઇ ને કલકત્તા સરકારમાં રોજના નનામા અને કંઇક ઠાકોર જેવાના નામના અરજા એ આપણું લશ્કર. ખરૂં કામ તો પૈસા વેરવાનું છે. દામ કરે સલામ. ખરાનું ખોટું ને ખોટાનું ખરૂં એ આ જમાનાનો રંગ છે. તેમાં ફાવ્યા એટલે ચણા જેટલું નાક ગયું તે ગળા બરાબર કર્યા સરખું છે."

આશાથી સતેજ થયેલા મનથી ઉત્મત્ત થયેલા હૃદયથી જાનબાઇએ પ્રતિઉત્તર કર્યો: " પૈસાની પાળ બાંધવી હોય એટલી બાંધજો. પણ નાક લીધે જ બેસવાનું નથી; પગ કહાડવો છે."

શઠરાયઃ " બા સાહેબને કહેજો, વિશ્વાસ રાખજો. સીતા જેવાં તમને સતાવી રાવણ જેવો અભિમાની થયો છે તેવો તેનો સંહાર થશે. તમારા જેવી દેવીના શાપથી પુત્ર અને પુત્રવધૂ વિનાનો થયો છે. પત્ની ગઇ છે. લ્હાય લેપાએ જીવન મરણ જેવું ભોગવે છે. એ મરેલાને મારતાં શી વાર છે? આ ઠાકોર બેઠા છે. આજે પોલિટિકલ એજન્ટ ને મુંબઇ સરકારમાં સુરસિંહને નામે ખોટા ખરા ગોળા મોકલું છું કે, ' સુરસિંહને મારી નાંખી ગરાસ પચાવી પાડવા મથે છે. તેની પાસે રૂસ્વત માંગે છે ને વિષ આપવાની તેવડમાં છે.' કહો, આ તો રંગે રંગ જામે એવું છે ને? ખરે નામે અરજી ને બારીસ્ટરના પૈસા બાઇ સાહેબના. મિ. વહાડીઆ, મુન્શી અને સેટલવડને રોકીશું. કહો, પ્રથમ પૈસાની તેવડનો જવાબ કહો."

જાનબાઇ: " પૈસાની હા. બીલ મોકલજો. તમારૂં મહેનતાણું એ ખરૂં અને અમારાં જેવાં ગરીબ ઉપર દયા કરવી એ તમારે."

શઠરાયઃ " મ્હારે તો બા સાહેબની સેવા કરી બતાવવી છે.

તમારાં બધાંનું સાચવીશું. એમાં જરાયે ચિંતા રાખતાં નહિ."

જાનબાઇ: "તમે તો અમારા અન્નદાતા છો. દરબારમાં તમારા વિના અંધારૂં જ થયું છે. ન મળે દેણગી કે ન મળે કસુંબાપાણી ને ઠુંગણુ. સાલ, પાઘડીઓ ને અંબરોના વરસાદ તો બાપુ તમારે હાથે થતા. હવે બધું વખત પરે પાછું થશે. અમને આપનો પાકો ભરોંસો છે. અપમાનિત થવાથી બાને તો એવો દ્વેષ ભરાયો છે કે લાખ બે લાખ ખરચીને પણ કાટ કહાડવો."

શઠરાય: "હવે વિશ્વાસ રાખો. થોડા દિવસમાં શું રંગ ખેલાય છે. મહા સમરાંગણમાં અગ્નિ સળગાવું છું, ને ખોટારા ઘોડા દોડાવું છું. બા સાહેબ પૈસાની છોળો ઉડાવશે તો દુનિયામાં કોનું પેટ નથી? ખરાનું ખોટું ને ખોટાનું ખરૂં કયાં થતું નથી? ત્રણ ખુણાની ટોપીને વહેમમાં ગુંચવી કે બેડો પાર! તમારે કંઇ ચિંતા રાખવી નહિ. લ્યો, આ બસેંની નોટ લેતાં જાઓ. ઘરમાં સૌને આશ્વાસન આપો. ખાઓ, પીઓ ને મઝા કરો."

જાનબાઇ: "ના, ભા, ના, તમારૂં જ ખાઇએ છીએ. એમ હોય નહિ."

શઠરાય: "મ્હારા સમ, ચાલે નહિ."

એમ કહી તેના ખોળામાં નોટ નાંખી દીધી.

જાનબાઇ: "બાપુ, તમારા સોગન પાછા વળાતા નથી. આ દેહ તમારો છે. અડધી રાતે આપ કહેશો તે બધું બા સાહેબ પાસે કરાવીશ."

શઠરાય: "કંઇ ચિંતા નહિ. આજે બધી અરજીઓ તૈયાર થઇ જશે. મ્હારી મ્હેનત તો કરીશ પરંતુ બારીસ્ટરો પાસે ઠીક ઘડાવવી પડશે. તેમની મારફતે જાય તો વજન પડે. તડ ને ફડ કામ થયું જ સમજોની. પરંતુ તેમની ફીના રૂપીઆ થોડા ઘણાએ આપવા પડશે. બા સાહેબ કહે તો હમણાં હું આપું. પણ બા સાહેબનો હુકમ જોઇએ. ખરૂં કની ?"

જાનબાઇ: "હાજી, પરંતુ એ રૂપીઆ કેટલા જોઇશું તે કહોની."

મુખ મ્લાન કરતાં શઠરાયે ઉંડી ગણત્રી કરી પ્રતિઉત્તર કર્યો: "જાનબાઇ, ઓછામાં ઓછા પચીસ ત્રીશ હજાર તો જોઇશું જ. દુશ્મન જબરો છે. તે બા સાહેબ જાણે છે. પછી બા સાહેબની મરજી."

જાનબાઇ: "અરે! એમાં મરજી શી? આપના પચીશ ત્રીશ ને બા સાહેબ પાસે પાંત્રીશ ચાલીશ હજારની હા પડાવી મોકલી આપું તારે જ આ ખવાસણુ ખરી."

શઠરાય: "શાબાશ, રંગ, રંગ." કરી ખવાસણુના હાથમાં તાળી આપી. જરા એકાંતમાં વાત કરવાને મસે ઉઠાડી ખભા ઉપર હાથ મુકી શઠરાયે ફરી કહ્યું: "જાનબાઇ, રૂપીઆ વિના બારીસ્ટરો કલમ નહિ ફેરે, અને આપણે ધારીએ છીએ એટલી ઉતાવળે કામ નહિ થાય." કાકલુદી કરતાં હાથમાં હડપચી ઝાલી જરા પ્રેમ ચક્ષુથી સ્નેહ ચિહ્ન કરતાં કહ્યું.

શઠરાય જેવા પુરૂષના હાથનો સ્પર્શ થતાં જ તેણે રોમાન્ચ અનુભવ્યો, કાળી બલ્લક જેવી કાલિકાને ઇંદ્રના સ્પર્શ જેવો અનુભવ થયો. પ્રેમમય ચક્ષુથી આધિન થયેલી ક્ષણભર સ્તંભી ને સવિનય મુખ મલકાવતી બોલી: "જી, એની ચિંતા નહિ. કાલે પાંત્રીશ હજારની રકમ આપના હાથમાં આવી પડશે."

"રંગ, રંગ." કહી વાંસો થાબડયો. જાનબાઇ મુખમુદ્રા મલકાવતી સામુ જોઇ જ રહી.

આ કાઠિયાવાડી મલિન સૂત્રના પપ્રંચમાં વાંચનારની મનોવૃત્તિને ઉતારી વિશુદ્ધિમાં નાખતાં અટકવું એમાં આપણું તેમ લેખિનીનું ભૂષણ છે. માટે આગળ ચાલો.

ખટપટાસ્ત્ર શરૂ થયું. દ્વેષાંધ થયેલી, સર્વને ઠગનારીએ દ્વેષના આવિર્ભાવમાં રૂપિયાની રકમ મોકલી અને વિશેષ મોકલવી શરૂ રાખી. જાનબાઇએ લોભ અને મોહથી સર્વ કાર્યમાં પૂર્તિ રાખી. શઠરાયની શઠતા ને સાધ્વિની સાધુતા સેળભેળ થઇ ગઇ. ખોટારાનો રંગ ભર્યો તે ભરાયો. પેટને મારે ઠેઠ સુધી મુંગે મ્હોડે ચાલ્યું. ઉરે બેસીને ઘેર આવ્યું ત્યાં સુધી બુદ્ધિધનને ખબરે ન પડી. બુદ્ધિધનની તપાસ થવા મુંબઇ સરકારે પોલીટિકલ એજન્ટને ડેમી ઑફિસિયલ ફરમાવ્યું હતું. તે ફરમાન સાથે બીજો બધો મસાલો ભળવાથી ભંભેરાઇને તે ભૂત થયો હતો. ખાસ એટલા સારૂ સ્વારી સુવર્ણપુર આવવાથી શઠરાયના આનંદનો પાર ન રહ્યો. તેણે તેજપ્રભાને કહાવ્યું: "હવે રંગ તપાસવાનો છે. રાણા સાહેબને હવે હથિયાર બનાવો. એ કર્ત્તવ્ય તમારૂં છે.

તે જ થયેલી તેજપ્રભા દુર્ભેદ્ય કાર્ય કરવા ભીષણ પ્રયત્નો

આરંભી બેઠી. રાણા સાહેબને મદ્યપાનમાં પૂર ચકચૂર બનાવ્યા. બુદ્ધિધનની મુલાકાત બારો બહારથી બંધ કરી. પોલિટિકલ એજન્ટ સાહેબનાં મડમ સાહેબ સારૂ હીરાનો હાર મંગાવી રાખ્યો. મેવા મીઠાઇ અને આગતા સ્વાગતાંનાં સાધનોની રેલછેલ કરી. પટાવાળાથી તે દફતરદાર સુધી સર્વેનાં મન ઉપર ઉપકારનું વાદળ છાવર્યું.

બુદ્ધિધન ઉપર ઘણા પ્રકારના આરોપો ઉભા કર્યા હતા. ધીરપુરનો ગરાસ પચાવી પાડવાનો, તેના માલિક સુરસંગને મહાવ્યથા કરવાનો, વિષ આપવાનો ને લાંચ માગવાનો આરોપ સચોટ ઉભો કર્યો હતો. બીજાઓના હક્ક ઉપર તરાપ અને લાંચોની ન્હાની મ્હોટી ગપો એ સઘળા આરોપો રીતસર ગોઠવી નાંખેલા હતા. બ્હારવટીઆઓને ઉશ્કેરી આશ્રય આપી સરકાર વિરૂદ્ધ લડાઈ ઉભી કરવાનો પણ આરોપ ગોઠવવાનું ભૂલ્યા નહોતા. કાગળ ઉપર વાઘના વાઘ ચીતરાઇ ગયા હતા અને મહાન્ ઉલ્કાપાત થઇ એમ્પાયરનાં એમ્પાયર ભસ્મીભૂત થવાનાં હોય, ન્યાયનો અંધકાર થઇ ગયો હોય એવું સ્વરૂપાંતર યુક્તિ પર યુક્તિએ ગોઠવ્યું હતું. વળી ચાર સભ્ય ગણાતા કળજુગી જનોથી વાર્તા વિનોદમાં પોલિટિકલ એજન્ટના મનમાં વિષ મેલાવવામાં પણ બાકી રાખ્યું નહોતું. એટલું જ નહિ પરંતુ જ્યાં જ્યાં પોલિટિકલ એજન્ટનો મુકામ થોભનાર હતો ત્યાં ત્યાં અવનવા વેશધારી વ્યાપારી, ખેડૂત, ગરાસીઆ કે પટેલના નામથી તરેહવાર તહોમતોની વાતો કહેવડાવી તેમના મનમાં વિષ ભર્યું હતું. કરનાર તંત્રકાર એક હતો અને જેમ નાટક ભજવાય તેમ આ બધો વેશ ભજવાયો હતો. જેનો સ્વપ્ને પણ કોઇને ખ્યાલ જાય એવું નહોતું. કાગનો વાઘ ને ખોટાનું ખરૂં શઠરાયે શઠકળાથી હાલ તો કરી આપ્યું હતું. પોલિટિકલ એજન્ટ ભમી ભમીને ભૂત થયો હતો. તેને કોઇ પણ પુછવાની હવે દરકાર કે ન્યૂનતા હોય એમ જણાતુ નહોતું અને આ તંત્રથી સામાન્ય બુદ્ધિ પણ ઠગાય એમાં સંદેહ નહોતો.

શઠરાયે છેલ્લી અને યુક્તિ ભરેલી યોજના એ ગોઠવી હતી કે, ખુદ રાણા સાહેબ પાસે જ બુદ્ધિધન ઉપર હુમલો કરાવવો ને રૂબરૂમાં ફરિયાદ કરાવવી. તેને માટે તેજપ્રભાને પરિપૂર્ણ ઉશ્કેરી રાણાને હાથમાં લેવા યોજના ઘડેલી. રાણાને દારૂ પાઇ પોલિટિકલ એજન્ટ પાસે લઇ જવા, સાથે વિશ્વાસુ આદમીને મોકલવો

અને સર્વે ઘટસ્ફોટ કરાવવાને આ છેલ્લું નિશાન બરાબર તાકી શઠરાય સજ્જ થયો હતો. હવે પોલિટિકલ એજન્ટનો મુકામ સુવર્ણપુર આવી પહોંચ્યો હતો.

બ્રિટિશ રાજ્ય અને દેશી રાજ્ય વચ્ચે ન્યાયી સત્તાની સાંકળ એ અપરિચિત સીમા દર્શાવનાર સ્પષ્ટાભાસ આપનાર યંત્ર છે. સર્વે રાજકુળ તેને નમિત છે. તેની ન્યાયપરાયણ ઇચ્છા એ મુદ્રાલેખ છે. તેનો અંશ કયે કાળે કેટલો પુરૂષાર્થ દર્શાવશે તે કોઇથી મપાયું નથી અને મપાય એવું પણ થોડું છે.

એના સત્તા તંત્રના બળનો પ્રવાહ પ્રબળ છે. તો પણ તેમાં શુદ્ધ ન્યાય એજ સૂક્ષ્મ સૂત્ર છે. પરીક્ષાપૂર્વક આચાર વિચારનો આશ્રય લઇ ઘુમવાનો વિવેક છે, એજ એમનો મહા જય છે. એજ રાજ્યતંત્રની ખુબી ને વિશ્વાસપાત્રતાની બલિહારી છે. કાળે કાળે કરાળ કાળ જેવું રૂપધારી મેઘ મંડળ ચઢી આવે, પણ વાયુનો વેગ જેમ મેઘ મંડળને વિખેરી શાંત કરે તેમ સત્ય જણાતાં કરાળ વિકાળતા સરળ શાંત બની વિકળતાને કળમાં લાવવા અંકુશિત કરી શકે છે. એ એની મહત્તા, ગૌરવ યોગ્ય અભિવંદનીય છે. પોલિટિકલ એજન્ટનું સત્તાઅંકુશ આજે અનેક સરાણ ઉપર ચઢી દિવાન ઉપર વજ્ર ઘા કરવા તત્પર થઇ આવ્યું હતું. સ્વારી રૂબાબદાર હતી. સાથે સોલ્જરની એક પાર્ટી પણ કરપ પાડવા આણી હતી. તેમના આવવાથી સુવર્ણપુરે દર્શનિક મનોહર શોભા ધારણ કરી હતી. આંતર ગર્ભિત ભયની ભયંકરતા સર્વને થરથરાવી રહી હતી. નગર સાફસુફ કરી સ્વચ્છ બનાવી નાખ્યું હતું. રાજ્યદ્વારી પુરૂષો હમેશ કરતાં આજે વધુ ચંચળતા દર્શાવતા હતા. ભદ્રા નદીના પ્રવેશ પાસેની ઝાડીમાં સાહેબનો તંબુ ઠોકાયો હતો. દફતરદારનો મુકામ દરબારના એક બંગલામાં હતો ને તેની પાસેની ધર્મશાળામાં ઉતરતા કામદાર વર્ગનો મુકામ હતો. સ્ટેટ તરફથી સર્વનો સત્કાર થતો. એમાં ઉભયનાં માનનો હેતુ છે. દફતરદાર સાહેબ અને તેમના મંડળના માનને ખાતર આજ સાંજે દિવાન સાહેબે મેળાવડો કર્યો હતો. ભદ્રા નદીના છેડા ઉપર અને સમુદ્ર સંગમની પાસેના બંગલામાં સર્વને નિમંત્રણ હતું. બંગલાની આગળ પાછળ મનોહર બાગ હતો. તેને મનોહર વાવટાઓથી શણગારી દીધો હતો. લશ્કરી બેન્ડ મધુર ધ્વનિ કહાડી રહ્યું હતું. કચેરી ખલાસ થતાં જ સાંજના

સર્વે પધારી ચુક્યાં હતાં. બંગલાના અગ્ર ભાગના વિશાળ દિવાનખાનામાં ગાદી તકિયાની બેઠક કરી હતી. સર્વે પધાર્યા એટલે બરદાસ્ત ખાતાના અનુચરોએ રૂપાની તાસકોમાં દ્રાક્ષ, અંજીર, સંતરજંદ, નારંગી, દાડમ, કેળાં વગેરે લીલો મેવો; બદામ, પિસ્તાં, ચારોળી, અખરોડ વગેરે સુકો મેવો; પિસ્તાં તથા બદામની પુરીઓ, પિસ્તાં બદામની સુરતી બરફી, સુનેરી વરખવાળા કોપરાપાક અને ચેવડો ભરી મૂકી ગયા. તે દરેક સાથે રૂપાના પ્યાલામાં ચાહ જોડવાઇ ગઇ. દફતરદાર સાહેબ ને દિવાન સાહેબ સાથે સાથે બેઠા. સર્વેને સંપૂર્ણ આગ્રહ થયો ને યથારૂચિ સર્વેએ ઉપભોગ લીધો. દિવાન અને દફતરદાર સાથે બેઠા હતા પરંતુ બન્નેની મુખમુદ્રા ઉપર વિચિત્ર વિકારની છાયા દ્રષ્ટિગોચર થતી હતી. દફતરદાર નવા હતા. જુના પરિચિત નહોતા. બુદ્ધિધન સમય રંગને પી ગયેલો પાકો ખેલાડુ હતો. તેણે મુખમુદ્રાને કળી જઇ ગુપ્ત બાતમીદારોથી સંકેત મેળવવા સંકેત કરી નાંખ્યો. તે છેક બંગલેથી સાહેબના તંબુ સુધી પહોંચી ગયો. બુદ્ધિધનની તીવ્ર દ્રષ્ટિ ચંચળતા ધારણ કરી ચોગરદમ ઘુમતી રહેતી હતી. સર્વ મંડળના આનંદ સારૂ હરિદાસ મહારાજની કથા રાખી હતી. મહારાજે સભા મંડપમાં આવી હાથના કરતાલ અને તંબુરાના ધ્વનિથી સર્વેનું લક્ષ ખેંચ્યું:

"રામા રામા રઘોત્તમા રામા આ આ આ;
રામા રામા રઘોત્તમા રામા આ આ આ."

પદ ગાતાં હરિદાસ બાવાએ હરિશ્ચંદ્રનું આખ્યાન છેડયું. સત્યની મહત્તા વખાણી. બુદ્ધિધનનું ચિત્ત બાતમીદારોમાં ચોંટયું હતું. એટલામાં નરભેરામે કાનમાં આવી મર્મમંત્ર મૂકયો. મન અધીરૂં થયું. સમયરંગ વિચારી ગંભીર થઈ બેઠો.

સર્વે મંડળ ઉથલપાથલ થઈ રહ્યું હતું. એક બીજાના કાન કરડાવા માંડયા હતા. કથા કરનાર પણ ચિકિત્સા પામી ગયો. તેણે ટુંકાણમાં કથા પતાવી. આરતિ થઇ ને હરિદાસ મહારાજ દફતરદાર સાહેબ અને દિવાન સાહેબની વચ્ચે આડંબરથી બેઠો.

એવે સમયે જરા વાર્ત્તાલાપ કરવાની જરૂર ધરાય છે. તે કોટીને અનુલક્ષી હરિદાસ બાવો બોલ્યોઃ "આપ જેવા સજ્જનોનો સમાગમ દુર્લભ છે."

सज्जनानां यथो द्रव्यं सहजादपि रिक्यते ।
कर्ण वालेकिस तस्य सौहार्दं कोटिसस्तथा ॥

" ઇશ્વરની સૃષ્ટિ લીલામાં પૃથ્વીની કિમ્મતથી પણ અધિક કિમ્મત થાય એવા સજ્જન શિરોમણિ મહા પુરૂષો છે ને ફુટી બદામથી પણ ન્યૂન કિમ્મત થાય એવા અધમ પુરૂષો પણ છે. તેમાં સજ્જનોને સર્વદા ધન્ય છે. તેઓ જનસમાજ તેમ દેવમંડળને પણ પ્રિય છે. તેઓનું જીવન સફળ છે. આપ ચંદન વૃક્ષની પેઠે સર્વને સુખદાયી અને સુબોધદાયી છો. "

બુદ્ધિધનનું મન વ્યાકુળતા પામી ગયું હતું; સ્થિર નહોતું. પરંતુ વિવેકને ખાતર બોલવાની આવશ્યકતા હોવાથી બોલ્યોઃ "આપ મહાભાગ સચ્ચરિત્રવાન પુરૂષોને સર્વ ઉત્તમ લાગે એ આપની મહત્તા છે. "

હરિદાસઃ " અરે મહારાજ ! અમારી તો આજકાલ ગણતરી જ ન પૂછો. આ તો આપ સરખા આગળ સત્કાર છે. મહા કવિ અન્યોક્તિમાં કોકિલાને કહે છે કેઃ

**अस्यां सखे बधिर लोका निवास भूमौ किं कूंजितेन**
**किल कोकिल कोमलेना ।**
**एतेहि दैवहतकास्त्वदा भिन्न वर्णत्वां काकमेव**
**कलयन्ति कलानभिज्ञाः ॥**

હે સખે કોકિલે, આ બ્હેરા લોકોની નિવાસ ભૂમિમાં ત્હારા કોમળ સ્વરનું શું પ્રયોજન છે ? કેમ કે ભાગ્યના દશાથી હણાયલા, કળા ને કલવાણીને ન જાણનારા ત્હને તારાથી જેનો વર્ણ જૂદો નથી એવો કાગડો જ ધારે છે. આ સ્થિતિ સમયરંગને ઉદ્ભવે છે. "

બુદ્ધિધનઃ " હંસ તે હંસ ને કાગ તે કાગ. આપની તુલના યોગ્ય સ્થળે થયા સિવાય રહે એવું જ નથી."

હરિદાસઃ " આપ સત્ય કહોછો. પરંતુ ધર્મવૃત્તિ ઉપર જીવન એવું નષ્ટભ્રષ્ટ થઇ ગયું છે કે, એક કવિ મૃગને અન્યોક્તિમાં કહે છે તેમ મૃગનું જીવન અમારા જીવન કરતાં મહા સુખકર જણાય છે. કવિ કહે છે કેઃ

**वक्रं मुहुरीक्षसे न धनिनां ब्रूषेन चाटून् मृषा ।**
**नैषां गर्व वचः शृणोषिनचतान् प्रत्याशया धावसि ॥**
**काले बाल तृणानि खादसि परं निद्रासि निद्रागमे ।**
**तन्मे ब्रूहि कुरंग कुत्र भवतां किं नाम तप्तं तपः ॥**

હે હરિણ, તું ધનવાન પુરૂષોનું મુખ વારંવાર જોતું નથી કે ફોકટ ચાટુ વચનો તેઓ પ્રતિ વદતું નથી. તેમની ગર્વવાણી સાંભળતું નથી કે તેઓ પ્રતિ આશાથી દોડતું નથી. ક્ષુધાને સમયે લીલાં તૃણ ખાય છે ને નિદ્રા આવે છે ત્યારે નિદ્રિત થાય છેઃ માટે હે કુરંગ ! ત્હેં ક્યાં ને કયું તપ તપ્યુંછે તે તું મ્હને કહે ?"

આ વાત દરમ્યાન તો નરભેરામે બે ત્રણ વખત કાનમાં મર્મ-મંત્ર મૂકયો તેથી બુદ્ધિધન વધુ સતેજ થયો. હરિદાસ મહારાજને વધુ કોહું આપવાથી વિસ્તાર વધશે તેથી બીજી તરફ દ્રષ્ટિ ફેરવી. પાન ગુલાબની તાકીદ કરી. હાથમાં હાર લઇ દફતરદાર સાહેબના ગળામાં આરોપણ કર્યો. બીજો હાર હરિદાસ મહારાજને પહેરાવ્યો અને પગ પાસે દક્ષિણા મૂકી પ્રણામ કર્યા.

પાનગુલાબ જોત જોતાંમાં વ્હેંચાઇ ગયાં. દિવાન સાહેબ દફતરદાર સાહેબને પગથીઆં સૂધી વળાવવા ગયા. મેલાવડો વિસ-ર્જન થયો. બુદ્ધિધન અને નરભેરામ એકાન્તમાં બેઠા. માથા ઉપરથી પાઘડી ઉતારી તકીઆ ઉપર હાથ અઢેલતાં બુદ્ધિધન બોલ્યોઃ " નરભેરામ, કામ ઘણું વધી ગયું લાગે છે. સંધિ કયોલી સાંધી છે."

નરભેરામઃ " કરવા જોગ બધો બંદોબસ્ત કર્યો છે. વિદ્યા-પ્રસાદને ઠેઠ તંબુ સૂધી મોકલ્યો છે. રાણા સાહેબ જાતે ગયા છે ને સાથે ગડબડ સામેલ થયેલો લાગે છે."

બુદ્ધિધનઃ "ગડબડ તે આખર ગડબડીઓજ નીવડયો. હવે તીર તો છુટી ચુકયું છે. કપાળમાં વાગે છે, હ્રદયમાં વાગે છે કે પક્ષી બે પગ વચ્ચે થઇને પસાર થઇ જાય છે."

નરભેરામઃ " હવે બધો આધાર રાણાસાહેબ ઉપર છે. શઠ-રાયે તો શઠકળા પરિપૂર્ણ વાપરી છે. અને ઠેઠ મુંબઇ સરકાર સૂધી ખોટારાની ઉતરેડ ગોઠવી દીધી છે. હવે સત્યનો સહાયક પ્રભુ છે. તે સહાય કરે ત્યારે ખરો."

બુદ્ધિધનઃ " અરે, એમ હિમ્મત હારે બને છે ! મ્હારો રાણો તે મ્હારો છે. તે મ્હારોજ રહેશે. મ્હને ખાત્રી છે કે, એમાંથી અવનવો રંગ આવશે. ગડબડનું તો કરવાનું તે કરીશું. પણ શઠરાય પકડાઇ જાય તો રંગ રહે. આ પ્રસંગે રાણાસાહેબને મ્હારી પાસે મ્હારોમ્હાર લાવવાની જરૂર છે. એ કામ પાર ઉતારવાને ત્હારે જાતે જવાની જરૂર છે."

નરભેરામઃ " ઠીક, એ કામ પાર ઉતારી લાવું." એમ કહી વિદ્યુત્ જેવી ત્વરાથી તે નીકળી પડયો. દિવાન મેળાવડાની સરભરામાં હતો ત્યારે તેજપ્રભા પ્રપંચજાળ ગુંથવામાં પડી હતી. રાણાને દારૂ પાઈ મન્દોન્મત્ત બનાવ્યો હતો. તેને પોષાક સજાવી પોલિટિકલ એજન્ટ સાહેબ પાસે મોકલવા તૈયાર કર્યો. રાણાએ વસ્ત્રાભૂષણ સજ્યાં. બધી તૈયારી કરી તેજપ્રભા આનંદ ચકડોળે ચઢી બધી ગોઠવણ રચવા લાગી. એટલામાં રાણાએ નાદુરસ્ત તબિયતનું બ્હાનું કહાડી જવાનું માંડી વાળવા માંડયું. તેજપ્રભા ચમકી. ધીમે ધીમે રાણાનું સુકાન ઠેકાણે લાવવા યત્નશીલ બની. વળી સુકાન ઠેકાણે આવ્યું.

ભૂપસિંહઃ " હું અત્યારે એકલો જવા માગતો નથી."

તેજપ્રભાઃ " જી, આપણા વિશ્વાસુ ગડબડદાસ સાથે છે અને આપે ઘણા દિવસ થયાં શ્રમ લઇ જે કામ કરવા ધાર્યું છે તેનો આ વખત છે." વિનયથી અને નમ્રતાથી નીચાં વળીને કહ્યું.

દારૂની ધુનમાં ભૂપસિંહે પ્રશ્ન કર્યો: "મ્હારે જઇને કહેવું શું?"

તેજપ્રભાઃ "બીજુ શું? હજુરે તો એટલું જ ઉચ્ચારવાનું છે કે, દિવાન બગડી ગયો છે. તેને બરતરફ કરવો છે. બસ, ટુંકું ને ટચ."

ભૂપસિંહઃ " બીજો દિવાન કોને નિમવો એ પૂછશે ત્યારે શું કરવું ? કયાં બારણા પાછળ દિવાન ઉભો છે ? "

હાસ્ય કરતી કરતી નેત્ર સાથે નેત્ર મેળવી પ્રેમમય કટાક્ષથી પ્રેમ ભરતી રાણાના ખભા ઉપર હાથ ટેકવી તેજપ્રભા બોલી: "આપનો ચિરવિશ્વાસુ માજી દિવાન શઠરાય આપની સેવા માટે તૈયાર છે."

ભૂપસિંહઃ " તે કયાં છે ? તે તો તેના ગામમાં પડયો હશે. અત્યારે કોઇ છે ? "

આનંદમત્ત થયેલી હાથ હલાવતી હલાવતી બોલી: " હા જી, આપની પાસે અને આપની હજુરમાં છે ? "

ભૂપસિંહઃ " કયાં છે ? "

રાણાના મુખમાંથી પ્રશ્ન નીકળતાં જ શઠરાય અંદરના ઓરડામાંથી રાણા પાસે હાજર થયો. પાઘડી ઉતારી બે હાથ જોડી ઉભો રહ્યો ને સવિનય બોલ્યોઃ " ખાવિંદનું લુણ ખાધું છે તે હલાલ કરવા આ દેહ તૈયાર છે. "

શઠરાયને જોતાં જ રાણાનો નીશો ઉતરી ગયો. પૂર્વના પાકા શત્રુને પોતાના અંતઃપુરમાં દાખલ થયેલો જોઈ તેના પ્રપંચની

જાળ સમજી ગયો ચેતી ગયો, ને જાગ્રત થઇ ગયો. ચોગરદમ દ્રષ્ટિ કરતાં બધુ તેજપ્રભાનું મંડળ વીંટળાયલું જણાયું. ના હા કરવામાં સાર નથી એવું જાણી સમયાનુસાર વલણ પકડી લીધું. રૂપી અને જાનબાઇએ રાણા સાહેબના હાથ ઝાલ્યા અને 'ખમ્મા, ખમ્મા' કહેતાં કહેતાં બગીમાં બેસાડયા. નીચે ઉતરતા સુધી તેજપ્રભાએ મંત્ર પૂર્ણા જ કર્યો. સાથે ગડબડ બેઠા. શઠરાયને રાણાએ કંઇ પ્રતિ- ઉત્તર કર્યો નહોતો. મુખમુદ્રાની ચિકિત્સા ઉપરથી તેને રાણાનો વિશ્વાસ આવ્યો નહિ. તે ઘોડા ઉપર બેઠો ને દૂર ઝાડીમાં રહ્યો. ગડબડ અને રાણા સાહેબ તંબુમાં પેઠા. આ સમયે વિદ્યાપ્રસાદ ત્યાં આવી લાગ્યો. તે સર્વે ચિકિત્સા તપાસી રહ્યો હતો.

પોલિટિકલ એજન્ટે પૂર રૂઆબમાં રાણા સાહેબની મુલાકાત લીધી. તેમણે વાતની શરૂવાત કરીઃ

" આપના રાજ્ય માટે ઘણી ફરિયાદો છે."

" શી છે ? "

" તમારા દિવાનનો જુલમ બહુ વધી ગયો છે ?"

" શી બાબતમાં ? "

" ધીરપુરના ગરાસીઆને મારી નાંખવા મથે છે. તેને કેદ કર્યો છે. હાથ કાપી નાંખ્યો છે. ઝેર આપવા માગે છે. "

" એ તો જુનામાં જુનો કેસ છે. સુરસિંહે બહારવટીઆ તરીકે લડતાં પોતાનો હાથ ખોયો છે અને બીજા રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ માટે શિક્ષામાં છે. તેનાં જજમેન્ટ આજ બે ત્રણ વર્ષ ઉપર અપાઇ ગયાં છે. સરકારને રીપોર્ટોથી વિદિત થઇ ચુકેલું છે. એ બધું નવા રૂપમાં તૂત ને ખોટારૂં છે. "

" શું આપ આ સાચું કહો છો ? "

" પાછલો કેસ જોવાથી આપ ખાત્રી કરી શકશો અને સુર- સિંહને રૂબરૂમાં જોવાથી કંઇ પૂછવાપણું જ નહિ રહે. હાલ તેને રાજ્ય કેદી તરીકે રાખેલો છે. હજી એનો દિકરો વાઘજી બહારવટે રખડે છે અને તેજ કારણથી ધીરપુરની જાગીર મુંબાઇ સરકાર સાથે મસલત ચલાવી જપ્તીમાં રાખી છે. "

" ત્યારે શું આ બધું ખોટારૂં છે ? "

" હા જી. "

" બીજી ફરીયાદ શઠરાય તરફથી આવે છે. તે બાબતનું શું કહેવાનું છે ? "

"શઠરાય એ સંપૂર્ણ શઠ છે. આ બધું ખોટારૂં ઉભું કરનાર તેજ સખ્સ છે અને તે આટલામાં પકડાશે પણ ખરો."

રાણાનું આ વાક્ય નીકળતાં જ સંધિ કરેલા સિપાઇએ નિશાની કરી જેથી શઠરાયે પોતાનો ઘોડો જીવજાન ઉપર આવી પોતાની જાગીર તરફ દોડાવી મૂકયો.

"બુદ્ધિધન માટે તમારો શો અભિપ્રાય છે ?"

"બુદ્ધિધન પ્રમાણિક, વિશ્વાસુ અને ન્યાયપરાયણ કામ કરનાર મ્હારા જમણા હાથ જેવા માણસ છે. એમના રાજ્યમાં કોઇને પણ ફરિયાદ કરવાનું કારણ નથી. ફક્ત શઠરાય પોતાના પેટને માટે કૌતુક ઉભાં કરે છે."

"રાણી સાહેબ દિવાનથી નારાજ છે એવી મેમસાહેબ ફરિયાદ કરતાં હતાં."

રાણાસાહેબે મુખમુદ્રા મલકાવતાં પ્રતિ ઉત્તર કર્યો: "કાઠિયાવાડની રાણીઓની ઇચ્છા દિવાન ઉપર સત્તા ભોગવવાની હોય છે. દિવાનને પ્રમાણિકપણે વર્તવાનું ને જોખમદારીનું કામ કરવાનું હોય છે. એટલે સહસા ફરિયાદ હોય. પણ તેમાં દિવાન કરતાં જનાનાનો વાંક વધુ હોય છે."

"દિવાન સંબંધી કંઇ વાંધો રહેતો નથી. પરંતુ મેમસાહેબની લાગણી ભરેલી માગણી છે કે, રાણી સાહેબનું દુઃખ તમારે દૂર કરવું."

રાણા સાહેબ: "બોત ખુબ."

મુલાકાત બરખાસ્ત થઇ. રાણા સાહેબ બહાર નીકળ્યા ને ગડબડ તો લાગલો નજર ચુકવતો કે પલાયન કરી ગયો. ગડબડને પલાયન કરતો જોઇ નરભેરામના ટાંટીઆમાં બળ આવ્યું. તે લાગલો છતો પડયો ને નીચા વળી સલામ કરી. દિવાન સાહેબનો સંદેશો કહી બંગલે રાહ જુએ છે એવું સૂચન કર્યું.

શઠરાય અને તેજપ્રભાની કપટજાળથી રાણા સાહેબ કમ્પી ઉઠયા હતા. તેમને પોતાની સલામતી સારૂં પણ દિવાન પાસે જવાની જરૂર હતી. બગી બંગલા તરફ હંકરાઇ. નરભેરામ તેમાં બેસી ગયો. બંગલામાં આ સમયે બુદ્ધિધન સિવાય બીજું કોઇ નહોતું. રાણો અને દિવાન સ્નેહ ભર્યા બેઠયા અને રસ ભરેલી શૈલીથી ભૂપસિંહે સર્વ વૃત્તાંત વર્ણવ્યું તથા શઠરાયની જાળમાંથી

બચ્યાનો પ્રભુનો પાડ માન્યો. પ્રેમમય ગદ્ગદિત થયેલા બુદ્ધિધનને રાણા સાહેબ બાઝી પડયા.

બુદ્ધિધન: " અન્નદાતા, આપની કૃપાનું આ પરિણામ છે."

ભૂપસિંહ: " હું ભૂતકાળ ભૂલી ગયો નથી."

બુદ્ધિધન: " અન્નદાતા, હજી બહુ સંભાળવાનું છે."

ભૂપસિંહ: " હું તો કહેતો જ આવ્યો છું કે, શઠરાયનું જ્યાં સુધી કાટલું નહિ કરો ત્યાં સુધી તે જંપીને બેસનાર નથી."

બુદ્ધિધન: "પાપી પોતાનાં પાપે લેવાશે. ઉતાવળમાં સાર નથી. દાવે દાવે થશે તે થશે."

ભૂપસિંહ: " જ્યારે ત્યારે એ દયા જ ડાકણ થાય છે."

બુદ્ધિધન: " ના જી, એજ દયા પ્રભુના રૂપે પ્રતાપ વધારે છે ને સર્વ જાળમાંથી બચાવે છે."

ભૂપસિંહ: " તમે તો નઠારામાંથી પણ સારૂં સારૂં શોધો છો. વારૂ, તમારી ધ્યાનમાં આવે તેમ કરજો, પણ પેલી ટીચકુડી હદ ઉપરાંત વધી છે તેનું કેમ કરીશું ? "

બુદ્ધિધન: " એ અધિકાર આપનો. એમાં પણ વિષ વલોવીને વિષ કહાડવા બરાબર જ છે. શાન્તિ સિવાય બીજો ઉપાય નથી."

ભૂપસિંહ: " વારૂ ભાઇ, એમાં પણ શાંતિ. તમારે તો બધામાં શાંતિ, શાંતિ."

તેજપ્રભાના ગભરાટનો પાર રહ્યો નહિ. રધી ખવાસણ બંગલે આવી. દિવાન અને રાણાએ રાત ત્યાંજ ગાળી.

પોલિટિકલ એજન્ટે તપાસ કરી પણ સાર જણાયો નહિ. જેમ જેમ તપાસ કરી તેમ તેમ ખોટારૂં વધારે બહાર પડતું ગયું. તેણે તપાસ ઉપર પડદો નાંખ્યો ને તાકીદનું કામ નીકળવાથી મુકામ સુવર્ણપુરથી ઉપડી ગયો. શઠકાળમાં ઝાંખા પડેલા શઠરાયનું [illegible] કાળજું, માથે તરવાર લટકાવી હોય તેમ ધડકતું ધડકતું દુઃખ સહન કરી રહ્યું છે ત્યારે દ્વેષના વિષની જ્વાળાથી બળી રહેલી તેજપ્રભાના દ્વેષની જ્વાળા શાંત થઇ નહોતી. તે પ્રતિદિન પ્રબળતાને પકડતી જતી હતી અને કપટતંત્રને રોજ વિસ્તીર્ણ કરવામાં મચી હતી. તેની વિષ જ્વાળા ક્યાં સુધી વિસ્તાર પામી, કોને કોને ભસ્મીભૂત કરશે તે કલ્પાવું મુશ્કેલ છે. એ વિષની જ્વાળામાં તે પોતેજ કેવી રીતે ભસ્મીભૂત થશે તે કલ્પાવું મુશ્કેલ નથી.

# પ્રકરણ ૧૯ મું

## અટુલી અલક

" હૃદયથી પિતા, વ્હાલ રાખશે,
કદિ ન માતની ખોટ ભાંગશે;
નહિ બને જગે માડી તો ખરી,
અરર નવ મળે માડી ગઈ ફરી."

* * * *

" ગોર વિના જેવો કંસાર,
માત વિના તેવો સંસાર.
માત વિના ચિંતા કો કરે ?
માત વિના મનડું ક્યાં ઠરે ? "

નિશ્વાસ મૂકતી અલકકીશોરી, માથે હાથ મૂકી ભૂત અને વર્તમાનને વિચારતી વિમાસતી પિતાના બેઠી છે. સાગરના પૂરની પેઠે તરૂણાવસ્થાનો તનમનાટ ચઢેલો તે કાળચક્રના સપાટાથી સાગરની ઓટ પેઠે ઉતરી ગયો હતો. પિતાનો ઘરસંસાર અને સાસરાની વ્યવસ્થા માથે પડવાથી એવડા વ્યવસાયે તેને વ્હાવરી બનાવી દીધી હતી. જે પિતાના ઘરમાં પાર્વતી જેવી સૌભાગ્યસુંદરી અને મહાલક્ષ્મી જેવી કુમુદસુંદરી રૂપાની ઘંટડી જેવી મનોહર સ્વર ગર્જનાથી કાર્યભાર દીપાવી રહ્યાં હતાં ત્યાં આજે એકલી અટુલી અલકકિશોરી અટુલી અટુલી ફરતી હતી. ઘરમાં ફરતાં ફરતાં અને કામકાજ કરતાં કરતાં તેને માતાનું સ્મરણ થતું અને પ્રેમાળ ભોજાઇ સાંભરી આવતી, હૃદયનું દુઃખ ઉભરાતું ને આંખો શ્રાવણ ભાદરવો સારતી. ઘરમાં સર્વ પ્રકારની અવ્યવસ્થા જોતી તેથી તથા પિતાના વૈભવમાં જે મિઠાશ, અમી અને રૌનક જોયેલી તે પોતાના ઘણા પ્રયત્નો છતાં પાછી આવતી નથી તે વિચારતાં અને પિતાની અનેક પ્રકારે કાળજી રાખી ગૃહરાજ્ય ચલાવવા છતાં તેમને શાંતિ મળતી નહોતી. એ તપાસતાં તે નિશ્ચય ઉપર આવી હતી કે: "પ્રધાન વિના રાજાનું રાજ્ય નથી તેમ ગૃહિણી સિવાય ઘર નથી. સ્ત્રી વિના

વ્યવહારમાં ગૃહસ્થનું ઘર શોભતું નથી. તેના સંસારમાંથી અમૃતની ધારા ઉડી જાય છે. વ્યવહારમાં, વૈભવમાં, ક્ષણે ક્ષણે ખામી દેખાય છે. જે વિવેક અને વિનય નયથી કરવાનું તે પૈસાથી થતું નથી અને ગૃહિણીની સમયસરની સેવા વિના ઘરમાં તથા બાહ્ય સંસારમાં ખામી પડી જાય છે. ડાહ્યા પુરૂષો ફરી સંસાર માંડતા નથી તેનાં પ્રબળ કારણો છે. પરંતુ સંસારમાં રહેનારે ગૃહિણી વિના ચલાવી લેવાની હિમ્મત કરવી તે સોયે સો ટકા જોખમકારક છે. પુરૂષ જાતના સંબંધમાં તો બધુંજ વાંધા ભર્યું. મરણ પછી વારસાની તકરાર આવે કે સાવકાં ઓરમાયાં ક્લેશ કરે એ કલ્પનાએ ફરી લગ્ન ન કરવાં એ ખરેખર ઘર ડુબાવવા બરાબર છે. જીંદગીને અંતે વારસાનો વિચાર કરી આખી જીંદગી દુઃખમાં કહાડવી એ તે કોના ઘરનો ન્યાય ? ઓરમાયાં ક્લેશ કરશે એ વિચારતાં તો સગાં ભાંડુ ક્યાં જંપીને ખાય છે ? એ તો કેળવણી ઉપર આધાર રાખે છે. સગાં ભાંડુ કરતાંએ સાવકાં ઓરમાયાં વધુ હળીમળી રહે છે ને સુખ ભોગવે છે ને એક માનાં ભાંડુ ક્લેશ કંકાસથી દુઃખી રહી એક બીજાનું મ્હોં પણ જોતાં નથી. જુવાનીમાં તો ગમે તેમ જીવન ચલાવી શકે પરંતુ ઉતરતી વયે જીવનના રક્ષણની ઘણી અગત્ય છે અને તે વખતની માવજત ગૃહણી સિવાય બીજાથી થતી નથી. એવી માવજત વિના પુરૂષનો આવરદા દશ વર્ષ ઓછો થઇ જાય છે. વૃદ્ધાવસ્થા વહેલી આવે છે. સંસારના દરેક કાર્યમાં વ્યય વધુ થાય છે ને બીજાના ઓશિંગણ થવું પડે છે. તેમાં જો દિકરીઓનો વિસ્તાર હોય તો તેના સારે ને માઠે સર્વે પ્રસંગે તથા પ્રસુતિકાળના સંબંધમાં જે દુઃખદ અનુભવ થાય છે ને હજારોનાં ઓશિંગણ થવું પડે છે તેથી તો ત્રાહી તોબા છે. એટલામાં ઉતરતી વયે માંદગી આવી કે વિપત્તિ આવી તો પુરૂષના તો પૂરા ભોગ જ મળ્યા. એ બન્ને કાર્યમાં ગૃહિણીની દક્ષતાની જરૂર છે. તે સિવાય વિપત્તિનાં પૂરને ખાળવું અશક્ય છે. પિતાજી કહે છે કે ઉતરતી વયે પરણવું તે પારકી દિકરીનો અવતાર બોળવા બરાબર છે. હા, એ સત્ય છે પરંતુ એ તો વૃદ્ધાવસ્થા માટે છે. વૃદ્ધાવસ્થા વિનાના પુરૂષો ગૃહિણી સિવાય ચલાવી લેવા માગે તે તો કુટુંબ અને ઘર ડુબાવ્યા બરોબર છે ને જો તેમાં બ્રહ્મચર્યાદિ દીક્ષા બરાબર ન સચવાઇ ને કુચ્છદે પડાયું તો આલોક અને પરલોક બન્ને બગડ્યાં જાણવાં.

ગમે તેમ છે પણ મનુ ભગવાન કહે છે કે, ગૃહસ્થાશ્રમમાં રહેનારને ગૃહિણીની આવશ્યકતા છે, નહિ તો બ્રહ્મચારી કે સંન્યાસી થવું. હસવું ને લોટ ફાકવો એ બન્ને બનતું જ નથી. ગમે તે કહો, ગૃહિણી સિવાયનો ગૃહસ્થાશ્રમ જ નથી, નથી ને નથી." એમ કહેતાં કહેતાં હાથનો ચાળો કર્યો. વળી ચોગરદમ ચક્ષુ ફેરવી નિઃશ્વાસ મૂક્યો: "ઓ માડીરે, તું કેમ ચાલી ગઇ? મ્હારી દયા કેમ ન આવી?

ગૉળ વિના મૉળો કંસાર
માડી વિના લુખો સંસાર.

"હા માડી, ત્હારા વિના સંસાર લુખો છે. હૃદયની વરાળ માડી વિના ક્યાં નીકળે? હા માતા, તુંજ જગતમાં સુધા વર્ષાવનારી છે. જગદિશ્વર, શું માતા વિનાની રંક બાળકીઓની તને દયા નથી આવતી? માતાની સાથે જ બાળિકાઓનું પિતાના ઘરનું સર્વ સુખ હરાઇ જાય છે. પિતા પ્રેમાળ, મમતાળ ને દયાળુ હોય તો પણ શું? માતાની અમૃતમય કૃપાદૃષ્ટિનો લાભ જીવનમાં ફરી મળતો નથી. માતા વિના નિરાશ્રય, હૃદયશૂન્ય બાળિકાના દુઃખનો આડો આંક છે."

માનૂ દુઃખથી ચીરાયલા હૃદયમાંથી ઉદ્દગાર નીકળવા લાગ્યા:

"જીવન લાગે છે કડવું બહુ,
મરણ કેરી ઔષધી ચહુ.
અમી ઉડી ઉલટ સંસાર,
રગે રગે વરસે અંગાર.
ઓ મ્હારી માડીરે, મ્હને લેતી કેમ ન ગઇરે? ૧
માડી દુઃખડાં કોને કહેવાં,
ઉંડા ઘા છે કારી એવા.
તું વિણ હૈયું નિસાસા લે છે,
ઉંડા દુઃખની ઝાળ ઝિલે છે.
ઓ મ્હારી માડીરે, દયા કેમ ન આણીરે. ૨
હૈયાના તારો તો તૂટયા,
અમી તણા ફુવારા ખૂટયા.
હૈયું ઠરવાનું નથી ઠામ,
નિરાશા દીસે છે તમામ.
ઓ મ્હારી માડીરે, મ્હને કચડી નાંખીરે. ૩



* વનલીલા સાડિયામાં હાથ ઘાલી સાડિયાને દબાવતી દબાવતી લજ્જત વિવેકથી ચોગરદમ ધીમું ધીમું જોતી અલકકિશોરી પાસે આવી.

પૃષ્ઠ ૨૮૫

[Lubana Mitra Press, BARODA.]

પ્રેમ પિતાજી તણો છે અપાર,
પણ નવ પહોંચે તને લગાર.
ક્ષણે ક્ષણે અંતરમાં સ્ફુરે છે,
આંસુડાં તો પૂરે વહે છે.
ઓ મ્હારી માડીરે, ત્હારા વિના કયાં ઠરાશેરે. ૪
ઉડી ગયા સંસારના મેવા,
તાજ તણા થયાં તરણાં જેવાં.
દિકરાને માડીનું કામ,
પળે પળે માડી વિશ્રામ.
ઓ મ્હારી માડીરે, ત્હારા વિના કેમ રહેવાશેરે." ૫

શોકોદ્દગાર ક્હાડતાં ક્હાડતાં આંખમાંથી આંસુની ધારા વહી. હાથે હાથે પાલવનો છેડો લઇ આંખ લુંછતી ગઇ. જેમ જેમ આંખને લુછતી ગઇ, તેમ તેમ આંસુની અસ્ખલિત ધારા વહી રહી. એટલામાં કપોળમાં ગોળ મટોળ ચાંદલો કરેલી સુઘડ વનલીલા સોડિયામાં હાથ ઘાલી સોડિયાને દબાવતી દબાવતી લજ્જા વિવેકથી ચોગરદમ ધીમું ધીમું જોતી જોતી અલકકિશોરી પાસે આવી. અલકકિશોરીને આંસુ સારતી જોઇ તેની પાસે બેઠી.

વનલીલાઃ "અલક બ્હેન, કેમ ગાંડાં ક્હાડો છો?"

અલકકિશોરીઃ "બ્હેન, આવ મ્હારી પાસે બેસ. માતુશ્રી ને ભાભી મ્હારી આંખો આગળથી વિસરતાં નથી."

એમ કહેતાં કહેતાં વનલીલાના ખભા ઉપર માથું મૂકી ડુસકાં ખાતાં ખાતાં હૈયું મોકળું કર્યું. વનલીલાએ ધીમે ધીમે હૃદય ઉપર હાથ ફેરવી સાંત્વન આપતાં કહ્યુંઃ માતુશ્રીને માટે તો ઉપાય નથી, પરંતુ ભાભીને પત્ર લખશો તો ચાર દિવસમાં આવશે."

અલકકિશોરીઃ "એ બીચારીને તે શું સુખ ઉપર અહીં વારે વારે બોલાવું? આ ઘર ને બાર, બધું એની છાતીએ ચાલ્યું આવ. એ બીચારીનો ભગવો વેશ ઉલટો પરિતાપ વધારે. હાય હાય, હે વનલીલા, આપણા સુખના દિવસો સ્વપ્ના જેવા થઇ ગયા!"

વનલીલાઃ "બ્હેન, પ્રભુને ગમે તે ખરૂં."

અલકકિશોરીઃ "હાય હાય, આવું દુઃખ તો કોઇને પણ નહિ હોય. હજી શઠરાય જંપીને બેસતો નથી ને ધીરપુરના ગરાસીઆ તો હાથે કરીનેજ મુઆ. સરકાર સુધી પણ આંધળું ચલાવ્યું. તેજપ્રભાને આટલો બધો દ્વેષ શો?"

વનલીલાઃ "પ્રભુ કરે તે ભલાને. સાચને આંચ નથી."

અલકકિશોરીઃ "હાય, હાય, દેવીના વખતના સુખના દિવસો તો ગયાજ. બીચારી કુસુદસુંદરીનું જીવન તે કેમ જશે ?"

એમ કહી હુઠવો મૂક્યો. વનલીલાએ સાડીનો પાલવ હાથમાં લઈ આંસું લ્હોયાં.

વનલીલાઃ "બ્હેન, જરા શાંત પડો તો હું કંઇક કહેવા આવી છું તે કહું."

અલકકિશોરીઃ "મ્હારા નિરાશ થયેલા હૃદયને પારકી કુથલી ગમતી નથી. હેં વનલીલા, ત્હેં રાંડે કૃષ્ણકલિકાની વાત જેવી સાંભળી તેવી જ મ્હને કહી હોત ને ત્હેં ભાભીને ચેતાવી હોત તો આવું થાત ?"*

વનલીલાઃ "હવે ગઈ ગુજરીનો વિચાર કિંવા શોક કરવાથી કાંઈ લાભ નથી. હવે વર્ત્તમાન કાળને સુધારી લ્યો."

અલકકિશોરીઃ "અનુતાપથી તપતા અમારા હૃદયને શાંતિ થવા અર્થે અમારાથી હવે શું સુધારાય તેમ છે?"

વનલીલાઃ "જે વર્ત્તમાન મ્હારા જાણવામાં આવ્યા છે તે સત્ય ઠરે તો સુરભ્ભીશ્રીના ગૃહસ્થાશ્રમમાં ને તમારા હૃદયાકાશમાં જે અગ્રાસ ઘેરાયલું છે તે પ્રકાશિત થાય."

અલકકિશોરીઃ "એવા તે શા વર્ત્તમાન છે?"

વનલીલાઃ "પ્રમાદધન જીવતાના વર્ત્તમાન સાંભળ્યા છે."

અલકકિશોરીઃ "હેં ! આટલે વર્ષે એ તે મનાય?"

વનલીલાઃ "હા, સાંભળ્યા પ્રમાણે તો મહાભાગ્યોત્કર્ષતાને પણ પામ્યા છે."

અલકકિશોરીઃ "બ્હેન, ત્હારા મ્હોંમાં ગોળ. પણ કહે, એ વર્ત્તમાન ત્હારા કર્ણદ્વાર પર ક્યાંથી આવ્યા ?"

વનલીલાઃ "લીલાપુરથી આવ્યા છે ને પાકે પાયે સાંભળ્યું છે."

એટલામાં અમરસિંગે આવી અલકકિશોરીના હાથમાં ટપાલનો પત્ર મૂક્યો. અલકકિશોરીએ પત્ર નિહાળ્યો. મુંબઇની છાપ જોઇ કુસુમના અક્ષર પારખ્યા ને પત્ર ફોડ્યો.

મુંબઇ.

સરસ્વતી-લક્ષ્મી વિલાસ પૅલેસ.

"અખંડ સૌભાગ્યવંતા, પરમ સ્નેહામૃત, પૂજ્ય, વ્હાલાં બ્હેન, અલકકિશોરી. મુ. સુવર્ણપુર.

---

* સરસ્વતીચંદ્ર ભાગ ૨. પૃષ્ટ ૧૭૦.

મુંબઇથી લિ. નમ્ર આધીન આજ્ઞાંકિત કુસુમના પ્રણામ કૃપાં કરી સ્વીકારશો. અત્રે શ્રી સહિત સર્વે કુશળ છીએ. આપની કુશળતા ઇચ્છીએ છીએ. આનંદવર્ધક વર્ત્તમાન એ છે કે મુરબ્બી શ્રી પ્રમાદધનભાઇની ભાળ લાગી છે. તેઓશ્રીએ ઇંગ્લેન્ડમાં પ્રસિદ્ધ વ્યાપારીપદ મેળવ્યું છે. શ્રીમાન્, વિદ્વાન્ અને સરકારના પક્ષપાતી હરવાથી સરકારનાં સર આદિ ઉપપદો પણ મેળવવા ભાગ્યશાળી નિવડયા છે. સંપૂર્ણ વર્ત્તમાન હજુ ગુપ્ત રાખવાની આવશ્યકતા છે. આપના પિતાજીશ્રીને મ્હારા પ્રણામ કહેશો.

લિ. નમ્ર આધીન,
કુસુમના પ્રણામ."

પત્ર એક વખત વાંચ્યો. બીજી વખત વાંચ્યો. હૃદયમાં શું થતું હતું તે તે સમજી શકતી નહોતી. મર્મભેદી હૃદય, હર્ષનો ઉલ્કાપાત કરતું હતું કે જ્ઞાનશૂન્ય થયેલું જડ થયું હતું એ સમજી શકાતું નહોતું. અતિ દુઃખે ઘેરાયલા અંધકારમય હૃદયમાં આનંદ રૂપી સૂર્યનો એકદમ પ્રકાશ પડવાથી શોકાર્દ્ર હૃદયમાંથી આર્ત્તનાદ સાથેજ બંધુના જીવનના આનંદદાયી વર્ત્તમાનથી નિરાશ હૃદયમાં આશાના પ્રકાશે ઝાંઝવાં આણ્યાં હતાં. આનંદની ધ્રુજરીમાં ધ્રુજતી ધ્રુજતી અલક બોલી: "જગદિશ્વર, આ તે સ્વપ્ન છે કે સત્ય વર્ત્તમાન છે ?"

વનલીલાએ હૃદય શૂન્ય· થયેલી અલકના હૃદય ઉપર હાથ ફેરવ્યો, અને આશ્વાસન આપ્યું: "બ્હેન, મ્હારામાં વિશ્વાસ નથી ? આવો વર્ત્તમાનને સત્ય હોયા સિવાય કોઈ કહેવા આવવાની હિમ્મત ધરે ? દુઃખીને દુઃખી કરવા તે કોણ આવે ? તમારાં ભીષણ અને દુર્વહનીય દુઃખને બાલી ઉકેલવા કોની હિમ્મત ચાલે ? મંગળ ટાણે અમંગળ શંકા ત્યાગો."

પરિતાપ સમતાંજ અલકકિશોરીની દુઃખી દશાની રાત્રિમા સુવર્ત્તમાન રૂપી ચંદ્રનાં શીતળ કિરણ પ્રકાશ્યાં ને તેણે પ્રસરી હૃદયને શીતળ કર્યું. દુઃખદ શરીર ઉપર અમૃત સિંચન થયું. તેને જીવનમાં ફેર જણાયો અને એ સુવર્ત્તમાનની વધામણી કહેવા, હર્ષઘેલી થયેલી ધ્રુજતી ધ્રુજતી પિતાના દિવાનખાના તરફ ચાલી. તેનો હાથ ઝાલી સાથે સાથે વનલીલા પણ ગઇ.

બુદ્ધિધન ખુરસી ઉપર બેઠો બેઠો ટેબલ ઉપરના કાગળોનું અવલોકન કરતો હતો. અલકકિશોરીએ પિતાના ટેબલ ઉપર પત્ર મૂક્યો.

બુદ્ધિધને પત્ર હાથમાં લઇ વાંચ્યો. પુત્રપ્રેમ અને પ્રીતિ એક પછી એક હૃદયમાં જાગ્રત થયાં. મનોવૃત્તિ સ્તબ્ધ થઈ ગઇ. પુત્રનું સ્મરણ થતાંજ તેનું સ્મરણ તાજું થયું. અસહ્ય વેદના સહેલા હૃદયને શોક સાગરમાં નૌકા મળવા જેટલો આનંદ થયો અને તે આનંદના ઉભરાઓએ નદીની રેલનો પ્રવાહ જેમ કિનારાના પ્રદેશને તોડી છિન્ન ભિન્ન કરી નાખે છે તેમ મગજના સર્વ વ્યવહારને રોકી નાંખ્યો. આંખમાં અંધકાર ચઢી ગયો. શરીરની અશક્તિએ આંખ વિંચાવી, ફરી વિંચાવી, બુદ્ધિધનને મુર્છા આવી. હાથમાંથી પત્ર સરી પડયો. વનલીલાએ તથા અલકે ખુરસી પકડી લીધી. તેઓ ન હોત તો ભૂમિ ઉપર ઢળી પડત. બુદ્ધિધને ઉગ્ર બળથી મગજ ઉપર કાબુ મેળવ્યો.

બુદ્ધિધનઃ " બેટા, આથી ઉત્તમ સુવર્તમાન બીજા કયા હોય ? આ પત્રને બીજા વર્ત્તમાનથી પુષ્ટિ મળે છે ? "

વનલીલાઃ " હા જી."

બુદ્ધિધનઃ " ક્યાંથી ? "

વનલીલાએ નીચું જોતાં જોતાં શરમાતાં શરમાતાં પ્રતિઉત્તર કર્યોઃ " લીલાપુરથી. "

" લીલાપુરથી એ વર્તમાન કોણ લાવ્યું ? " બુદ્ધિધને ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

વનલીલા નિરૂત્તર રહી.

અલકકિશોરીએ પ્રતિ ઉત્તર કર્યોઃ "વિદ્યાપ્રસાદ આવ્યા તે કંઇક વર્ત્તમાન લાવ્યા છે." એટલામાં સ્નાન સંધ્યાથી પરવારેલો વિદ્યાપ્રસાદ દિવાનખાનામાં આવી ઉભો.

વનલીલા માથાનો છેડો આગળ તાણતી સોડીયામાં હાથ ઘાલતી દિવાનખાનાની બહાર નીકળી ગઇ.

બુદ્ધિધનઃ " વિદ્યાપ્રસાદ, શા વર્ત્તમાન લાવ્યા છો ? "

તેણે બે હાથ જોડી વિનયથી પ્રતિઉત્તર કર્યોઃ " લીલાપુરમાં પ્રમાદધનભાઇના કુશળ વર્ત્તમાન સાંભળ્યા છે. "

બુદ્ધિધનઃ " કોનાથી ? "

વિદ્યાપ્રસાદઃ " ઘણે મુખેથી."

બુદ્ધિધનઃ કહો, શા છે ?"

વિદ્યાપ્રસાદઃ " ઇંગ્લેન્ડમાં મ્હોટી મહત્તા પામ્યા છે ને હિંદુસ્થાનમાં આવ્યા છે. "

બુદ્ધિધન: " વાહ. એ તો ગોળ ગોળ. કંઇ ખાત્રી લાયક વર્ત્તમાન કે નિશાન છે ? "

વિદ્યાપ્રસાદ: " તેઓ બ્રાડલોના નામથી પોતાને ઓળખાવે છે. "

બુદ્ધિધને દીર્ઘ નિશ્વાસ મૂક્યો. હર્ષિત મુખ મ્લાન થયું. મિ. બ્રાડલો નામના ગૃહસ્થ ભારતવર્ષમાં આવેલા છે એ તો જાગજાહેર છે. તેઓ તો ઇંગ્લેન્ડના પ્રસિદ્ધ વ્યાપારી છે અને પોલિટિકલ એજન્ટના મિત્ર છે. થોડા દિવસમાં અત્રે પણ આવશે એવી એજન્ટ સાહેબની પત્રિકા પણ આવી ચુકી છે. એ વાતમાં પાકો ભરોંસો બેસતો નથી. કંઇ પાકા ફેર વાત તો નથી ?"

" ના જી." વિદ્યાપ્રસાદે સવિનય પ્રતિઉત્તર કર્યો.

અલકકિશોરીનું મુખ મ્લાન થયું; ના અને હાની શંકામાં ઝોલાં ખાવા લાગ્યું.

" જેટલી ખાત્રીથી તમે કહો છો તેટલું પ્રમાણ આપી ખાત્રી કરી શકતા નથી. " બુદ્ધિધને ફરી વિવેચન કર્યું.

"પાકે પાયે એવું પ્રસિદ્ધિમાં આવી ગયું છે કે, મિ બ્રાડલો તેજ પ્રમાદધન છે એમાં કંઈ શંકા નથી." વિદ્યાપ્રસાદે હિમ્મત ધરી પ્રતિઉત્તર કર્યો.

" કોણે સિદ્ધ કર્યું ? બુદ્ધિધને પ્રશ્ન કર્યો

વિદ્યાપ્રસાદ નિરૂત્તર રહ્યો. જરા વિચારમાં પડી ઉત્તર કર્યો: " રત્નનગરીમાં સિદ્ધ થયું છે." આતુરતાથી અધીરી થયેલી અલકકિશોરી વિદ્યુત્ જેવો ધડાકો કરતાં બોલી: " પિતાજી, હમણાં ને હમણાં એની પાકી તપાસ કરાવો."

"અલક! બેટા! એની તપાસ નહિ કરાવીએ ત્યારે કોની કરાવીશું? હમણાં રત્નનગરી અને સુવર્ણગિરિ સ્વારો મોકલું છું ને મુંબઈ વિગેરે સ્થળે તારો કરાવું છું; પરંતુ કુસુમના પત્રમાં વર્ત્તમાન ગુપ્ત રાખવાનો સંકેત છે, તેમાં પણ કાંઇક રહસ્ય છે હર્ષઘેલાં થવામાં એ ભૂલી જવાનું નથી. આ વાત બેધારી તરવાર જેવી છે. ગયેલું રત્ન પ્રભુએ પાછું આપવા ધાર્યું છે તો ધીરજથી સૌ સારૂં થશે." પિતાએ પુત્રીને આશ્વાસન આપ્યું.

" પિતાજી, મિ. બ્રાડલો પ્રમાદભાઇ ઠરે તો જ્ઞાતિધર્મ અને આચાર વિચારના ભેદે જ્ઞાતિવિગ્રહની ભીતિ ઉત્પન્ન થાય છે." અલકે મ્લાન થયેલા મુખથી ગુંચવાતાં ગુંચવાતાં ભીતિ દર્શાવી.

બુદ્ધિધનઃ "ભીતિ ખોટી નથી. વિરોધ બુદ્ધિવાળાઓને ઉત્તેજિત કરી સતેજ કરશે અને જ્ઞાતિ સમુદાયમાં તો ઘણે ભાગે બહિષ્કારનો અધિકાર, મંદ બુદ્ધિવાળા કે રાગદ્વેષાદિકથી કલુષિત થયેલા અંતઃકરણવાળાઓનાજ હાથમાં શસ્ત્ર સમાન થઇ પડેલો હોય છે. તે શસ્ત્ર કેવી રીતે અને કેટલી હદે આપણી સ્થિતિ છિન્નભિન્ન કરી નાંખશે તે કલ્પાવું અશક્ય છે."

અલકકિશોરીઃ "જ્ઞાતિ બંધનને હું ધિક્કારૂં છું. તેમાં સત્યાસત્ય કંઇ ભાસતું નથી. કેવળ ભેદબુદ્ધિથી અનિષ્ટજનક વસ્તુ સ્થિતિ છે."

બુદ્ધિધનઃ "જેટલા અંશમાં અનિષ્ટતા છે તેટલા અંશમાં અનિષ્ટતા સ્વીકારવા સાથે તેમાં સત્ય અને સત્વ નથી એમ પણ સ્વીકારવા જેવું નથી."

અલકકિશોરીઃ "રાગદ્વેષાદિથી સતેજ થયેલા દ્વેષ કેળવે, દુઃખી કરે, આપ્તજનોથી વિખુટાં પાડવા જેવી આજ્ઞા કરે, એવાં મંડળોમાં સત્વ ને સત્ય ભરેલું છે એવું તે કોણ માને ? હું તો એવી જ્ઞાતિઓનો ભાંગીને ભુક્કો કરી નાંખવા ઉત્સુક છું."

બુદ્ધિધનઃ "કર્મ સંવિભાગ અને પ્રવૃત્તિ નિવૃત્તિ નિયામક વર્ણાશ્રમ વ્યવસ્થાનાં પ્રાચીન સત્ત્વોનાં આચરણમાં જ્ઞાતિ સંસ્થા રચાએલી છે એ એમાં સત્વ છે."

અલકકિશોરીઃ "એ સત્વ તો સત્યાનાશની પાટી છે ! એમાં મને તો સત્ય ભાસતું નથી."

બુદ્ધિધનઃ "દુઃખથી કાયર થયેલી જરા શાંત થા ને સમુદાયની એકતાના વિભાગ રૂપે જ્ઞાતિને જોવી બંધ કરી વ્યક્તિની વિવિધતાની અને પ્રથકતાની મર્યાદા રૂપે જ્ઞાતિને તું જોઇશ ત્યારે તેની પાછળ રહેલું સત્ય સત્વ તને જણાશે. જ્ઞાતિ એ ગૃહ્ય આચાર વિચારમાં સમાનતાવાળાં લગ્ન સંબંધથી જોડાવાને યોગ્ય એવાં કુટુમ્બોનો સમુદાય છે. આ સંકલનાથી ગૃહ્ય આચાર વિચારની સમાનતા અને એકતા સચવાય છે. ધન, યૌવન પ્રભુતાદિકથી ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતા ઘણે અંશે દબાય છે ને કુટુમ્બ સમુદાયની સેવા કરવાની અભિલાષાથી અથવા તેમના સદ્ભાવથી મનુષ્ય અનેક પ્રકારનાં સત્કર્મો કરવામાં પ્રવૃત્ત થાય છે."

અલકકિશોરીઃ "પરંતુ આર્થિક જીવનમાં તો અનિષ્ટતા જ ઉભી કરે છે."

બુદ્ધિધનઃ "ના, એમ નથી. શાંત થઈ વિચાર. આર્થિક જીવનમાં જેમ મહાજન આદિ સંસ્થાઓ સમુદાયના હિતમાં ઉપયોગી થાય છે, રાજ્ય જીવનમાં જેમ નગર રાષ્ટ્ર વગેરે સંસ્થાઓ ઉત્કર્ષતાનું સંરક્ષણ કરે છે તેમ જ્ઞાતિ એ ગૃહ જીવનમાં સદ્ અને અસદ્‌નો વિવેક કરાવનારૂં અને તેવા વિવેકને દિવ્ય અંશમાં ઉત્તેજિત કરી વિકસાવનારૂં અને કુટુમ્બ સમુદાયમાં ઐક્યતા આણનારૂં ઉપયોગી સાધન છે."

અલકકિશોરીઃ "મ્હને તો અનિષ્ટતાનું ભયંકર બંધન લાગે છે. એવા જ્ઞાતિબંધનનું કારણ શું તે તો મ્હને સમજાતું જ નથી. એવી સંસ્થાઓ મનુષ્ય પ્રાણીઓનાં દુઃખને માટે કયા મુર્ખાએ ઘડી છે?"

બુદ્ધિધનઃ "એ સંસ્થાઓમાં પ્રકૃતિ દેવીનો હાથ છે. જ્ઞાતિ કહો, સંસ્થા કહો કે મંડળ કહો, જે કહેવું હોય તે કહો, તેનું બંધારણ પ્રકૃતિ ઘડે છે. હવા, પાણી, ભૂમિની આકૃતિ, જીવનનો પ્રકાર, આહાર વિહારનું સ્વરૂપ, એ બધું તે પોતાની અવિરત ક્રિયાથી મનુષ્ય શરીરને બાંધે છે. તે બધાનાં જડ સંવેદનો છુપાં અને પ્રકટમાં અજ્ઞાત રહેવા છતાં આપણા હૃદયમાં પ્રવેશ કરે છે અને પરિણામે આપણા તથા મંડળના સ્વભાવને ઘડે છે. આ બધાંથી સૂક્ષ્મ આવર્ણું ઉત્પન્ન થાય છે કે જે માતા, પિતા અને ગુરૂજનોએ આપેલા બોધથી જ એકલું ઘડાતું નથી, પરંતુ આસપાસની રીતભાતો, ધાર્મિક મંતવ્યો અને પત્રો, પ્રકટ અથવા છુપી રીતે સાંભળેલી વાતો આપણા ઉપર ગુપ્ત–મુંગી અસર કરે છે ને ટેવોને ઘડે છે. એ ટેવોના તંત્રને સમુદાયમાં ભેળવનાર સંસ્થા તે જ્ઞાતિ છે. કહે, હવે આમાં કંઇ પ્રકૃતિનો હાથ છે એ સત્ય છે કે નહિ."

અલકકિશોરીઃ "આપે જે સ્વરૂપ કહ્યું તે દેશકાળાદિ પ્રમાણે ઘડાયલું, પરંતુ રાગ દ્વેષાદિથી ત્રાસ આપતી સંસ્થા શું કુદરતી છે?"

બુદ્ધિધનઃ "સ્વરૂપમાં એ અતિશયોક્તિપણું આવી ગયું છે. તેનો પક્ષપાત કરવો યોગ્ય નથી. તેના પ્રમાણમાં તેને રાખવાની આવશ્યક્તા છે. મ્હારૂં કહેવું એ છે કે, આચાર વિચારની સમાનતા અને એકત્રપણે ઉન્નતિ તરફ દોરનાર એ જ્ઞાતિનું એક મૂળ તત્ત્વ છે અને તે વિજ્ઞાનને અનુલક્ષીને રચાયલું છે."

અલકકિશોરીઃ "એ રાગ દ્વેષાદિના મિશ્રણથી અનિષ્ટતાને પામ્યું છે. તેને સુધારવાનો શો ઉપાય?"

બુદ્ધિધનઃ " સમયસૂચક બુદ્ધિ એને ઠેકાણે લાવે છે ને લાવશે."

અલકકિશોરીઃ " પિતાજી, મ્હને એક વાત સાંભરી."

બુદ્ધિધનઃ " શું ?"

અલકકીશોરીઃ " કુમુદ ભાભીના વડિલ માનચતુર દુનિયા ખાધેલ ને સમયરંગ મચાવે એવા ને દાવે સોગટી મારે એવા છે. સોએ સોને ભારે છે. બધા નાગરડા ને ડાકરડાઓને ઘોળીને પી જાય એવા છે. શાસ્ત્રાર્થ ને સ્હે બધી ગજવામાં રાખે છે ને બધાંને પહોંચી વળે એવા છે. પિતાજી, હું તો મ્હારા પ્રમાદભાઇ સાથે રહીશ ને નાત બાતની દરકાર કરનાર નથી."

બુદ્ધિધનઃ " ત્હારે તેની શી ફિકર છે ? પ્રભુ એ દહાડો તો આણે. જગદિશ્વર સર્વ સારૂં કરશે." પિતાએ પુત્રીને ધીરજ આપી.

અલકના મગજમાં હર્ષધ્વનિ પ્રસરી ગયો અને ઘરમાં સર્વનાં મગજ ઉપર પ્રતિધ્વનિત થઇ ગયો. મલકાતી મલકાતી હર્ષઘેલી અલક દિવાનખાનાની બહાર આવી. પૂર્વના ગૌરવની છબી ચક્ષુ પાસે તર-વરવા લાગી. ઓરડામાં જઇ વનલીલાને બાઝી પડીઃ " બ્હેન, હવે આપણે સુખના દિવસ જોઇશું." ઉત્સાહપૂર્ણ હૃદયથી બન્ને જણાં ભેટયાં.

વનલીલાઃ " દેવીના સહવાસમાં પૂર્વે જે સુખો અનુભવ્યાં છે, તે બધાં આજે અંતરમાં તરવરી આવે છે અને તે દેવીની અક્ષય કીર્ત્તિનું સ્મરણ કરાવે છે. દેવીની મહાન્ ધર્મ વિભૂતિ આજના સુવર્ત્તમાનથી નવી નવી આશાઓના અંકુરો અંકુરિત કરે છે. હવે આ ઘરમાંથી શોક તિમિરાવૃત નાશ થશે અને પૂર્વના સુદિનનો ઉદય થશે. કુમુદના સૌભાગ્યનો સૂર્ય ઝળહળ જ્યોતિથી પ્રકાશશે અને આપણે બધાં આનંદ મહાલીશું."

અલકકિશોરીઃ " સર્વ આશાથી નષ્ટ થયેલી કુમુદની મર્મભેદી સ્થિતિ કેવી થશે ?"

વનલીલાઃ "અઘોર તિમિરાવૃત રાત્રિના અંધકાર પછી પ્રભાતના સૂર્યનાં તેજોમય રશ્મિ વર્ષવાથી જેવો આનંદ થાય છે તેવો."

અલકકિશોરીઃ " એ મુઝાશે તો ઘણી."

વનલીલાઃ " હૃદયાકાશમાં આનંદ જ્યોતિ વિસ્તરશે તેના તેજમાં જરા ઝંખવાશે. મનમાં આગલા પાછલા વિચાર કષ્ટનાં કાળાં વાદળાં તરવરી આવશે. પણ આખરે આનંદ ઉલ્લાસથી એના હૃદયમાં રસનો

ઉદધિ રેલાશે અને એના અનેક તરેહના અનુભવથી એની સાત્વિક વૃત્તિના મહાપ્રસાદનો અનુભવ આપણા સંસાર વ્યવહારમાં આવશે."

અકલકિશોરીઃ "બુદ્ધિમતી ગુણવતી કુમુદ અમારા ઘરને હવે દીપાવશે. હા, આ વિચારે તો મ્હને ગાંડી ઘેલી જ બનાવી છે."

વનલીલાઃ "હા, બ્હેન હા, એ વિચારજ એવો છે. એ આશાનું તેજોમય રશ્મિ જગતમાં નવું જીવન લાવે એવું છે તો આપણા સુખમાં નવું ચૈતન્ય મેલે તેમાં આશ્ચર્ય શું?"

બન્નેની આંખો ઉત્સાહ અને ઉલ્લાસથી ચમકવા લાગી. બન્નેના હૃદયમાં નૂતન પ્રેમ પ્રજ્વલિત થયો. તે આનંદને અનુભવતાં છુટાં પડયાં.

ખુરસીમાં બેઠેલો બુધ્ધિધન આશ્ચર્યચકિત થયેલો વિચાર વમળમાં ગુંચવાવા લાગ્યોઃ "શું ખોવાયલું રત્ન જડશે? શૂન્ય થયેલું ઘર મંગળમય થશે? શું દુઃખી કુમુદ સુખી થશે? હા, પ્રભુ ત્હારી ગતિ ન્યારી છે. પળમાં રાયનો રંક ને રંકનો રાય કરનાર તુંજ સમર્થ છે. અરે પ્રમાદધન, બેટા પ્રમાદધન, જો, ત્હારી કુસંગતિનું ફળ કેવું આવ્યું છે? કેટલાં આદમી દુઃખી થયાં છે? ત્હેં કેટલાનાં જીવન નષ્ટ ભ્રષ્ટ કર્યા છે? ત્હારી માતા કેટલું કલ્પાંત કરતી દેહ ત્યાગી ગઇ છે? માતાની પ્રેમ યાતનાનો ત્હેં યતકિંચિત પણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી. અરે રે, એ બીચારીએ પુત્રદાહમાં જ પ્રાણ ત્યાગ કર્યો. વડિલોના જીવને કેટલું કલ્પાંત થાય છે એનો વિચાર ઉદ્ધત અનાચારીઓને ક્યાં હોય છે? કુપુત્રની ક્રૂરતા સો રાક્ષસોની દુષ્ટતાથી પણ મહા દુષ્ટ છે. જેને પોતાના કુળનું અભિમાન નથી, માતા પિતા ઉપર મમતા નથી, વડિલના પ્રેમની–મમતાની કિમ્મત નથી એવાં ઉચ્છૃંખલ અનાચારીઓ કેવી દશાને પામે છે? હા, હા, અધમાધમ હાલ થાય છે. જગતમાં ઠરતા નથી ને ઠરવા દેતા નથી. મહત્તાને પામતા નથી. મંદ અંધ થઈ મહા દુઃખમાં પીડાય છે, એ બધું કુસંગતિનું ફળ છે. આહા! મ્હારો સંસાર તે કેવો! સૌભાગ્ય દેવીએ રંક દશામાંથી ઉન્નતિ આવતાં સૂધી કેટલી કેટલી વિપત્તિઓ વેઠી! વળી ઉદયકાળ આવ્યો. ઉદયકાળમાં સંસારને મહાન્ વૈભવી બનાવી દીપાવવો શો! અલ્પકાળમાં કુમુદે તેમાં સુખ પુરી સંસારને સુવાસિત કરવો શો? મહાન્ સમર્થ પ્રતિપક્ષી શઠરાયનો અસ્ત શો?

"ખરેખર, જગતમાં કોઇનું ઐશ્વર્ય સ્થિર રહ્યું નથી, રહેવાનું નથી ને રહશે નહિ એ સિદ્ધ છે. આહા ! મમતાની મોહ જાળ અંધ બનાવે છે. આકાશ પણ લય પામે છે. પૃથ્વીનો પણ પ્રલય થાય છે. તારાઓ ક્ષીણુતા પામી જાય છે. ધ્રુવનું જીવન પણ અધ્રુવ છે. નરેંદ્રો અને દેવેંદ્રો પણ કાળને આધીન થાય છે. ઇંદ્ર પણ હતો નહતો થાય છે. યમ જાતે પણ કાળના સપાટામાંથી બચતો નથી. વાયુ પણ સત્તા રહિત થઇ જાય છે. ચંદ્ર પણ શૂન્યતાને પામે છે. સૂર્ય પણ ખંડિતતાને આધીન છે અને અગ્નિ પણ અભાવને પ્રાપ્ત થાય છે. બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર પણ સમાપ્તિને પામે છે તો મ્હારા જેવાની વિપરિત સ્થિતિ થાય એમાં શું આશ્ચર્ય ? હા, હા, એમજ થયું. ઉદયની સુલલિતતાનો લાભ લેતાં પહેલાં જ, ઉદયની ઉપાનાં કિરણો પ્રકાશતા પહેલાંજ, પુત્રની અધમતાએ ઉદયની અગ્નિને સુકાવી નાંખી. અરે રે ! ઉદય શું અને સંસારની અમીતું ઉડી જવું શું ! અરે, વળી આ પછી પ્રભુતા પામેલા પ્રમાદધનની આશા શી ? શું આ સત્ય વર્ત્તમાન હશે ? નષ્ટ થયેલા જીવનને સજીવન માત્રા મળ્યા જેવું થયું છે. આહા ! પ્રભુ ત્હારો કેટલો ઉપકાર માનું ?" નિરાશ થયેલા હૃદયમાં આશાનું રશ્મિ પ્રકાશ્યું. ચીરાયલા હૃદયમાંથી આશાજનક દીર્ઘ નિશ્વાસ પ્રકટ થયો.

અલકસુંદરીનું લક્ષ પિતાની આંતર વૃત્તિથી થયેલી સ્થિતિ ઉપર હતું પિતાના નિશ્વાસ ધ્વનિથી તેનું હૃદય ગલિત થઇ ગયું.

"અરે રે ! પિતાજીની સાંત્વના માટે શો ઉપાય ? માતા સિવાય એમનું સાંત્વન કોણુ કરે ? સંસારમાં પુરૂષને પણ સ્ત્રીની પળે પળે જરૂર છે. ધન, બુદ્ધિ, વિદ્યા તથા સગાં સ્નેહીઓથી જે ખોટ પુરી પડતી નથી તે ખોટ સ્ત્રી પુરી પાડે છે. સંસારની વ્યવસ્થામાં અમૃત પુરી સ્ત્રીજ શાંતિ આપે છે. સ્ત્રી સિવાય બીજા પાસે હૃદયનો પૂર્ણ વિકાસ થતો જ નથી અને સ્ત્રીના આશ્વાસન સિવાય પુરૂષને પરમ શાંતિ મળતી જ નથી. સ્ત્રી ધરનો સ્તંભ છે. સંસારમાં સ્ત્રી વિનાના પુરૂષનો વિવેક, બુદ્ધિ ને મમતા મોળી જણાય છે. ઘર સંસારમાં ઓછી બુદ્ધિ-વાળી સ્ત્રી પણ જબરૂં આકર્ષણ કરી શકે છે. વડિલો, સંપત્તિ અને સંતતિ એ બધાનું સમાધાન રાખવાનું કાર્ય સ્ત્રી વિના થતું નથી અને વિપત્તિમાં તો સ્ત્રી સિવાય બીજું આશ્વાસન નથી. સંસારનું ઢાંકણુ સ્ત્રી છે. હા, સંસારમાં દિકરીને માડીની જરૂર

છે તેમ પુરૂષને પણ સ્ત્રીની જરૂર છે." હૃદયમાંથી નિશ્વાસ સાથે ધ્વનિ નિકળ્યો:

"પ્રેમ ભરી માતાની વાતો,
હૃદય પટે ભરે છે ભાતો;
મુખડું માતું માયા વાળું,
પ્રેમ ભરેલું રે ક્યાં ભાળું ?"

* * *

અલક પિતાને સાંત્વન કરવા માટે ભોજનને નિમિત્તે બોલાવવા ગઇ. પિતા પુત્રીએ એક બીજાં સ્હામું જોયું. અંતરાત્માની શોકમય લાગણી જાગ્રત થઇ ને એક બીજાં સ્હામું જોતાંજ બાપ દીકરી રડી પડયાં. આંસુની ધારા છલ્લાછલ વહી રહી. આ કરૂણાનું ચિત્ર સંસારના અનુભવ સિવાય લેખિનીથી ચીતરાય એવું નથી. સુખદ વર્તમાનમાં કરૂણાની રેલીએ જે અદ્દભુતતા કરી તે નવીન નથી. સંસારમાં એ અવનવિત રીતે અનુભવાય છે ને અનુભવાશે.

## પ્રકરણ ૨૦ મું

## સુવર્ણગિરિમાં શંકિત હૃદય ઉપર પ્રહાર

**उभाभ्यामेव पक्षाभ्यां यथा खे पक्षिणां गतिः॥**
**तथैव ज्ञान कर्मभ्यां जायते परमं पदम् ॥ १ ॥**
**केवलात्कर्मणो ज्ञानान्नहि मोक्षाऽभिजायते ॥**
**किंतूभाभ्यां भवेन्मोक्षः साधनंतूभयं विदुः ॥ २ ॥**
**( योगवासिष्ट )**

"જેમ આકાશમાં પક્ષીઓની ગતિ બન્ને પાંખોથી જ થાય છે તેમ જ્ઞાન અને કર્મ એ બન્ને સાધનથી મોક્ષ પ્રાપ્ત થાય છે માટે જ્ઞાન અને કર્મ એ બન્ને મોક્ષનાં સાધન છે એમ મહાત્માઓ જાણે છે."

**ન**ભમંડળ અને ભુમંડળ ઉપર સૂર્યે, જ્યોતિપૂર્ણ સુવર્ણ વસન પ્રસારી દીધું હતું. તેના પ્રભાવથી **સૂર્યકમળના સૌન્દર્યશાળી સમૂહો, અનુપમ શોભાની ઝળે પ્રસારી**

સર્વેનું ચિત્ત આકર્ષી રહ્યા હતા. સુવર્ણગિરિનાં ઊંચાં નીચાં શિખરાની હાર અને ગાઢ જંગલ રાત્રિની અંધકારમય જાળથી મુક્ત થઈ, સુંદર ચળકતી પ્રકાશમય છતથી દ્રષ્ટિને ઠારી રહ્યાં હતાં. એવા અનુપમ શોભામય પ્રદેશના માર્ગ ઉપર ટાંગો ધીમે ધીમે હીંચકા હીંચકી ખાતો હેલાહેલીમાંથી પસાર થતો સુવર્ણગિરિની તળેટીના પ્રદેશ પાસે વાંક હતો ત્યાં આવી પહોંચ્યો. ઘોડાનું આખું શરીર ફીણથી ને પરસેવાથી નીગળતું હતું. ટાંગામાં બેઠેલા મનુષ્યના પોશાક ઉપર પણ ધૂળની રજોટી પ્રસરી ગઈ હતી. સફેદ મુખ ઉપર રજોનો સમૂહ વળગવાથી કંઇક શ્યામતા દ્રષ્ટિગોચર થતી હતી. રજોના સમૂહને ખંખેરતાં ખંખેરતાં મિ. બ્રાડલો અને મિસ ફ્લોરા નીચે ઉતર્યા.

સુંદરગિરિ ઉપર જવાના વાંકવાળા પ્રદેશ આગળ ઘોડા અને ડોળીઓ લઇ એક મંડળ ઉભું થઇ રહ્યું હતું. ઘોડાવાળાઓએ નીચા વળી સલામ કરી. એમાંનાં થોડાં માણસો સુવર્ણપુરના પોલિટિકલ એજન્ટનાં અને કેટલાંક રત્નનગરી રાજ્યનાં હતાં. તેમની સાથે અતિથિનો સત્કાર કરવાને વિષ્ણુદાસ મહારાજની આજ્ઞાથી રાધેદાસ વગેરે આવ્યા હતા.

મિ. બ્રાડલો અને મિસ ફ્લોરા સર્વના સમાગમમાં આવી મળ્યાં. તેઓએ સવિનય નમન કર્યું ને રાધેદાસે આશીર્વાદ દીધો. થોડા વખત સુધી ઘોડા ઉપર અને બીજો વખત ડોળીમાં બેસી સુંદરગિરિના યદુશૃંગ પાસે આવી પહોંચ્યાં.

યદુશ્રૃંગ ઉપર વિષ્ણુદાસ મહારાજના ત્રણે મઠોની વ્યવસ્થા તથા રચના સંબંધી તેમજ મઠની નિરીક્ષા કરનાર અધિષ્ઠાત્રિયો તથા મઠની સ્થિતિ, મઠસ્થ સાધુજનોની રીતિ કૃતિ, મઠમાં ચાલતા અભ્યાસ અને સદુદ્યોગ, સદ્વાસનાઓ અને અલક્ષ બોધન સંબંધી આપણે વિવેચન કરવાનું રહ્યું નથી. તે બધાં યથાક્રમમાં ચાલતાં હતાં તેમ ચાલી રહ્યાં હતાં અને દિન પ્રતિદિન ઉન્નતિક્રમમાં જતાં હતા; એ સંબંધી આટલું સૂચન જ બસ છે.

યદુશ્રૃંગના ખુલ્લા મેદાનમાં આંબાવાડિયાના કુંજ પાસે મિ. બ્રાડલો અને મિસ ફ્લોરાના તંબુ નંખાઇ ગયા હતા. તંબુ પાસે પીપળાનું એક વૃક્ષ હતું. પીપળાના વૃક્ષની આગળ પાછળ થાળુ બાંધેલું હતું. તે થાળા ઉપર બન્ને અતિથિઓ બેઠા ને સઘળું નિહાળવા લાગ્યા. એટલામાં ચંદ્રાવલીમૈયા, મોહિનીમૈયા, ભક્તિમૈયા

વગેરે સર્વ મંડળ મિસ ફ્લોરાનું સ્વાગત કરવા આવી પહોંચ્યું અને પીપળાના થાળા સ્હામે સ્વચ્છ અને સુંદર શીલાઓ પડી હતી તે ઉપર સૌ બેઠાં. મિસ ફ્લોરાએ એ સર્વને આદરપૂર્વક નમન કર્યું અને યોગિનીઓએ સત્કારપૂર્વક આશીષ આપી.

મિસ ફ્લોરાઃ "આપ સર્વેએ મ્હારા ઉપર કૃપા કરી છે. આપ શો વિષય ચર્ચાવતાં હતાં ?"

ચંદ્રાવલીઃ "હરિચર્ચા સિવાય અહમ્ જનોને ત્યાં બીજી ચર્ચા શી હોય ? આપ જેવાં અતિથિ અમારે ત્યાં પધારે ત્યારે આતિથ્ય સત્કાર કરવો એ અમારૂં કર્ત્તવ્ય છે."

મિસ ફ્લોરાઃ "ત્યારે તો સર્વને હરિચર્ચામાંથી ઉઠાડવાનું ખોટું કામ મ્હારે લીધે થયું."

ચંદ્રાવલીઃ "**विवेको दशमो निधीः** વિવેક એ સર્વનું કર્તવ્ય છે. અમારૂં કર્તવ્ય અમારે કરવું જ જોઇએ."

મિસ ફ્લોરાઃ "તમારી હરિચર્ચાનો લાભ અમને આપવા કૃપા નહિ કરો ?"

ચંદ્રાવલીઃ "જરૂર. એ તો અમારૂં કર્ત્તવ્ય જ છે."

મિસ ફ્લોરાઃ "આપ કહો તે સ્થળે અમે આવવા રાજી છીએ."

ચંદ્રાવલીઃ "અમ સાધુજનોને સર્વ સ્થળ સરખાં છે. ખલક અલખથી વ્યાપ્ત છે."

મિસ ફ્લોરાઃ જેવી આપની મરજી."

ચંદ્રાવલીઃ "બેટા બિન્દુ, એમને એકાદ ભજન શ્રવણ કરાવ."

પીપળાના વૃક્ષ તટ પાસે વાર્ત્તાવિનોદ ચાલતો હતો અને વિવેક શ્રેણીમાં મધ પુરાતું હતું તેજ વખતે તેથી અવનવિત દૃષ્ટિથી થોડું મંડળ દૂર ઉભું ઉભું આંતર ચિકિત્સા તપાસી અટપટી અટકળો આંકતું હતું.

બંસરીના ખભા ઉપર માથું મૂકી, જરા તાકી તાકીને નિહાળી વામનીએ ઉદ્ગાર કહાડયોઃ "આ પુરૂષ અવનવિત કષ્ટોથી પીડિત છે, એનો હૃદયાનંદ દગ્ધ થયેલો છે."

જરા લજ્જિત થતાં બંસરીએ પ્રતિઉત્તર કર્યોઃ "વિરહ તાપથી તપિત છે."

જરા આંખની કીકીઓને વિકસાવી વામનીએ કુતૂહલ કરતાં કહ્યુંઃ "મન્મથ પ્રસાદથી ભ્રષ્ટ થયેલ છે, તેના તાપને સહી રહ્યો છે."

આશ્ચર્યચકિત દૃષ્ટિ ફરકાવતાં બંસરીએ કહ્યું: " મુખ મ્લાન થયેલું છે, પ્રિકાશ મારે છે. નયન ઊંડાં ઉતરેલાં છે અને અંતરમાં પ્રિય પ્રતિમાને આલેખી રહ્યો છે. હૃદય ઉષ્ણ શ્વાસથી ઉછળે છે. તમારી ચિકિત્સા સત્ય ભાસે છે. હવે કહો જોઇએ કે તે સ્વકીયામાં કે પરકીયામાં આસક્ત છે ?"

ગંભીરતાથી મગજ ખેંચી પ્રતિઉત્તર કર્યો: " પ્રથમ પરકીયાથી ભ્રષ્ટ થયેલો, હમણાં સ્વકીયામાં આતુર છે."

બંસરી: " સ્પષ્ટાભાસ કેમ થાય ? "

વામની: " વાર્ત્તાવિનોદમાં સંગીત પ્રહારથી ચમત્કાર આવશે. ચાલ, બિન્દુ ગાય છે. "

+સાજકને હાથમાં લઇ, કંઠ અને તન્ત્રી ઉભયના સ્વરોને યથાક્રમમાં લાવી ભાવથી સંગીત પ્રકટાવતો, ભક્તિરસનો પ્રવાહ ફેલાવતો, સર્વેને તન્મય કરતો બિન્દુનો મધુર કોકિલ વિનિંદિત સ્વર ધ્વનિત થવા લાગ્યો.

"ઝળહળ ઝબકે જોની રે, બ્રહ્મરંધ્રમાં જ્યોતી;
સહસ્ત્ર કમળદળ ખીલે રે, મોક્ષામૃત મદ શ્રોતી.
ઝળહર ઝબકે. ૧

અજર અમર પદ માટે રે, અભયામૃત મદ દેતી;
બળ બુદ્ધિ. ઓજસૂમાં રે, લખ અલખ ગતિ પ્રોતી.
ઝળહળ ઝબકે. ૨

નિવારણ પદને માટે રે, દિવ્ય પ્રભા મદ દેતી;
ચિન્મયતાથી ન્યાળા રે, જુગતીએ જો જ્યોતી.
ઝળહળ ઝબકે." ૩

સુંદર ગૌર મુખબિમ્બથી લાવણ્ય યુક્ત ઉભરાના ભક્તિ રસનો પ્રવાહ, બ્રાડલો તથા મિસ ફ્લોરાના મનોરાજ્ય ઉપર છાપ મારી રહ્યો. બ્રાડલોના મનોરાજ્યમાં ધર્મ સંસ્કારે સત્તા મેળવી મનને જાગ્રત કર્યું અને બિંદુનું લાલિત્ય લાવણ્ય નિહાળી કુમુદ યાદ આવી. વિચારમાં ને વિકારમાં મન વિકસાયું ને કરમાયું.

મિસ ફ્લોરા: "ચંદ્રાવલી બૈયા, આપના સુવર્ણગિરિ ઉપર ક્યા ક્યા મહાન્ અધિકારી અતિથિ આવી ગયેલા આપના જાણવામાં છે."

---

+ એક જાતની સારંગી, સાધુઓ વાપરે છે તે.

ચંદ્રાવલીઃ " સુવર્ણગિરિ ઉપર અધિકારી સિવાય કોઇ અતિથિ આવી શકતાં નથી. મહાત્માઓનો પક્ષપાત થાય છે ત્યારે અતિથિ આવીને આવે છે. "

મિ. બ્રાડલોઃ " આપનું કહેવું સત્ય છે ને સર્વને આનંદ આપનારૂં છે; પરંતુ પ્રશ્નનો હેતુ એ છે કે આપની દૃષ્ટિમાં સાંપ્રત પ્રસંગમાં કેટલા ઉતમ અધિકારી આવી ગયા છે ? "

ચંદ્રાવલીઃ " સાધુ પુરૂષોનું કથન કથાવું અશકય છે. સંસારી લોકમાં નવીનચંદ્રજી ઓર મધુરીમૈયા અપૂર્વ સંત અતિથિ દૃષ્ટિગોચર થયાં. "

મિસ ફ્લોરાઃ " મધુરી મૈયા શું સંસારી હતાં ? "

વામનીઃ " અમારી મધુરી મહાન્ સાધ્વી, પરમ પવિત્ર પતિવ્રતા, ધર્મની અધિદેવી અને સંસાર મંડળને છક કરે એવી છે, પરંતુ મહાન દુષ્ટ પતિથી પરમ દુઃખને પ્રાપ્ત થઇ હતી. તેના દુષ્ટ ઉચ્છૃંખલ, મતિહીન પતિની હૃદયવાસના પરસ્ત્રીમાં લુબ્ધ થઇ ઉભય લોકમાં પતન પામેલી હતી. ગીતામાં કહ્યું છે કેઃ--

**अनेक चित्त विभ्राता मोहजाल समावृताः ।**
**प्रसक्ताः काम भोगेषु पतंति नरकेऽशुचौ ॥**

( ગીતા અ. ૧૬ શ્લોક ૧૬. )

" અનેક મનોરથ કરતા એવા મનવડે ભ્રમ પામેલાં મત્સ્ય જેમ દોરાની જાળમાં બંધાઇ જાય છે તેમ મોહજાળમાં વીંટાએલા તેઓ, વિષય ભોગમાં લંપટ થઇ અપવિત્ર નરકમાં પડે છે. "

શ્લોક બોલતાં બોલતાં બંસરીનો હાથ વામનીએ દાબ્યો. બંસરીએ બ્રાડલોને તાકીને નિહાળ્યો. તેની મુખમુદ્રા ઝાંખી પડેલી લાગી.

મોહિની મૈયાએ ટહુકો પૂર્યોઃ " મહાન્ સાધ્વી, મહાદેવી મધુરી, અધમાધમ અનાચારી પતિનો ભોગ થઇ પડી હતી. "

મિ. બ્રાડલોએ એ બધા શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કર્યા ને દૃષ્ટિ ફેરવી. મિસ ફ્લોરા એના મનનું માપ માપી ગઇ ને વાત ફેરવતાં બોલીઃ " કંઇક ઉપદેશનું ભજન ગાઓ. "

સાધ્વીએ આગળ ધરી વામની ગાવાને બહાર કુદી પડી. હાવભાવ સાથે સંગીત શરૂ કર્યુંઃ

"અંતરના અંધા રે, ઉંધુ ઉંધુ માને મને,
ભ્રમણામાં ભમેલા રે, ભ્રમિત થઇ દુષ્ટ બને.
પરનારીસું જારી રે, ધારી ધારી નિત કરે,
સ્વનારી નિહાળી રે, વારી વારી ક્લેશ ભરે.
પરનારીમાં અંધા રે, ધંધા બધા ઉંધા કરે,
વિષય વિલાસી રે, વિનય નયથી દૂર ફરે.
અંતર બળને તોડી રે, અધમતા ઉર ભરે,
દિવ્ય બળ જાતાં રે, દિવસ તેનો ઉંધો ફરે.
લોકાતીત પ્રદેશે રે, પામે નહિ શાંતિ જરી,
મનોબળ જાતાં રે, વિભુતિ જાયે પુરી સરી.
દિવ્ય આનંદન આવે રે, અણુ અણુ વિષ સ્ફુરે,
પરનારીસું જારી રે, સકળ સ્થળથી ભ્રષ્ટ કરે.
અંતર જો વિચારી રે, અંધા હોયે જ્ઞાન કંઈ,
ગતી શી થઈ તારી રે, ઉંધે ધંધે અધમ થઇ.
મન ગતિ મતિને હારીરે, સત્સંગથી જાને ઠરી,
ગુરૂ ચરણ ચિત્ત ધારી રે, ભવ સિંધુ જાને તરી."

સંગીતનો જેમ જેમ સ્વર પ્રહાર થતો ગયો તેમ તેમ મિ. બ્રાડલોની મુખમુદ્રા ઉપર અવનવી છાપ તરવરવા લાગી. મુખ મ્લાન થયું. અંતરમાં ગુંચવણ ઉભી થઇ. તેણે મર્મસ્થળને વ્હલોવી નાખવા માંડયું. એ બધાની છાયા ચિકિત્સક મંડળને ખાત્રી આપતું ગયું. તેથી વામનીનું સંગીત પુરૂં થતાંજ બંસરીએ બીજું ઉપાડી લીધું:

"ભવ એળે તેં તો ખોયો, પરનારી માંહી મ્હોયો;
પૂરે પૂરો તું તો રોયો, એમાં સાર તેં શો જોયો.
ભવ એળે તેં તો ખોયો." ૧

બ્રાડલોના આંતરગતમાં સ્ફુરાયમાન થયું: "શું, આ મ્હનેજ સંબોધીને કહે છે? ખરેખર, ભવ એળેજ ગયો."

મદમસ્ત થઇને ફરતો, હજી કેમ નથી ડરતો;
જાણી માની દુઃખમાં ગરતો, કેમ સાન નથી ધરતો.
ભવ એળે તેં તો ખોયો." ૨

"ખરેખર એમજ થાય છે." વળી ગાન શ્રવણ થવા લાગ્યું.

"રિદ્ધિ સિદ્ધિ નષ્ટ થાશે, સુખ સમૃદ્ધિ તજાશે,
હલાહલ વ્યાપી જાશે, ગતિ જો શી ત્હારી થાશે.
ભવ એળે તેં તો ખોયો ૩

"આવી સ્થિતિ થવામાં બાકી શી રહી છે? અરે રે પ્રભુ."

"હજી વખત વિચારી, કર સતસંગ ભારી;
ભવ દુઃખ નાંખે ટાળી, એવો અલખ વિહારી.
ભવ એળે તેં તો ખોયો." ૪

"હા, હજી વખત છે. આ શબ્દ આશાનું અમૃત સીંચે છે. અમૃતમાં મૃત સજીવનતા છે. વખત છે તો બધું છે. વખતને કેમ અનુકૂળ કરવો ?" ઊંડો નિશ્વાસ મૂકી વિચારમાં પડયો.

હાવભાવથી સંગીતના પ્રહાર બ્રાડલેના હૃદયપટ ઉપર પડી ગયા. બ્રાડલે પોતાના હૃદયને સમજી ગયો. તેનું નિર્બળ હૃદય જરજરિત થઇ ગયું. તેના દુષ્ટ કર્મની છાયાનાં વાદળાં તેના હૃદયાકાશની આસપાસ એકઠાં થઈ ગયાં અને નિબિડ કૃષ્ણવર્ણ ધારણ કરી, હમણાં વર્ષ્યું હમણાં વર્ષ્યું એવો દેખાવ અશ્રુથી તરવરેલાં ચક્ષુનો થઇ રહ્યો. મહા મહેનતે મનને કાબુમાં રાખી, આઘી પાછી દૃષ્ટિ કરી આંખને કબજે રાખી, હૃદયની વ્યથાને પરાકાષ્ટાએ છુપાવી રહ્યો. સાવધાની બહુએ રાખી પરંતુ ચિકિત્સા કરનારીઓની હૃદયતુલાથી મનોવ્યથા છુપી રહી નહિ. નિશ્વાસ મૂકતાં નિરાશ હૃદયના ભાવને સમજનારી ચંદ્રાવલીએ આશાનાં સુધાબીજને વાવવાના હેતુથી બિન્દુને સુચવ્યું કેઃ "આશાપૂરે સૌની હરિ." એ સંગીત ઉપાડ.

ચંદ્રાવલીની આજ્ઞા થતાંજ બિન્દુએ તાન લલકાર્યુંઃ

"ઉદાસીન ના થાશો રે, આશા પૂરે સૌની હરિ;
પૂરા ભાવે યાચો રે, અચળ વિશ્વાસ ધરી.
ઉદાસી ના થાશો રે.

મિ. બ્રાડલેએ વિચાર્યુંઃ "શું ઉદાસીનતા ત્યાગવા મ્હને ઉપદેશ દે છે ? આશાનું અમૃત પુરે છે ? અરે રે ! એ ઉદાસીનતા ત્યાગી તજાય એમ છે ? !"

"દીનતા ત્યાગો અન્યની રે, અલખમાં આશ ભરી,
અધમ ઉદ્ધારક તારક રે, આશા પૂરે ત્હારી પૂરી.
ઉદાસીન ના થાશો રે."

"અરેરે ! આ તો મ્હારા મનની નબળાઇનેજ પ્રહાર મારે છે. શું મ્હારી આશા પુરાશે ?" ગાન આગળ ચાલ્યું.

"સંશય ત્યાગી મનના રે, શ્રદ્ધા રાખી હૃદયે પૂરી;
દાતા એ તો એવો રે, ઐહિક પારલૌકિક સુખ દે ભરી.
ઉદાસીન ના થાશો રે."

"શું મ્હારા મનમાં સંશય થયો તેનો આ પ્રતિઉત્તર કર્યો ?"

" ધન દારા ને વૈભવ રે, માંગો યશ કીર્તિ પૂરી;
અથવા જે કંઇ ઇચ્છશો રે, તે તો પૂરશે શ્રી હરિ.
ઉદાસીન ના થાશો રે.

"શું ? હું કુસુદને માગું છું માટે દારા શબ્દ સ્પષ્ટ કરી મ્હને ઉત્તેજિત તો કર્યો નહિ હોય ? આ શું મ્હારા મનનાજ બધા ખુલાસા થાય છે ? "

" શ્રદ્ધા રાખી પૂરી રે, હૃદયે જો પ્રેમ ભરી,
હૃદય અવાસેરે, જ્યોતિ ઝળકે પ્રકાશે પુરી.
ઉદાસીન ના થાશો રે.
ચિદ્દિ શક્તિ એ તો રે, આશા પૂરે સૌની ખરી,
શ્વાસો શ્વાસ રટજો રે, શ્રદ્ધા રાખી અલખમાં પૂરી.
ઉદાસીન ના થાશો રે.

"શું, ચિદ્દિશકિત સૌની આશા પુરે છે ? મન એ કલ્પવૃક્ષ છે. કલ્પવૃક્ષ નીચે બેસીને જે યાચીએ તે મળે. ચિદ્દિશક્તિનો પ્રવાહ સચરાચર છે. ચિત્તે સંયમ કર્યો ને દ્રઢતા ધરી કે શક્તિએ શક્તિવાપરી. ખરે ત્યારે ચિદ્દિશક્તિજ મ્હારી આશા પુરશે ? શું મ્હારા મનની નિર્બળતાને-સબળ કરવા સચરાચર શક્તિ પરોક્ષ દ્વારાએ મ્હને જ્ઞાન કરાવી ભાન કરાવે છે ? આહા, કેવું આશ્ચર્ય છે ?

વિચાર શ્રેણીમાં શ્રવતા હૃદયપટ ઉપર, કર્ણદ્વારથી મોહિની મૈયાના સ્વર જાગ્રતિ આપવા લાગ્યો.

" પ્રપંચી ફેલી ફિતુરી રે, શી ગતિ થાશે ત્હારી,
મદમસ્ત થઇ શું મ્હાલે રે, અહંકૃતિનો મદ ધરી.
પ્રપંચી ફેલી ફિતુરી રે.

"અરેરે, મ્હેં પ્રપંચ કરી ધર્મપત્નીને કલંકિત કરવાને ફેલ કરેલા તેને ઉદ્દેશી શું આ ચાબખા મારે છે ? અરે ! આ મંડળ તો બધું ચમત્કારિક આત્મબળવાળું, ભૂત ભવિષ્યના ભાનવાળું જણાય છે ! "

દુર્દમનીય ચિંતાથી વ્યાકુળ થયેલાએ નિશ્વાસ મૂક્યો. ગાન તો ચાલુ જ રહ્યું:—

" પ્રપંચ જાળો ગુંથતો રે, અધમતામાં ગુંથાણો;
આત્મ સ્વરૂપ ભૂલી રે, આખરે તું શું કમાણો ?

"ખરેખર આ તો મ્હનેજ પકડી પાડયો. પ્રપંચમય જાળ ગુંથવામાં શું કમાયો ? અરે ખોયું, બધું ખોયું. કમાયો શું ? દુઃખ કમાયો. હા, પ્રપંચની કમાઇમાં દુઃખજ મળે. વાવે તેવું લણે." ઉન્નત સાજકના રંગમાં રંગ મળતો ગયો ને સુર સાથે તાન ઉપડતુંજ ગયું:

"અધમોધમ ઉપાધિ રે, ફરી તું તો જગમાં ફરે,
ત્રિનય નયને ત્યાગી રે, ઉંધે ઘડે પાણી ભરે."

"શું હું ઉંધે ઘડે પાણી ભરૂં છું ? હા, હા, આ બધું ઉંધે રસ્તેજ ઉંધું થયું છે, એટલે ઉંધો ઘડોજ તો."

"સંશય તજી અવળા રે, સીધે રસ્તે જાની તરી;
ગુરૂમુખી થઇને રે, અલખ રસ પી પ્રેમ ધરી."

"શું હજી ગુરૂમુખી થવાનું બાકી છે ? અરે, જેની શિષ્યાઓ આવી સમર્થ છે, મનોગત જાણી જાય છે ત્યારે તેના ગુરૂ કેવા હશે ? આ તો પૂરેપૂરી ફજેતીનો વારો આવ્યો. અહીં આવીને ફસાયો. અહીંથી ન્હાસી છુટું તો કેમ ? ગુરૂ પાસે ન જાઉં તો કેવું ? ના, હવે થાય તે થવા દો. મિસ ફ્લોરા હવે મ્હારૂં કહ્યું માની ખસનાર નથી અને ખસવામાં મ્હારૂં હિત પણ નથી. જે થવાનું છે તે થવા દો. ભીતિનો પડદો ફુટયા સિવાય ભીતિ જનાર નથી. રાત્રિનો કૃષ્ણપટ ભેદાયા સિવાય સૂર્યનારાયણનાં જ્યોતિર્પૂર્ણ કિરણ પ્રસરનાર નથી. હવે પ્રકૃતિને આધીન થયા સિવાય છુટકો નથી."

દુર્દમનીય વ્યથાથી આકુળ વ્યાકુળ થતા અતિથિને નિહાળી ચંદ્રાવલીને દયા આવી. કરૂણા શ્રેણિથી લદબદ થયેલી મુખમુદ્રા ઉપર સર્વની દૃષ્ટિ તરવરી રહી હતી. મનોભાવ આરપાર થઇ ગયો હતો, પરંતુ વિનય નયથી સર્વે સંભાળી સંભાળી ભાષણ કરતાં હતાં. દૂરદર્શી ચંદ્રાવલીએ બિન્દુને ઇશારો કર્યો ને બિન્દુએ હાથમાં સાજક લઇને શાંત ચિત્તથી ભક્તિરસ રેલાવતો ધ્વનિ બહાર કહાડવા માંડયો:-

"ગુરૂ અલખ વિભૂતિ દર્શાવો રે, દર્શાવો રે,
ત્રિવિધ તાપને હવે ટાળો રે, ટાળો રે."

"શું, આ મ્હારા મનની વાત જણાઇ ગઇ ? ગુરૂજીને વિભૂતિ દર્શાવવાનું કહેવા તત્પર થઇ ? અરે ! મનમાં અંકુર ફુટતાં તો તે આત્મબળે જાણી જાય છે. એ બધી તો કુમુદની બહુ પ્રસંશા કરે છે. ત્યારે કુમુદ પણ આત્મબળથી બળિષ્ટ થઇ ગઇ હશે ? આ અદ્‌ભુતતા વિલક્ષણ છે. અરે ! એતો ત્રિવિધ તાપો ટાળવાને વિનવે છે.

શું મ્હારા ત્રિવિધ તાપો જશે? હા, ગુરૂ કૃપા હોય તો જાય." એટલામાં કાન ઉપર સ્વર અથડાયો.

"કરૂણા જળ કોમળ ઉર વર્ષાવો રે, વર્ષાવો રે,
તમ હૃદયમાં શાંતિ પ્રસરાવો રે, પ્રસરાવો રે."

"શું મ્હારા ઉપર કરૂણાનો મેઘ વર્ષશે? તમ હૃદયને શાંતિ અપાવવા કહે છે? હા, હું તમ છું. મ્હને શાંતિની જરૂર છે. બિન્દુ, ત્હેં ગુરૂને ખરી અરજ કરી છે. તું દયાની અધિદેવી છે."

"દેહાધ્યાસ તજાવી તત્વાભ્યાસ ખીલાવો રે, ખીલાવો રે;
સચ્ચિતિ સુખ દઇ જીવપદને વિસરાવો રે, વિસરાવો રે."

"ઓહો, આ તો મહાકૃપાનો ઉદધિ ઉભરાયો." મૌન્ય ધરી બાડલો બેસીજ રહ્યો. એના મનોરાજ્યની ગડબડ એના હૃદયપટ ઉપર ઉલટ સુલટ બાજી માંડતીજ રહી. તે સહૃદય વાંચકો કલ્પી શકશે.

મિસ ફ્લોરાઃ "તમે બધાંએ બહુ ઉત્તમ ઉપદેશ દીધો. બિન્દુનું માધુર્ય અને લાલિત્ય અવર્ણનીય છે."

ચંદ્રાવલીઃ "મ્હારી બિન્દુ કરતાં પણ મ્હારી મધુરીનું લાલિત્ય માધુર્ય અને સર્વજ્ઞતા ભારે."

મિસ ફ્લોરાઃ "તમારી મધુરી કોણ?"

મોહિની મૈયાઃ "અમારા વિદ્યાચતુરનાં પુત્રી."

મિસ. ફ્લોરાઃ "ત્યારે કુમુદ બ્હેનજ કે ની?"

ચંદ્રાવલીઃ "હા, હા. મ્હારી મધુરી તેજ કુમુદ." આંખમાંથી પ્રેમનું બિન્દુ ટપકી ગયું. તે સાથે સર્વ મંડળમાં કુમુદની પ્રેમ વાત્સલ્યતા તરવરી આવી.

સર્વેએ યદુનંદનની જય બોલાવી, ગુરૂ મહારાજની જય બોલાવી અને ત્રીજી મધુરી મૈયાની જય બોલાવી ગગનમંડળને ગર્જાવી મૂક્યું. સર્વ મંડળની ગર્જના સાથે બાડલોનું હૃદય ખળભળી ગયું.

---

## પ્રકરણ ૨૧ મું

### ચિરંજીવી શૃંગ ઉપર મહાત્મા

"पुण्येनैव हि लभ्यते सुकृभिः सत्संगतिर्दुर्लभा ॥
"પૂર્વનાં પુણ્યથીજ ભાગ્યશાળી પુરૂષોને સત્સંગતિ આવી મળે છે."

પ્રાતઃકાળની અલૌકિક આનંદદાયિની તેજપ્રભા, જ્યોતિપૂર્ણ સૂર્યનારાયણની ઝળહળતી જ્યોતિ વડે ઝગઝગવાની તૈયારી કરી રહી છે. આખી રાત્રિએ વ્યતીત થયેલા સમય રંગની સંધિમાં, બ્રાડલોના અંતઃકરણ ઉપર અનુપમ સંસ્કાર પડવા લાગ્યા છે.

અનેક તર્ક વિતર્કમાં રાત્રિ ગાળી કંટાળી ગયેલા અતિથિને, યોગીઓદ્વારા પ્રાપ્ત થયેલા પ્રભુ સ્મરણના મંગળધ્વનિથી ધનનન ધનનન થતા ઘંટનાદથી, શંખના ભૂં ભૂં ધ્વનિથી, તથા તપસ્વિનીઓના મધુર કોમળ સુસ્વરથી છવાઇ રહેલી ભૈરવી રાગિણીના મધુર આલાપથી નિર્મળ પ્રભાત મુગ્ધ કરી રહ્યું છે.

જપ તપ કરવામાં તત્પર એવા સર્વ યોગીઓ અને યોગિનીઓ નિત્ય નૈમિત્તિક કર્મકાણ્ડથી પરવારી, તરણ તારણ તથા અધમોદ્ધારક ગુરૂશ્રીનું નામસ્મરણ ઉચ્ચ સ્વરે ઉચરી રહ્યાં છે ને ગદ્દુનંદનની જયગર્જના ગર્જાવી રહ્યાં છે. સુસ્નાત થયેલી ચંદ્રાવલી અને બિંદુમતી આદિ તપસ્વિનીઓનું મંડળ, સ્વાભાવિક સૌંદર્ય ઐશ્વર્યથી તથા તપતેજના વિભૂતિ પ્રસાદથી અપ્રતીમ મહત્તા દર્શાવતું તત્પર થઇ આવેલું બ્રાડલોના વિશ્રામ ઠામ પાસે આનંદ ઉદધિ ઉભરાવી રહ્યું છે. તેમના તપઃતેજ અને અતિ ગંભીર મનોહર વેશ તરફ સ્વાભાવિક રીતે આશ્ચર્ય પામેલાં મિ. બ્રાડલો અને મિસ ફ્લોરા પૂજ્યભાવ અને સાનંદાશ્ચર્યથી તેમની સાથે ભળ્યાં. વિદ્યુત્ જેવી ચમકતી ચાલતી યોગિનીઓ અને યોગીઓ સાથે તેઓ ગિરિરાજમાં વિચરવા નીકળ્યાં.

ઇશ્વરી લીલાનો અદ્ભુત ચમત્કાર નિહાળતું નિહાળતું સર્વ મંડળ આગળ વધ્યું. ઉત્તરોત્તર માર્ગ બહુ કઠિન વાંકોચુંકો અસંખ્ય શિલાઓથી છવાયલો તપશ્ચર્યાને યોગ્ય દિવ્ય ભૂમિનો પ્રદેશ આવવા લાગ્યો. શુભ્ર આકાશ સાથે મળી ગયેલાં શુદ્ધ કાળાં, ભયંકર, ગગનચુંબિત ભવ્ય શિખરો દૃષ્ટિને ભાસ થવા લાગ્યાં. વાદળાંઓના વહન થતા પ્રવાહો અથડાવા લાગ્યા. સુવર્ણરજ તથા તામ્રાદિકની રજથી ચકચકિત થતી શિલાઓ તથા મણિમાણિક્ય આદિ રત્નનાં ગુપ્ત રહેલાં શિખરો, અમૂલ્ય દિવ્યૌષધીઓ, અતિ નિર્મળ શીતળ અને અમૃત જેવા જળનાં ઝરણાંઓ, અસંખ્ય મૃગાદિ વન પશુઓ,

અતિ નવપલ્લવિત વૃક્ષ ઘટાઓ, સુશોભિત દિવ્ય લતાઓ, કમળ-વેષ્ટિત સરોવરો, પરિપક્વ ફળથી લચી જતાં વૃક્ષો, દિવ્ય સુગંધી પ્રસારી રહેલા પુષ્પપુંજો, મધુર મધુર કલરવ કરી રહેલાં વિવિધ જાતિનાં પક્ષિગણો તથા વિરાગની, જ્ઞાનની, રસની, ત્યાગની, પ્રેમની અને પ્રભુની લીલાની સ્થિતિ સર્વાંશે ત્યાં અનુભવાય એવા સંયોગો જોનારનાં નેત્રને આકર્ષવા લાગ્યા. મિસ ફ્લોરા અને બ્રાડ-લોની વૃત્તિ અવનવિત ચમત્કારોથી જરા ઠરી અને વિષ્ણુદાસ મહારાજનાં દર્શનનો પ્રશ્ન નીકળતાં સમાધિ ઉતરવાને થોડો કાળ-ક્ષેપ થશે અને કાળની કિમ્મત કરવા કરતાં દિવ્ય દર્શનનો સંધિ-કાળ સાંધવો અત્યુત્તમ છે એમ ચંદ્રાવલી મૈયા તરફથી સૂચન થયું. એ લાભ લેવા મિસ ફ્લોરા અને મિ. બ્રાડલોનો નિશ્ચય થયો. તે સાથે કાળ પણ ઘણો જણાયો. ચંદ્રાવલીએ પ્રેમભાવથી સાંત્વન કર્યું અને તેટલો કાળ આ તીર્થમાં સુસંસ્કારી થઇને પરિપાક દશાને આણવાને અવશ્યનો જણાવ્યો. પરિપાક દશા આણવા તથા સૃષ્ટિ-સૌંદર્યની વિવિધતા નિહાળવા તેઓએ સુવર્ણગિરિ ઉપરનાં વનઉપવનમાં સાધુગણો સાથે વિચરવા નિશ્ચય કર્યો. ચંદ્રાવલીએ એ સંજ્ઞાનુસાર વિધાન નક્કી કર્યું. આજે સર્વે ઉપવનની અલૌકિકતા નિહાળતાં હતાં. ચંદ્રાવલીના મનની ઇચ્છા મિ. બ્રાડલોને ઉપવનના મનોહર ભાગમાં જરા એકાંત અનુભવ આપવાની થઇ. ગુરૂ પ્રેરણાથી તેના હૃદયમાં નવીન નવીન તરંગોના આઘાત ઉદ્‌ભવ્યા. તેને આધીન થઇ કેવળ અજ્ઞાત આજ્ઞાથી મધુરીના ગુણોનું મહાન્ કથન વિસ્તાર્યું. સત્વગુણી સ્ત્રીના મહાન્ ગુણોની સર્વ ઉપર સર્વોત્તમ દિવ્યતા પ્રસરી રહી. બ્રાડલોનાં સુક્ષ્મ પ્રીતિસ્થાન સુધી તેની મહાન્ અસર પહોંચી. ધર્મપત્નીના સદ્‌ગુણ શ્રવણથી સૂક્ષ્મ પ્રીતિ પુનરૂદ્દીપન થઇ ને તેની જ્યોતિએ પ્રેમ આવરણને વિસ્તાર્યું. પ્રીતિ પ્રીતિના સારરૂપે પરિ-ણામ પામે છે. પ્રીતિના સ્મર્ણાન્તે પૂર્વોક્ત ભોગ વિલાસો હૃદય મંદિરમાં સૂક્ષ્મ રૂપે અનુભવાય છે. તેથી ઇષ્ટ જન પ્રત્યે અધિક મોહ આકર્ષાય છે ને તેથી શાંતિ નષ્ટ થઇ ચિત્તની વ્યગ્રતા વધે છે. બ્રાડલો આ સ્થિતિ અનુભવતો હતો. રમ્ય ઉપવનની રમ્યતા નિહાળતાં નિહાળતાં મંડળ આગળ વધ્યું. મિ. બ્રાડલો પાછળ રહ્યો હતો. તે નવીન સૌંદર્યતા નિહાળતો નિહાળતો ઝુરી પડયો કે પછી હૃદયતંત્રની ચિકિત્સાકાર ચંદ્રાવલીએ ઝુરા પાડ્યો.

ઉપવનમાં છુટા પડેલા બ્રાડલોને જરા એકાન્ત મળ્યો. તે સર્વમાં ભળવાની દરકાર છોડી રમ્ય વનની વાટિકામાં થોભ્યો. જેમ જેમ સૂક્ષ્મ પ્રીતિનો વિચાર વિસ્તરવા લાગ્યો તેમ તેમ કપિ ઘા ન્યાયે પ્રેમહાર્દ વધવા માંડયું અને રત્નદીપ પેઠે પ્રેમ જ્યોતિ તેના ખળભળેલા અંતઃકરણ ઉપર પ્રેમકિરણ પ્રસારવા લાગી, તેથી ખળભળેલા હૃદયમાં તીવ્ર વેદના વિસ્તીર્ણ થવા લાગી. હૃદયનો ગુપ્ત તાપ નિશ્વાસ દ્વારા વહેતાં વેદનાની જ્વાળા વિદ્યુત્ જેવા ચમકારા મારી કંપાવી, તર્ક વિતર્ક ચઢાવી હૃદયને શોકથી વલોવી નાંખીને બાળવા લાગી. એકાન્ત વાટિકામાં હૃદય ચિંતાનો પ્રવાહ હૃદયથી મસ્તક સુધી વ્યાપ્ત થઈ મગજમાં વિચારનાં મોજાંઓને ઉછાળવા લાગ્યો. વિચાર તંદ્રામાં મનોતંત્રનો મંત્ર ઉછળવા લાગ્યોઃ " અરે, આ બધા સંજોગો શું કરે છે ?

हा हा देवि स्फुटति हृदयं ध्वंसते देह बन्धः
शून्यं मन्ये जगद विरत ज्वाल मन्तर्ज्वलामि ।
सोदन्नन्धे तमसि विधुरो मज्जतो वान्तरात्मा ।
विष्वद्मोहःस्थ गयति कथं मन्द भाग्य करो मि ॥

"અરેરે દેવી, હૃદય ફાટી જાય છે. દેહબન્ધ છૂટી જાય છે. જગતને શૂન્યકાર જેવું ધારૂં છું. જ્વાળા વિરામ ન પામે એવી રીતે અંદર બળું છું. અન્તરાત્મા વિપણ્ણ થઈ વિવશ બની શોકના ગાઢ અન્ધકારમાં જાણે ડૂબી જાય છે. સર્વ તરફથી મોહ ઢાંકી દે છે; મન્દભાગ્ય હું શું કરૂં ? "

ખરેખરઃ—

" મનો ગતને વલોવે છે,
અતિ શોકે સતાવે છે.
મહા કંપે કંપાવે છે,
હૃદય દુઃખે ભરાવે છે. ૧

" સૂક્ષ્મ પ્રીતિ, ઇંધન વિના અગ્નિજ્વાળા વિસ્તારે છે. મન દુઃખથી ઉભરાય છે ને હૃદય કંપે છે. હું કેવો નિર્માલ્ય છું. પવિત્ર પ્રેમવતીને મ્હેં અવદશામાં આણી અને હજી તે દશામાંથી છોડાવી શકતો નથી. બાયલાની પેઠે ભીરૂતા ધારી ભટક્યા કરૂં છું. ખરેખર, આ મ્હારાં કાળાં કૃત્યોનું પ્રાયશ્ચિત્ત જ છે. હવે આત્મદોષને નિહાળી રહ્યું છું. તિરસ્કાર બુદ્ધિથી નહિ, પરંતુ ઉદ્ધતાઈ ભરેલી ઉદ્ધતાઈથી

અને કલંકિત બુદ્ધિની ઉશ્કેરણીથી સર્વે થયું છે. આ તો ભેદ તોડવાને જેમ જેમ યત્ન કરૂં છું તેમ તેમ ગુંચવાઉં છું.

" વિશ્વાસે વધું છું જ્યાં,
અતિ ત્રાસે બળું છું ત્યાં.
હૃદયગત શાંત ના થાયે,
ઉરે દુઃખોજ ઉભરાયે. ૨

"મ્હારા મનનો તાપ સમતો નથી. અને હૃદય ગુહામાં ઊંડા મર્મોને ઉકેલવાની મ્હારી યુક્તિ કે બુદ્ધિ કામ કરતી નથી. ઝીણી ઝીણી ગુંચોના મર્મો સમજાતા નથી ને તે સમજવાને મ્હારૂં મન પરિપકવ દશાને પામ્યું નથી. તેને ક્યો વિધિ ખોલશે ?

" ઝીણાં દુઃખો તણી જાળી,
વિધિ રંગે છે ગુંચાળી.
ગુંચોની ગ્રંથીને ખોલી,
થશે કો સુખના બેલી ? ૩

" બુદ્ધિજ્યોતિ યોગ્ય માર્ગમાં ગતિ કરતી નથી હવે એને કેમ પ્રભાવતી કરવી ?

" રચ્યું સંકેત રે કેવો,
બળે દુઃખો તણી વેલો.
ખિલે સુખો તણા બાગો,
મળે રસ ધર્મના લાગો. ૪

" અરે, એક દુઃખ ને બીજું હસવું.

" દિસે છે વામની વાંકી,
ચિકિત્સામાં પુરી પાકી.
કરે છે કૌતુકો ભારી,
નવલતાનેજ વિસ્તારી. ૫

"વામનીના ચાળા અને ચટકા ખરેખર નવીનજ લાગે છે. એ પાકી ચિકિત્સક છે. જ્યારે સામાન્ય સાધુધર્મધારકોમાં આવી શક્તિ છે ત્યારે પક્વદશાને પામેલાંઓની મહત્તા કેવી આંકવી ? મન, વાણી અને શરીરથી અનન્ય ભક્તિમાં જોડાયલી, યોગમાં નિપુણ થયેલી, શમ દમાદિથી મન આદિને સ્થિર રાખી શ્રદ્ધાપૂર્વક નિરંતર બ્રહ્મમાં નિમગ્ન રહેનારી તે સંસાર વાસનાના રંગોનું શું હવે અનુસંધાન કરશે ?

" રચ્યું છું વ્યર્થ આ રંગો,

દિસે છે યોગના ઢંગો.
પ્રિયા યોગિની શું રે'શે ?
હૃદય રંગે ન રંગાશે. ૬
ઘટા ઘટ યોગમાં ખુંપી,
પિધી છે યોગની બુટી.
પઢી છે યોગની લીપી,
રહી છે યોગમાં દીપી. ૭

"નિષ્કામ કર્મોદ્વારા જેનું અંતઃકરણ પરમ શુદ્ધતાને પામ્યું છે, લૌકિક વ્યવહાર જેણે ત્યાગ્યા છે અને ઇષ્ટ કૃપાથી કામ ક્રોધાદિક જેણે વશ કર્યા છે, તે શું મિથ્યા જગ પ્રપંચમાં જોડાશે ?

" જુઠો જગ ધર્મ નહિ જોડે,
સુધાકર યોગ નહિ તોડે.
હૃદય વિલાસ નહિ માંડે,
સુસિદ્ધિ આવશે આડે. ૮

" મહાત્મા જનોથી સિદ્ધ થઇ ચુકયું છે કેઃ--

" વિભુતિ યોગની પામી,
અખંડાનંદમાં જામી.
સુસિદ્ધિથી પ્રકાશી છે,
જગત્ માત્રમાં વિકાસી છે. ૯

" અને તેથી શંકા આવે છે કે,

" હવે, રસ ધર્મ શું ગ્રહશે ?
ક્ષણિક જગમાં મતિ દેશે ?
નિરાશા તો સતાવે છે,
ક્ષણે ક્ષણે ભમાવે છે. ૧૦

" અરે, રે, આ વિચારે તોઃ—

" જગત્ શુન્યકાર ભાસે છે,
હૃદય તો ફાટી જાયે છે.
નિરાશાને વધારે છે,
જ્વાળાને વિસ્તારે છે. ૧૧

ભગ્ન હૃદયથી દીન થયેલા બ્રાડલોએ નિશ્વાસો ઉપર નિશ્વાસો મુકી ગગનમંડળ ઉપર દૃષ્ટિ ઠારી ક્ષણ ભર દિંગ્મૂઢતા ધારણ કરી. એટલામાં મિસ ફ્લોરા પાછળથી આવી સન્મુખ ઉભી. બ્રાડલો

મુખ ઉપર રૂમાલ ફેરવી દીન મુખે ટગર ટગર નિહાળી રહ્યો.

મિસ ફ્લોરા: " મિ. બ્રાડલો, આપના હૃદય સાગરમાં દુઃખના તરંગો ઉભરાય છે ને ઉછળે છે. આપ તે છુપાવો છો પણ છુપાતા નથી. હવે દુઃખ ઉપાડવા અમને અધિકાર આપો."

બ્રાડલો: " હા, દુઃખ છે, તેની ના કહેતો નથી, પરંતુ ગુપ્ત વેદના પ્રકટ થઇ શકે એમ નથી."

મિસ ફ્લોરા: " પ્રકાશ કર્યા વિના દુઃખનો અવધિ નથી."

બ્રાડલો: "આપનો મધુર હૃદયઉદધિ, દયાના તરંગોથી ઉભરાય છે. એ દયાના તરંગોની છાલકો મ્હારા હૃદયની મલિનતાને ધોઈ શકતી નથી."

મિસ ફ્લોરા: "ચંદ્રના પ્રકાશથી અંધકાર દૂર થાય છે."

બ્રાડલો: " અમાવાસ્યામાં ચંદ્રના પ્રકાશનો સંભવ નથી."

મિસ ફ્લોરા: " ચંદ્રના પ્રકાશનો સંભવ નથી, પરંતુ અમાવાસ્યાને દિને સૂર્યના પ્રકાશનો સંભવ તો છે."

બ્રાડલો: "સુંદર કોમળ સુગંધિત પુષ્પમાળાને અતિ નિષ્ઠુરતાથી, ગ્રીષ્મ મધ્યાહ્નમાં સૂર્યના પ્રકાશમાં જ ભસ્મીભૂત કરી છે. તે ભસ્મીભૂત થયેલી વિભૂતિમાં મધુર ચૈતન્યનો સંભવ ક્યાં છે ? "

મિસ ફ્લોરા: "દયાના તરંગો પ્રેમામૃત ઉત્પન્ન કરે છે ને તે સ્નેહામૃત ભસ્મીભૂત હૃદયમાં આશામૃત મૂકી આનંદ ઉભરાવે છે."

બ્રાડલો: " મ્હારૂં હૃદય તેને માટે પાત્ર નથી."

મિસ ફ્લોરા: " પાત્રાપાત્રનો વિચાર તમારે કરવાનો નથી. અમૃત એટલેજ સંજીવની વિભૂતિ. સંજીવની વિભૂતિ ઉત્પન્ન થઈ કે અનિષ્ટ સત્વર નાશ થઇ કલ્યાણનો વર્ષાદ વર્ષે છે."

એટલામાં ચંદ્રાવલી મૈયા પાસે આવ્યાં. સાધ્વીના વિભૂતિ વિલસિત સુંદર અવયવોથી અને પવિત્રતાના ચમત્કારથી બ્રાડલો ચમક્યો અને હબક્યો હોય એમ મૌન્ય મારી ગયો; તે પરાકાષ્ટાએ બોલ્યો: " ક્ષમા કરો, મ્હારૂં ચિત્ત કંઇ પણ ઉદ્દગાર કહાડવાને અપ્રસન્ન છે."

ચંદ્રાવલી: " સુહૃદયવર્ય, આપના અપ્રસન્ન ચિત્તને પ્રસન્ન કરવું એ અમારૂં સાધુ જનનું કર્ત્તવ્ય છે."

બ્રાડલો: " મ્હારી અભિલાષા એ તરફ વળતી નથી."

ચંદ્રાવલી: "આપની વૃત્તિની પ્રધાન અભિલાષા સુંદરસિદ્ધિ

ઉપર ગુપ્ત રહેશે નહિ. અમે સાધુજન બળાત્કારે વૃત્તિ વાળતાં નથી; પરંતુ પ્રસન્નતાથી આપના મનોયોગને શાંત કરી સદ્‌ભાવનાથી ઉદાસીનતા નષ્ટ કરી શાંતિ આપીએ છીએ."

મિ. બ્રાડલો મૌન્ય ધારી રહ્યો.

ચંદ્રાવલી: " ઉદાસીનતા, ઉન્નતિક્રમનો રોધ કરનાર છે. તમારૂં અતિ દુઃખ ન્યાય માધુર્યથી નષ્ટ થશે."

મિ. બ્રાડલોના હૃદયમાં ઉત્કમ્પ પ્રકટ્યો. ચક્ષુમાં આંસુ ભરાયાં. ઓષ્ઠ બંધ થઇ ગયા.

ચંદ્રાવલી: "મહાશય, આપ જેવા નિખાલસ અને પવિત્ર અંતઃકરણવાળાનું સત્વર કલ્યાણ સંધાશે. સુવર્ણગિરિ ઉપર પધારેલા અતિથિ ઉપર અદ્રશ્ય સત્તાઓ સર્વદા કલ્યાણ વર્ષાવે છે અને સર્વ સંકટોને ભસ્મીભૂત કરી હૃદયશલ્યને ચૂર્ણ કરી આનંદામૃતથી પૂર્ણ કરી અભ્યુદયને વિકસાવે છે."

બ્રાડલો ચમકી ઉઠ્યો ને ઊંચું જોઇ, "સાધુ જનનું વાક્ય ફળો." એમ કહી વંદન કર્યું.

સર્વ મંડળ આશ્રમમાં ગયું. નાના પ્રકારના આનંદમાં કાળ વ્યતીત થતાંજ ગુરૂની સમાધિ ઉતરવાનો સમય પ્રકટ થયો. સર્વે સાવધાન થઇ આજે ગુરૂ દર્શને જવા તત્પર થયાં.

ચિરંજીવી શ્રૃંગના શિખર ઉપર આવેલી સૌમનસ્ય ગુહા અને તેની પાછળ આવેલી વસંતગુહાથી પણ દૂર આવેલી સિદ્ધપીઠ નામની ગુહામાં મહાત્મા શ્રી વિષ્ણુદાસજી સમાધિમાં બિરાજેલા હતા. પદ્મશ્રૃંગ અને ચિરંજીવી શ્રૃંગ વચ્ચે ઊંચા નીચા ખડકોમાં, ભયંકર ઊંડી ખીણોમાં અને ધાડી ઝાડીનાં વનો અને ઉપવનોમાં થઇને જવાનો બે કલાકનો માર્ગ હતો. એ શ્રૃંગનાં શિખર ઉપર યોગીઓના ઉપયોગમાં આવે એવી આશરે પચાસ પોણોસો ગુહાઓ આબાદ હતી. તેમાંની કેટલી કુદરતી રીતે સ્વાભાવિક હતી અને કેટલીક પ્રાચીનકાળના મહાત્માઓએ કારીગરો પાસે કોતરી કઢાવી યોગાભ્યાસ માટે અનુકૂળ કરી હતી. મુખ્ય મુખ્ય ગુહાઓમાં હઠપ્રદીપિકામાં વર્ણવેલા નિયમોનો આધાર લીધો હતો.

સિદ્ધપીઠની ગુહા ઊંડાણની ખીણમાં હતી, પરંતુ ગુહા કોતરનારાઓએ એવી અદ્‌ભુતતા વાપરી હતી કે ત્યાં સૂર્યનો પ્રકાશ યથાસાંગ પહોંચતો હતો. આ ગુહાનો સભાખંડ પચાસ ગજના વિસ્તારવાળો

હતો. ગુહાના ખંડો સભાખંડની નીચે ત્રણ માળમાં કોતરેલા હતા. ત્રણે ખંડ ભવ્ય હતા અને તે ઉત્તરોત્તર એક બીજાથી નીચા હતા, છતાં ત્યાં હવા અજવાળું સરખી રીતે પ્રવેશ કરતું હતું. ઊંચેના ખડક પ્રદેશમાંથી જળનો પ્રવાહ ઊંચેથી નીચેની ખીણમાં થઈ ગુહા પાસેથી વહેતો હતો. તેમાંથી જળ લેવાનું સાધન ત્રણે માળમાંથી સુગમતા ભરેલું રાખ્યું હતું. ગુહાના બાજુના ભાગમાં બારીઓ હતી. તે બારીઓ બહાર દૃષ્ટિ કરતાં ખીણના પ્રદેશમાં પુષ્પલતાઓ, દિવ્યલતાઓ તથા યોગ્યાભ્યાસમાં કામ લાગે એવાં કંદમૂળો દૃષ્ટિગોચર થતાં હતાં. તે લેવા મૂકવાની અનુકૂળતા ત્રણે માળમાંથી સરખી થતી. આ રચના મનોહર, ચિત્તાકર્ષક અને દરેક માળમાં યોગાભ્યાસમાં બેઠેલા યોગીઓને એક બીજાને અડચણ ન થાય એમ સંપૂર્ણ અનુકૂળ થાય એવી હતી અને શીત ઉષ્ણતાના દોષથી રહિત હતી. સિદ્ધપીઠની ગુહામાં પરમ સિદ્ધિ પામ કરનારા સિદ્ધોનેજ દાખલ થવા દેતા, કે શ્રીગુરૂને પરમ સિદ્ધિ ઉદ્‌ભવાવવી હોય ત્યારે પોતે તેમાં સમાધિષ્ઠ થતા. અનધિકારી જનને એ ગુહામાં પ્રવેશ કરાવવામાં આવતો નહિ અને અધિકારી સિદ્ધોને સિદ્ધ કરવા માટે તેમાં લાવ્યા સિવાય રહેવાતું નહોતું. એ ગુહાના સભાખંડમાં આવતાંજ મનોમય કોષમાં રહેલાં અનંત જન્મનાં ચારિત્ર્ય ઉદ્‌ભવતાં, અનધિકારીને ભયંકરતા આપતાં અને સિદ્ધ જનોને પરિપક્વ દશાએ પહોંચાડતાં.

યદુશૃંગ ઉપરનું સર્વ મંડળ સિદ્ધપીઠ તરફ જવા તૈયાર થયું. યોગીઓના સમૂહે, પ્રભુસ્મરણના મંગળધ્વનિથી, ડફ, ઝાંઝર, નોબત અને ઘંટોના નાદથી અને શંખોના ધ્વનિથી મહાન્ ગર્જના ગજાવી મૂકી. તેમનો મધુર કોમળ સુસ્વર સર્વ સ્થળે પ્રસરી રહ્યો. એ સ્વર ગિરિ ગુહાઓ અને કંદરામાં તથા ગગનમંડળમાં ગર્જી રહ્યો. પર્વતના શિખરોથી તે છેક નીચેના પ્રવેશ સુધી પડઘા પાડી રહ્યો.

તપતેજનાં વિભૂતિ ઐશ્વર્યથી અપ્રતીમ મહત્તા પામેલા રાધેદાસ, વિહાપુરી રાધેદાસ, સુંદરદાસ સૂરદાસ, જ્ઞાનભારતી અને માયાપુરી આદિ અનેક સિદ્ધજનો, ચંદ્રાવલી, ભક્તિમૈયા, મોહિનીમૈયા, વામનીમૈયા અને બિન્દુમતી આદિ અનેક યોગિનિઓ, આનંદ ઉદધિ ઉભરાવતાં એકત્ર થયાં છે. તેમની સાથે મિસ રહોરા અને મિ. બ્રાડલો પૂજ્ય ભાવથી ભળ્યાં. સર્વ મંડળ સિદ્ધપીઠ તરફ

વળ્યું. અનેક ઝાડ તાડ અને પહાડી જંગલના વિકટ ભાગને વટાવતાં, ખીણુ, કોતરો અને ખડકોને અતિક્રમણુ કરતાં સૌ સિદ્ધપીઠ પાસે આવી લાગ્યાં.

સિદ્ધપીઠનો પ્રદેશ, યોગ વિભૂતિની સિદ્ધિઓથી મંગળમય ચમત્કાર દર્શાવી રહ્યો હતો. જ્યોતિર્લતામાંથી અનંત દિવ્યજ્યોતિ વિદ્યુત્ પ્રકાશ પાડી રહી હતી. સૌગંધિત દિવ્ય લતામાંથી દૈવી પરિમળ પ્રસરી રહી હતી. મધુર કલરવ કરી રહેલાં અનેક પક્ષીગણો કર્ણેંદ્રિયને તૃપ્ત કરી રહ્યાં હતાં. ક્રૂર અને હિંસક પશુઓ ક્રૂરતાનો ત્યાગ કરી વ્યાઘ્ર મૃગ સાથે અને મયુર સર્પ સાથે આનંદ કલ્લોલ કરી રહ્યાં હતાં. આ સાથે વિરાગની, ત્યાગની ને પ્રભુતાની અનંત વિભૂતિ લીલા વિસ્તારી રહી હતી. આ અપૂર્વ સંજોગોથી મિસ ફ્લોરા અને બ્રાડલો સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં.

રાધોદાસ અને વિહારપુરી સિદ્ધપીઠની છેલ્લી ગુહામાં ગયા. તથા ગુરૂશ્રીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એટલામાં તો સમાધિમાંથી ગુરૂચક્ષુ ઉઘડયાં, વિહારપુરીએ શંખનાદ કીધો અને ઉપરના મંડળે યદુનંદનની જય ગર્જના ગર્જાવી મૂકી. વિષ્ણુદાસ મહારાજ નીચેથી સભાખંડમાં આવ્યા. સર્વેએ સાષ્ટાંગ પ્રણામ કર્યા.

મિસ ફ્લોરા અને મિ. બ્રાડલોએ પણ તેમનું અનુકરણ કર્યું. સર્વ મંડળ અર્ધગોળાકારમાં ગુરૂ સમક્ષ બેઠું. ઉચ્ચ આસન ઉપરથી વિષ્ણુદાસની દૃષ્ટિમાંથી અમૃત વરસવા માંડયું. સર્વના મનચિંતિત મનોરથ પુરાતા જણાયા. આનંદ તપનો ઉદધિ ઉભરાવા માંડયો. મિ. બ્રાડલોના મનોમય કોષમાંથી અનંત ચિત્રો તેને ભડકાવવા તથા ભમાવવા લાગ્યાં. તેનું મુખ નિસ્તેજ થતું યોગ અને યોગની વિભૂતિ માટે શંકાસ્પદ થવા લાગ્યું. તેના મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયોઃ "શું ગોરખે જાલંધરને સુવર્ણનો ગિરિ બતાવ્યો હતો એ સત્ય? ના, ના ગપ્પાંજ! યોગી પાસે ભસ્મ અને ભગવું એજ દેખાય છે. ત્યાં વળી આવી ભાવનાઓ શી? નારદ, વિશ્વામિત્ર અને વાસિષ્ઠ એ સર્વ ત્રણે લોકમાં વિચરતા એ શું સત્ય? ગપ્પાંજ! અનંત પ્રદેશમાં જોઇ શકે, શ્રવણ કરી શકે, વાર્તાલાપ કરી શકે, દર્શન દઇ શકે, જઇ શકે, અપ, તેજ, વાયુ અને આકાશમાં વિચરી શકે તેમજ અગ્નિમાં પ્રવેશ કરી શકે એ શું સત્ય? આ કુદરતથી પ્રતિકૂળ કેમ સત્ય મનાય?"

અનેક વિચારોથી મ્લાન હૃદયમય થયેલા બ્રાડલો ઉપર વિષ્ણુ-

દાસ મહારાજની દૃષ્ટિ ઠરી. ગુરૂએ પાસે આવવા સંજ્ઞા કરી.

વિષ્ણુદાસે સપ્રેમ પ્રશ્ન કર્યો: "આપનું હૃદય સંશયાત્મક છે ?"

બ્રાડલો સન્મુખ ગયો, પણ નિરુત્તર રહ્યો.

વિષ્ણુદાસ: "યોગ વિભૂતિની સત્યતા ને શુદ્ધતાનું રહસ્ય દૃષ્ટિગોચર કરવું છે ?"

મિ. બ્રાડલો: "વિદ્યા અને વિભૂતિમાં ફેર છે. વિદ્યા એ દાર્શનિક કળા છે અને વિભૂતિ એ અગમ્ય કહેણી છે."

વિષ્ણુદાસ: "વિભૂતિ એ સાત્વિક કળાનું રહસ્ય છે કહેણી કે ગપ્પાં નથી અને વિદ્યાકળા એ સ્થૂળ સંસ્કારમાં દ્રષ્ટિભૂત થતું કૌશલ્ય છે. અર્થાત્ આધ્યાત્મ બળથી ઉત્પન્ન થતું બળ એ વિભૂતિ છે અને બુદ્ધિતંત્રથી પંચમહાભૂતના બળને સ્થૂળ દૃષ્ટિમાં દીપાવવું એ કળા છે. વિદ્યા તો બન્ને છે. સ્થૂળ વિદ્યાવાદીઓ યોગની પ્રાચીન કળાઓમાંની કેટલીકને સ્થૂળ ક્રિયાથી પામ્યા છે અને હજી પામશે તે સત્ય છે, એમ તમે માનો છો અને જાણો છો. દૂરથી શ્રવણ કરવું, ટેલીફોન તથા વાયરલેસ ટેલીગ્રાફ,આકાશમાં અનંત દૂરના પ્રદેશમાં જઈ શકવું, (બલુન તથા ઍરશીપ) આ બધું તમને સ્થૂળ વિદ્યામાં સત્ય થાય છે તો આધ્યાત્મિક વિદ્યાકળાના બળમાં શંકા શી?"

મિ. બ્રાડલો: "હૃદયતંત્ર એ કેમ સ્વીકારે ?"

વિષ્ણુદાસ: "હૃદયપદ્મ ને સાધુ સમાગમ એ સૂર્ય પેઠે ઉઘડે છે."

મિ બ્રાડલો: "હૃદયપદ્મ કેમ ખુલે ?"

વિષ્ણુદાસ: "સૂર્ય કિરણ તો સર્વત્ર પડે છે; પરંતુ કમળ પુષ્પજ તેના સંબંધને સફળ કરે છે."

મિ. બ્રાડલો: "અવિદ્યાથી બીડાએલા હૃદયને ચક્ષુભિ સત્યં થઈ ક્યાંથી શાંતિ મળે ?"

વિષ્ણુદાસ: "સાધુ સમાગમથી સાધુતા ઉદ્‌ભવે છે અને સાધુવૃત્તિ સર્વ રહસ્ય જાણવાને પાત્ર છે."

મિ. બ્રાડલો: "પાત્રતાનો અધિકાર ક્યાં નિશ્ચિત થાય છે ?"

"લક્ષ્ય સ્વરૂપ ઇશ હાલ તમારા ઉપર કલ્યાણ વર્ષાવે છે, તેની અમી તમોને તૃપ્ત કરશે." એમ કહેતાં કહેતાં વિષ્ણુદાસ મહારાજે મિ. બ્રાડલોને પાસે ખેંચ્યો. દૃષ્ટિપાત કરી એક મંડળ કર્યું અને જળનું પ્રોક્ષણ કર્યું. દૃષ્ટિ લક્ષ પરોવવા આજ્ઞા કરી. બ્રાડલોની દૃષ્ટિ પરોવી એટલે રત્નખચિત સુવર્ણગિરિ દૃષ્ટિએ પડ્યો. તેની

આંખને વીંચી દીધી. વિષ્ણુદાસે ફરી એક મંડળ કર્યું. જળ પ્રોક્ષણ કર્યું. એક નાલિકા બ્રાડલોના ચક્ષુ સન્મુખ ધરી. બ્રાડલોની દૃષ્ટિ લંડનના પોતાના વેલ્સભુવનમાં ગઇ. મિસિસ ફૉસેટ અને મિ. ફૉસેટ વાર્તાવિનોદ કરી રહ્યાં છે. ત્યાંથી દૃષ્ટિ મુંબઈમાં સરસ્વતીચંદ્રના ભુવનમાં ગઇ. મિસ ફૉસેટ દૃષ્ટિએ પડી. એટલામાં વિષ્ણુદાસ મહારાજે બીજી નલિકા તેના કર્ણ આગળ ધરી. મિસ ફૉસેટે હાસ્ય કરવા સાથે ઉદ્‌ગાર કહાડયોઃ "ભાઇ, હું આવું છું. ઈંગ્લેન્ડથી નીકળી મુંબઇ આવી ચુકી છું. હવે તમારી સમીપ આવું છું." બ્રાડલો તો આ દેખાવ જોઇ સ્તબ્ધ થઇ ગયો.

વિષ્ણુદાસઃ "આપની ઇચ્છાનું ફળ દાર્શનિક થયું છે અને બાકી રહેલું સ્પષ્ટ દૃષ્ટિગોચર થશે. અધિકાર આવ્યે સર્વે સિદ્ધ થાય છે."

બ્રાડલોઃ "મ્હારા ક્ષુદ્ર હૃદયને અધિકાર ક્યાં છે ?"

વિષ્ણુદાસઃ

**"क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांति निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥"**

(ગીતા. અ. ૯ શ્લોક ૩૧)

"કૃષ્ણ પરમાત્મા બોધ કરે છે કે બહુ સમયનો દુરાચારી પણ ધર્મમાં પ્રીતિવાળો થવાથી મહાન્ વૈરાગ્યવાન્ થઇ શકે છે, તો અધિકારી થવામાં તમે નિરાશા કેમ ધારો છો ?"

બ્રાડલોઃ "ભગવન્! મ્હને નિરાશાજ પ્રિય છે. મ્હારી આશાઓ વિષ રૂપ છે."

વિષ્ણુદાસઃ "અતિ સૂક્ષ્મ અંતરંગમાં વિષરૂપે સાલતી આશા જ્યારે પરિપક્વ દશાને પામે છે ત્યારે હૃદયપાવક કૃપાનાથ કૃપાનો વર્ષાદ વર્ષાવી કલ્યાણ અનુભવાવે છે ને વિષમય આશા તેજ અમૃત પેરે અમી પ્રસરાવે છે."

બ્રાડલોએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યોઃ "તે ક્યારે અનુભવાશે ?"

વિષ્ણુદાસઃ "સત્વર."

સર્વે મંડળે ગુરૂવાક્ય નીકળતાંજ યદુનંદની જય ગર્જના ગર્જાવી, પરંતુ બ્રાડલો તો અણચિંત્યો ચમક્યો હોય તેમ બ્હેબાકળો બની ગયો. તેનાં નેત્રોએ તેના હૃદય સામું જોયાંજ કર્યું.

વિષ્ણુદાસની દૃષ્ટિ ચંદ્રાવલી તરફ આકર્ષાતાંજ તેણે કર્ણ સતેજ કર્યા. "દેવી, બિન્દુ અને મધુરી આદિ મંડળ આનંદમાં તો છે ?"

ચંદ્રાવલીઃ "યદુનંદનના કૃપાપ્રસાદ અને આપના પ્રતાપથી સુંદરગિરિ ઉપર સર્વે આનંદમાં છે. સુંદરગિરિ ઉપર પગ મૂકનાર પણ પાવન થાય છે. નિમ્ન દેશમાંથી આવેલા પણ સુઆશ્રયથી સુશ્રેય સાધે છે! અપવાદ ફક્ત મ્હારી મધુરીનો છે. મધુરીના કુશળ શું કહું?"

એમ કહેતાં કહેતાં તેનાં નેત્રમાં આંસુ ભરાઇ ગયાં. હૃદયમાં દયાર્દ્રતાનો ઉભરાયલો ઉદધિ ઉછળતો જણાયો. નેત્રને ગુરૂ ઉપર નાંખી પોતાના હૃદય સામે વાળ્યાં.

વિષ્ણુદાસઃ દેવી, મધુરીના મધુર ઐશ્વર્ય માટે શંકા શી?"

નેત્રમાં જરા દીનતા અને આશ્ચર્ય દર્શાવતાં ચંદ્રાવલી બોલીઃ "સાધુ જનનું વચન અમૃતમય છે, પરંતુ મધુરીના દુઃખનું સ્મરણ થતાંજ હૃદયથી ખમાતું નથી. સતગુરૂનું શરણ થવા છતાં પણ અવધિ નથી."

વિષ્ણુદાસઃ "દેવી, ત્હારી મધુરીનું સકળ ઐશ્વર્ય સધાય અને સૌભાગ્ય સુધરી જાય તો કેવું?"

સાનંદાશ્ચર્યથી પણ કમ્પતા હૃદયથી અતિ નમ્ર વદનકાન્તિ કરી હાથ જોડી ચંદ્રાવળી બોલીઃ "કૃપાનિધાન, રંક મધુરીનું એટલું બધું હાસ્ય થાય! સકળ ઐશ્વર્ય સુધરે પરંતુ સૌભાગ્યવતી કેમ થઈ શકે? મૃત પતિનું જીવન કેમ સંભવે? ગત પતિનું જીવન સંભવિત છે તો તેવી સૌભાગ્ય દશા કલંકિત છે. મ્હારી મધુરીને કલંકિત જોવા ઇચ્છતી નથી. મ્હારી મધુરી નિષ્કલંક રહે એજ ભાવના છે. નિષ્કલંક સૌભાગ્યની ઇચ્છા કોને ન હોય?"

વિષ્ણુદાસ; "તમારી હૃદયભાવના ફળીભૂત થાઓ."

ચંદ્રાવલીઃ "અસંભવિત સંભવિત કેમ થાય? સાધુજનના ઉદ્‌ગાર સત્ય અને શાંતિના દાતા છે. તે ઉદ્‌ગાર ભ્રમણા કેમ ઉત્પન્ન કરે છે?"

વાક્ય પૂર્ણ થતાં પહેલાં હૃદયમાં ઉત્કમ્પ સ્પષ્ટ થયો ને ચક્ષુમાંથી આંસુ વહેવા લાગ્યાં.

વિષ્ણુદાસઃ "ચંદ્રાવલીજી, ક્ષમા કરો. સત્ય ભાષણની અસંભાવના નથી. સમાધિ અંતે સત્યજ પ્રત્યક્ષ થાય છે."

ચંદ્રાવલીઃ "સૂક્ષ્મ વિભૂતિ કળાની હું જ્ઞાતા નથી. આપના સૂક્ષ્મ ભેદની પરિભાષાને મ્હારી સ્થૂળ બુદ્ધિ પહોંચી વળતી નથી."

વિષ્ણુદાસઃ "તમારા પક્ષપાતનું સ્થાન, ભુમંડળનું રત્ન, તપસ્વિનીઓનું મહાન્ દૈવત, સંસારનાં કલ્યાણની મેધાવી, વિદ્યા કળાની અધિદેવી અને અલખ ભગવાનની કૃપા પાત્રનું, સૌભાગ્ય અને સર્વ ઐશ્વર્ય સધાય એમાં શંકા શી?"

એમ ઉચરતાં ઉચરતાં વિષ્ણુદાસે જલાંજલિથી સાવધાન કરી, નેત્ર આકર્ષણથી બાળકોને સંબોધી શબ્દધ્વનિ પ્રકટાવ્યોઃ "મહાશય, આપજ પ્રમાદધન છો અને કુમુદના સ્વામી છો."

પ્રમાદધન પ્રેમદ્રવિત અંતઃકરણથી સાષ્ટાંગ પ્રણામ કરતો કરતો બોલ્યોઃ "મહાત્મા, આપ ધર્મની અને સિદ્ધિની અપૂર્વ ચૈતન્યમૂર્ત્તિ છો."

સર્વ મંડળ આશ્ચર્યચકિત થયું ને મહાન્ ઉત્સાહમાં પ્રેરાઈ ગયું. ઘંટારવ તથા શંખનાદો કર્યા. યદુનંદનની અને વિષ્ણુદાસની જયગર્જના ગર્જાવી મૂકી.

વિષ્ણુદાસ મહારાજે મધુરી મૈયાની જય પોકારી. સર્વેએ જયને અનુમોદન આપતાં આપતાં ગગનમંડળને ગજાવી નાખ્યું.

પ્રમાદધને ચંદ્રાવલી મૈયાની જય બોલાવી અને સર્વેએ તેને ઉપાડી લીધી.

વિષ્ણુદાસઃ "આપ અને મધુરી, ચંદ્રાવલીના પક્ષપાતી થવાથી થવાથી સિદ્ધ જનોએ વિક્ષેપનાં આવરણને નષ્ટ કરી તમારા કલ્યાણ માર્ગને ઉદ્દીપન કર્યો છે. મધુરીના મહાન્ તપ પ્રભાવ અને મનોનિગ્રહથી મહાન્ ઐશ્વર્ય સિદ્ધિ આધીન થઇ ગઈ છે. યોગની યુક્તિઓના વિધાનથી અને અધ્યાત્મબળના પ્રભાવથી ત્રણ લોકમાં તેની માન્યતા ગણાઇ ગઈ છે. વાસિષ્ટ અને નારદની મહાન્ શક્તિઓ એને નિમિત્ત થઇ છે. સિદ્ધલોક, મહર્લોક અને તપઃલોકની પ્રીતિ એના ઉપર વરસી રહી છે. નભમંડળ અને નક્ષત્ર મંડળમાં એની મહત્તા માન્ય થઇ ગઈ છે. એના બુદ્ધિઐશ્વર્ય ઉપર શંકાશીલ થશો નહિ. પામર અજ્ઞ જનોની નિંદા સ્તુતિથી ઠગાશો નહિ. તેમ તમારે માટે ખાસ કહેવાની આવશ્યકતા છે કે એકદેશી અનુભવથી, વિદ્યાથી, વાણીના વેગમાં ઝપાટાબંધ તણાઓ છો તેમ તણાતા નહિ. મહાન્ સજ્જનના ધારી, અધ્યાત્મબળમાં અચળ રહી જનમંડળનું કલ્યાણ કરવામાં લક્ષ રાખજો. પરમ શુદ્ધ બુદ્ધિથી ધૈર્ય રાખી, શરીરાદિને નિયમમાં રાખી શબ્દાદિ પાંચ વિષયોને

ત્યાગી, રાગદ્વેષનો ત્યાગ કરી, લક્ષ્યાત્માને લક્ષ્ય કરવા મન દોરજો. યમ, નિયમ અને અષ્ટાંગ યોગાદિના દઢ અભ્યાસથી મન, વાણી અને કાયાને જીતવા નિરંતર ધ્યાનયોગપરાયણ થવામાં પ્રમાદ ધરતા નહિ. સતશાસ્ત્રવિરૂદ્ધ અસતનો આગ્રહ, તથા કામ, ક્રોધ, અને મદનો પરિત્યાગ કરી સર્વ વિક્ષેપોથી રહિત થવા યત્ન કરજો. શ્રવણ મનનો સુદઢ અભ્યાસ રાખી સ્થૂળ, સૂક્ષ્મ અને લિંગ શરીરથી તમારા આત્માને પ્રથક્ સમજજો ને સર્વભૂતોમાં રાગદ્વેષ રહિત થઇ સર્વવ્યાપકરૂપ પરિણામવાળો અને જે સત્ય જ્ઞાનને આનંદ રૂપ છે તેને જાણવા, નિદિધ્યાસનને સાધ્ય કરવા પ્રમાદ કરતા નહિ. નિષ્કામપણે સર્વ કર્મો આદરતાં વિવેકયુક્ત ચિત્ત વડે લૌકિક વૈદિક સર્વે કર્મો અલક્ષ્ય પરાવર—પરબ્રહ્મનું લક્ષ્યાત્મ નિધિ સ્વરૂપ જેને સંસાર ઇશિને નામે ઓળખે છે તેને અર્પણ કરી, મન, વાણી અને શરીરથી તેને શરણે જઇ, સમાધિરૂપ ઉત્તમ શાંતિ પામવા યત્નશાળી થજો. તમને દેહશુદ્ધિ આદિ પ્રાયશ્ચિત્તથી સુસંસ્કારી કરવા સાથે ગીતામાં બ્રાહ્મીય કર્મનાં લક્ષણો વર્ણવેલાં છે તે લાવવા આજ્ઞા કરૂં છું અને તમે યત્નશીલ થશો તો તેનાં સંપૂર્ણ રહસ્યો તમારામાં ઉદ્દભવો એવી આશીષ આપું છું.

शमो दमस्तपः शौचं, क्षांतिरार्जव मेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥ +

"મનને વશ રાખવું, ઇંદ્રિયોને વશ રાખવી, શરીરને નઠારાં કર્મોથી રોકી સારાં કામોમાં લગાડવું, શરીરની તથા મનની શુદ્ધિ, દુર્જનોએ કઠિન વચનોથી નિરાદર કર્યા છતાં મનમાં ક્રોધાદિ વિકાર ઉપજવા ન દેવા, કુટિલતાથી રહિતપણું, જ્ઞાન વિજ્ઞાનમાં આસ્તિક બુદ્ધિ એ નવ બ્રાહ્મણોનાં કર્મો છે."

પ્રમાદધને વિષ્ણુદાસજીને પુનઃ સાષ્ટાંગ પ્રણામ કર્યા. સર્વેએ યદુનંદનની ગર્જના કરી. ચંદ્રાવલી વિષ્ણુદાસને ચરણે પડી અને ઉઠતી ઉઠતી બોલીઃ "મહાત્મા! મ્હારી મધુરી ઉપર આપે અપૂર્વ કૃપા પ્રસાદ વર્ષાવ્યો છે. આપના અમૃતોદ્દગારથી મહાન્ તૃપ્તિની હેલી વહી રહી છે." તેનાં નેત્રમાં આનંદાશ્રુ ભરાઈ ગયાં. હાથ જોડી પ્રેમાશ્રુથી ન્હાતી ફરી બોલીઃ "મહાત્મા, મ્હારી મધુરીને દર્શને બોલાવું?"

+ (ગીતા. અધ્યાય ૧૮ શ્લોક ૪૨.)

વિષ્ણુદાસઃ "મહાદેવી, મધુરી મૈયા ઉચ્ચ સંસ્કારને પામી, ઉચ્ચ દશાના અનુભવથી મહાન્ વિભૂતિને પામી છે. તેને અદ્રશ્ય સત્તાઓને અષ્ટ સિદ્ધિ, નવ નિદ્ધિ, પંચતત્ત્વો અને સપ્તલોકની અધિકારી બનાવી છે. એનો પ્રકાશ ભારતવર્ષમાં વિલસી જગત્ માત્રમાં પ્રકાશિત થનાર છે. તેના મહા ઉન્નતિકાળનો અરૂણોદય થઇ રહ્યો છે. એના હૃદયોદ્ગાર શ્રવણ કરવાને મિથ્યા કાળક્ષેપ કરવાનો હાલ અવકાશ નથી. મધુરી તથા પ્રમાદધનના પિતાના હૃદયના સાંત્વનાર્થે, તથા પરમ દુઃખની પૂર્ણાહુતિના આનંદ અર્થે સત્વર તેમને સુવર્ત્તમાન મોકલવાની આવશ્યકતા છે અને સુવર્ણપુરમાં સત્વર બધાં આવી મળે એવી અંતઃ ઇચ્છા છે. તમે પાસે આવો. આ મંડળમાંથી સર્વેને સુવર્ત્તમાનના ધ્વનિથી આનંદિત કરો અને પ્રત્યેક જનોને પ્રત્યેક વિમાન (એૅર શીપ) સત્વર મોકલી રાજરાજેશ્વરમાં જવા અનુમોદન આપો."

ચંદ્રાવલી સાનંદાશ્ચર્યથી પ્રેમ હર્ષિત થયેલી ગુરૂના પાદ પાસેના મંડળ પાસે ગઇ. મંડળમાં દ્રષ્ટિ કરતાં અદ્ભુતતા નિહાળી. હાથમાં નળિકા લીધી. નેત્ર અને હૃદયનો સંયમ કર્યો. મનોદ્ગાર નીકળતાંજ તેને સ્થાન અને પુરૂષો દ્રષ્ટિગમ્ય થવા લાગ્યા.

બુદ્ધિધનને રાજરાજેશ્વરમાં સુવર્ત્તમાન પહોંચ્યા.

વિદ્યાચતુર, ગુણસુંદરી, સુંદર કાકી અને કુમુદને રત્નનગરીમાં પહોંચ્યા.

સરસ્વતીચંદ્ર, કુસુમ અને મિસ ફ્રાસેટને મુંબઇમાં પહોંચ્યા.

ચંદ્રકાન્ત, ગંગા ભાભી અને સકળ સભ્ય મંડળોને કલ્યાણગ્રામમાં પહોંચ્યા.

વર્ત્તમાન સાથે ગુહાના દ્વાર ભાગમાંથી એક એક વિમાન તે દિશા તરફ ચાલવા લાગ્યું. આશ્ચર્ય કતૂહલથી સાનંદાશ્ચર્ય પામેલું સર્વ મંડળ સ્તબ્ધ થઇ ગયું.

વિષ્ણુદાસે કલ્યાણ દ્રષ્ટિથી અમી વર્ષાવતાં ચંદ્રાવલી અને રાધેદાસને પ્રમાદધન સાથે સુવર્ણપુર જઇ સર્વને સાંત્વન આપવા આજ્ઞા કરી. ફરી સમાધિમાં બેસવા વૃત્તિ દર્શાવી. સુવર્ણગિરિ ઉપરના મુખ્ય સંતો તથા ચંદ્રાવલી આદિ સાધ્વિઓ, પ્રમાદધન તથા મિસ ફ્લોરા સાથે દૈવી કૃપાથી ઉત્પન્ન થયેલા એૅરશીપમાં બેસી સુવર્ણગિરિ તરફ રવાના થયાં. સાધુ જનોએ જય જયના ઉદ્ગા-

રની ગર્જનાઓ કરી અને મહાત્માશ્રી સમાધિષ્ઠ થયા. સુવર્ણગિરિ ઉપર આનંદનો ઉદધિ ઉભરાઇ રહ્યો.

ગગનમંડળનો ભેદ કરતું ઍરશીપ (વિમાન) સૂં સૂં સુસવાટા કરતું ગતિમાન થઈ રહ્યું છે. અંદર બેઠેલી મિસ ફ્લોરાએ પ્રફુલ્લ અભિમાનથી સાનંદાશ્ચર્ય દર્શાવતાં હાથથી પ્રમાદધનની પીઠ પંપાળતાં ને વિશ્રાન્તિ આપતાં વિનોદમાં કહ્યું: "મિ. બ્રાડલો, તમારી હૃદય ગુહાનું ગાંભીર્ય અતિ મહદ્ છે. આટલો બધો કાળ સમિપમાં રહેવા છતાં પણ હૃદય વેદનાનો મંદ પ્રકાશ પણ અનુભવાવ્યો નથી. આપના હૃદયની આવી નિષ્ઠુરતાથી, વિદ્યાચતુરની કુટુમ્બ વત્સલતામાં મ્હારી કેવી દશા તમે કરી છે?"

નીચી દૃષ્ટિથી મંજુલ મુખને મલકાવી શરમના ભારથી પાછી દૃષ્ટિને નિચી કરી અને પ્રતિઉત્તર કર્યો: "આપના મધુર ઠપકા માટે નિરૂત્તર છું. પરંતુ આપે આન્તરિક ચક્ષુથી હૃદયમાં પ્રવેશ કર્યો હોત તો તમારા જેવાં મેધાવીને અંતઃવૃત્તિની પરીક્ષા અસાધ્ય નહોતી."

મિસ ફ્લોરા: "વાહરે! દોષ તો મ્હારે શિરજ રાખ્યો."

આનંદ કુતૂહલમાં ભાગ લેતાં, ચંદ્રાવલીના મુખમાંથી મધુર અને ગંભીર વાણી પ્રસાદનો પ્રવાહ પ્રવાહિત થયો: "મહાશય, આપની હૃદય વાસના જ્વાળાની વિપપ્રભા, બિન્દુ અને વામની આદિ દેવીઓના હૃદયાકાશમાં પ્રકાશિત થઇ હતી; પરંતુ સાધ્વી મધુરીના આપ આપ્ત છો એ મ્હારી આવરણ પામેલી હૃદયવૃત્તિને સૂઝ્યું નહિ, એ આપની અગમ્ય દુર્ભેદ્ય હૃદયગુહાની મહા ખુબી છે અને અમે તેમાં ચાંચ પણ પોરવી શક્યાં નહિ, એ આપના હૃદયતંત્રની દુર્ભેદ્યતાનું મહાન્ મહાત્મ્ય છે."

લજ્જાથી નીચું જોઇ પ્રમાદધને ઉત્તર કર્યો: "મહાદેવી, મહાન્ પ્રાયશ્ચિત્તથી પ્રજળી રહેલાના હૃદયને વચન પ્રવાહથી કમ્પાવો ના."

ચંદ્રાવલી: "મહાભાગ, આપના હૃદયમાં મહાન્ શાંતિની વિભૂતિ પ્રકટાવવા ગુરૂ મહારાજની કૃપા વર્ષી રહી છે. દેવી મધુરીના ચિંતામણીરૂપી સંસર્ગથી દુર્ભેદ્ય ચિંતા નાશ પામી મહાન્ ઐશ્વર્યની વિદ્યુત્ ચળકશે અને શાંતિ, પુષ્ટિ, તુષ્ટિના કલ્યાણમેઘ વર્ષાવશે." એમ કહેતાં કહેતાં ગદ્‌ગદિત થયેલા પ્રમાદધનના ચક્ષુપ્રદેશ સુધી કરને લંબાવી સાડીનાં પલ્લવથી લોચન લુછી મસ્તકે હાથ મૂક્યો.

એ કર જોડી નમન કરતાં પ્રમાદધનને આભાર દર્શાવ્યો.

સુસવાટા મારતું વિમાન (ઍર શીપ) ગગન મંડળમાં પ્રયાણ કરી રહ્યું છે. એટલામાં દુન્દુભી નાદથી જયધ્વનિ કરતાં બીજાં વિમાનો દ્રષ્ટિગોચર થવા લાગ્યાં.

ચંદ્રાવલી પ્રેમધ્વનિ પ્રસરાવતાં ઉચરી: "જુઓ, પ્રમાદધનજી, આ વિદ્યુત્ ચમકારાથી ચમકતું, મધુર નાદથી આકર્ષતું મધુરી મૈયાનું વિમાન છે. આહા! તેની પાછળજ કુસુમ મૈયાનું વિમાન છે અને તેની લગોલગ ચંદ્રકાન્ત આદિનાં વિમાનનો સમૂહ પ્રયાણ કરી રહ્યો છે. જુઓ, જુઓ, કેવો મંગળ ધ્વનિ થઇ રહ્યો છે!"

રાધિકાસજીએ યદુનંદનની જય બોલાવી અને તેના પ્રતિધ્વનિરમાં ચંદ્રાવલીના જયઘોષ કર્ણ ઉપર પડ્યા.

બિન્દુએ મધુરીની જય ગર્જના કરી અને સર્વ વિમાનોમાં તે ગર્જી રહી. સર્વ વિમાનોની સંકલના એક બીજા સાથે જોડાવા લાગી અને મહાન્ વેગથી સુવર્ણપુર તરફ ધસવા લાગી. સુવર્ણપુરના રાજમાર્ગ ઉપર છાયા પાડતાં વિમાનો પ્રજાજનને આશ્ચર્યચકિત કરતાં રાજરાજેશ્વર તરફ વળ્યાં.

રાજ રાજેશ્વર સમિપ સંમેલન થતાં સર્વેએ યદુનંદનની જય ગર્જના કરી. ગગનમંડળને ભેદતી ગર્જનાએ સર્વેને આનન્દિત કર્યા. ત્યારે પ્રમાદધનના હૃદય ગર્ભને ગભરાવી, વિચલિત ચિત્ત શ્રેણીમાં મૂક્યો. તેણે પ્રેમ, આનંદ અને લજ્જાના ભારથી બ્હાવરાં બ્હાવરાં નિહાળ્યા કર્યું.

---

## પ્રકરણ ૨૨ મું

---

## રાજરાજેશ્વરમાં ભેટો

---

"જય જય દુન્દુભિ વાગે છે, મન હૃદય કર્ણ વિલસાવે છે;
સત્ય ધર્મ ધ્વજ ફરકાવે છે, તપઃચર્ણને સિદ્ધ મનાવે છે."

---

વાંચનાર! જે રાજરાજેશ્વરમાંથી વાર્તાનો જીવન પ્રવાહ પ્રવાહિત થાય છે તેજ સ્થાનમાં તેનું સંમિલન થાય છે. જે રાજરાજેશ્વર તમારા મનોરાજ્ય ઉપર સત્તા

ચલાવી રહ્યું છે તેજ રાજરાજેશ્વરના ગર્ભ ભાગમાં મનેન્દ્રિય દ્વારા પ્રવેશ કરી, ચક્ષુ વિકાસી, ચિત્તરૂપી ચિત્રપટ ઉપર ત્યાંનું ચિત્ર આલેખો. શંકરના દેવાલયના મધ્યમાં શંકર સમિપ બુદ્ધિધન હાથ જોડી બેઠેલા હતા. સંસારનાં દુઃખથી જરજરિત થયેલા તેના હૃદયમાં પત્નીધા તથા પુત્ર દુઃખ તાજાં થઇ આવવાથી તે કમ્પિત થઇ ધ્રુજી રહ્યું હતું. ગ્લાનિ પામેલા મુખ દ્વારા ભક્તિ રસથી દ્રવતા હૃદયમાંથી શંકર સ્તવન નીકળવા માંડ્યું:

"जय शंकर पार्वतीपते मृडशंभो शशिखंड मंडन ।
मदनांतक भक्त वत्सल प्रिय कैलास दया सुधांबुधे ॥
सदुपाय कथा स्वपंडितो हृदय दुःख शरेण खंडित ॥१॥
शशिखंड शिखंड मंडनं शरणंयामि शरण्यमीश्वरम् ॥२॥
महतः परितः प्रसर्प तस्तमसो दर्शन भेदिनो भिदे ।
दिननाथ इवस्व तेजसा हृदयव्योम्निमना गुदेहिनः ॥३॥
नवयं तव चर्म चक्षुषा पदवोमप्युंपवीक्षि तुं क्षमाः ।
कृपयाऽभयदेन चक्षुषा सकलेनेश विलोकयाशुनः ॥४॥
त्वदनु स्मृति रेव पावनी स्तुती युक्ता नहि वक्तुमीशसा ।
मधुरं हि पयः स्वभावतो ननुकी दक्सित शर्करान्वितम् ॥५॥
सविषोप्यमृतायते भवाञ्छव मुंडा भरणोऽपिपावनः ।
भव एव भवांतकः सतांसम दृष्टिर्विषमे क्षणोपिसन ॥६॥
अपिशूल धरोनिरामयो दृढ वैराग्यरतोऽपिरोगवान् ।
अपि भैक्ष्यचरो महेश्वर श्चरितं चित्र मिदंहिते प्रभो ॥७॥

વિયોગ દુઃખના ઉભરા સાથે આશાની આતુરતાના ભાવથી હૃદય કમળમાંથી નીકળતાં સ્તવન કાળે આંખ વિંચાઇ ગઈ હતી. હૃદય દ્રવિત થઈ રહ્યું હતું. શરીર કમ્પી રહ્યું હતું. તે કાળે નરભેરામે મંદિરમાં પ્રવેશ કર્યો ને દૃષ્ટિ ફેરવી. સ્તવનમાં–ધ્યાનમાં એક ચિત્ત થયેલાને અન્ય પદાર્થનું ભાનજ નહોતું. આ દશા અનુભવનારને શબ્દ પ્રહારથી જાગ્રત કર્યો. નરભેરામે કહ્યું: "બુદ્ધિધન ભાઇ, આમ તો જુઓ."

કર્ણદ્વાર ઉપર તેની અસર પહોંચીજ નહિ. ફરી કર્કશ વાણી પ્રહાર કર્યો: "હવે, એ બાવલાનું ધ્યાન કરવા કરતાં આમ તો જુઓ! આ તો પોલિટિકલ એજન્ટનો દૂત આવે છે. ભક્તિ ને બક્તી મેલો ને ઊંચો. આ કુચો આવે છે તેનું શું કરવું ?" કર્કશ શબ્દથી

ભક્તિમાં પ્રવેશેલા હૃદયે બહાર ડોકીયું કર્યું, ચક્ષુ ખુલ્યાં.

નરભેરામે પોલિટિકલ એજન્ટનો લખોટો બતાવતાં ફરી પ્રશ્ન કર્યો: "આ પોલિટિકલ એજન્ટ સાહેબનો કોઇ મિત્ર આવે છે. હવે આ દૂતનું શું કરવું છે? ધારૂં છું કે પરાણે પધારવું થાય છે! હવે એની આગતાસ્વાગતા માટે શું કરવું? આજે તો આવનાર છે."

બુદ્ધિધન: "ભાઈ, મ્હારા વ્યથિત અંતઃકરણને કંઇ સૂઝતું નથી. મ્હારૂં મન ખ્હેર મારી ગયું છે. તને સૂઝે તે કર."

નરભેરામ: "હલકાં માણસો રોજનાં રોજ ભુખ્યાં ડાંસ જેવાં! ખાઉં, ખાઉં, ને હાઉ, હાઉ સિવાય બીજી વાતજ નહિ. પારકે પૈસે ને પારકી મહેનતેજ મઝા! કહો, ભાઇ સાહેબ, રોજ ને રોજ તે કેમ પહોંચી વળાય? જાણે મીરજાદા! એટલો રોપ તો આપણા પ્રજાપ્રિય એમપરર પણ મારતા નથી. એક તોફાન મસ્તી પૂરી થઈ નથી ને વળી પાછી બીજી બલા! મ્હારૂં તો રાજીનામું લ્યો. હું તો થાક્યો. હલકાં માણસોની જુઠ્ઠી ખુશામદ અને કાલાવાલા હવે તો થતા નથી. એના કરતાં તો સાહેબ સારા. અધમ જનો ન કરે એ કર્મો રાજ્યદ્વારની નોકરી કરનારને કપાળે લખાયલાં છે. એવી સમજ હોત તો રજવાડી નોકરીમાં પેસતજ નહિ. તેમાં અન્નદાતા કરતાં એ મ્હોટા ખાં અને ત્રણ ભુવનનો ઇશ્વરજ જાણે. હવે આ જુલમ ખમાતો નથી. મુંગે મોઢે બેવડો માર છે. એ દુઃખનો છેડો નોકરી છોડયા સિવાય નથી."

શોકાગ્નિથી નમ્ર થયેલા હૃદયમાંથી ધ્વનિ નિકળ્યો: "ભાઇ, એમ શું કરો છો? રાજ્યદ્વારી તંત્રમાં એમ રોષ કરે પરવડે! રાજ્યનું તંત્ર તો ધૈર્ય અને ચાતુર્યથી ખેડવાનું છે."

નરભેરામ: "હલકી ટેવોવાળાં માણસ કુતરાં જેવાં છે. એ કુતરાંઓને જેમ જેમ ગળકો પડશે તેમ તેમ વખતો વખત ઉતરી પડશે. ભાઈ સાહેબ, મ્હને તો એનો ઘાટ ઘડવા દો. ભુખ્યાં ને તરસ્યાં થરથરી મરે ત્યારે મઝા પડે."

બુદ્ધિધન: "એ તે આપણા આતિથ્ય ધર્મને સંભવે! હલકાં હોય કે મ્હોટાં હોય. આપણે તો સર્વનો એક સરખો આતિથ્ય સત્કાર કરવો અને–" એટલામાં મંદિરના ગર્ભ ભાગમાંથી શબ્દ ધ્વનિત થયો. આશ્ચર્યચકિત થતા બંન્ને ચોગરદમ નિહાળવા લાગ્યા. ફરી શબ્દ ધ્વનિત થયો.

"બુદ્ધિધનભાઈ–બુદ્ધિધનભાઇ !"

"કોણ ?"

"હું ચંદ્રાવલી"

"ક્યાંથી આજ્ઞા કરો છો ?"

"સુવર્ણગિરિ ઉપર, ચિરંજીવી શ્રૃંગ ઉપરથી"

વિસ્મય પ્રફુલ્લ હૃદયે એક બીજાને નિહાળી રહ્યાં.

"આ શું ?"

"વાયરલેસ ટેલીગ્રાફ કહે છે તે તો નહિ ?" નરભેરામે ઉત્તર કર્યો.

"સાધુઓને ત્યાં એ ક્યાંથી ?" બુદ્ધિધને શંકા આણી.

"સાધુને ત્યાં સિદ્ધિનો અભાવ કેમ મનાય ? અનુભવો તો ખરા, જે થાય તે ખરૂં." નરભેરામે આતુરતાથી ધૈર્ય પ્રેર્યું.

"શી આજ્ઞા છે ?" બુદ્ધિધને નમ્રતાથી પ્રશ્ન કર્યો.

"વિષ્ણુદાસજી સમાધિમાંથી ઉઠયા છે. આપના સ્વર્ગસ્થ મનાતા પુત્ર પ્રમાદધનભાઇના આરોગ્ય વર્તમાન આપું છું."

આનંદ પ્રફુલ્લ નેત્રે આશ્ચર્યચકિત થતા બુદ્ધિધને સત્યના માટે શંકા આણી પ્રશ્ન કર્યો: "મૃગજળ જેવા વર્તમાન આપના અમૃતોદ્‌ગારમાંથી કેમ સંભવે ?"

ચંદ્રાવલી: "મહાભાગ, આપની પુત્રવધૂ તે મ્હારી મધુરીના તપાચરણના પ્રભાવથી અને ગુરૂશ્રીના કૃપાપ્રસાદથી અસંભવિત સંભવિત થયું છે."

બુદ્ધિધન: "હેં, આ શું ? સત્ય કે અસત્ય ?"

ચંદ્રાવલી: "અમો સર્વે ગુરૂ પ્રસાદિત વિમાનમાં બેસી સત્વર રાજરાજેશ્વરમાં આવીએ છીએ."

શ્રવણથી હૃદય આનંદ પ્રફુલ્લતાને પામ્યું. નરભેરામ ગણગણ્યો: "હું તો પેલા માટે આ ટાણે કંઇ જનાર નથી."

"એ તે કંઇ ચાલે ?" બુદ્ધિધને પ્રતિઉત્તર કર્યો.

"ના, આપણે તો આ અડિંગા નાંખ્યા." નરભેરામે દુરાગ્રહથી હઠ દર્શાવી.

"જાઓ, બરદાસી ખાતાના અધિકારીને સ્વાર સાથે વર્તમાન મોકલો ને એ સર્વ ભાર તેને શિર મૂકો." બુદ્ધિધને વચલો માર્ગ કહાડયો ને વિશેષ આજ્ઞા કરી કે: "અલક અને વનલીલાને સત્વર અત્રે મોકલવા સ્વારને સૂચના કરો."

સ્વાર વર્ત્તમાન લઇ રાજમાર્ગને ખેડતો પુરમાં દાખલ થઇ ગયો.

અલક અને વનલીલા રાજરાજેશ્વરમાં આવી પહોંચ્યા. એટલામાં તો ગગનમંડળમાં સુસવાટા મારતાં વિમાનો દષ્ટિગોચર થવા લાગ્યાં. પ્રમાદધન, ચંદ્રાવલી, રાધેદાસ, મિસ ફ્લોરા આદિ સર્વે સંતો નીચે ઉતર્યાં ને મંદિરમાં પ્રવેશ કર્યો.

રાધેદાસે બુદ્ધિધનને યદુનંદનની જય કહીને આશીષ આપી. પ્રમાદધન પિતાને સાષ્ટાંગ પડયો. પ્રેમથી ગદ્દગદિત થયેલા પિતા પુત્ર અશ્રુથી ભરેલાં ચક્ષુથી એક બીજા સ્હામું નિહાળી રહ્યા. એટલામાં તો કુમુદ, સુંદરકાકી, ગુણસુંદરી અને મનોહરી મંદિરમાં આવ્યાં.

મનોહરી જગતની અનુભવી અને નવીન કૌતુકની રસિયણ હતી. તે સર્વની પાછળ થઇ ગઇ અને સર્વના મનોભાવની ચિકિત્સા નિહાળવા લાગી. કુમુદને નિહાળતાં જ ચંદ્રાવલી પ્રેમોદ્દગાર કહાડતી માત્ર સ્નેહ વાત્સલ્યથી ધસીને ભેટી પડી.

" મધુરી, બેટા મધુરી. " મહા પરાકાષ્ટાએ એટલાં વચન ઉચ્ચારતાં ઉચ્ચારતાં તો નેત્રમાંથી પ્રેમાશ્રુ સ્ત્રવી પડયાં. કુમુદે ચંદ્રાવલીના હૃદયનો સંપૂર્ણ આશ્રય લીધો. હાથ ઝાલીને પ્રેમામૃત દ્રષ્ટિથી સંબોધતાં ચંદ્રાવલી બોલી :

" બેટા મધુરી, વર્તમાન ધર્મને સ્વીકારી ત્હારા સસરાને પ્રણામ કર."

પિતા પુત્ર પ્રેમોદ્દગાર કહાડી રહ્યા નહિ એટલામાં તો દેવી કુમુદે સાષ્ટાંગ પ્રણામ કર્યાં. બુદ્ધિધન હર્ષાનંદમાં પ્રમત્ત થઇ ગયો. તેનાં આશ્ચર્યચકિત થયેલાં ચક્ષુ વિકસી રહ્યાં. મહા પરાકાષ્ટાએ મુખમાંથી શબ્દ ઉચ્ચારી શકયો: " બેટા સૌભાગ્યવતી પુત્રવતી થાઓ. "

વાંચનાર, અસાક્ષાત્કાર ધારવામાં આવતી વસ્તુનો જ્યારે સાક્ષાત્કાર થાય ત્યારે ચિત્તની કેવી સ્થિતિ થાય છે તે તમેજ વિચારી લેજો. પુત્ર, પિતા, અને પુત્રવધૂ ઘણા કાળનાં ક્લેશાદિ સહન કર્યાં પછી પરસ્પર મળ્યાં હતાં. તેમ થવાથી જેમ ગ્રહણકાળમાં અંધકારથી ઘેરાયલો ચંદ્ર રાહુથી મુક્ત થતાં રમ્ય દાર્શનિક થાય છે અને તેની છટા મહા આનન્દ અનુભવાવે છે તેમ આ કુટુંબમાં પણ આનંદ ઉદધિ ઉભરાઇ ગયો હતો. તેનું વર્ણન કરવા લેખિની અશક્ત છે.

એટલામાં અલક દોડતી દોડતી આવી અને કુમુદને બાઝી પડી.

પ્રેમઘેલી પ્રેમમત્ત થતાંજ તેની દ્રષ્ટિ વૃદ્ધ ગુણસુંદરી અને સુંદરકાકી પ્રત્યે ગઈ. તે તત્ક્ષણ વિવેકમાં આવી ગઈ અને તેમનો સત્કાર કરવા ધસી. દુઃખની નિવૃત્તિ અને સુખના પ્રામિકાળમાં બાહ્ય અંતર બુદ્ધિ વૃત્તિમાં દ્રશ્ય અદ્રશ્ય વિકારો, વિચિત્ર ભાવનાઓ અનુભવી રહે છે. તે સર્વે તાદ્રશ્ય થઈ રહ્યાં. જેમને કૈવલ્ય દુઃખ પ્રચુરત્વ સિવાય કંઇ જણાતું નહોતું, તેમને મહા સુખ ઉદધિનો સાક્ષાત્કાર થયો.

એક બાજુએ પુત્ર મિલન, બીજી બાજુએ મર્યાદા સહિત દંપતિ દર્શન. ત્રીજી બાજુએ કુટુંબનાં વૃદ્ધ તથા સમવયસ્કનું મિલન, એટલુંજ નહિ પરંતુ મિસ ફ્લોરા, નરભેરામ, ચંદ્રાવલી, વામની, બિન્દુ તથા મનોહરી આદિ અવનવિત વૃત્તિ તંત્રકાર પાત્રો એક સ્થાનમાં હર્ષ ભૂમિકા ઉપર ચિત્રિત થયાં હતાં. હવે એ હર્ષાનંદનું વર્ણન તદ્રૂપ ચીતરવા કયો ચિત્રકાર અને કયી લેખિની સમર્થ છે?

વિવેકની મર્યાદાથી અલકે ગુણસુંદરીનો સત્કાર કર્યો, એટલામાં તો બુદ્ધિધન સત્કારપૂર્વક ઉભો થઈ આતિથ્ય કરવા લાગ્યો અને સુંદરને સંબોધી સ્નેહોદ્‌ગાર કહાડયા. મિસ ફ્લોરા આ બધું નિહાળી રહી નહોતી, એટલામાં તો કુસુમ, સરસ્વતીચંદ્ર અને મિસ ફ્રૅાસેટે મંદિરમાં પ્રવેશ કર્યો. પ્રેમમત્ત થયેલાં એક બીજાનો સત્કાર કરી પરવાર્યા નહોતાં એટલામાં તો ચંદ્રકાન્ત, ગંગા ભાભી, તર્કશંકર આદિ કલ્યાણગ્રામના તંત્રકારો આવીને દ્રશ્ય થયા છે. અરસપરસના અંતઃકરણમાં પ્રેમામૃત વૃત્તિ પ્રતિબિંબિત થઇ રહી છે. સ્નેહવૃષ્ટિ વર્ષી રહી છે. એમાં કોઇ કોઇનું ભાન નહોતું. સ્નેહભાવમાં સર્વે ખીચડો થઇ ગયાં હતાં. આ હર્ષઘેલા થયેલા ખીચડામાં ગંગાએ કુસુમ પાસે જતાં જરા આંગળીથી અટકચાળું કર્યું અને કર્ણ ઉપર ગુપ્તપણે મંત્ર કર્યો.

"વાહ રે, તું તો વૃદ્ધજનો અને માતા તથા ગુરૂજનો સમક્ષ પણ પતિનો છેડો નથી છોડતી. ન્હોય આ મુંબઇ, આ તો સુવર્ણપુર છે!"

લજ્જાવિનિત થયેલી કુસુમ કંઇક કર્કશ કટાક્ષ નાંખતી, મુખ મલકાવતી સરસ્વતીચંદ્ર પાસેથી ખસી અલક પાસે ગઇ. એટલામાં બુદ્ધિધને સરસ્વતીચંદ્ર ઉપર સ્નેહ ભર્યો દષ્ટિપાત્ કરતાં કુશળ પૂછ્યું: "સરસ્વતીચંદ્ર, આનંદમાં તો ખરા?" પુત્રવત્ વાત્સલ્યતાથી દ્રવતા હૃદયે હાથ જોડી સામો ઉભો રહ્યો. એટલામાં સુંદરે કનિષ્ટ ધર્મ

સમજાવવા કુસુમને આજ્ઞા કરી : " બુદ્ધિધનભાઇને પ્રણામ કર. " માથા ઉપરનો પાલવ આગળ ખેંચી કુસુમે નીચી વળી પ્રણામ કર્યાં. બુદ્ધિધને આશીર્વાદ આપ્યો.

સર્વે અતિથિઓનો તેમની યોગ્યતા પ્રમાણે સત્કાર થયો. સર્વેથી જરા અલગ પડેલાં મિસ ફ્લોરા અને મિસ ફૅાસેટે ગુડ મોર્નિંગ કરી વિશેષ સત્કાર દર્શાવ્યો. અલકે સરસ્વતીચંદ્રને નમન કરતાં સત્કાર કર્યો. સરસ્વતીચંદ્ર અંતઃકરણમાં જરા ચમક્યો અને બુદ્ધિધનના ઘરમાં અનુભવેલો અનુભવ ક્ષણ માત્રમાં તેના હૃદયપટ ઉપર તાજો થઇ ગયો.

એટલામાં બુદ્ધિધનની દૃષ્ટિ સાધુવતાવલંબિની કુસુદના અંગ ઉપર ઉપવસ્ત્ર નીચે લપાએલી કંથા ઉપર ગઇ. તેના હૃદયમાં કંપ પ્રકટયો. હૃદય અસંતુષ્ટ થયું. તે તરફ પ્રકટપણે સર્વનું લક્ષ ખેંચાયું. ક્ષણ માત્રમાં સર્વના મન ઉપર શોકનું વાદળ તરવરી આવ્યું. મનુષ્ય હૃદયની જાણકાર ચંદ્રાવલી વર્ત્તમાન તંત્રને અનુલક્ષી કુસુદ પાસે ગઇ.

પ્રસન્ન વૃત્તિથી પણ અસંતુષ્ટ બુદ્ધિથી અને અતૃપ્ત હૃદયથી કુસુદ શંકાશીલ બની બ્હાવરી બ્હાવરી ચંદ્રાવળીને બાઝી પડી.

ચંદ્રાવલી ટગર ટગર તેને નિહાળી રહી ને ધીમે ધીમે તેના હૃદય ભાગ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં આશ્વાસન આપતાં બોલીઃ " મધુરી, ત્હારૂં તપાચરણ અને દક્ષતા સફળ થઇ છે. ત્હારા પવિત્ર આશયો સિદ્ધ થાઓ. તપાચરણનો વિધિકાળ પૂર્ણ થવાથી વૃત્તાચરણો ત્યાગવાં અવશ્યનાં છે."

કુસુદઃ " માતા, મ્હારા અન્ધકારવ્યાપ્ત અંતઃકરણને અતિ વત્સલતાથી શાંતિ માર્ગનું દિગ્દર્શન કરાવી તૃપ્તિ આપનાર આપજ છો. આપ દેશકાળને અનુલક્ષી વૃત્તિનો સમાગમ જેમ કરાવશો તેમ કરીશ. મન, પ્રાણ અને શરીર આપને આધીન છે."

ચંદ્રાવલી : " ધર્મના તારતમ્યને તું સમજે છે. દેશ કાળ આશ્રમની તું જાણકાર છે. વૈરાગ્ય વિદ્યાની તું જાણકાર છે. પ્રીતિવૃત્તિ અને પવિત્રતાના તંત્રની તંત્રકાર છે. અપૂર્વ રસની, પ્રસન્ન હૃદયની, અધિદેવી છે. જનવૃત્તિની પરિક્ષક છે. હવે હું તને શું કહું ? "

કુસુદઃ " આપની સર્વ આજ્ઞા સૂક્ષ્મ ધર્મના પ્રસાદ રૂપ છે; તેને સર્વ કાળ આધીન છું. "

ચંદ્રાવલીએ પ્રેમથી તેનો હાથ પંપાળતાં પંપાળતાં પુનઃ આંખ

સાથે આંખ મેળવી કહ્યું: " રસ ધર્મને પ્રદીપ્ત કરી રસ રહસ્યને ઉભરાવો. "

કુમુદ: " માતા, આપ તપસ્વીઓના સહવાસથી રસધર્મને પ્રદીપ્ત કરવાનો અભ્યાસ ઘણા કાળથી કટાઇ ગયો છે. " આટલું બોલી ઊંચે શ્વાસે ઊંચાં ચક્ષુ કરી હાથ જોડી ઉભી રહી.

દયાર્દ્રતાનો પ્રકાશ પાડતી ચંદ્રાવલી બોલી: " લૌકિક સુખો દુઃખરૂપ છે. તાપથી સંસાર ભરેલો છે, તે સહજ વિચાર સિદ્ધ છે. પરંતુ વર્ત્તમાન કાળે રસ ધર્મ સ્વીકારવાથી મોક્ષ ધર્મનો હેતુ જળવાય એમ છે. વડિલોની તૃપ્તિ અર્થે, સ્વામિધર્મની સિદ્ધિ અર્થે, પત્નીધર્મની દિવ્યતા અર્થે, સ્ત્રીધર્મની મહત્તા અર્થે અને તપાચરણની પૂર્ણતા અર્થે, અંતઃકરણમાં દયાર્દ્રતા ઉભરાવી ચિત્તરૂપી ચિત્રપટ ઉપર રસ જ્યોતિ પ્રકટાવી સંસાર તંત્રમાં માધુર્યતા રેલાવો. પ્રથમ દાર્શનિક સાધુતાની કંથાને ત્યાગી સુરમ્યતા સ્વીકારો. '

અતિ નમ્ર વદન કાન્તિ કરી, ચંદ્રાવલીના ખભા ઉપર માથું નાખી દઇ બોલી: " વૈરાગ્ય વૃત્તિની અધિદેવી કંથા ! હા કંથા, ત્હારો આ કાળે ત્યાગ ! મહાદેવી, એનો ત્યાગ આત્માને રૂચિકર થતો નથી. એ બીચારી કોઇને પણ ક્યાં નડે એમ છે !"

સાધુ વૃત્તિથી સાંત્વન આપતાં ચંદ્રાવલી બોલી: " મધુરી, કંથા સ્રજાવનારી હું છું. તે કાળે કંથાની આવશ્યકતા હતી. એની અદ્દ્ભુતતા પરમ મોક્ષગામિની હતી. આ કાળે એનો ત્યાગજ સંસારમાં સુલલિતતા દીપાવનાર છે. નારી ધર્મની મહત્તા પ્રસારનાર, સંસાર માત્રને મોક્ષ માર્ગમાં ઝુલાવનાર છે. અરૂંધતી અને મૈત્રીના ધર્મને જાણ. તેના ધર્મનું મધુરત્વ વિચાર. તને જે અધિકારમાં ઇષ્ટે યોજી છે તે અધિકારને ધારણ કર. અનધિકાર તે અધોગતિનું કારણ છે. ગુરૂદિક્ષાના મંત્રનું રહસ્ય એજ છે. ગુરૂ જનના પક્ષપાતથી ઉત્તમતાને પામેલી ત્હારા જેવી મેધાવીને મ્હારે વધુ કહેવાનું હોય નહિ. "

કુમુદ: " દેવી, મોક્ષગામિની કંથાનો સર્વદા ત્યાગ રૂચિકર થતો નથી. "

ચંદ્રાવલી: " એનો વર્ત્તમાનકાળે સંસારાર્થે ત્યાગ છે, વૃદ્ધાપકાળે મોક્ષાર્થે સદુપયોગ થશે. તેને હાલ શરીરથી ત્યાગી સુસંસ્કારની સ્મૃતિ માટે રક્ષવાને બાધ નથી. ગુરૂએ દિવ્યાંબર આપ્યું છે

તે ધારણ કર." એમ કહેતાં કહેતાં કંથાના બંધ ઢીલા કર્યા ને ચંદ્રાવલીએ ધીમે ધીમે કંથા ઉતારી દિવ્ય વસ્ત્ર પહેરાવ્યું.

સર્વેએ યદુનંદનની જય બોલાવી. મધુરી મૈયાની જય ગર્જના કરી સર્વે મંગળમય આનંદ અનુભવવા લાગ્યાં.

આ સુવર્ત્તમાન આખા શહેરમાં વિદ્યુત્ જેવી ત્વરાથી ફરી વળ્યા. દરબાર તરફથી નગરમાં સાકર વહેંચાવી શરૂ થઈ ગઇ. આનંદ મંગળનો ઉભરો ઉભરાઇ રહ્યો. આનંદ કલ્લોલના સમયમાં તેજપ્રભાના અંતઃકરણમાં દ્વેષની જવાળા ભભકી રહી. તેના હૃદયના કટકે કટકા થયા. રાણા સાહેબ ડંકા નિશાન સાથે હાથી ઉપર સ્વાર થઇ આનંદમાં ભાગ લેવા રાજરાજેશ્વરમાં પધાર્યા. ભૂપસિંહને જોતાંજ બુદ્ધિધન સામો ધસ્યો ને ચરણે પડવા જતો હતો તેને હાથ પકડી અટકાવી ભૂપસિંહ બાઝી પડયો. એક બીજાના ખભા ઉપર માથું મૂકી હર્ષનાં અશ્રુ વહેવડાવી હૃદયને ખાલી કર્યું. રાજા ને મંત્રીનું હૃદય હાર્દ દુઃખથી ખુલી ગયું છે. તે કાળે સર્વેનાં અંતઃકરણ ક્ષોભ પામી શાંતિને અનુભવી રહ્યાં હતાં.

કુપુત્રનાં ઉદ્ધત કર્મેથી પિતા, પત્ની, આપ્ત જન તથા નગરજન આદિને પણ મહા દુઃખ સેવવું પડયું છે. એ વિષય પ્રત્યક્ષ થવાથી પ્રમાદધનનું અંતઃકરણ થરથરી ઉઠયું. લૌકિક દુઃખનું પ્રત્યક્ષ ભાન થવાથી તે મનમાં ધરાયું હતું તેથી પણ અધિક જણાયું. તેનાં ચક્ષુ આંસુથી ભરાઇ ગયાં. પોતાનાં આંસુ ભણીથી સર્વની દ્રષ્ટિ ચુકાવતો, પોતાનાં કૃત્યોને ધિક્કારતો, નીચું નિહાળી સ્તબ્ધ જેવો થઇ ગયો.

આ મનોવેધક પ્રસંગે ભૂપસિંહે પ્રમાદધન ઉપર દષ્ટિ નાંખી. પ્રમાદધન પૂજ્યભાવથી ચરણે પડયો. ભૂપસિંહે વિવેક દર્શાવતાં તેને હાથ વડે ઉઠાડી પાસે બેસાડયો. સર્વ મંડળ બેઠું. સ્ત્રીમંડળ તો રાણા સાહેબના પધારવા સાથેજ રાજરાજેશ્વરના વાડામાં ખસી ગયું હતું. વાડામાં સ્ત્રી મંડળ વિચરી રહ્યું હતું. વનલીલાએ કુસુમની આંગળી પકડી હતી અને અલક કુમુદની સાથે થઇ ગઇ હતી. ચંદ્રાવલી, ગુણસુંદરી, સુંદર અને વામની એક બીજાં સાથે ભેળાયાં હતાં. બિન્દુ તથા ભક્તિમૈયા પ્રસંગ પરત્વે માથું મારતાં હતાં. સર્વ મંડળ એક બીજા સાથે હૃદય ખોલતું ગુસગુસ કરી રહ્યું હતું. કુમુદ સાથે ફરતી વનલીલા, સાહેલી અને મોગરાની લતા પાસે ખમચી

ગાલ ઉપર આંગળી મૂકી જરા ગણગણી: " કૃષ્ણકલિકાના વાક્ય પ્રહારની અધીદેવી સાહેલી, તને જોઈ સ્મૃતિ તાજી થાય છે. અરેરે! પદ્માના કમખાના સ્થાન, તને શું કહું ?"

કુસુમ બોલી: " વનલીલા, કેમ સ્તબ્ધ થઈ શું વિચારી રહ્યાં છો?"

વનલીલા સ્મૃતિકાળના ઉદ્વેગથી ભંગ થયેલા મન ઉપરથી ભાર ખસેડતી હોય તેમ મુખ ઊંચુ કરી નિહાળી રહી.

કુસુમ: " શું આપની વિચાર શ્રેણીમાં મેં વિક્ષેપ નાંખ્યો ?"

વનલીલા: " ના—ના, સહસા."

કુસુમ: " મ્હારા સમ, જે મનમાં આવ્યું હોય તે કહો."

વનલીલા: " મહાભાગ પ્રમાદધનના સંસારમાં વિષના અંકુર ફોડનાર સ્થળે મ્હને વિસ્મિત બનાવી છે."

કુસુમ: " તે શું ?"

વનલીલા: "આ બધાં અનિષ્ટનું કારણ આ સાહેલી છે."

કુસુમ: "સાહેલીનું વૃક્ષ મનોહર છે, એનો શો દોષ ?"

વનલીલા: " એજ સાહેલીનાં પુષ્પોની મનોહરતાએ કૃષ્ણકલિકાને વિષમય વેણ ઉચરાવ્યાં હતાં. તેનું ચઢેલું વિષ આજે હજી પણ પુરેપુરૂં ઉતર્યું નથી અને પદ્માના કમખાએ જે ક્લેશની વિભૂતિરૂપ કૃત્તિકા ઉત્પન્ન કરી હતી, તે કૃત્તિકાના ક્લેશ પ્રભાવનો અંત ઘણે કાળે દેખાય છે."

કુસુમ: " તમારૂં આ બધું બોલવું મ્હારાથી સમજાતું નથી. મ્હને સ્પષ્ટ કહો."

એટલામાં સળવળતા કાનવાળી અલક ચેતી ગઇ ને ત્વરાથી વનલીલા પાસે આવી ગુપ્તપણે હાથનો ઠોંસો મારી કાનમાં બોલી: " વિષની સ્મૃતિ તાજી કરી વિષને વિસ્તારવું છે ?" વનલીલા શરમાઇ ગઇ. નીચું નિહાળી રહી. ચુપ થઇ ગઇ.

કુસુમના અંતઃપ્રદેશમાં જીજ્ઞાસા વધી ને પ્રશ્નો ઉપર પ્રશ્નો કર્યા. આત્મપરિક્ષક વનલીલા અકાલિક આત્મદોષ વિચારી ડસડસી ગઈ. પ્રતિઉત્તર કર્યોજ નહિ.

ચતુર કુમુદ ચેતી ગઇ. અંતઃ નિશ્વાસને સમાવતી, મુખ મલકાવી તે કુસુમ અને વનલીલા તરફ જોઇ રહી.

કુસુમ આથી વધુ જીજ્ઞાસુ ને બ્હાવરી બની ગઇ. તેણે અલકને પ્રશ્ન કર્યો: " આ બધું શું છે ?"

" એમાં સાર નથી. " અલકે સાન્ત્વન કરતાં ઉત્તર કર્યો.

ત્રણે જણીએ કુસુમનું મન આકર્ષતાં મધુર મધુર મુખ મલકાવ્યું.

કુસુમ જરા ચ્હીડાઇ અને હાસ્યમાં રોષનો મરડાટ દર્શાવતી બોલી: " હું પણ એ જાણું ત્યારે ખરી. "

એટલામાં મોહિની મૈયા સુંદરનો હાથ પકડી કુમુદ પાસે આવી પહોંચી ને બોલી: " કેમ સુંદર મૈયા, હવે મ્હારી મધુરી ત્હારી થઇ કે ?"

સુંદરઃ " મૈયા, એ તો આપની તપઃકૃપાનો મહાપ્રસાદ છે. "

વામની કુદકો મારતી વચ્ચે આવી ઉભી ને હાથના ચાળા કરતાં બોલી : " અબ હમ, પ્રમાદધનજી ઔર નવીનચંદ્રજી ઔર મધુરી મૈયાકા બડા હાસ્ય કરેંગે. "

સુંદર: " આપના વિભૂતિ પ્રતાપથી ક્લેશ નાશ પામી અમૃત સ્રવી રહ્યું છે, હૃદયમાં આનંદ પ્રકટી રહ્યો છે. તેમાં હાસ્યના વિશેષ આનંદને અવકાશ ક્યાં છે ? "

ચંદ્રાવલી અને ગુણસુંદરી, મધુરી મધુરી ગોષ્ટી કરતાં જરા દૂર જતાં જતાં થંભ્યાં.

ગુણસુંદરીઃ "કુમુદના હૃદયમાં વૈરાગ્યનાં સૂત્રો પૂર્ણ સંસ્કાર પામી રહ્યાં છે. તે ભૂમિકા ઉપર સ્થૂળ સુખ વાસનાના અંકુર ફોડી તેના હૃદયની પ્રીતિને ઉલ્લસિત કરવાની આવશ્યકતા છે. એ તમારા મંત્ર સિવાય થવું દુર્ઘટ છે."

ચંદ્રાવલીઃ "માતાજી, ચિંતા ન કરો. ગુરૂજીનો આદેશ છે. તે એના હૃદયમાં પ્રેમ પ્રવાહિત કરશે."

ગુણસુંદરીઃ "એનું પ્રીતિતંત્ર સ્ખલનતાને પામી ગયું છે."

ચંદ્રાવલીઃ "શંકા ન કરો, મ્હારી મધુરીનું હૃદય મધુરું છે. તેના હૃદય તંત્રમાં સોળે સોળ કળા ખીલવીશ. "

* * * *

અવનવિત રંગની રસિયણ મનોહરી આ બધું નિહાળી નિહાળી વિચારમાં પડી. તેણે ઉદ્ગાર કહાડ્યોઃ "બાપરે ! ભણેલાની હોળી તો આવી વસમી છે. હજી તો ક્યાં ? પહેલું ચરણ છે.

" ભણેલાની ભામની ભડકે બળી જાય;
આકડાના તૂર પેઠે આકાશે રોળાય.

"ખરેખર, આબેહુબ નવજોબનાઓ ભણેલો વર ભણેલો વર કરી રહીઓ છે ! ખાતી જાઓ, ભણેલાના ભામામાં ભુસાઈ મરો. " મનમાં બડબડી ગણગણી ને મનમાં સમાઇ.

આ સર્વ કુતૂહલથી નરભેરામ વિસ્મિત થઇ ગયો હતો. તેના મનમાં પોલિટિકલ એજન્ટના મિત્રના પધારવાની સ્મૃતિ તાજી થવાથી નિદ્રાભંગ કાળે જાગ્રત થનાર જેમ ઝબકીને જાગે છે તેમ ઝબક્યો ને બોલ્યો: "પેલા પોલિટિકલ એજન્ટ સાહેબના મિત્ર પધાર્યા કે ?"

કોઈએ ઉત્તર કર્યો નહિ. પાસે ઉભેલી મિસ ફ્લોરાના કાન ઉપર શબ્દ પડ્યો. તેણે નરભેરામના કર્ણમાં મંત્ર મૂક્યો: "એ તો સર બાડલો, તે પોતેજ પ્રમાદધન અને એજ એજન્ટ સાહેબના મિત્ર છે."

"હેં !" કહી નરભેરામ આનંદ પ્રફુલ્લ નેત્રે આશ્ચર્યચકિત થતાં નિહાળી રહ્યો. તેણે પ્રેમોદ્‌ગાર કહાડ્યો અને રાણા સાહેબ તથા બુદ્ધિધનના કર્ણમાં આ સુવર્તમાન નાંખ્યા.

રાજ્યદ્વારી પ્રપંચજાળના નેતાઓને આથી વધુ આનંદ થયો.

નાના પ્રકારનાં અલૌકિક વાજીંત્રો તથા યોગસિદ્ધિથી પ્રેરેલાં વાજીંત્રોના મનોહર સુમધુર નાદ પ્રકટી રહ્યા અને હવે નગરમાં જવાની તૈયારી થઇ ગઈ છે એમ સૂચન થઈ રહ્યું. યોગ્યતા પ્રમાણે વાહનની સંકલના ગુંથાઇ ગઇ.

રાજ્યદ્વારી ઠાઠથી રાણા સાહેબનો ડંકો નિશાન અને શિરબંધી આગળ થઇ ગયાં. મેઘાડંબરથી દીપતા હાથી ઉપર પ્રમાદધન અને કુમુદને વિરાજિત કર્યાં.

ભૂપસિંહ અશ્વ ઉપર આરૂઢ થયા. બુદ્ધિધન સારૂ મ્યાનો આવ્યો અને બહારથી પધારેલા સર્વ અતિથિઓ સારૂ ચંદ્રાવલીએ યોગ વિભૂતિથી વિમાનોની બેઠક રચનામાં ફેર કરી માર્ગથી અદ્ધર પણ માર્ગ અને સ્વારીના સંબંધને અનુસરી ગતિમાન કરી વિમાનોને ગોઠવી દીધાં.

સરસ્વતીચંદ્ર અને કુસુમ એકમાં બેઠાં. તેની પાછળ ચંદ્રકાન્ત અને ગંગા, તેની પાછળ સુન્દરગિરિના સર્વ સંતો અને તેની પાછળ સાધ્વીઓ અને તેમની પાછળ અલક, ગુણસુંદરી, સુંદર, મનોહરી, વનલીલા તથા ચંદ્રાવલી મૈયા આદિ બિરાજ્યાં હતાં.

નગરજનને આનંદ આપતી રાણા સાહેબની સ્વારી સર્વ મંડળ સહિત બુદ્ધિધનના દ્વાર આગળ અટકી. પાન, અત્તર ગુલાબ વહેંચાયાં અને સર્વ વેરાયાં. અગાઉથી યોજી રાખેલા ઉતારામાં સર્વેએ પોતપોતાના મુકામ કર્યા.

બુદ્ધિધનનું ઘર જોઈ ગુણસુંદરીને સૌભાગ્યદેવી યાદ આવ્યાં.

આંખમાં આંસુ તરવરી આવ્યાં. વનલીલા આગ્રહ કરી તેમને પોતાને ત્યાં સગપણુનો સંબંધ કહાડી લઇ ગઇ. ત્યાં મુકામ કર્યો.

કુમુદ અને અલકકિશોરી ઘરમાં પેઠાં. અલક તો ભાભીને નિહાળી નિહાળી ધરાતી નહોતી. આ કાળે વિચારવા અને ચર્ચવા જેવા એક્કે વિષય માટે અવકાશ નહોતો. કેવળ આનંદની પરિસીમા મપાઇ રહી હતી. સામાન્ય કરવા યોગ્ય વ્યવસ્થા થઇ ગઇ. પ્રમાદધન પિતાજીની પાસેથી નિવૃત્ત થતાંજ પોતાની મેડી ઉપર ચઢી ગયો. ત્યાં જતાં જ પૂર્વ કર્મની છાયાઓ તરી આવી અને ચિત્તરૂપી ચિત્રપટ ઉપર કુતૂહલ પ્રસરી ગયું.

કુમુદ વખત વિચારી ધીમે ધીમે મેડી ઉપર ગઇ. પતિવૃત્તિની અસ્વસ્થ સ્થિતિનો ભેદ નિહાળતાં માત્ર માન પામી ગઇ. પ્રફુલ્લ હૃદય માધુર્યથી, વિલસતાં નેત્રથી તપતેજના વિભૂતિ પ્રસાદની મહત્તા પાડતી, શાંત સ્વસ્થ સૌંદર્ય ઐશ્વર્યથી પતિને આકર્ષતી ઉભી રહી.

પ્રમાદધને, પ્રેમયાતનાથી દ્રવતા અંતઃકરણમાંથી ઉદ્દગાર કહાડ્યોઃ " મ્હેં તમને બહુ દુઃખી કર્યાં."

કુમુદઃ " ના, આપનો દોષ નથી. એ તો પૂર્વ જન્મનાં કૃષ્ણકર્મની પરિપક્વતાનું ફળ છે. મ્હેં આપને દુઃખી કર્યા છે. આપના મહાન્ હૃદયની હું તુલના કરી શકી નથી. "

પ્રમાદધનઃ " તમને મ્હારો દોષ વસતો નથી. દુઃખના બદલામાં તાપસી જીવનનું બલિદાન આપી મ્હારે માટે જ નવો જન્મ અનુભવી પ્રીતિ જીવનમાં પ્રવેશો છો. મ્હારી તૃપ્તિને માટે તમે સર્વ સ્વીકારો છો એ તમારી મહત્તા છે ને મ્હારૂં પ્રાયશ્ચિત્ત છે."

કુમુદઃ " એવું બોલી મ્હને પ્રાયશ્ચિત્તમાં ન નાંખો. મ્હારા હૃદયના આધાર, મ્હારા જીવિતેશ્વર, સર્વ ઐશ્વર્યની વિભૂતિ, આપની મહાન્ વિભૂતિના બળથીજ સર્વ સુવતો સંધાયાં છે, મનોબળ સચવાયું છે, ને તેનુંજ આ ફળ છે. એ આપના હૃદય ઐશ્વર્યની મહત્તા છે." એમ કહેતાં કહેતાં કુમુદે નીચે પડી પ્રણામ કર્યાં.

પ્રમાદધને તેનો હાથ ઝાલી ભોંય પરથી ઉઠાડતાં કહ્યું: ' પ્રાણેશ્વરી, હવે વધુ કહી મ્હારા પ્રાયશ્ચિત્તને ન વધારો. બસ, હવે હદ થઇ. ગત્ કાળને ભૂલી જાઓ. " એમ કહેતાં કહેતાં સ્નેહાલિંગન કર્યું. પ્રેમ અને મમતાથી એક બીજાને નિહાળી રહ્યાં છે એટલામાં સ્નેહધન કુમુદને શોધતો શોધતો ઉપર ચઢી આવ્યો. સ્નેહધન પ્રમાદધનને ભેટી પડયો.

પ્રેમથી દ્રવતા અંતઃકરણથી ગદ્‌ગદિત થયેલા પ્રમાદધને હૃદય સાથે ભાઇને ચાંપી તેના સ્હામું નિહાળ્યા કર્યું. આંખમાં આંસુ તરવરી આવ્યાં.

સ્નેહધનઃ " ત્યારે તમે મ્હને કલ્યાણગ્રામમાં તે દિવસે કેમ કહ્યું નહિ ? મ્હને 'ને કુમુદબ્હાને તમે રડાવી માર્યાં."

પ્રમાદધન નિરુત્તર રહ્યો. કુમુદે દૃષ્ટિ ફેરવી નાંખી.

" તમે બન્ને જણ હવે કેમ બોલતાં નથી ? " સ્નેહધને ફરીથી બોલાવવા યત્ન કર્યો.

કુમુદે સ્મિત હાસ્ય દર્શાવતાં કહ્યું: " ગાંડાં શું કહાડો છો ? "

સ્નેહધન " ના, હવે તમે ઉત્તર ન કરો તો મ્હને સારૂં ન લાગે ! હું રીસાઇશ. "

કુમુદઃ " ન રીસાવાની તમે શરત કરી છે. "

સ્નેહધનઃ " ત્યારે હવે હું શું કરૂં કહો ! "

કુમુદઃ " તે તમે જાણો. હવે મ્હારો અધિકાર ઉતર્યો."

સ્નેહધનઃ " અધિકાર શાનો ઉતર્યો ? "

કુમુદ : " તમારા મુરબ્બીનો અધિકાર બેઠો ને મ્હારો ઉતર્યો. હવે પૂછો તમારા મુરબ્બીને. "

સ્નેહધન : " લ્યો, અધિકાર શેનો ઉતર્યો ? તમારી આજ્ઞા તો હું રોજ પાળીશ. તમે મ્હને બહુ વ્હાલાં છો. લક્ષ્મણ, સીતાની આજ્ઞામાં રહેતા હતા ને ? "

કુમુદ : " કુમાર, ત્યારે તમે લક્ષ્મણવત્ લક્ષણવંતા થાઓ. "

પ્રફુલ્લ હૃદયે કુદતો સ્નેહધન બોલ્યો : " ત્યારે શું હવે અમારે રામ લક્ષ્મણ જેવું થશે ને હું લક્ષ્મણ થઇશ ? "

કુમુદ : " લક્ષ્મણ થઇ શું કરશો ? "

સ્નેહધન જરા પ્રેમભાવમાં રોષ દર્શાવતાં બોલ્યો : " લ્યો વળી મ્હારી મજાક કરવા માંડી. ઠીક ત્યારે, હવે નહિ બોલીએ. "

મુખ મલકાવતાં કુમુદ બોલી : " કુમાર, લક્ષ્મણ થઇ ન બોલવાનું પરાક્રમ કરશો કે ? "

સ્નેહધન : " કુમુદબ્હા, એમ કેમ કહો છો ? એ તો રામચંદ્રજી આજ્ઞા કરે તેમ લક્ષ્મણે કરવાનું. કહો કેમ, તમે હાર્યાં ? "

પ્રમાદધનને અટ્ટહાસ્ય આવ્યું ને કુમુદ માતૃપ્રેમથી નિહાળતી નિહાળતી મુખ મલકાવી રહી.

એટલામાં સરસ્વતીચંદ્ર, કુસુમ, ચંદ્રકાન્ત, ગંગા ભાભી, મિસ ફૅાસેટ, મિસ ફ્લોરા, બિન્દુ, ચંદ્રાવલી મૈયા, મોહિની મૈયા, ભક્તિ મૈયા, વામની મૈયા અને રાધેદાસ ઉપર આવી પહોંચ્યાં. એ સર્વે એકઠાં થઇ અગાશીમાં બેઠક કરી હતી ત્યાં પધાર્યાં. સર્વે પોતપોતાની યોગ્યતા પ્રમાણે એક બીજાં સાથે બેઠાં. સર્વે એક બીજાં સામું પ્રેમાર્દ્ર વૃત્તિથી નિહાળી રહ્યાં.

ચંદ્રકાન્તે સર્વને અભિનંદન આપ્યું અને વિષ્ણુદાસ મહારાજનો આભાર દર્શાવી રાધેદાસ અને ચંદ્રાવલી મૈયાના શિર ઉપર ઉપકારનો ભાર પહેરાવ્યો.

ચંદ્રાવલી મૈયા: " આ બધી અલખ ભગવાનની વિભૂતિ છે. અમ જનો તો ફક્ત તમ જનોની તૃપ્તિમાં સમભાગિયાં થયાં છીએ."

ઝીણા કોમળ સ્વરવડે મિસ ફૅાસેટ બોલી : " આજના અનુભવે ઘણી નવીનતા દર્શાવી છે. કેટલાક ખુલાસાની મ્હને આવશ્યકતા જણાઇ છે તે કૃપા કરી કરશો. યુરોપનાં એરશિપો કરતાં આજે અનુભવમાં આવેલાં એરશિપો ઘણાંજ ઉત્તમ છે. તેમાનું એક યુરોપ લઇ જવા મ્હને મળી શકશે કે કેમ ?"

ચંદ્રાવલી મૈયા : "એ તો ગુરૂમહારાજની વિભૂતિ છે. તે આપણે વેરાતાં જ વિખરાઇ જશે. ગુરૂ મહારાજ સિવાય એનો કોઇને અધિકાર નથી."

મિસ ફૅાસેટ : " આવી ઉત્તમ ચીજો ઉત્પન્ન થયેલી વિખરાઇ જશે એ જાણી હું ખેદિત થાઉં છું. દુનિયામાં આ પદાર્થો ઘણા જ ઉપયોગી છે. યુરોપની પ્રજાને એ ઉપરથી ઘણું મનન કરવાનું મળે એમ છે."

ચંદ્રાવલી : " એ સ્થૂળ વિભૂતિ નથી. એ તો આત્મબળથી ઉત્પન્ન થયેલી વિભૂતિ છે. આત્મબળની સહાયતા વિના તેનો પાર પમાય એમ નથી."

મિસ ફૅાસેટ: " એ કેમ મળે ? "

ચંદ્રાવલીએ મુખ મલકાવતાં કહ્યું: "તપાચરણથી, યોગાભ્યાસથી."

મિસ ફૅાસેટ : " એ તો મ્હારાથી સમજાયું નહિ. "

ચંદ્રાવલી : " અધિકાર સિવાય કેમ સમજાય ? "

મિસ ફૅાસેટ: "એને માટે અધિકારની જરૂર છે તો ગુરૂમહારાજે કુમુદસુંદરીને અષ્ટ સિદ્ધિની અધિકારી કરી છે એ શું ? તેની કૃપા કરી આપા પાડશો." ચંદ્રાવળી મૈયાએ રાધેદાસજી તરફ દ્રષ્ટિ કરી.

રાધેદાસજી : " ભૈયા, યોગાભ્યાસના પરિપક્વ કાળના આદિ ભાગમાં એ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે અષ્ટ મહા સિદ્ધિઓ આ પ્રમાણે છેઃ—(૧) અણિમા. (૨) મહિમા. (૩) લધિમા. (૪) પ્રાપ્તિ. (૫) પ્રાકામ્ય. (૬) ઇશિતા. (૭) વશિતા (૮) કામાવસાયિત્વ.

अणिमा महिमा चैव लघिमा प्राप्तिरिन्द्रियैः
प्राकाम्यं श्रुतदृष्टेषु शक्ति प्रेरणमीशिता
गुणेष्वसंगो वशिता यत्कामस्तद् वस्यति ॥ "

મિસ ફૅાસેટ : " આમાં તો હું કંઇજ સમજી નહિ. કૃપા કરી સમજાવો. "

રાધેદાસજી : " એ સંબંધે આદિકાળમાં યોગના મહાન્ ગ્રંથો રચાયલા છે. તેમાં સ્પષ્ટ ભાસ આપેલો છે. છતાં તમારી જીજ્ઞાસાને તૃપ્ત કરવા એ સિદ્ધિઓનું શું બળાબળ છે તે તમને દર્શાવું છું. સાંભળો. અણિમા સિદ્ધિ એટલે શરીરને પરમાણું જેવું સૂક્ષ્મ કરી દેવાનું સામર્થ્ય તે. મહિમા સિદ્ધિ એટલે શરીરને વર્તતાદિ જેવું મહાન્ કરી દેવાની શક્તિ તે. લઘિમા સિદ્ધિ એટલે શરીરને આકડાના રૂ જેવું હલકું કરી દેવાની શક્તિ તે. પ્રાપ્તિ સિદ્ધિ એટલે ભૂમિ ઉપર રહેલો યોગી ચંદ્રાદિ દૂરના પદાર્થોને પણ પોતાની આંગળીનાં ટેરવાંથી અડકી શકે એવું દુરસ્ત પદાર્થોને સન્નિહિતવત્ કરી દેવાનું સામર્થ્ય તે. આ ચારે સિદ્ધિઓ તે ભૂતના સ્થૂળ પ્રકારમાં સંયમની સિદ્ધિનાં ફળ છે. ભૂતોના સ્થૂળ પ્રકારનો જય થયેલો હોવાથી ભૂતોના આકાર તથા ગુરૂત્વનો જય થઈ જાય છે તેથી યોગી પોતાની ઇચ્છાનુસાર ભૂતોના પરિમાણને તથા ગુરૂત્વને વર્તાવે છે. તેથી મહાનને અણુ અને અણુને મહાન્ તથા ગુરૂને લઘુ કરી શકે છે. પ્રાકામ્ય સિદ્ધિ એટલે પંચભૂતોના જે સાંસિદ્ધિક કઠિનત્વાદિ ધર્મો છે તે ધર્મોથી વિરૂદ્ધ વર્તવા યોગીની ઇચ્છા થાય તો તે ઇચ્છાનો એ ભૂત ધર્મોથી જે બાધ ન થઇ શકે તે. એટલે આ સિદ્ધિથી ભૂતોનાં સ્વરૂપો જેમ કે પૃથ્વીની અંદર જળની પેઠે બુડકી મારવામાં તેનાં કઠિનત્વાદિ ધર્મો બાધ ન કરે અને ભૂમિને ભેદી બહાર આવી શકે, એમ દરેક તત્ત્વોમાં વિચરી શકે. વશિતા સિદ્ધિ એટલે બ્રહ્માંડમાં રહેલાં પૃથ્વી આદિ ભૂત તથા તેનાં કાર્યરૂપ ગો ઘટાદિ ભૌતિક પદાર્થોને ઇચ્છાનુસાર પરિણામ પમાડવાનું સામર્થ્ય છે. આ સિદ્ધિમાં સૂક્ષ્મ સંયમનું ફળ છે. જ્યારે યોગીઓ ભૂતના સૂક્ષ્મ અંશરૂપ તન્મા-

ત્રાનો સંયમથી જય કરે છે ત્યારે તન્માત્રા રૂપ કારણથી તે યોગીઓ ઇચ્છાનુસાર ભૂત ભૌતિક પદાર્થ ઉત્પન્ન કરી શકે છે. તે આ સિદ્ધિનું ફળ છે. ઇશિતા સિદ્ધિ એટલે બ્રહ્માંડસ્થ ભૂત ભૌતિક પદાર્થોને તન્માત્રાદ્વારા ઉત્પન્ન કરવા, તેમનો તન્માત્રાદ્વારા લય કરવો તથા તેને ઇચ્છાનુસાર રચનામાં સ્થાપવાં; એ કરવાનું સામર્થ્ય તે. આ સિદ્ધિ અન્વયસંયમના ફળ રૂપ છે. અન્વય એટલે પ્રકૃતિરૂપ ત્રિવિધ દ્રવ્યનો સંયમ યોગી જ્યારે કરે છે ત્યારે તે યોગી એ ત્રિવિધ દ્રવ્યથી તન્માત્રા અને તે દ્વારા ભૂત અને ભૌતિક પદાર્થોને ઉત્પન્ન કરી શકે છે તેમજ વિલય પમાડી શકે છે. કામાવસાયિત્વ સિદ્ધિ એટલે ભૂત ભૌતિક પદાર્થો યોગીની ઇચ્છાનુસાર અર્થને સંપાદન કરવાનું સામર્થ્ય તે. આ સિદ્ધિ પ્રાપ્ત થવાથી યોગી ધર્મયુક્ત કલ્યાણ, પોતાના સંકલ્પથી અમૃતને વિષ અને વિષને અમૃત કરવા સમર્થ થાય છે. આ સિદ્ધિ ભૂતનાં અર્થતત્ત્વ રૂપ અંશના જયથી થાય છે. આ આઠ સિદ્ધિઓ છે."

મિસ ફૅાસેટ: "ઓ હો! આ તો અપૂર્વ બળની વાતો! યુરોપમાં માન્ય ન થાય એવી છે."

રાધેદાસ: "યોગ વિભૂતિથી વિલસિત પુરૂષોના બળને અનુભવી સિદ્ધ કરો."

મિસ ફ્લોરા: "આ સિદ્ધિઓનું બળ જનસમાજને શી રીતે ઉપયોગી થઇ શકે?"

ચંદ્રાવલી: "વિદ્યા વિના બુદ્ધિ ખીલતી નથી. વિદ્યા અભ્યાસસારિણી છે અને બુદ્ધિ કર્માનુસારિણી છે. યોગવિદ્યા તપઃઆચરણને આધીન છે. યોગાભ્યાસ અને ગુરૂકૃપા સિવાય એ સિદ્ધિઓ અલભ્ય છે. આ બધી સિદ્ધિઓ ગુરૂકૃપાથી મ્હારી મધુરીને પ્રાપ્ત થઇ ચુકી છે."

મિસ ફ્લોરા: "શું જનમંડળને કુસુદસુંદરી એનો લાભ આપી શકે?"

ચંદ્રાવલી: "એ મધુરીની ઇચ્છાની વાત છે."

મોહિની મૈયા: "એ કંઇ જાદુના ખેલ નથી. સિદ્ધિનો ઉપયોગ રમતો કરવા માટે નથી."

મિસ ફૅાસેટ: "જનકલ્યાણ માટે કેમ ન થાય?"

વામની મૈયા: "દેખો-દેખો, ષડ્ વિકારોસેં વ્યાપ્ત લોકોકું એ લાભ મિલ સકતા નહિં."

મિસ ફ્લોરા : " અમે સ્વદેશવત્સલ છીએ. આવી પ્રબળ શક્તિ અમારા દેશના કોઇનામાં પણ હોય તો આખા દેશનું કલ્યાણ કરી નાંખે. "

ચંદ્રાવલી : "મૈયા, ધર્મ બુદ્ધિથી દેશપ્રીતિ થાય તે સાત્વિક છે. ને મમતાદિથી થાય તે રાજસી પ્રીતિ છે. રાજસી પ્રીતિ સમગ્ર જનમંડળના લાભની નથી અને તેથી તેને યોગ વિભૂતિનો અધિકાર નથી. સાત્વિકી યોગ વિભૂતિ સર્વહિતકારિણી છે."

ચંદ્રકાન્તઃ " ચંદ્રાવલીજીએ મહાન્ સૂત્રનું દિગ્દર્શન કરાવ્યું છે. મમતાદિથી ઉત્પન્ન થયેલી રાજસી પ્રીતિથી થયેલી સ્વદેશપ્રીતિ એ અવર દેશની પ્રજાઓની પ્રલયકારિણી છે. આપ આપની યુરોપની પ્રજાનું ધર્મયુકત કલ્યાણ ઇચ્છો અને સાત્વિક કલ્યાણની યોજનાઓ કરો એટલે સુધી યોગ્ય છો. પરંતુ પક્ષતાપથી ભેદ બુદ્ધિ વાપરી અવર દેશના જનમંડળોનું અકલ્યાણ ઇચ્છો અથવા ભેદબુદ્ધિથી અવર જનોના હિતને સંકોચ થાય એવાં કાર્ય કરો એ મનુષ્ય ધર્મથી વિરુદ્ધ છે, એક પ્રકારનું પશુત્વ છે."

મિસ ફૉસેટઃ " અમારો દેશ તો એ બુદ્ધિ દૃષ્ટિથી જ મહત્તાને પામેલો છે. દેશની રગેરગમાં સ્વાર્થનું સ્થાન વિશેષ છે. "

ચંદ્રકાન્તઃ " જો કે તમે તમારા દેશ પ્રત્યેની ધર્મબુદ્ધિથી એ માર્ગે દોરાયાં છો, પરંતુ સત્ય તુલા તોલતાં કેવળ પોતાની ભૂમિ પ્રત્યેની મમતાથી હઠ આગ્રહ કરનાર મનુષ્ય પ્રત્યે જે મનુષ્ય તરીકેનો ધર્મ છે તેથી વિરૂદ્ધાચરણ કરે છે, તે ધર્મ રાગ દ્વેષથી ભરેલો છે અને સત્ય ધર્મથી વિરૂદ્ધ જાય છે, એ તો તમે સર્વ માન્ય કરશો. એવી ભેદબુદ્ધિ ઉત્તમ છે એમ સાત્વિક જનો કેમ સ્વીકારી શકે ?"

મિસ ફૉસેટઃ " આપની એ વાત સર્વને સ્વિકારવા યોગ્ય છે."

ચંદ્રકાન્તઃ " આવી ભેદબુદ્ધિ મનુષ્ય ધર્મથી વિરૂદ્ધ છે. તે સાત્વિક ફળ કેમ ઉત્પન્ન કરશે ? ભેદબુદ્ધિ પરિણામે મહાભેદ ઉદ્ભભાવે અને અન્તે વિષની જ્વાળા પ્રસરાવે એ કુદરતી નિયમમાં તમે શક ધારો છો ?"

મિસ ફ્લોરાઃ " તમે સત્ય કહોછો. એ માન્ય કર્યા સિવાય છુટકો નથી."

ચંદ્રકાન્તઃ " જે બુદ્ધિ વિષ ઉપજાવનારી છે એની વિષ જ્વાળા શું પરિણામ પ્રવર્તાવશે તે વિચારો. આવી રાગ દ્વેષાદિની

બુદ્ધિ સર્વદા નિંદ્ય છે. માટે જ અમે ઉચ્ચ વૃત્તિને સ્થાન આપવા ઉદ્દેશીએ છીએ અને તેને યુરોપ અમેરિકા આદિની સર્વ પ્રજા, લક્ષમાં નહિ લે તો તેની વિષજ્વાળામાં મહા અનર્થો ઉત્પન્ન થઈ સર્વને ભસ્મીભૂત કરશે."

મિસ ફૉસેટ: "ત્યારે કયો માર્ગ ગ્રહણ કરવા યોગ્ય છે?"

ચંદ્રકાન્ત: "આપના દેશના, વિદ્યા અને કળા કૌશલ્યની ટોચે ચ્હડેલા મહાન્ બુદ્ધિશીલોને અમે ઉપદેશ આપવા યોગ્ય નથી. તેઓએ પોતાનો ધર્મ પોતાની મેળે જ સમજી તે પ્રમાણે વર્તવું જોઇએ. તેઓ સર્વ સમજે છે છતાં ચાલે ત્યાં સુધી ચલાવવું એનું જ નામ દુરાગ્રહ. હાલમાં યુરોપાદિની પ્રજામાં જે મહાન્ સ્પર્ધા સ્પર્ધી ચાલી રહી છે તેથી જ આખા યુરોપની પ્રજા પોતાની કમર ઉપર પિસ્તોલ લટકાવી મનુષ્ય મંડળને સ્હે આપવા તત્પર રૂહે છે. એટલે, લશ્કરી બળની વૃદ્ધિ ઉપર વૃદ્ધિ કરી રહી છે. તેનું પરિણામ એ આવશે કે જ્યારે ત્યારે તમારા તરફ મહા સમરાંગણનો અગ્નિ ઉદ્ભવશે અને તે મહા સમરાંગણમાં, કૌરવ પાંડવોના મહાન્ યુદ્ધથી ક્ષત્રિય વંશ નિકંદનતાને પામ્યો અને ભારતની મહત્તા નષ્ટ ભ્રષ્ટ થઇ અવદશાને પામી તેવા પ્રકારની વિલક્ષણ અવદશા ધારવામાં આવે છે."

મિસ ફૉસેટ: "એવી અવદશા અટકાવવાને માટે કયો પ્રયોગ કામનો છે?"

ચંદ્રકાન્ત: "સરળ માર્ગ એજ છે કે જગત્ માત્રનાં જનમંડળે સમગ્ર ભ્રાતૃભાવ અને ઐક્યતાના પ્રભાવને વધારી, રાગદ્વેષાદિને નષ્ટ કરી, નક્ષત્ર મંડળ સાથે સ્પર્ધા કરવા તત્પર થવું. તેમની સાથે સંમિલન કરવા મહાન્ વિભૂતિ પ્રકટાવી સત્યપૂત થવું."

ચંદ્રાવલી: "વાહવા, વાહવા ચંદ્રકાન્તજી, ખુબ કરી."

કુસુમ: "એ તો ઊંદરોએ બિલાડીને ગળે ઘંટડી બાંધવા જેવી વાત થઇ. એ અશક્ય કેમ શક્ય ધારવામાં આવે? મનુષ્ય પ્રાણીની નક્ષત્રમાં ક્યાં ગતિ છે?"

રાધેદાસ: "મૈયા! વિશ્વામિત્ર, વાસિષ્ટ અને નારદ આદિ મહાત્મા જનો સર્વગામી હતા. યોગ સૂત્રકારોએ એના માર્ગ પ્રદર્શિત કરેલા છે."

કુસુમ: "યોગશાસ્ત્રમાં એ માટે કયા માર્ગ છે અને તે શી રીતે સાધ્ય થાય?"

રાધેદાસ: "યોગશાસ્ત્ર એ એક વિદ્યા જ છે. વિદ્યાથી સર્વ પ્રાપ્ત થાય છે."

કુસુમ: "નક્ષત્ર આદિ તારાઓનું જ્ઞાન કેમ થાય?"

રાધેદાસ—

"चन्द्रे तारा व्यूह ज्ञानम्"÷

"ચંદ્રમાં સંયમની સિદ્ધિ કરવાથી સમગ્ર તારાઓની રચનાનું અપરોક્ષ જ્ઞાન થાય છે. પાતંજલ સૂત્ર આદિના અભિપ્રાયો જુઓ. ચૌદે ભુવનનું જ્ઞાન પણ સાધ્ય થઈ શકે છે."

કુસુમ: "તે શી રીતે?"

રાધેદાસ—

"भुवन ज्ञानं सूर्ये संयमात्"‡

"સૂર્યમાં સંયમની સિદ્ધિ કરવાથી સર્વ ભુવનનું જ્ઞાન થાય છે."

કુસુમ: "એ કયાં કયાં ભુવનો ને તે સંબંધે જાણવા યોગ્ય હોય તે કૃપા કરી કહો.

રાધેદાસ: "સૃષ્ટિના ત્રણ લોકના વિભાગ પાડેલા છે. ભુ, ભુવર અને સ્વરલોક. ભૂલોકમાં, મહા તલાદિ સપ્ત પાતાલોથી તે સુમેરૂ પૃષ્ટ સુધી સંપૂર્ણ પૃથ્વી આવી જાય છે. ભુવર્લોકમાં સુમેરૂ પૃષ્ટથી તે ધ્રુવ પર્યંતનો તારાલોક જે ધ્રુવલોક પણ કહેવાય છે તે આવે છે. સ્વર્લોકમાં મહેન્દ્રલોક જે સ્વર્ગ કહેવાય છે તે, પ્રજાપતિલોક જે મહર્ વા મહાન્ પણ કહેવાય છે તે તથા બ્રહ્મલોક એ સર્વનો સમાવેશ આવે છે. આ ત્રિલોકીમાં સત્ય જોતાં તો અનંત પ્રકારના શરીરીઓ હોય છે, પરંતુ લોક સંગ્રહાર્થે ચૌદ વિભાગ પાડવામાં આવેલા છે. એ ચૌદ લોકને ચૌદ ભુવન પણ કહેવામાં આવે છે. (૧) સત્ય લોક. (૨) તપ લોક. (૩) જન લોક. (૪) પ્રજાપતિ લોક વા મહર્લોક. (૫) મહેન્દ્ર લોક વા સ્વર્ગ લોક. (૬) તારા લોક. એ બ્રહ્મલોકની સંજ્ઞામાં છે. (૭) ભૂ લોક. (એમાં સપ્ત પાતાળ નહિ, પરંતુ અવીચિ આદિ નર્ક ખરાં). (૮) પાતાળ. (૯) તલાતલ. (૧૦) વિતલ. (૧૧) સુતલ. (૧૨) અતલ. (૧૩) રસાતલ. (૧૪) મહારતલ. આ ચૌદ લોકમાં સત્યલોક સર્વથી ઉર્ધ્વમાં છે અને

÷ પાતંજલ સુત્ર તૃતીયપાદ ૨૬.

‡ પા. સૂ. તૃતીયપાદ સૂત્ર ૨૫.

મહાતલ એ અધસ્તાત્ છે. ભૂલોકનો વિસ્તાર પંચાશત કોટી યોજનનો નિર્ણિત કરેલો છે.

ભૂલોકથી ઉર્ધ્વમાં ભુવર્લોક છે. એ ભુવર્લોકમાં અશ્વિન્યાદિ ૨૭ નક્ષત્રો, બીજા જ્યોતિરૂપ તારાઓ તથા ગ્રહો વગેરેનો સમાવેશ થાય છે. તેનાથી ઉર્ધ્વમાં સ્વરલોક છે; તેમાં મહેન્દ્રલોક, મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક છે. મહેન્દ્રલોકમાં ત્રિદશ, અગ્નિષ્વાત્ત, યામ્ય, તુષિત, અપરિનિર્મિત વશવર્તી, અને પરિનિર્મિત વશવર્તી એ છ પ્રકારના દિવ્ય શરીરીઓ વસે છે. એ લોકો સર્વ સિદ્ધ સંકલ્પના, કલ્પાયુષી, ઔપપાદિક (માતાપિતાના સંયોગ વિના તે લોકની નીતિ અનુસાર પરમાણું યોગથી અદષ્ટવશાત ઉત્પન્ન થતા) દેહવાળા, ઉત્તમ અપસરસ આદિ પરિવારવાળા તથા અણિમાદિ સિદ્ધિવાળા હોય છે. એ લોકની ઉર્ધ્વમાં મહર્લોક છે. તેમાં કુમુદ, ઋભુ, પ્રત્તર્દન, અંજનાભ અને પ્રતિનાભ, એ પાંચ પ્રકારના દેવ સમૂહ હોય છે. જેઓ પાંચ મહાભૂતોનો ઇચ્છાનુસાર પરિણામ કરવા સમર્થ હોય છે અર્થાત્ જે પંચ મહાભૂતોને જીતે છે તે મહર્લોકમાં જાય છે.

"એથી ઉર્ધ્વમાં જનલોક છે. એ લોકમાં બ્રહ્મપુરોહિત, બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક અને અમર એ પ્રમાણે મુખ્ય ચાર જાતના દિવ્ય શારીરીઓ છે. આ દેવોને પંચભૂત અને ઇન્દ્રિયો બન્ને વશ હોય છે અર્થાત્ એ બન્નેની ઇચ્છાનુસાર પરિણામ કરવા એ સમર્થ હોય છે.

એ લોકની ઉર્ધ્વમાં તપલોક છે. તપલોકમાં આભાસ્વર, મહાભાસ્વર અને સત્યભાસ્વર નામના ત્રણ પ્રકારના દેવો વસે છે. એમને ભૂત ઈન્દ્રિય અને અહંકારરૂપ એ ત્રણ વશ વર્તે છે, તેથી એ દેવો ભૂત, ઇન્દ્રિય અને અહંકારરૂપ ચિત્ત, એ સર્વને ઉત્પન્ન કરવા સમર્થ હોય છે.

" એ લોકોથી ઉર્ધ્વમાં સત્યલોક છે. તેમાં અચ્યુત, શુદ્ધ નિવાસ, સત્યાભ અને સંજ્ઞાસંજ્ઞી એવા મુખ્ય ચાર પ્રકારના દેવો વસે છે. એ સર્વ મહતને વશ વર્તાવનારા હોય છે. તેમાં અચ્યુત સવિતર્ક યોગના, શુદ્ધ નિવાસ સવિચાર યોગના, સત્યાભ આનંદ માત્ર યોગના, અને સંજ્ઞાસંજ્ઞી આસ્મિતા માત્ર યોગના આનંદને અનુભવનાર છે. આ સર્વ ભુવનોનું જ્ઞાન સૂર્યમાં સંયમ કરવાથી પ્રાપ્ત થાય છે."

કુસુમઃ "એ સંયમ કેવી રીતે થાય?"

રાધેદાસઃ "મૈયા, એ સર્વ સંયમો કેવી રીતે કરવા તે પાત્રાપાત્રનો વિધિ જાણી શ્રી સદ્‌ગુરૂ દર્શાવે તે પ્રમાણે કરવા."

મિસ ફૅાસેટઃ " આ તો તમે યોગ્ય કર્યું નહિ."

રાધેદાસઃ " જેમ સ્થૂળ વિદ્યામાં સ્થૂળ વાદીઓજ જ્ઞાનમાર્ગ બતાવી શકે છે તેમ અધ્યાત્મ વિદ્યામાં અધ્યાત્મ બળ વાદીઓજ માર્ગ બતાવી શકે. કહો, તમે ઇજિનેરનું યંત્ર કામ શિખવી શકશો ?"

નીચાં નેત્ર કરતાં મિસ ફૅાસેટે કહ્યુંઃ "ના."

રાધેદાસઃ " સ્થૂળ યંત્રોમાં તેના જાણકાર સિવાય શિક્ષણ આપી શકાતું નથી ત્યારે અધ્યાત્મ યોગ વિદ્યામાં તેના જાણકાર સિવાય બીજા કોનો પ્રવેશ થાય ?"

મિસ ફૅાસેટ સહસા મહાત્ થઇ ગઇ. તેણે ઉલટ પ્રશ્ન કર્યોઃ ' આપનું અદ્ભૂતતા ભરેલું કથન મ્હને તો શું પરંતુ સકળ જનમંડળને વિસ્મય પમાડે એવું છે. પરંતુ ચંદ્રકાન્તભાઇનો હેતુ, જે મનુષ્ય લોકોએ આકાશાદિમાં ગમન કરી નવલ સાધનોથી સંપન્ન થવા સંબંધી છે તેની કંઈ છાયા ન પડી. આકાશમાં શી રીતે જવાય ?"

રાધેદાસઃ "મૈયા, યોગશાસ્ત્રમાં એ સંબંધે સંપૂર્ણ ખુલાસા છે.

**काया काशयोः सबन्ध संमायद् लघुतुल**
**समापत्ते श्चाकाश गमनम् ॥**

(પાં. સૂ. ત્રિપાદ વિ. સૂ. ૪૧)

સૂત્રાર્થ—શરીરનો અને આકાશનો જે વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ તેમાં સંયમની સિદ્ધિ કરવાથી અથવા હલકા તુળ (રૂ) ના રૂપને કોઈ સંયમની સિદ્ધિથી પામવાથી આકાશમાં ગમન થઈ શકે છે.

અર્થાત્ વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ. તે સંબંધમાં સંયમ કરવાથી તેનો જય થાય છે અને તેથી શરીર જે આકાશ વડે નીચે દબાતું રહેતું હતું તે દબાણ કરનાર સત્તા સ્વાધીન થવાથી અવકાશમાં ગમન કરી શકાય છે. પ્રથમ જળ ઉપર ચાલી શકે છે. પછી ઉર્ણનાભિના તંતુ ઉપર ચાલી શકે છે. પછી સૂર્યના કિરણ ઉપર ચાલી શકે છે અને અંતે આકાશમાં ગમન કરવા સમર્થ થાય છે."

કુસુમ્ઃ " આ તો બધું ઘરબાર છોડી યોગી થનારને માટે છે."

ચંદ્રકાન્તઃ " સંસારીઓથી યોગ વિદ્યા શિખવાનું ન બને એવું નથી."

ચંદ્રાવલીઃ " સંસારી યોગીઓ પણ યોગને પ્રાપ્ત કરી શકે છે. યોગની યુજ ભ્રૂકુટી આદિ ક્રિયાઓ તો દંપતિ સિવાય સાધ્ય થતી નથી."

ચંદ્રકાન્તઃ " સંસારને જાગ્રત કરી યોગ વિદ્યા સાથે સ્થૂળ વિદ્યાનો સંયોગ કરી આકાશાદિ તત્ત્વને સાધ્ય કરી મહાન્ વિભૂતિ પ્રકટાવી જન માત્રનું કલ્યાણ કરવાની યોજના યોજવી જરૂરની છે."

મોહિની મૈયા : " તુમારે કલ્યાણગ્રામમેં ઇસ કલાકું બિસ્તારો."

ચંદ્રકાન્ત : " આપ જેવી તાપસીઓની કૃપા વિભૂતિથી જે થાય તે ખરૂં."

કુસુમ : " ચંદ્રકાન્ત ભાઇ, એ તો નૂતન પ્રજામાં સંસ્કાર ઉભા કરેથી થાય."

મંદ મંદ હાસ્ય કરતાં ચંદ્રકાન્ત બોલ્યોઃ "ત્યારે તમે તેમ કરજો." એમ વાક્યપ્રહાર કરતાં હાસ્યસૂચક આંગળીથી કુસુમ સામે ચાળો કર્યો.

વામની આનંદપ્રફુલ્લ વદને કુદકો મારતાં બોલી : " એ તો મૈંય સમજ ગઇ. કુમુદ મૈયાકે શિર બાજી આ પડી."

બિન્દુએ લજ્જાવિનિત થતાં પ્રફુલ્લ નેત્રો ચગાવતાં પાસે બેઠાં બેઠાં કુસુમને આંગળીથી અટકચાળું કર્યું.

કુસુમની સગર્ભા સ્થિતિ અન્ય જનોને પારદર્શક થઇ ગયેલી લાગી જાણી, લજ્જા વિનિત થયેલી કુસુમે લજ્જા અને રોષના આવેશમાં ઉત્તર કર્યો : " એવું હાસ્ય કરતાં નહિ."

ચંદ્રકાન્ત : " કુસુમ ભાભી, એમાં ગુસ્સો શાનો કરો છો ? ભવિષ્યની પ્રજાને ઉન્નતિના સંસ્કારમાં નાખવાનું કામ હવે તમારે શિર આવનાર છે."

આનંદ ઉમળકાથી પ્રફુલ્લ થયેલા હૃદયે કુમુદ કંઇ બોલવા જતી હતી એટલામાં તો કુસુમે ત્વરાથી ઉઠી કુમુદનું મ્હોં હાથથી ઢાંકી દીધું ને બોલી : " મ્હોટી બ્હેન, તમે કંઈ પણ બોલો તો મ્હારા સમ."

ગંગા ભાભીએ તાળીઓ પાડી અને સર્વેએ તે ઝીલી લીધી.

ચંદ્રકાન્તે અટ્ટહાસ્ય કર્યું.

વામનીએ ઉભી થઈ કુસુમના માથા ઉપર હાથ ફેરવી ઓવારણાં લીધાં. સર્વેએ મંદ મદ હાસ્ય કરતાં મુખ મલકાવ્યાં.

સરસ્વતીચંદ્ર મૌન્ય ધારી આ સર્વ કાળમાં સાક્ષિભૂત રહ્યો હતો; તેને પણ આ પ્રસંગે જરા હાસ્ય આવ્યું.

આ સર્વ બનાવથી કુસુમે લજ્જાવિનિત થતાં, રોષ દર્શાવતાં, આવેશમાં છણકા કર્યા.

માંગલિક વિનોદમાં, આનંદ ઉમળકાથી પ્રમત્ત થયેલા પ્રમાદધને આવેશમાં આવી વાણી ગર્જાવી: “ **ભવિષ્યની પ્રજાનો જય થાઓ.** ”

ચંદ્રકાન્તે કુસુમ સ્હામું કટાક્ષથી મધુરૂં હાસ્ય કરતાં અનુમોદન આપતાં અભિવંદન આપ્યું.

ઉશ્કેરાયલી કુસુમે બનેવી સાથે હાસ્યમાં બોલવાનો હક્ક વિચારી આનંદ સાથે રોષાભાસ પાડતાં કટાક્ષમાં કહ્યું: “ મ્હારૂં રંકનું શીદને હાસ્ય કરો છો ? એવો વખત પ્રભુ તમને પણ આપશે. ”

હર્ષાનંદમાં પ્રમત્ત થયેલો ચંદ્રકાન્ત બોલ્યો : “ કુસુમ ભાભીનું વાક્ય સત્ય થાઓ. **ભવિષ્યની પ્રજા ભારતનું સર્વ વાતે તારણ કરો.** ”

ચંદ્રાવલીએઃ બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપતાં ‘ **યદુ નંદનકી જય, કુમુદ મૈયાકી જય, કુસુમ મૈયાકી જય** ’ એવો ધ્વનિ કર્યો. સર્વેએ તે પ્રમાણે જય બોલાવી. સર્વત્ર જય જય ધ્વનિ ગાજી રહ્યો.

